# વિષયાનુક્રમણિકા

નંબર

બ્રહ્મચર્ય પાલન કરનાર ન હોય, અને પરિગ્રહ તથા આરંભમાં મશગુલ રહેતા હોય તો ગમે તેવો વિદ્વત્તા ભરેલો ઉપદેશ તેઓ આપે, છતાં પણ સંસાર-સમુદ્રમાંથી પોતાના અનુયાયીઓને તારવાને તેઓ કદી પણ સમર્થ થતા નથી.

પોતેજ સંસારના કીચડમાં રચીપચી રહેલા હોય તે બીજાને નિર્મલ કેમ બનાવી શકે? પોતે દરિદ્ર હોય તે બીજાને કેમ શ્રીમાન કરી શકે? ધર્મગુરુની ખાસ ફરજ છે કે પોતાના અનુયાયીઓને સર્વધર્મનો ઉપદેશ આપી તેઓને ધર્મને માર્ગે ચઢાવવા. તે ફરજ અદા કરવા માટે એક તો તેઓએ પોતાનું વર્તન આદર્શરૂપ રાખવું જોઇએ, એટલે કે સાધુને યોગ્ય સર્વ સદ્‌ગુણો તેમનામાં હોવા જોઇએ, અને બીજું તેઓએ સતત ધર્મોપદેશ આપી શ્રોતાવર્ગના વિચાર, વાણી અને વર્તન ધર્મને અનુસરતા કરવા ઉદ્યમશીલ થવું જોઇએ.

આ પ્રકારના બે ગુણવાળા હોય તેમનેજ ગુરુ તરીકે માનવાનું ફરમાન જૈનશાસ્ત્રમાં કહેલું છે. ગુરુનું અસાધારણ લક્ષણ "ધર્મોપદેશક" એવું આપેલું હોવાથી એ જાણવાની જરૂર રહે છે કે આમાં નિર્દિષ્ટ કરેલો "ધર્મ" કોને કહેવો? સંસાર વ્યવહાર ચલાવવા માટે અનેક પ્રકારના કાર્યો કરવાના હોય છે અને તેને પણ વ્યવહારિક ધર્મ કહેવામાં આવે છે. આ અને આ પ્રકારના અન્ય ધર્મો સંબંધી ઉપદેશ આપે તો તે ગુરુ કહેવાય કે નહિ? આ પ્રશ્નના ઉત્તરમાં સ્પષ્ટ રીતે જણાવાયેલું છે કે धर्मं संवरनिर्जरारूपं यतिश्रावकसंबंधिभेदभिन्नं वा उपदिशन्तीति धर्मोपदेशकाः ॥ સંવર અને

તે જીવ પોતાના આત્માને કર્મના બંધનથી મુક્ત કરી મોક્ષ મેળવવાને ભાગ્યશાળી થાય.

આવા ઉત્તમ ગુણવાળા ધર્મગુરુઓના વ્યાખ્યાનો અને ઉપદેશો આપણી આત્મશક્તિને અવરોધ કરી રાખનાર સંસારની બેડીમાંથી મુક્ત થવાને માટે ઉત્તમ સાધનોનું જ્ઞાન મેળવવા સારૂ ખરેખર અત્યંત ઉપયોગી છે. આવા કલ્યાણકારી ઉપદેશો ઉત્તમ ધર્મગુરુઓ સતત આપતા રહે છે. અને આપણામાંના કેટલાક ભાગ્યશાળીઓને તે શ્રવણ કરવાનું સુભાગ્ય પણ પ્રાપ્ત થાય છે. તેવું સુભાગ્ય પ્રમાણમાં ઘણા થોડા સજ્જનોને હોય છે. જેઓને એવું સુભાગ્ય પ્રાપ્ત થયું હોય છે તેઓ પણ એ ઉપદેશોનો પૂરેપૂરો લાભ મેળવવા ક્વચિત જ શક્તિમાન્ હોય છે.

ગ્રહણશક્તિ અને સ્મરણશક્તિ તેવા પ્રકારની તીવ્ર ન હોવાને લીધે એકવાર શ્રવણ ગોચર થયેલો ઉપદેશ યથાર્થ-પણે ગ્રહણ કરવો મુશ્કેલ પડે છે, અને જેટલો ગ્રહણ થઈ શક્યો હોય તેટલો સ્મરણ પથમાં રહી શકતો નથી. પરિણામે એ ઉપદેશની ફક્ત ઝાંખી છાપ જ આપણા ઉપર પડે છે, અને તે થોડા કાળમાં ભુંસાઇ પણ જાય છે. આથી પરિણામ એ આવે છે કે આવા અમૂલ્ય ઉપદેશરત્નોનો લાભ તેની મહત્તાના પ્રમાણમાં બહુ જ અલ્પ મેળવી શકાય છે, અને એ રત્નો પર્યન્તે ગુપ્ત થઈ જાય છે. આ પરિસ્થિતિ ઉપદેશ શ્રવણ કરનારા કેટલાક ભાઇઓને અત્યંત દુઃખકારક લાગણી હતી અને તેઓ આ ઉપદેશરત્નો કયે પ્રકારે હંમેશને માટે

તે જીવ પોતાના આત્માને કર્મના બંધનથી મુક્ત કરી મોક્ષ મેળવવાને ભાગ્યશાળી થાય.

આવા ઉત્તમ ગુણવાળા ધર્મગુરુઓના વ્યાખ્યાનો અને ઉપદેશો આપણી આત્મશક્તિને અવરોધ કરી રાખનાર સંસારની બેડીમાંથી મુક્ત થવાને માટે ઉત્તમ સાધનોનું જ્ઞાન મેળવવા સારૂ ખરેખર અત્યંત ઉપયોગી છે. આવા કલ્યાણકારી ઉપદેશો ઉત્તમ ધર્મગુરુઓ સતત આપતા રહે છે. અને આપણામાંના કેટલાક ભાગ્યશાળીઓને તે શ્રવણ કરવાનું સુભાગ્ય પણ પ્રાપ્ત થાય છે. તેવું સુભાગ્ય પ્રમાણમાં ઘણા થોડા સજ્જનોને હોય છે. જેઓને એવું સુભાગ્ય પ્રાપ્ત થયું હોય છે તેઓ પણ એ ઉપદેશોનો પૂરેપૂરો લાભ મેળવવા ક્વચિત જ શક્તિમાન્ હોય છે.

ગ્રહણશક્તિ અને સ્મરણશક્તિ તેવા પ્રકારની તીવ્ર ન હોવાને લીધે એકવાર શ્રવણ ગોચર થયેલો ઉપદેશ યથાર્થ-પણે ગ્રહણ કરવો મુશ્કેલ પડે છે, અને જેટલો ગ્રહણ થઈ શક્યા હોય તેટલો સ્મરણ પથમાં રહી શકતો નથી. પરિણામે એ ઉપદેશની ફક્ત ઝાંખી છાપ જ આપણા ઉપર પડે છે, અને તે થોડા કાળમાં ભુંસાઇ પણ જાય છે. આથી પરિણામ એ આવે છે કે આવા અમૂલ્ય ઉપદેશરત્નોનો લાભ તેની મહત્તાના પ્રમાણમાં બહુ જ અલ્પ મેળવી શકાય છે, અને એ રત્નો પર્યન્તે ગુપ્ત થઈ જાય છે. આ પરિસ્થિતિ ઉપદેશ શ્રવણ કરનારા કેટલાક ભાઇઓને અત્યંત દુઃખકારક લાગણી હતી અને તેઓ આ ઉપદેશરત્નો કયે પ્રકારે હંમેશને માટે

રહે. આ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવેલા ઉપદેશોના દેનાર કોણ છે એ જાણવામાં આવે તો પુરુષવિશ્વાસે વચનવિશ્વાસઃ એ સિદ્ધાંતને અનુસારે જો આ ઉપદેશો આપનાર પુરુષ વિશ્વસનીય હોય તો એ ઉપદેશો તેઓ જરૂર રસપૂર્વક વાંચે અને મનન કરે અને યથાશક્તિ આચરણામાં પણ મૂકે. તેની સાથે એ ઉપદેશોમાં અભિધેય શું છે તેની તેઓને સંક્ષિપ્ત માહિતી આપવામાં આવે તો તેઓને વિના સંકોચે તે સંપૂર્ણ વાંચવામાં ખૂબ રસ આવે. આમ થાય તો આ પુસ્તક અને આવા પ્રકારના ભવિષ્યમાં પ્રગટ થનારા પુસ્તકોનું વાંચન, મનન અને અભ્યાસ નિઃશંકપણે વધે અને ધારેલી મુરાદ બર આવે. તેથી આ બે બાબતો સંબંધી વાચક વર્ગને અત્ર માહિતી આપવામાં આવે છે.

અત્ર પ્રગટ કરવામાં આવેલાં વ્યાખ્યાનો આપનારનો પરિચય કરાવવામાં તે વ્યાખ્યાનો આપનારનું નામ જાહેર કરવું જ ફક્ત જરૂરી છે. "એ મહાપુરુષ એટલા સુપ્રસિદ્ધ અને જગમશહૂર છે કે તેઓના સંબંધમાં વિશેષ કાંઈપણ જણાવવું એ વર્ષાઋતુ ચાલતી હોય તે વખતે વર્ષારૂતુ કેવી હોય તે જણાવવા માટે કવિવર કાળીદાસનો ઋતુસંહાર વાંચવા બેસવા જેવું ગણાય." એ મહાપુરુષ તે "આગમો-દ્ધારક" શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ. જૈનજનતાને એમની ઓળખ શી આપવાની હોય?

જૈનાગમમાં પ્રસિદ્ધ સ્થવિરકલ્પ એવો છે કે ગુણવાન્ ગુરુએ વિધિપૂર્વક આલોચના આપીને યોગ્ય વિનીત શિષ્યને

ત્યારે ઉપર જણાવેલા પ્રાચીન કલ્પાનુસાર વસ્તુતઃ મોટે ભાગે આપણને તે જણાય છે.

એમની પ્રવ્રજ્યા સં. ૧૯૪૭માં થયા બાદ સૂત્રસિદ્ધાંતનું જ્ઞાન સંપાદન કરી યોગોદ્વહનની ક્રિયા કરી. સં. ૧૯૬૦માં એમણે પંન્યાસ પદવી પ્રાપ્ત કરી. ૧૯૭૩ની સાલમાં સુરતમાં આચાર્ય શ્રી વિજયકમલસૂરિજીએ એઓ સાહેબને આચાર્યપદથી અંકિત કર્યા. પોતાના આટલા લાંબા દીક્ષા પર્યાય દરમ્યાન એઓ સાહેબે ગુજરાત, કાઠીઆવાડ, માળવા, બંગાળ, બિહાર, ઉત્તરહિંદ, મહારાષ્ટ્ર મારવાડ વગેરે દેશોમાં વિહાર કરી અત્યંત અનુભવ મેળવેલો છે. શરૂથી આજ પર્યંત એઓ સાહેબનું શાસ્ત્રો અને આગમોનો અભ્યાસ કરવા કરાવવાનું કામ અખંડપણે ચાલુજ છે.

એઓ સાહેબના સતત ઉપદેશથી અનેક સત્કાર્યો થયેલા છે. અને થાય છે અને અનેક ધાર્મિક સંસ્થાઓ અસ્તિત્વમાં આવેલી છે, તેમજ અનેક ભવ્ય જીવોએ ધાર્મિક પ્રવૃત્તિઓ આદરી સર્વવિરતિ દેશવિરતિ અને સમ્યક્ત્વ ગ્રહણ કર્યાં છે, અને અનેક પ્રકારની તીર્થયાત્રાઓ ઉગ્રવિહારો તથા તપ-જપ કર્યા છે. એ મહાપુરુષે પોતાનું સમગ્ર જીવન શ્રી જૈનશાસનની સેવામાં સમર્પણ કરી આધુનિક કાળમાં અપૂર્વ સેવા કરી છે. આવા મહાપુરુષ આ પુસ્તકમાં પ્રગટ થયેલા વ્યાખ્યાનો યાને ઉપદેશોના દાયક છે એ જાણીને વાંચક વર્ગને તે વાંચવા મનન કરવા અને તે પ્રમાણે યથાશક્તિ પોતાનું વર્તન રાખવા જરૂર પ્રેરણા થાય એ સ્વાભાવિક છે.

## મુ: શ્રી કંચન સાગરજી મ. સા. તથા મુ. શ્રી ભાવસાગરજી મ. સા. ના સદુપદેશથી થયેલ સહાયક દાતાઓની નામાવલી

| | | |
|---|---|---|
| અ. સૌ. ચાંદાદેવી હેમરાજજી સોની | | હિંગોલી |
| | | મુંબઇ નં. |
| આત્મકમલ લબ્ધિસૂરી જ્ઞાન મંદિર | | ૨૮ |
| રમણીક એન્ડ કું. | કુટુંબીજનો | ૫૮ |
| ભવાનજી ઘેલાભાઇ | ,, | ,, |
| સ્વ. ધનરાજજી પૃથ્વીરાજજી | ,, | ૮૬ |
| રાઘવજી માઇયા | ,, | ,, |
| સુરેશ ગુલાબચંદ પટણી | ,, | ,, |
| મનસુખલાલ પોપટલાલ સલોત | ,, | ,, |
| પ્રાગજી ખીમજી | ,, | ,, |
| દિપકકુમાર શાંતિલાલ | ,, | ,, |
| શ્રીમતિ કમલાબેન શાંતિલાલ કપાસી | ,, | ૬ |
| ,, વિજયાબેન હિંમતલાલ | ,, | ,, |
| પ્રેમલ એન. કાપડીઆ | ,, | ,, |
| શ્રીમતિ ઇંદુબેન ડાહ્યાલાલ શાહ | ,, | ,, |
| ,, કમલાબેન રસિકલાલ | ,, | ,, |
| ,, કમલાબેન રમણીકલાલ મરખીયા | ,, | ,, |
| ,, સાંકળીબેન રતિલાલ | ,, | ,, |
| પ્રમોદ ભોગીલાલ વખારીયા | ,, | ,, |
| ડોકટર શશીકાન્ત કે. સોનાવાલા | ,, | ,, |
| અતુલ વી. શાહ | ,, | ,, |
| કસ્તુરચંદ ચંદુલાલ દોશી | ,, | ,, |
| ચંદ્રકાંતભાઈ | ,, | ,, |
| અમૃતલાલ રાયચંદ | ,, | ,, |
| પરશોતમદાસ ભાયચંદ | ,, | ,, |

| | કુટુંબીજનો | મુંબઇ નં. |
|---|---|---|
| શ્રીમતિ સ્નેહલતા ચંદ્રકાન્ત શાહ | ,, | ૨૮ |
| ,, શાન્તાબેન કેશવલાલ | ,, | ,, |
| ,, શારદાબેન વૃજલાલ શાહ | ,, | ,, |
| વાડીલાલ સારાભાઇ જૈન દેરાસર ટ્રસ્ટ | ,, | ૪ |
| ઝવેરી ભાઇઓ | ,, | ,, |
| શકરીબેન છોટાલાલ | ,, | ,, |
| રસિકલાલ મોહનલાલ | ,, | ,, |
| જમનાદાસ હુકમચંદ | ,, | ,, |
| કાન્તીલાલ ખેમચંદ | ,, | ,, |
| સુમતિલાલ વી. શાહ | ,, | ,, |
| સુરેન્દ્રકુમાર બાલચંદ વખાંરીયા | ,, | ,, |
| અશ્વિનભાઇ ખુબચંદ | ,, | ,, |
| જયંતિલાલ જમનાદાસ | ,, | ,, |
| ગુલાબચંદ બાઝુભાઇ ઝવેરી | ,, | ,, |
| રમણલાલ વખારીયા | ,, | ,, |
| મણીલાલ ભાયચંદ શાહ | ,, | ,, |
| શ્રિમતિ મંગુબેન ત્રિકમલાલ | ,, | ,, |
| શાહ પુનમચંદ નેમાજી | ,, | ,, |
| માલાજી ઘેવરચંદ | ,, | ૭ |
| મગનભાઈ એન. ઝવેરી | ,, | ,, |
| પુખરાજજી સરૂપાજી | ,, | ,, |
| અરવિંદ રતિલાલ દોશી | ,, | ,, |
| ચુનાજી એન્ડ સન્સ | ,, | ,, |
| હરખાજી એન્ડ સન્સ | ,, | ,, |
| સેવંતિલાલ માનચંદ શાહ | ,, | ,, |
| શામજી ખેતસી ગીદડા | ,, | ,, |
| થાનાજી પ્રાગજી | ,, | ,, |

# શ્રીમાન હેમરાજજી પ્રેમરાજજી સોની હીંગોલીવાલા નું ટૂંક જીવન પરિચય

શ્રી હેમરાજજી પ્રેમરાજજી સોનીનો જન્મ તા. ૯-૪-૧૯૨૧ ઈ. સ. ના મહારાષ્ટ્રમાં પરભણી જીલ્લામાં એક નાનકડા ગોલ-બજાર નામના ગામમાં થયો હતો. ખેતીવિષયક જીવનમાં પણ પિતાજી તરફથી ન્યાયનિતિ સદાચારાદિ સદ્ગુણોનો વારસો એમને મળ્યો. અભ્યાસમાં ફક્ત ચોથી સુધીનો જ થઇ શક્યો. અને એ વખતે આગળ ભણવા માટે બહારગામ જવાનું એમને માટે અશક્ય હતું.

આર્થિક વિષમતાના કારણે માત્ર ૧૪ વર્ષની નાની ઉંમરમાં પિતાજી સાથે ધંધામાં જોડાવવું પડ્યું.

ઈ. સ. ૧૯૪૭માં એમના લગ્ન ધાર્મિક સંસ્કારવાળા પરિવારની સુશીલ કન્યા સાથે થયા. ન્યાય અને પ્રમાણિકતાને લીધે ધંધામાં સારી સફળતા મળવા લાગી.

સંવત ૧૯૯૫માં પ. પૂ. ઉપકારી ગુરૂદેવ શ્રી કંચનસાગરજી મહારાજ સાહેબનું ચોમાસું હીંગોલીમાં થયું. જે શ્રીમાન હેમરાજજીનું જીવન પરિવર્તન કરાવામાં નિમિત બની રહ્યું. નિયમિત દેવદર્શન, પ્રભુપૂજા વ્યાખ્યાન શ્રવણ આદીથી આત્મામાં આધ્યાત્માહીક સંસ્કારોનું બીજારોપણ થયું.

ચોમાસાને અંતે વિદાયવખતે મહારાજ સાહેબે એક નાનકડો નિયમ એમને આપ્યો. જે નિયમ આ પ્રમાણે હતો—

"જીવનમાં ક્યારેય પણ કોઈની નિંદા–ચાડી–ચુગલી કરવી નહીં, સાંભળવી નહી અને કરનારને અનુમોદન પણ નહીં કરવી."

આ નાનાશા નિયમના પ્રભાવે આત્મામા આધ્યાત્મિક વિચારોનું મંથન જાગ્યું. આત્મા આત્મદૃષ્ટિ તરફ વળવા લાગ્યો

પૂજ્ય ગુરૂદેવના શાંત ક્ષમાસિલ ગુણોથી તેમજ શ્રેષ્ઠતમ ગુરૂસેવાથી પ્રભાવિત થઈ ભકિતના રંગથી પરમપદ અતિશ્રેષ્ઠ સ્થાનને મેળવવાની ભાવનાથી, તન, મન અને ધનથી પુજ્ય ગુરૂદેવની ચરણ સેવામાં હરપળે તૈયાર રહે છે.

સરલસ્વભાવી ભવઅટવીની જંજીરોને તોડી શાસ્વત સુખ મેળવવાની પ્રબળ ઇચ્છાવાળા એવા એ સોનીજીના આત્મા માટે એ યોગ્ય જ ગણાય.

જીવનની છેલ્લી ઘડી સુધી લીધેલા વૃતનિયમોની શ્રેણી.

ઇ. સ. ૧૯૬૫: કોઇની નિંદા કરવી નહીં. ચાડી ખાવી નહીં, તેમજ નિંદા સાંભળવી નહીં.

ઇ. સ. ૧૯૭૩: ધંધાદારી જીવનમાંથી સંપૂર્ણ નિવૃતી સ્વીકારી.

ઇ. સ. ૧૯૭૫: આકોલામાં પ. પૂ. આ. ભ. શ્રી રામસૂરીશ્વરજી મ. સા. (ડેલાવાળા)ની નિશ્રામાં એમની ધર્મપત્ની સૌ. ચાંદાદેવીએ પહેલું ઉપધાન તપ નિવિઘ્ને પહેલી માળ પહેરી. આ સુઅવસરે આ. ભ. પાસે કંદમૂળનો સર્વથા ત્યાગના પચકખાણ લીધા. આકોલામાં નવા દેરાસરમાં શાંતિનાથ પ્રભુની પ્રતિષ્ઠાનો ચડાવો રૂા. ૯૦૦૦/-માં લીધો.

ઇ. સ. ૧૯૭૫: પ. પુ. ગુરૂદેવશ્રી કંચનસાગરજી મ. સા. પાસે જીંદગી સુધી કંદમૂળ ખાવા નહીં, કોઇને ખવડાવવા નહીં, ઘરમાં લાવવા નહીં, જમીનમાં વાવવા નહીં તેમજ વ્યાપાર પણ કરવો નહીં.

ઇ. સ. ૧૯૭૬: પ. પૂ. ગુરૂદેવશ્રી કંચનસાગરજી મ. સા. ની નિશ્રામાં બંને પતિ-પત્નિએ તથા એમના પિતાજીએ બારવ્રત અંગીકાર કર્યા તથા રાત્રી-

કામ ચાલુ રાખી દેવ-ગુરૂ ભક્તિ તથા ધર્મનું આલેખન લઈને શાસન સેવા કરવામાં ચાર ચાંદ લગાડવા જેવું કાર્ય કર્યું.

ઇ. સ. ૧૦૮૦ : હીંગોલીમાં ૫ પૂ. મુનિરાજશ્રી વારીસેણવિજયજી મહારાજ સાહેબની નિશ્રામાં ચૈત્રી ઓળીપર્વમાં સામુદાયીક નવાહ્નિકા મહોત્સવ, સિદ્ધચક્ર મહા-પૂજન કરાવવામાં પ્રેરણારૂપે કાર્ય કર્યું તેમજ હીંગોલીથી અંતરીક્ષ (સીરપુર) તીર્થક્ષેત્રનો છરીપાળતો ચતુર્વિધિ સંઘ કાઢીને અપૂર્વ પૂન્યોપાર્જન કર્યું

ઇ. સ. ૧૯૮૦ : મુંબઈથી જોગાણી પરિવાર તરફથી નીકળેલ "ખીમત-શીખરજી યાત્રાસંઘ" ૬૦૦ યાત્રીઓની સ્પેશ્યલ ટ્રેનનું સ્વાગત અંતરીક્ષ સીરપુરમાં સોની સાહેબે કર્યું અને સંઘનું ભોજન આદી તથા સંઘપૂજા કરી અપૂર્વ શાસન સેવા કરી જીવનને ધન્ય બનાવ્યું.

## એમણે જીવનમાં કરેલ તીર્થયાત્રાઓનો પરિચય

પાલીતાણા-૮, આબુજીની-૪, સંખેશ્વર તીર્થની-૬. કેસ-રીયાજીની-૩, રાણકપુરની-૩, ગીરનારની-૩, પ્રભાસપાટણની-૩, સમેતશીખરજીની-૩ પાવાપુરીની-૨, રાજગૃહીની-૨, નાલંદા, બનારસ, ક્ષત્રીય કુંડની દરેકની બે બે. ઉપરાંત મહેસાણા, ખંભાત, રાજસ્થાનમાં જોધપુર, નાકોડા, જેસલમેર, ફલોદી, મેડતા, ઓસીયા, મધ્યપ્રદેશમાં ઉજ્જૈન, ધાર, ઇન્દોર, માંડવગઢ, તેમજ કચ્છમાં માંડવી, ભદ્રેસર, વગેરે તીર્થોની યાત્રાઓ કરી જીવન પાવન કરેલ છે.

## દ્રવ્યસહાયકના ઉપદેશક મુનિશ્રી કંચનસાગરજી મહારાજ સા. નું નિવેદન :

જ્ઞાનમેવ પરંતેજ. જ્ઞાનમેવ પરંધનમ ।
જ્ઞાનમેવ પરંતત્ત્વં જ્ઞાન સર્વં સુખા વહંમ ॥

ઉપરના શ્લોકમાં બતાવ્યા પ્રમાણે સમ્યગ્ જ્ઞાન જ શ્રેષ્ઠ ઓજસ છે, શ્રેષ્ઠ ધન છે, શ્રેષ્ઠ તત્વ છે, અને તેજ સર્વ સુખોનું સ્થાન છે.

વળી સમ્યગ્ જ્ઞાન એ તો આત્માને મુક્તિ પ્રાપ્તિનું અનન્ય સાધન છે. આત્માનો અવિનાશભાની ગુણ છે તથા અજ્ઞાનતા અંધકારને ઉલેચનાર મહાન પ્રકાશ છે.

સમ્યગ્ જ્ઞાન સિવાય માનવ જીવ, જીવાદિ તત્વોને જાણી શકતો નથી તેમ જ હેયોપોદેય કાર્યોને પણ સમજી શકતો નથી. અને જીવનમાં અહિંસાદિ ધર્મના પાયારુપ વ્રતાદિને પણ આચરી શકતો નથી તેથી જીવ માત્રને જ્ઞાન-સમ્યગ્ જ્ઞાનની પ્રાપ્તિ અત્યાવશ્યક છે.

ઉપરોક્ત જ્ઞાનની પ્રાપ્તિ માટે દરેક આત્માઓની સુલભતા માટે તથા જ્ઞાન ભક્તિ કરવા માટે અમોએ જુદા જુદા વિષયને આવરી લેતા અલભ્ય ગ્રંથો શ્રી સંઘના ચરણે ધરવાનો અલ્પ પ્રયાસ કરેલ છે. જેવા કે

(૧) ધ્યાન અને જીવન ભા. ૧ લો. નકલ ૧૦૦૦/-દિવ્ય દર્શન કાર્યાલય મારફત છપાવી જ્ઞાન ભંડારો તથા પૂજ્ય સાધુ, સાધ્વીજી મહારાજ સાહેબોને ભેટ આપેલ છે.

(૨) ઉપદેશ પ્રાસાદ ભાગ ૧, ૨, ૩, ૪, ૫, ના ૧૦૦ સેટો 'વિરાટ' પ્રકાશન સંસ્થા પાસેથી વેચાણ લઈ પૂ. સાધુ-સાધ્વીજી મ. સા. ને ભેટ આપી છે.



શ્રી વર્ધમાન જૈન આગમમંદિર સંસ્થાપક આગમ વાચના દાતા બહુશ્રુત આગમોદ્ધારક આ. ભ. શ્રીમદ્ આનંદ સાગરસૂરીશ્વરજી મ. સા.

જન્મ : સં. ૧૯૩૧ અશાડ વદ ૦)) કપડવંજ
દિક્ષા : સં. ૧૯૪૭ મહા સુદિ ૫, લીંબડી
પન્યાસપદ : સં. ૧૯૬૦ અશાડ સુદિ ૧૩, રાજનગર
આચાર્યપદ સં. ૧૯૭૪ વૈશાખ સુદિ ૧૦, સુરત
દેહોત્સર્ગ : સં. ૨૦૦૬ વૈશાખ વદ ૫, સુરત



પ. પૂ. આ. ભ. કૈલાસસાગરસૂરીશ્વરજી મ. સા. ના
શિષ્યરત્ન મુ. શ્રી કંચનસાગરજી મ. સા.
જન્મ–સં. ૧૯૭૩ આસો વદ ૩ સીવાખીમાડા રાજસ્થાન
દીક્ષા–સં. ૨૦૦૬ જેઠ સુદ ૫ વિજાપુર (ગુજરાત)
વડી દીક્ષા–સં ૨૦૦૭ કારતક વદ ૫ અમદાવાદ

# કુસંબંધન

## ( ૧ )

**प्राप्तः षष्ठं गुणस्थानं, भवदुर्गाद्रिलंघनं ।**
**लोकसंज्ञारतो न स्यात्, मुनिर्लोकोत्तरस्थितिः ॥१॥**

### મરણનો ભય.

શાસ્ત્રકાર મહારાજ ભગવાન્ ન્યાયાચાર્ય શ્રીમદ્ યશો૦ વિજયજી ઉપાધ્યાય મહારાજ ભવ્ય જીવોના કલ્યાણ માટે ધર્મોપદેશ કરતા થકા આગળ સૂચવી ગયા છે કે સંસારમાં આ જીવ અનાદિકાળથી જ જન્મ, જરા, રોગ, શોક ને આધિવ્યાધિ તથા ઉપાધિઓના ચક્રમાં ગૂંચવાઈ ગયેલો છે. એમાંથી મુક્ત થવું એ મનુષ્યને માટે અત્યંત કઠીન છે.

કોઇપણ ભવ જન્મ મરણના ભયથી મુક્ત નથી, જોકે જન્મ તો સહુને સારો લાગે છે, પણ મૃત્યુનો ભય પ્રાણી માત્રને હંમેશા મૂઝવે છે. વળી જન્મકાળે અજ્ઞાનાવસ્થા હોય છે, પણ મરણકાળે તો તેનું પૂરું ભાન હોય એટલે મરણનો ભય પ્રાણી માત્રને હંમેશા રહે છે. અને જગતમાં મ્હોટામાં મ્હોટો ભય મરણનો છે. મરણકાળે માણસ બીજું બધું ભૂલી જાય છે અને એક માત્ર મરણનો ભય તેની આગળ કાયમ રહે છે. દાખલા તરીકે કોઇ શાણો માણસ હંમેશાં વાત વાતમાં કહેતો હોય કે "પાણીમાં બાચકા ભરવાથી શો

સુખ સગવડને માટે તે ગમે તે કરવા તૈયાર થાય છે. મરણનો પ્રસંગ ઉભો થાય તો ? તો તે સ્ત્રી-પુત્રાદિકની કિંમત તેને મન કંઇ નથી. મરણનો ભય એ સૌ સબંધીઓનું વિસ્મરણ કરાવે છે અને માત્ર એ ભય જ તેના મનમાં જીવતો જાગતો રહે છે. આ ઉપરથી આપણે સમજાય છે કે મરણનો ભય પ્રાણી માત્રના જીવ સાથે સંકળાયેલો છે, અને બીજી સૌ વસ્તુઓ કરતાં એનું મહત્ત્વ વધારે છે. સાદી વાત એ છે કે સર્વ જીવને અનેક પ્રકારની નાની મોટી ઈચ્છાઓ રહે છે. જગતમાં ઈચ્છા વિનાનો કોઇ જીવ નથી, પણ એ બધી ઇચ્છાઓમાં સૌથી વધુ અગત્યની અને સૌથી વધુ પ્રિય ઈચ્છા તે જીવવાની ઇચ્છા છે. દરેક નાનો મોટો જીવ કોઈ પણ ઉપાયે પોતાનું જીવન ટકાવી રાખવા માટે થાય એટલા બધા પ્રયત્નો કરે છે.

**જીવનનો મોહ.** ઝીણામાં ઝીણા જીવ જંતુઓ જોઇને કદિ આપણને એમ થાય છે કે આ જીવોને જન્મ મરણનો હર્ષ શોક, કે સુખ-દુઃખની લાગણી અથવા ઈચ્છાઓ નહીં હોય ? પરંતુ એ ઝીણામાં ઝીણા જીવને પણ જીવવાની ઈચ્છા હોય છે. ગંદકીમાં, ખાબોચીયામાં, છાણમાં, વિષ્ટામાં રહેતા જીવો માટે કોઇને ધૃણા ઉપજતી હશે, કોઇકને તેમના પ્રત્યે અનુકંપા થતી હશે; આપણને એમ લાગે કે આવા જીવોના જીવનમાં શો અર્થ છે ? વિષ્ટામાં અને ખાળ કૂવામાં રહેતાં જીવોની હેરાન ગતિનું શું પૂછવું ? અને છતાં એવા સ્થળે વસતા એ જીવો પણ મરવાની ઇચ્છા નથી કરતા.

અને આ તો બધા અકસ્માત કહેવાય પણ જીંદગીથી કંટાળેલા અને મરવા માટે તત્પર થયેલા અને મરણના મુખમાં આપમેળે ધસી જનારા-આપઘાતના પ્રયત્નો કરનારા પણ કેટલાય બચી ગયા છે. આ ઉપરથી શો સાર કાઢવો? આમાંથી શું સમજવું? એટલું જ કે જીવવાની ઇચ્છા હોય કે ન હોય પણ જીવવું એ માણસના પોતાના હાથની વાત નથી, જેમ મરણ પામવાની ઇચ્છાવાળા જીવનથી કંટાળેલા માણસો ઇચ્છા પ્રમાણે મરી શકી શકતા નથી. તેમ દરેક જીવ મરણકાળ પર્યંત જીવવાની ઇચ્છા છોડતો નથી. જીવનથી કંટાળેલા (ને) જીવનની ઇચ્છાને અને જીવન સાથે કશો સંબંધ નથી, જીવનથી કંટાળેલો જીવનની ઇચ્છા ન રાખે છતાં જીવે છે; જીવવાની તૃષ્ણાવાળો જીવવાની પ્રબળ ઇચ્છા રાખતો છતાં મરી જાય છે! તો પછી જીવવાની ઇચ્છા કરવાનું પ્રયોજન શું? એવી નિરર્થક ઇચ્છા શા માટે રાખવી? જો જીવવાની ઇચ્છા ન હોય તો પણ જીવે છે, ઇચ્છા હોય તો પણ જીવે છે તો ઇચ્છાને અને જીવનનો શો સંબંધ?

**આયુષ્ય મર્યાદા :** આયુષ્ય હોય ત્યાં સુધી જ જીવી શકાય છે. એનાથી વધારે એક પળ પણ કોઇ જીવી શકતો નથી, આયુષ્ય લાંબુ હોય તો મરણના કારણો હોવા છતાં તે મરતો નથી, અને આયુષ્ય પૂરું થયું હોય તો ગમે એવા મહાન્ પ્રયત્નો આદરે તોયે મરણ દૂર ઠેલી શકાતું નથી, તે મરે જ છે, એટલે જીવવું એ કોઇના હાથમાં નથી. પરંતુ એ વસ્તુ કેવળ પૂર્વભવના કર્મોને આધીન છે, પૂર્વજન્મના

ચીજનો જગતમાંથી લોપ થયો, કારણ કે સાચી વસ્તુને ઉંધી રીતે જોઇ. હિંસા કરનાર હિંસા કરે છે કારણ કે જેની હિંસા થાય છે તેનું આયુષ્ય પૂરૂં થયું હોય છે, તેનો મરણ કાળ સમીપ આવે છે ત્યારે જ હિંસા કરનાર તેની હિંસા કરે છે. જો આયુષ્ય પુરૂં ન થયું હોય તો હિંસા કેવી રીતે થાય? આયુષ્ય પૂરૂં થયા વિના હિંસા થઇ શકે ખરી? ધારો કે એક કીડીને કોઇએ મારી, કીડી મરી ગઈ. શાથી મરી ગઈ? એનું આયુષ્ય પૂરૂં થયું તેથી હમણાં જ કહ્યુંને કે આયુષ્ય પૂરૂં થયું હોય તો કોઈ જીવતું નથી, આયુષ્ય બાકી હોય તો કોઇ મરતું નથી, તો પછી આ કીડી વગેરે જે મર્યાં, જેમને કોઈએ માર્યા એ આયુષ્ય પૂરૂં થવાને લીધે મર્યાં કે આયુષ્ય બાકી હતું ને મર્યાં? એ તો સિદ્ધ છે કે

આયુષ્ય છતાં તો કોઈ મરે જ નહીં, જૈનશાસ્ત્રમાં બીજાં કર્મો માટે કઠણ નિયમ છે. તે અહીં પણ ભોગવાય અને બીજા જન્મમાં પણ ભોગવાય. કઠણ એટલા ઉપરથી કે આ કર્મો આ ભવમાં પૂરા કરવા જોઇએ એવો નિયમ નથી એ બીજા ત્રીજા ભવે યાવત ૭૦ કોડાકોડની અંદર ભોગવાય, એટલે એમ સમજવાનું કે એક આયુષ્ય કર્મની ચાર પ્રકૃતિ સિવાય બાકીની ૧૫૪ પ્રકૃતિ કેવી છે? એ પ્રકૃતિ ડોઘલા જેવી છે. એ ખીચડીની રસોઈ નથી, એ તો ભાથાની રસોઈ છે. ભાથામાંથી ખવાય તેટલું ખાવાનું ને બાકી વધ્યું તે બીજા દિવસ માટે કામ આવે છે. પણ ખીચડી કે ભાત દાળ હોય તો તેને તેજ દહાડે પૂરાં કરવાં પડે છે. લાડવા વગેરે વસ્તુઓ બીજા ત્રીજા

જીવને મારવાના નહીં એમ કોઇ કહે તો ? એટલે એમ કે પંચેન્દ્રિય જીવવાળાને મારી શકાય ને ૬–૭–૮ ઇંદ્રિયવાળાને મારી ન શકાય એમ કોઇ કહે તો તેની દેશવિરતિમાં ગણના થઈ શકે ? તે હિંસાથી વિમુખ થયો એમ કહી શકાય કે નહીં ? અવશ્ય નહીં જ. કેવળ અસંભવિત. એજ રીતે કોઈ જૂઠાને અંગે ત્યાગ કરે કે પરલોકની વસ્તુનું જૂઠું બોલવું નહીં, તો તેને દેશવિરતિ કહી શકાય ? જેમાં હિંસા, જૂઠાણું, ચોરી વગેરેનો સંભવજ ન હોય એવી વસ્તુઓનો ત્યાગ, એ ત્યાગ ગણી શકાય નહીં. તેમ હિંસા સંભવિત નથી માટે તેનો ત્યાગ ગણવો જ ન જોઈએ. આયુષ્ય છતાં હિંસા થાય નહીં, અને આયુષ્ય પૂરું થયા પછી કોઇ જીવતો રહે નહીં તો પછી હિંસા એ વસ્તુ કયાં રહી ? પણ ત્યારે અહિંસા એટલે શું ? કેટલાકો અહિંસાનો અર્થ ‘હિંસા ન કરવી તે અહિંસા’ એમ કરે છે; પણ શાસ્રકાર તેને અહિંસા કહેતા નથી. શાસ્રકાર તો હિંસાના પચ્ચક્ખાણ કરાય તેનું નામ અહિંસા કહે છે. પચ્ચક્ખાણ ન કરાય તો હિંસા ન કરતો હોય તોપણ તેને અહિંસા નથી, તેથી કર્મબંધન સ્થાનકો ગણાવતાં અવિરતિ કારણ ગણાવ્યું છે. કર્મ આવવાનું કારણ અવિરતિ, કર્મ રોકાય કયારે ? વિરતિ કરવાથી, જો માત્ર હિંસા ન કરવાથી કર્મ રોકાઈ જાય તો અવિરતિ કર્મનું કારણ છે. તેમ કોઈ જૈન (શાસ્ર) એ રીતે કહે ? નહિ જ કહે ? તો કર્મબંધનું કારણ અવિરતિ કહો, ત્યારે અહિંસા કોનું નામ ? હિંસાથી વિરતિ કરવી, વળી અવિરતિ કર્મબંધ કેમ

છે. સત્ય વસ્તુ સમજાય નહીં, ત્યાં સુધી આમજ થાય, જેમ જંગલની ભીલડીને ઘરબાર વિષે વાતો કરીએ ને એ ઘરબાર સાફસુફ રાખવાનો ઉપદેશ કરીએ તે એને સમજાય નહીં, અને સમજાય નહીં તેથી એ અર્થયુક્ત ઉપદેશ તેને નિરર્થક લાગે, તેમ વિરતિ અને અવિરતિ વિષે પણ જ્ઞાનપૂર્વક સમજણ આવે નહીં ત્યાં એમજ લાગે. વિરતિથી કર્મ રોકાય અને અવિરતિથી કર્મબંધન આવે છે. આ વસ્તુ આત્માના સ્વભાવને ન સમજે, તેને જીજીયાવેરા જેવી ભયંકરજ લાગે. પણ આત્માનો સ્વભાવ સમજનારને આમાં, કંઈ નવાઈ જેવું નહીં લાગે.

**આત્માનો સ્વભાવ.** ત્યારે આત્માનો સ્વભાવ કયો? આત્માનો સ્વભાવ એટલે શું? હિંસા વગેરેમાં પ્રવૃત્ત રહેવું તે આત્માનો સ્વભાવ? કે હિંસાથી વિમુક્ત રહેવું તે આત્માનો સ્વભાવ? આને માટે ઉંડો વિચાર કરવાની જરૂર છે. ધ્યાન પૂર્વક વિચાર કરતાં સમજાશે કે જેટલી વિરતિ તેટલો મનુષ્યના આત્માનો સ્વભાવ ખીલ્યો છે એમ સમજવું. જેટલી જેટલી અવિરતિ તેટલો મનુષ્યના આત્માનો મૂળ સ્વભાવ દબાયો એમ માનવું. હવે અહીં કોઇ એવી શંકા ઉઠાવે કે જે બાબતને કોઇએ કદિ વિચાર, વાણી કે પ્રવૃત્તિથી જાણી કે આદરી ન હોય તેના કર્મ તેને શી રીતે લાગે? વળી કોઈ કહેશે કે એક ચીજ અમેરિકામાં થઇ. એ ચીજને અમે ઓળખતા નથી, એના વિષે કંઈ જાણતા નથી, એના વિષે કંઇ બોલતા નથી, એ સંબંધી

કશું જ કાર્ય કરતા નથી અને છતાં એ વધ્યા જ કરે છે. તમે જે ખોરાક લો તેમાંથી એ રસોળી પણ પોતાનો હિસ્સો લઇ લે છે. પાકયું હોય તો રસી, મસો થયો હોય તો તે, પણ તે બધા વિકારો મન, વચન કે કાયાની મદદ વગર પોતે પોતાને જોઇતા હિસ્સા પોતાની જાતે જ લઈ લે છે. એ જ પ્રમાણે આત્મારૂપી પાત્રમાં આવતાં કર્મો તેમાં તમારાં મન, વચન કે કાયાથી કશો સંબંધ ન હોય તો પણ, અવિરતિપણાનો વિકાર પોતે જ બીજા કર્મો લઇને અવિરતિ-પણાને પુષ્ટ કરે છે. જેમ શરીરમાં થયેલો વિકાર તમારા મન, વચન કે કાયાની પ્રત્યક્ષ મદદ વિના પુષ્ટ થતો જાય છે, તેમ અહીં આત્મામાં પણ અવિરતિ રૂપી વિકાર થયો છે જેમ રસોળી કે મસો થયો હોય ને તેને કાપી નાખીએ તો ત્યાં વિકાર વૃદ્ધિ ન થતાં જેમ રોગ સમી જાય છે તેમ આ આત્માના વિકારને પણ આપણે નષ્ટ કરીએ, અને નવો થતો વિકાર અટકાવીએ તો જ વિકાર વધતો અટકે. અવિરતિ રૂપ રસોળીને અથવા મસાને કાપી નાખો અને ત્યાં અનાગતના પચ્ચક્ખાણરૂપ તેજાબ લગાડો તો જ એ વિકાર અટકે.

**અહિંસા અને દયા.** હવે મૂળ વાત પર આવીએ. અહિંસા એટલે શું? અહિંસા કોને કહેવાય? આનો ઉત્તર એ કે હિંસાનાં પચ્ચક્ખાણ તેનું જ નામ અહિંસા જો હિંસાના પચ્ચખાણનું નામ વિરતિ ન રાખીએ, અને હિંસા ન કરવી તેને જ ધર્મ

કે કોઈ કલાકારે મોરનું સુંદર ચિત્ર કાઢયું હોય ને તે કાચમાં મઢીને આકર્ષક રીતે ગોઠવ્યું હોય, ત્યાં થઈને કોઈ છોકરો જતો હોય, તો તે મોરના ચિત્રને સાચો મોર સમજીને તેને પકડવા દોડે અને ઝાપટથી નથી મોર ઉડી જતો કે નથી મોર ડરતો, ઉલટું સમજુ જોનારાઓ છોકરાની અણ-સમજની હાંસી કરે છે. વળી એ રીતે સાચા મોરનો પડછાયો કોઈ આયનામાં પડયો હોય તો ત્યાંએ શું બને? આમ જ બને! આયનામાં મોરને મારવા જાય તો નખ ઉખડી જાય, આંગળીઓને ઇજા થાય પણ મોરને તો ઉની આંચે ન આવે. આમ વસ્તુ સ્થિતિ ન સમજનારા તે પેલા છોકરાની માફક ઝાપટ મારનારા સમજવા.

**આયુષ્ય ચોરી શકાય?** પ્રથમ સિદ્ધાંત એ છે કે આયુષ્ય હોય ત્યાં સુધી માણસ જીવે છે, આયુષ્ય વગર કોઈ જીવતો નથી. આ વાતમાં સ્હેજ પણ અતિશયોક્તિ નથી. આમ છતાં કોઇને મારવામાં આવે તો હિંસાનું પાપ થાય છે, હિંસા લાગે છે; અને દયા ધર્મની આવશ્યકતા રહે છે. ધનવાન કોને ગણવો? જેની પાસે ધન હોય તેને! ધન હોય છતાં કોઇ નિર્ધન કહેવાતો નથી, પરંતુ ધન ચોરી લેવાય તો ધનવાન નિર્ધન થઇ જાય છે. કારણ કે ધન એ ચોરી શકાય એવી વસ્તુ છે. ધનવાન નિર્ધન થાય છે, ને ચોરી કરનારને ધન મળે છે. પણ આયુષ્યનું શું? આયુષ્ય ચોરી શકાય! એ ચોરાય એવી વસ્તુ છે! હા, ચોરી શકાય એવી વસ્તુ છે! હા, ચોરી શકાય એવી વસ્તુ છે તો ખરી, પરંતુ એમાં ફેર એટલો કે

કોઈનું મરવું કે જીવવું એ આપણા કાર્યને આધીન નથી, તો પછી 'હું મારીશ નહીં' એવા પચ્ચક્ખાણનો અર્થ શો? 'હું બચાવીશ' એવી પ્રતિજ્ઞાનો હેતુ શો? 'ધમ્મો મંગલ' અને 'અહિંસા સંજમો તવો' આ બે પદો કોઈની જાણ બહાર નથી, પણ અહિંસા અને સંજમમાં શો ફેર છે? એ બે શબ્દો સાથે કહેવામાં શો હેતુ છે? 'અહિંસા' એટલે મારવા નહીં એવી પ્રતિજ્ઞા કરવી તે અહિંસા, અને 'સંજમ' એટલે મરે નહીં તેવી પ્રવૃત્તિ કરવી. સવારમાં તમે સ્નાન કર્યું ને કપડાં પલાળ્યાં, કેમ? શા માટે પલાળ્યાં? તમારે તો અહિંસાની પ્રતિજ્ઞા છે ને? મન, વચન અને કાયાથી હિંસા કરો નહીં કરાવો નહીં અને અનુમોદના પણ નહીં, કપડાં પલાળ્યાં એ શું? અહિંસાની પ્રતિજ્ઞાનું શું? જીવ હોય તો મરી જાય નહીં એની તમે સંભાળ લો છો. હવે એની સંભાળ લેતાં કોઈક કપડાંમાં જુ માલમ પડે તો તેને એમને એમ રહેવા દો એટલે તમે હિંસા નથી કરી એમ થયું. હિંસા કરી નથી તેમ કરાવી પણ નથી, હવે એના બચાવનું શું? બચાવ માટે લુગડાની જૂને ચીંધરડીમાં રાખવી પડે, શા માટે? જૂ બચી જાય તે માટે, એના રક્ષણ માટે તેમજ વાળમાંથી જૂ ખોળી કાઢી વાળમાં જ મૂકવી પડે. આ બધું શા માટે? આમાંથી શો સાર લેવાનો છે? એ કે જીવને માત્ર મારવો જ નહીં એટલું બસ નથી, હિંસા ન કરવી એજ. પૂરતું નથી પરંતુ તે જીવનું રક્ષણ કરવું એના પ્રયત્નની પણ જરૂર છે, તમે વિહાર કરી જવાના છો, છતાં જીવોને ન મરે તેવા સ્થાને મૂકવાનું કંઇ કારણ?

કે કોઈ કલાકારે મોરનું સુંદર ચિત્ર કાઢયું હોય ને તે કાચમાં મઢીને આકર્ષક રીતે ગોઠવ્યું હોય, ત્યાં થઇને કોઇ છોકરો જતો હોય, તો તે મોરના ચિત્રને સાચો મોર સમજીને તેને પકડવા દોડે અને ઝાપટથી નથી મોર ઉડી જતો કે નથી મોર ડરતો, ઉલટું સમજુ જોનારાઓ છોકરાની અણસમજની હાંસી કરે છે. વળી એ રીતે સાચા મોરનો પડછાયો કોઇ આયનામાં પડયો હોય તો ત્યાંએ શું બને? આમ જ બને! આયનામાં મોરને મારવા જાય તો નખ ઉખડી જાય, આંગળીઓને ઇજા થાય પણ મોરને તો ઉની આંચે ન આવે. આમ વસ્તુ સ્થિતિ ન સમજનારા તે પેલા છોકરાની સાહઇ ઝાપટ મારનારા સમજવા.

**આયુષ્ય ચોરી શકાય!** પ્રથમ સિદ્ધાંત એ છે કે આયુષ્ય હોય ત્યાં સુધી માણસ જીવે છે, આયુષ્ય વગર કોઈ જીવતો નથી. આ વાતમાં રહેજ પણ અતિશયોક્તિ નથી. આમ છતાં કોઇને મારવામાં આવે તો હિંસાનું પાપ થાય છે, હિંસા લાગે છે; અને દયા ધર્મની આવશ્યકતા રહે છે. ધનવાન કોને ગણવો? જેની પાસે ધન હોય તેને! ધન હોય છતાં કોઇ નિર્ધન કહેવાતો નથી, પરંતુ ધન ચોરી લેવાય તો ધનવાન નિર્ધન થઇ જાય છે. કારણ કે ધન એ ચોરી શકાય એવી વસ્તુ છે. ધનવાન નિર્ધન થાય છે, ને ચોરી કરનારને ધન મળે છે. પણ આયુષ્યનું શું? આયુષ્ય ચોરી શકાય! એ ચોરાય એવી વસ્તુ છે! હા, ચોરી શકાય એવી વસ્તુ છે! હા, ચોરી શકાય એવી વસ્તુ છે તો ખરી, પરંતુ એમાં ફેર એટલો કે

તમે એમાં નાશના સાધનો મેળવ્યાં તેથી આયુષ્ય ઘડીઆલની ચાવીની જેમ વખત પહેલાં ભોગવાઈને પૂર્ણ થઈ જાય એ નક્કી છે.

**આપણે શું કરવું ?** એક કરોડને હજારે ભાગવાના હોય તો બેઉ સંખ્યાના મીંડા ઉડાવી દઈ ભાગીને ભાગાકાર કરી શકો છો તેમ અહીં આયુષ્યની મર્યાદા જે ક્રમવાર ભોગવવાની હતી તેનો ઉપઘાત કર્યો, એટલે આયુષ્ય મર્યાદા જલ્દી ભોગવાઈ ગઈ, આ સમજીએ તો આયુષ્ય. કર્મબંધન અને અહિંસાનું સ્વરૂપ સમજાશે. અહિંસા શા માટે ? અહિંસાનું કારણ શું ? અહિંસાનું શુદ્ધ સ્વરૂપ શું ? એ સૌ એમાંથી સમજવાનું છે અહિંસા એનું નામ ! આયુષ્યના ઉપઘાતના કારણો, નાશના તત્ત્વો આપણે ન મેળવવા તે. દયા કોનું નામ ? આયુષ્યમાં ભેળવાયેલા આયુષ્યકર્મને વિઘ્નરૂપ થતાં નાશના તત્ત્વોને આપણે ખસેડી નાંખવાં; આપણા તરફથી કોઇ પણ આયુષ્યમાં નાશનું સાધન ન ઉમેરાઇ જાય, અજાણ્યે પણ ઉમેરાઇ ગયું છે એવું આપણને ભાન થાય તો તરત જ દૂર કરવું એનું નામ દયા. આ બાબત ધ્યાનમાં લેશો એટલે અહિંસાને દયા. તથા અહિંસાને દયાનું શુદ્ધ સ્વરૂપ સમજાશે; અને એ બેને કેમ જુદાં વર્ણવ્યાં છે, બેઉમાં જુદા જુદા અર્થ કયા છે એ પણ સમજાશે.

**મરણભય કેમ દૂર થાય ?** આજ કારણથી શાસ્ત્રકાર કહે છે કે આખું જગત જીવવા ઇચ્છે છે ને આયુષ્યને અકાળે કરમાવતા અને નાશ પમાડતા



# જન્મ—મરણનો ફેરો.

**અચળ નિયમ.** શાસ્ત્રકાર મહારાજ શ્રીમાન્ ન્યાયાચાર્યજી યશોવિજયજી મહારાજ ભવ્ય જીવોના ઉપકાર માટે શ્રી જ્ઞાનસાર નામના અષ્ટક કરતા થકા આગળ સૂચવી ગયા કે આ સંસારમાં આ જીવ અનાદિ કાળથી જ જન્મ, જરા, રોગ, શોક, મરણ, આધિવ્યાધિ, ઉપાધિ, તથા ઇષ્ટ વિયોગ અને અનિષ્ટ સંયોગ વગેરે અનેક આપત્તિઓના ચક્કરમાં પડેલો છે, તેમાં દરેક ભવે જન્મ અને મરણ એ બે ચીજ નિયમિત અનુભવે છે, કોઇપણ ભવ જન્મ કે મરણ વગરનો ભોગવ્યો નથી, જાણ્યો પણ નથી. કોઈ જન્મ મરણ વગરનો થઈ શકે નહીં. આ જન્મ અને મરણ બેઉ દશા ભવે ભવે અનુભવેલી હોવા છતાં જન્મની દશા દરેક જીવને ખ્યાલ બહાર રહી જાય છે. જન્મ દશાનાં દુઃખોનું શું વર્ણન કરવું? એ દુઃખો અપાર છે. એ દુઃખોને નરકના જેવાં ગણ્યાં છે. સાડા ત્રણ કરોડ રૂંવાટામાં લોઢાની ધગધગતી સોયો ભોંકે તો કેવી વેદના થાય? એ વેદનાથીયે અનંત ગણી વેદના આ જીવ ગર્ભવાસમાં અનુભવે છે, પરંતુ તે વેદનાનો સાક્ષાત્કાર આપણાથી સમજણમાં આવ્યા પછી થઈ

રાખનારી સમ્યકૃત્વ ભાવના કહેવાય છે. અને વર્તનને સુધારનાર, યોગ્ય વલણ આપનાર, સદ્દમાર્ગે દોરનારતે વૈરાગ્યભાવના. જે તત્વપ્રતીતિને ટકાવે, તેનું સંરક્ષણ કરે, અને તત્વપ્રતીતિ પ્રમાણે જ વિચારો પણ પવિત્ર રાખવામાં મદદરૂપ થાય તે સમ્યકૃત્વ ભાવના, અને પવિત્ર વર્તન કરાવે, ચારિત્ર્ય શુદ્ધિ કરાવે તે વૈરાગ્યભાવના, વૈરાગ્યભાવના વર્તનને, ચારિત્ર્યને નિર્મળ રાખે છે, અને વર્તનની શુદ્ધિ રાખવામાં જે કંઈ વિઘ્નો નડે તેને દૂર કરે છે. એટલે વર્તનની શુદ્ધિ કદનારી પવિત્ર વર્તન ટકાવી રાખનારી વૈરાગ્યભાવના છે, સમ્યકત્વ ભાવના તથા વૈરાગ્ય ભાવનાનાં લક્ષણ કયાં છે, તે હવે જોઇએ. મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને મધ્યસ્થ આ ચાર ભાવના તે સમ્યકત્વ ભાવના, તત્વની પ્રતીતિ કરનારે, સમ્યકત્વની ઈચ્છાવાળાએ આ ચાર ભાવનાઓમાં ઓતપ્રોત થઇ રહેવું જોઈએ. જેનામાં આ ચાર ભાવના ઓતપ્રોત ન હોય તેને સમ્યકત્વ છે જ નહીં. એટલું જ નહીં, પણ એમ છે તો પછી ધર્મ પણ કયાં છે? ધર્મ એટલે શું? જે કોઈ આ ચાર ભાવના સહિત શાસ્ત્રે કહેલી પ્રવૃત્તિ-અનુષ્ઠાનઆદિ ક્રિયા કરે તેનું નામ ધર્મ કહી શકાય. માત્ર કલ્પનાથી એમ કહેવાની જરૂર નથી. ધર્મરૂપી હીરાનું સ્વરૂપ નિરૂપણ કરવું તેમાં મન માને તેમ હાંકીએ, મરજીમાં આવે તેમ તેનું વર્ણન કરીએ તે ન ચાલે. એનું સાચું સ્વરૂપ સમજવું જોઈએ, અને તે યથાસ્થિત સમજવા માટે શુદ્ધ દિલના પ્રયત્ન જોઈએ. વળી એ માટે શાસ્ત્રકારની સાક્ષી પણ જોઈએ. તેમની સાક્ષી વિના બોલાતા વચનની કીંમત બોર જેટલી પણ નથી, શાસ્ત્ર

કહી શકે એ વેદનાનો સાક્ષાત્કાર કરી શકાય? ના, પરંતુ બાળકનું એ સમયનું રૂદન, તેની ચીચીયારીઓ ઈત્યાદિ ધ્યાનમાં લઇએ તો સહજ જણાશે કે દાંત ફૂટતાં બાળકને કેવી તીવ્ર વેદના અનુભવવી પડતી હશે, જન્મ પછી દરેક વ્યક્તિએ બાળકરૂપે આ વેદના અનુભવી છે પણ મોટી વયે એ વેદનાનો ખ્યાલ કોને આવે છે? દાંત વખતની થતી વેદના, ભલે એ વેદના અણુસમજના કાળની હોય છતાં જન્મ પછીની છે, છતાં તેનું કોઈને સ્મરણ નથી રહેતું તો પછી ગર્ભવાસના દુઃખોનું સ્મરણ તો ક્યાંથી જ રહે? એ દુઃખોનો ખ્યાલ કેમ આવી શકે? અને જન્મકાળ પછીની વેદના જે આપણે પરોક્ષ રીતે જાણી શકીએ છીએ છતાં ફરીવાર પ્રયત્ને અનુભવી શકાતી નથી, તો પછી ગર્ભવાસના દુઃખો ખ્યાલમાં નથી આવતાં માટે ન માનીએ, અને ખ્યાલમાં આવે તો જ માનીએ, એમ તો કેમ જ કહી શકાય? આમ કહેવું એ યોગ્ય નથી. આ વેદના વાસ્તવિક રીતે થાય છે જ છતાં આપણા અનુભવમાં નથી, આપણને એ અનુભવ થયો હતો તેનું ભાન જ રહેતું નથી. જગતમાં અણુસમજ અગર મિથ્યાત્વ હોય ત્યાં સુધી હું જન્મું જ નહીં એવો વિચાર કોઇને આવતો નથી. કારણ મરણનો ભય તો બધાને છે, જન્મનો ભય કોને છે? જન્મનું દુઃખ કોઇ સમજી જ શકતું નથી એટલે એનું દુઃખ થવાનો સંભવ જ નથી. આ તો તદ્દન અજ્ઞાન માણસોની વાત થઇ. જે સમજુ હોય તેમને પણ જન્મનું દુઃખ જાણતા હોવા છતાં મરણનો ડર ૧૦૦ ટકા

રાખનારી સમ્યક્ત્વ ભાવના કહેવાય છે. અને વર્તનને સુધારનાર, યોગ્ય વલણ આપનાર, સદ્‍માર્ગે દોરનારતે વૈરાગ્યભાવના. જે તત્વપ્રતીતિને ટકાવે, તેનું સંરક્ષણ કરે, અને તત્વપ્રતીતિ પ્રમાણે જ વિચારો પણ પવિત્ર રાખવામાં મદદરૂપ થાય તે સમ્યક્ત્વ ભાવના, અને પવિત્ર વર્તન કરાવે, ચારિત્ર્ય શુદ્ધિ કરાવે તે વૈરાગ્યભાવના, વૈરાગ્યભાવના વર્તનને, ચારિત્ર્યને નિર્મળ રાખે છે, અને વર્તનની શુદ્ધિ રાખવામાં જે કંઈ વિઘ્નો નડે તેને દૂર કરે છે. એટલે વર્તનની શુદ્ધિ કદનારી પવિત્ર વર્તન ટકાવી રાખનારી વૈરાગ્યભાવના છે, સમ્યક્ત્વ ભાવના તથા વૈરાગ્ય ભાવનાનાં લક્ષણ કયાં છે, તે હવે જોઇએ. મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને મધ્યસ્થ આ ચાર ભાવના તે સમ્યક્ત્વ ભાવના, તત્વની પ્રતીતિ કરનારે, સમ્યક્ત્વની ઈચ્છાવાળાએ આ ચાર ભાવનાઓમાં ઓતપ્રોત થઇ રહેવું જોઈએ. જેનામાં આ ચાર ભાવના ઓતપ્રોત ન હોય તેને સમ્યક્ત્વ છે જ નહીં. એટલું જ નહીં, પણ એમ છે તો પછી ધર્મ પણ કયાં છે? ધર્મ એટલે શું? જે કોઈ આ ચાર ભાવના સહિત શાસ્ત્રે કહેલી પ્રવૃત્તિ-અનુષ્ઠાનઆદિ ક્રિયા કરે તેનું નામ ધર્મ કહી શકાય. માત્ર કલ્પનાથી એમ કહેવાની જરૂર નથી. ધર્મરૂપી હીરાનું સ્વરૂપ નિરૂપણ કરવું તેમાં મન માને તેમ હાંકીએ, મરજીમાં આવે તેમ તેનું વર્ણન કરીએ તે ન ચાલે. એનું સાચું સ્વરૂપ સમજવું જોઈએ, અને તે યથાસ્થિત સમજવા માટે શુદ્ધ દિલના પ્રયત્ન જોઈએ, વળી એ માટે શાસ્ત્રકારની સાક્ષી પણ જોઈએ. તેમની સાક્ષી વિના બોલાતા વચનની કીંમત બોર જેટલી પણ નથી, શાસ્ત્ર

પાણી અને ખોરાક કોનું નામ? તરસ મટાડે તેનું નામ પાણી અને ભુખ મટાડે તેનું નામ ખોરાક. આ પાણીને ખોરાકનું ફળ બતાવ્યું, પણ પાણી અને ખોરાક કહેવા કોને? સ્વરૂપ ચીજ જુદી છે. તેમ અહીં દુર્ગતિમાં પડતા જીવને બચાવે અને સદ્‌ગતિએ દોરે તે ધર્મ આ લક્ષણમાં બે મત નથી. ધર્મ દુર્ગતિએ જતાને રોકે એ તો સહજ સમજી શકાય એવી વસ્તુ છે. એટલું જ શા માટે, ચોક્કસપણે કહી શકાય કે ધર્મ તેનું જ નામ કે જે દુર્ગતિએ જનારને રોકે અને સદ્‌માર્ગે દોરે. આમાં તો બે મત છેજ નહીં, પણ ધર્મ એ વસ્તુ કઇ તે નક્કી કર્યું? ધર્મનું ફળ નક્કી થયું. શુભ માર્ગે પ્રયાણ, સદ્‌ગતિ પ્રાપ્તિ, કલ્યાણ માર્ગ તરફ ગતિ. દુર્ગતિથી બચાવે ને સદ્‌ગતિની પ્રાપ્તિ કરાવે તે ધર્મ, એ તો સૌને સ્વીકાર્ય છે એમાં કંઈ ભેદ નથી, પણ બચાવનારો, એ સદ્‌ગતિ મેળવી આપનારો કોણ? એ સદ્‌ગતિ મેળવી આપનાર જે ધર્મ છે. તેનું સ્વરૂપ કયું? એ સ્વરૂપ શી રીતે સમજાય? ધર્મ નામ તો જાણ્યું, પણ એનું સ્વરૂપ ઓળખ્યા વિના એનું અનુસરણ કેમ થાય? એમાં લીન કેવી રીતે થવાય? વસ્તુમાં તાદાત્મ્ય અનુભવવા માટે એનો પૂર્ણ પરિચય કરી લેવો જોઇએ, એનું સાચું સ્વરૂપ જાણવું જોઇએ, તોજ એને અનુસરી શકાય, એની સાથે તાદાત્મ્ય સાધી શકાય. એ ધર્મનું સ્વરૂપ આ શ્લોકમાં વર્ણવ્યું છે? એ શ્લોકોમાં સ્વરૂપ વર્ણન નથી. ત્યારે શું કરવું? જ્યાં સ્વરૂપનો ઉલ્લેખ ન હોય ત્યાં તે માટે અનુમાન કરી લેવું પડે, શબ્દોની વિસ્તૃત વ્યાખ્યા કરવી પડે, તો જ એ સમજાય,

થાય? ફળ તો જોઈએ છે, ફળ મેળવવા માટેની ઝંખના છે અને તેને માટે આમ તેમ દોડયા કરે, પણ ફળ અપાવનારા જે ધર્મ છે તેનું સ્વરૂપ જાણવા કે તપાસવા તૈયાર ન હોય તો તેનું શુ થાય? એને કશી પ્રાપ્તિ થાય નહીં હીરા, મોતી, સોનાની કીંમત જાણે, કીંમત બરાબર બોલે, પણ આ સાચો હીરો છે કે ઇમીટેશન છે; મોતી છે કે ફટકીયું, એ તરફ ધ્યાન દે નહિં, ને એમાંથી લાભ ઉઠાવવા ને ફળ મેળવવા ઇચ્છે, તો શો લાભ મળે? એની બુરી દશા થાય. કેવળ ફળ તરફ જ ધ્યાન રાખનાર, એ માણસ ફળ ચુકી જાય. કીંમત તો જાણતો હતો, ફળ મેળવવા આતુર હતો, છતાં ફળ મળ્યું નહીં; શાથી ચૂકયો? કારણ કે સ્વરૂપ જાણવાની એણે કાળજી ન રાખી. સાચો હીરો ને નકલી હીરો પારખવાની શક્તિ એનામાં નહોતી. સોનું કયું! પીત્તળ કયું! એ ઓળખી શકતો નહોતો. આ સ્થિતિમાં બીજું શુ થાય? પણ સ્વરૂપના તરફ નજર રાખનાર ચતુર હોય છે. એ સ્વરૂપની તપાસ કરે છે, તેને ઓળખે છે અને સાથે સાથે ફળ મેળવે છે. એકલા સ્વરૂપ તરફ દૃષ્ટિ રાખે તોયે તે ફળ ચૂકતો નથી. પણ એકલી કિંમત તરફ ધ્યાન રાખે અને સાચું ખોટું ન જુએ કે ન સમજે, એ બાબતનું ધ્યાન ન રાખે તેને ફળ પ્રાપ્તિ નથી થતીઃ કયાંથી થાય! જો સ્વરૂપ તરફ ધ્યાન ગયું હોય તો તે કીંમત તો એની મેળે સૂઝે, બજાર સૂઝાડે. કે કોઇ કહેશે પીત્તળ લઇને પચ્ચીસ રૂપીઆ લેખે નાણું આપો તો તેની કેવી હાંસી થાય! ઇમીટેશન લઈ જાઓ ને રતી તરીકે હિસાબ આપો, એમ કહે તો! તેને ફળ તરફ ધ્યાન છે કે

સૌ ધર્મોની એક સમાન માન્યતા જણાશે, કોઇ પણ ધર્મ લ્યો, કોઇ પણ પંથ જુઓ, નૈયાયિક, વૈશેષિક, શૈવ વગેરે જેનાથી ઉન્નતિ અને મોક્ષ મળે, જેનાથી મુક્તિપદે પહોંચાય, જેનાથી આત્માનો વિકાસ સાધી શકાય તે ધર્મ છે. બધા જ ધર્મો આ વસ્તુ સ્વીકારે છે, અને ઉપદેશે છે. કોઇ વ્યક્તિએ, કે કોઇ ધર્મે હજી સુધી એવું નથી કહ્યું કે અભ્યુદયનો નાશ કરે ઉન્નતિ માર્ગમાં-આત્મવિકાસમાં અંતરાય નાંખે, મોક્ષ દૂર રાખે, દેવલોકના દ્વાર બંધ કરે તે ધર્મ. આવું કોઇએ કહ્યું પણ નથી. માન્યું પણ નથી, કોઇની કલ્પનામાં પણ આવ્યું નથી એટલે ફળની બાબતમાં ભેદ નથી, તેમ ત્યાં વિવાદને પણ સ્થાન નથી. ભેદ સ્વરૂપમાં છે અને તેથી વિવાદ પણ સ્વરૂપને વિષે જ છે. કેટલાક કહે છે કે વેદમાં જે કરવાનું કહ્યું છે તે કરવું એ ધર્મ. બીજા કહે છે, કે પુરાણમાં વર્ણવેલો ધર્મ એજ સાચો ધર્મ હવે એમાં શું સાચું? આ ભેદ સ્વરૂપનો થયો, અને એ ભેદ ખોટો છે. કેવળીના અવિરોધી એટલે સાચેસાચા વચનને અનુસરનારા, એ વચન અનુસારે ચાર ભાવનાવાળું જીવન જીવનારા એ ધર્મી, એ અનુસારે ચાર ભાવનાવાળું જે **પ્રવર્તન તે ધર્મ.**

**વીંછીનો ડંખ:** હવે તમને સમજાશે કે જેઓ એમ કહેતા હતા કે 'મૈત્ર્યાદિ ચાર ભાવના ન હોય તો ધર્મ કહેવાય જ નહીં, એવું કોઇ સ્થળે છે જ નહીં' એ ખોટું હતું. તમારૂં સમાધાન હવે આ ચર્ચાથી થયું હશે, તમને સમજાયું હશે કે તમે જે શ્લોકનો આધાર

એના મનને તે સમયે સ્પર્શી જ શકતા નથી. કારણ શું? કારણ કે વીંછીના ડંખથી તે પીડાઈ રહ્યા છે અને એ વેદના સિવાય બીજી કોઈ વાતનું એને ભાન નથી. એનું બધું ધ્યાન એ વેદનામાં જ એકચિત્ત થયું છે, એટલે એ તો ઇચ્છે છે કે મારા જેવી વેદના કોઈને થશો નહીં, વીંછીના દારૂણ ડંખનો અનુભવ કોઈને ન થાય એમ તે ઇચ્છે છે. આમ થાય ત્યારે જ એ વીંછીની વેદના કહેવાય. વીંછીના ડંખની વેદનાવાળો બીજા કોઈ દુઃખને ગણકારતો નથી. તેની વૃત્તિ, ઇચ્છાશક્તિ વગેરે નાશ નથી પામતી, પણ તેનું ચિત્ત એકજ બાબતમાં તદાકાર થઈ જાય છે, વીંછીના ડંખ સિવાય બીજી બધી વસ્તુઓ એ ભૂલી જાય છે. ચેતન શક્તિ માત્ર વીંછીના ડંખ પૂરતી જ રહે છે. આ વેદના મટે અને બીજા કોઈને પણ આવી વેદના ન થાય એજ તેનું એક ધ્યાન હોય છે.

**કર્મરૂપી વીંછી :** હવે વિચાર કરો કે એક વીંછીની વેદનામાં આ દશા થાય છે તો જેને કર્મરૂપી અનેક વીંછી સ્થળે સ્થળે કરડેલા માલમ પડે તેની શી દશા થાય? કેટલી વેદના થાય? મિથ્યાત્વના કલોરોફોર્મવાળાને આ વસ્તુ ન સમજાય તેને વીંછી કરડે તોયે શું? તેને વીંછીનો ડંખ માલમ ન પડે. કલોરોફોર્મની અસરને લીધે વીંછીના ડંખની વેદના એને ન થાય. પણ જેણે કલોરોફોર્મ નથી સૂંઘ્યું તેનું શું? મિથ્યાત્વના કલોરોફોર્મવાળો કહે, વીંછી તો કરડતો જ નથી,

કેટલી મુશ્કેલીઓમાં મૂક્યો, કેવા કેવા ડંખો દીધા અને કેટલી વેદના અનુભવાવી એનું ભાન થતું નથી. ક્લોરોફોર્મની અસર ઉતરે પછી કેટલું લોહી નીકળ્યું, કેટલું વજન ઘટ્યું વગેરે શરીરની સાચી સ્થિતિનું ભાન થાય છે. મિથ્યાત્વનું ક્લોરોફોર્મ ઉતરે પછી આત્માને કર્મવીંછીએ કેવી રીતે હણ્યો, શુભ વૃત્તિઓનો કેવી રીતે નાશ કર્યો, જ્ઞાનાદિકને માર્ગે જતાં શી રીતે રોક્યો, વગેરે સત્ય વસ્તુનું જ્ઞાન થાય છે. જ્યાં આ કર્મના કંટકને વીંછીનું કટક માન્યું; ત્યાં સૌથી પહેલો આ એક જ વિચાર આવે કે આ દુનિયાના જીવોને ડંખથી હું કેવી રીતે બચાવું?

**મૈત્રી ભાવના :** ગમે એવા વિરોધી હોય તેમને પણ કદી વીંછી કરડશો નહીં એવી મૈત્રી ભાવના આખા જગતમાં કોઈને પણ વીંછીની વેદના થઈ નહિ હોય તેવાને થશે નહિ. વીંછીની અસહ્ય વેદનાનો પૂરેપૂરો અનુભવ લીધો હોય છે; તેથી જ મનુષ્યને આવી લાગણી થાય છે. એ વેદનાને તે ભયંકર-જીવલેણ માને છે, વીંછીના ડંખની વેદનાને તે નર્ક યાતના સાથે સરખાવે છે અને તેથી ઇચ્છે છે કે એવી યાતના જગતના કોઈ જીવને કદી ન થાય તો સારૂં. **કર્મરૂપી વીંછીની** વેદનાનું પણ આવું જ સમજવું. એનુ પૂરેપૂરૂં ભાન જેને થાય છે તેને જ એનું સાચું સ્વરૂપ સમજાય છે ને એ સ્વરૂપ સમજાય છે તેથી જ એને એમ થાય છે કે આ કર્મરૂપી વીંછીના ડંખનો અનુભવ કોઈને ન થાય તો કેવું સારૂં? અને એ ઇચ્છે

**પ્રમોદ ભાવના :** વીંછીના ડંખથી હેરાન થનાર માણસ શાની ઈચ્છા રાખે છે? બીજા કોઈને એવી વેદના ન થાય એવી ઈચ્છા રાખે છે, અને તે સાથે પોતાને થતી વેદના કેમ મટે; તેના પણ તે ઉપાય કરે છે, તે વિષે પણ તે વિચાર કરે છે, જે વીંછીથી હેરાન થતો હોય છે, તે એ વેદના મટાડનારને પગે પડે છે, ને વેદના મટાડવા માટે તેને વિનવે છે. વીંછીની વેદનાથી જે હેરાન થઈ રહ્યો હોય છે તે માણસ કોઈપણ ઉપાયે વેદના મટે એમ ચાહે છે. ભલે વીંછી ઉતારનારો દાતણની ચીરીથી વેદના ઉતારે પણ ઉતારનાર જોઈએ છે. વીંછી ઉતારનારને કોઈ બોલાવવા જાય, તે આવતો દેખાય, ઉતારવાની ક્રિયા કરવા માંડે ત્યારે પેલાને કેટલો આનંદ થાય? વીંછીની વેદના વખતે પણ આ આનંદ થાય છે. આનું કારણ શું? આનું કારણ તપાસો. આ વાત ધ્યાનમાં લેશો એટલે સમજાશે કે કર્મના કાંટાને પણ ઉદ્ધારની જરૂર છે. જેઓ કર્મનો કાંટો જોઈ શકે છે તેમને તે કાંટામાંથી ઉતારનાર જોઈએ છે. હવે જેઓ એ કાંટો દેખી શકયા છે ને તેની વેદના અનુભવી છે, તેઓ તો સમજી શકે કે દેવગુરુ ધર્મ એ આ વિષમ વેદનાને મટાડાવાને માટે સમર્થ છે. આવી ખાત્રી થાય અને પછી દેવગુરુ ધર્મની આરાધના થાય ને કર્મના કાંટા દૂર થાય તો કેટલો આનંદ થાય? વીંછીની વેદનાનો અનુભવી માણસ; વીંછી ઉતારવાની વાતથી આનંદ ન પામે એવું કદી બને ખરૂં? અજ્ઞાત જીવ કદાચ એ

પ્રમોદ ભાવના બે ભાવનાનું રહસ્ય શું છે, અને એ ભાવનાઓ શાને કહેવાય એ આપણે જોયું, અને હવે એ તમને સમજાયું હશે.

**કારૂણ્ય ભાવના :** મૈત્રીભાવના, પ્રમોદભાવના અને એની પછી કારૂણ્યભાવનાનું દર્શન થાય છે, કારૂણ્યભાવના કોને કહેવાય? કર્મના કાંટાની વેદના કોઈને થાય નહીં, આખું જગત એ વેદનાથી દૂર રહે એમ ઈચ્છવું, આખા જગતની એ વેદના દૂર કરી પ્રમોદભાવ પ્રગટાવવો એટલું જ નહીં; એ ભાવના એથી આગળ વધે છે. જગતના જીવોને પીડા પમાડતી વીંછીની વેદના હું દૂર કરૂં, હું એ વેદના મટાડનારો થાઉં, **મારી બનતી શક્તિ વડે જગતના જીવોને એ વેદનામાંથી મુક્ત કરૂં એવી જે ભાવના એ કારૂણ્યભાવના,** પણ આ કારૂણ્ય ભાવનાનો ઉપયોગ કેમ કરવો? એવું બને છે કે કેટલીકવાર અતિ દયાને લીધે કરવા જઈએ સીધું ને થઈ બેસે અવળું. એટલે એનો ઉપયોગ પણ સમય સમજીને કરવો જોઈએ. જગતમાં કેટલાંક પાપો એવાં હોય છે કે કરીએ ગુણાકાર ને હોય ભાગાકારનો ભાઈ! ૧૦૦ ને ૦। ગુણો તો ગુણ થયો કે દોષ? અપૂર્ણાંકનો ગુણાકાર એ ભાગાકારનો ભાઈ. આના કરતાં ૪ થી ભાગ્યા હોત તો શો વાંધો હતો, હિસાબ ગુણકારનો ને ફળ ભાગાકારનું. આ પ્રમાણે તમે કોઈ જીવને કર્મના કાંટાથી બચાવવા જાઓ પણ તે બીચારો અંદર વધારે ફસાય એવું બને. ત્યારે શું થાય? એવા પ્રસંગે મૌન

**માધ્યસ્થ ભાવના :** આ તો દૃષ્ટાંત લીધું, પણ એ પરથી સમજવાનું એ છે કે જગતમાં કેટલાક જીવો એવા ભારે કર્મી હોય છે કે તેમની આગળ ધર્મ વગેરેની વાતો કરો તો તેમનું મગજ ફરી જાય, દેવની વાતો કરો તો ગાળો જ દે. આમ ગાંડપણ કંઈ ન હોય, તદ્દન શાણો હોય, બીજી બધી વાતો અક્કલ હોંશીયારીથી કરે પણ ધર્મનું નામ દીધું કે ધતિંગ કહીને ઉભો થઈ જાય. એવી વાત ન કરો તો કંઈ નહીં. બીજુ બધું બરાબર કરે. ખાવા પીવા ઓઢવામાં, હરવા ફરવામાં હંમેશાં ગુલતાન રહે, એ વાતોથી તેને કદી કંટાળો ન આવે, કદી મગજ કંટાળે નહીં, પણ દેવગુરુધર્મને ગાળો દેવાને હંમેશાં તૈયાર. દેવાદિકની વાત છેડી કે મગજ ખસી જાય. રમણ નામનો એક છોકરો બી. એ. પરીક્ષામાં પાસ થયો. બહુ હોંશીયાર. પણ મગજે ગરમી ચઢી ગઈ ને ગાંડો થયો. ગાંડો એટલે શું ? આમ તો કોઈને કશી ખબર ન પડે, પણ કોઈ દાબડી બતાવે તો ગાંડો થઈ જાય. બીજી બધી વાતે ડાહ્યો. ઉપચાર કર્યા પણ એનું એજ. કુટુંબીઓએ તેને મેડ હાઉસમાં મૂકયો. મેડહાઉસમાં જે માણસ રમણની સારવાર કરતો હતો; તે તેના વિષે બધી હકીકત જાણતો હતો, તેનું ગાંડપણ શામાં છે, અને શામાં નથી; કંઈ વાતથી ગાંડો થાય છે અને કંઈ વાતમાં ડાહ્યો રહે છે, એ બધી બીનાથી તે માણસ વાકેફગાર હતો. હવે બન્યું એમ કે રમણલાલે તો કલેકટરને અરજી કરી. અરજીમાં લખ્યું કે હું ગાંડો નથી, મારૂં મગજ સાફ

ભાઈનું મગજ ચસક્યું. મગજ ખસ્યું તે એવું ખસ્યું કે કલેક્ટરને પણ ઉધડો લઈ નાખ્યો. એકદમ મગજ ચાલ્યું ગયું. આ જગતમાં કેટલાક રમણભાઈઓ છે. તેમની આગળ દેવગુરુની વાતો કરો એટલે ગાંડા થઈ જાય છે, ધન, મિલ્કત, વેપાર, વૈભવ, કુટુંબ, કબીલા વિષે વાતો કરો તો કંઈ નહીં. જેઓ આવા બહુકર્મી હોય; એટલે કે કર્મમાં ખૂબ ઉંડે સુધી ડૂબેલા હોય, અને દુનિયાદારીની વાતોમાં ડાહ્યા રહે પણ દેવગુરુધર્મની વાતોમાં રમણભાઈ બનતા હોય, તેમની આગળ ચૂપકીદી પકડવાનું શાસ્ત્રકાર કહે છે. જ્યાં બીજો માણસ ડૂબે તે જગ્યા પર ચૂપકીદી પકડવી જ યોગ્ય છે, ડૂબતાને તારવો શી રીતે ? તારનારે એવી રીતે હાથ ફેરવવો જોઈએ કે જેથી આપણા હાથના ધક્કાએ એ તરે નહીં તો ભલે, પણ ડૂબે તો નહીં જ. આપણે તારવા માંગીએ છીએ ને તારી શકીએ તો એથી રૂડું બીજું શું ? પણ એ યત્ન એવો થવો જોઈએ કે જેથી બીન ચૂક તે બચવા પામે, ભલે તરતાં ન આવડે, પણ આપણા હાથના જ ધક્કાને લીધે ડૂબી ન જાય અને આપણને સંભાળવાનું, રમણભાઈ જેવા આપણા હાથના રમકડાં બને; એ કરવાનું આપણને ન પાલવે. તેવા પ્રસંગે મધ્યસ્થપણું જાળવવું જોઈએ. આનો અર્થ એમ નથી લેવાનો કે અનિષ્ટ થવા દેવું. અનિષ્ટ હુમલા થવા દેવા ને જોયા કરવું; એવો આનો અર્થ નથી, ધર્મિષ્ઠોની ફરજ છે કે હલ્લા તો રોકવા જ; પણ તે બીજાને તારવાની બુદ્ધિથી, બીજો ડૂબવા ન પામે

વખત પ્રભુ મહાવીરની ફરજ એ હતી કે સાધુઓને ‘બધી
શક્તિ સાથે તૈયાર રહો’ એમ કહેવું, એવું કોઈને લાગતું
હશે? ગોશાળા સરખા માટે મહાવીરે હથીયાર ઉતરાવ્યાં.
પ્રભુ મહાવીર મહારાજાએ એ બધા સાધુઓને શા માટે
રોકયા? અરે, ગુરુ કેવળી તીર્થંકરનું અપમાન સહન
કરવાનું તીર્થંકરો શીખવે? પ્રભુ મહાવીર કેવળી છે; તેથી જ
આમ કહ્યું છે, સત્ય સ્થિતિ શી છે એ તેઓ તરત સમજી
શકયા ને તેથી જ આવો ઉપદેશ કર્યો. આ ઉપદેશથી એમણે
સાધુઓને બચાવ્યા? કેવી રીતે? સદ્‌માર્ગે આવનાર, આવ-
વાનો પ્રયત્ન કરનાર કદાચ એ માર્ગથી દૂર થશે એવો
સંભવ લાગ્યો ને તેથી તમામ સાધુઓને રોકી દીધા.
આનુ નામ માધ્યસ્થ ભાવના આ વસ્તુ બરાબર સમજાય ને
અંતરમાં ઠસે. ત્યારે જ માધ્યસ્થ ભાવનાનું તત્વ ધ્યાનમાં
આવશે.

**ભાવનાનો ઉપયોગ કેમ કરવો.** આ માધ્યસ્થ ભાવનાનો
અર્થ પણ વિવેકથી કરવાનો
છે. વિરોધી ગમે એમ બોલે તો પણ આપણે ન બોલવું; એવો
એનો અર્થ લેવાનો નથી. તમારાથી રોકાય, બચાવાય,
તમારા સધર્મીઓનું, તેમના સમ્યક્ત્વનું રક્ષણ થાય; તે માટે
તમારે પ્રયત્ન કરવાની જરૂર છે. તમે તો કહેશો કે આ તો
તમે બેઉ બાજુ ધક્કા મારો છો. એક પાસથી ચુપ રહેવાનું
કહો છો; અને બીજી પાસથી તનતોડ મહેનત કરવાનું કહો
છો. એ કેમ બને? બેઉ વાત કેવી રીતે સિદ્ધ થઈ શકે?

શકાય? અનેક તીર્થંકર, ગણધર, કેવળી એ જમની દાઢમાં જકડાઈ ગયા, છતાં હજીયે ધર્મ શરણ છે; એમ તે શુ જોઈને બોલો છો? સ્ત્રીથી માર ખાતો જાય ને 'લે લેતી જા' બોલતો જાય, તેમ ધર્મ શરણ બોલી જાઓ છો, બીજું શું? પણ જરા વધુ ઉંડો વિચાર થાય તો કેવું સારૂં. એક દાખલો લઈએ. લીલા કુંજાર છોડવાઓને અગ્નિએ બાળી નાંખ્યા, એના પર પાણી નાખ્યાથી શું બળે? અગ્નિએ બાળી નાંખેલા એ કુમળા છોડવાઓ ફરીવાર નવપલ્લવિત થવાનાં નથી જ; એ સૌ કોઈ જાણે છે. પરંતુ એમ છતાં અગ્નિથી બળતા છોડવાઓને અટકાવવાં હોય તો, પાણીનું શરણ છે, એમ કોણ નહીં બોલે? આમ શા માટે? કારણ કે જેટલું બળ્યું એટલું તો બળ્યું, પણ પાણી મળે તો બીજું નવું ન બળે, એ લાભ કંઈ ઓછો ન કહેવાય. અને પાણી મળે ને નવું બળતું અટકે; તો પાણીનું શરણ મળ્યું એમ કહેવાય. આ પ્રમાણે આયુષ્યના યોગે એક વખત મોત થયું, પણ એ મોત અટકાવનાર જો કોઈ હોય તો તે ધર્મ જ છે. નવા મોતને ધર્મ દૂર કરે છે. નિયમિત થયેલા મૃત્યુને ધર્મ રોકી શકતો નથી; કારણ કે એ નિર્મિત છે, પણ નવા મૃત્યુને ધર્મ રોકી શકે છે. તેમજ ધર્મ એ જન્મને પણ રોકી શકે છે. જન્મ રોકવામાં ધર્મ એ શરણ છે. મોતને રોકવું હોય તો પ્રથમ જન્મને રોકવો જોઈએ. આથી જ જ્યારે આખું જગત મોતથી ડરે છે; ત્યારે સમ્યક્ત્વી જીવ જન્મથી ડરે છે. અમે જીવીએ ખરા પણ મરીએ નહીં; એ આખું

# જન્મની જહેમત.

મરણ રોકી શકાતું નથી : આપણે જોઈ ગયા કે જન્મ અને મરણ એ ચીજો દરેક ભવમાં છે જ, કોઈ પણ ભવ જન્મ મરણ વગરનો હોતો નથી. હજી સુધી કદી બન્યું નથી, અને બનશે પણ નહીં. આપણે એ જોયું છે કે દરેક જીવ મૃત્યુથી ભય પામે છે, પણ જેમ મૃત્યુથી ભય પામે છે તેમ જન્મથી કોઈ જીવ કદી ભય પામતો નથી. આ સત્ય છે, પણ આપણી અને આપણી આસપાસમાં રહેલા મનુષ્યોની જીંદગીનું અવલોકન કરીએ તો, દરેકમાં મૃત્યુનો ભય ડગલે ડગલે રહ્યો છે, એમ માલમ પડશે, અને એ ભય કદી દૂર નહીં થાય એમ પણ જણાશે. કારણ કે એ ભય કદી દૂર કરવા માટે કોઈ વિચાર જ કરતું નથી. જે ભય ટાળી શકાય એવો છે; તે ટાળવાનો કોઈને ખ્યાલ જ આવતો નથી. મૃત્યુ એવી ચીજ છે કે જેમાંથી કદી કોઈ બચી શકતું નથી. મૃત્યુ ટાળવા માટે ગમે એવા ભગીરથ પ્રયત્ન થાય; તોયે કોઈ માનવી એમાંથી બચે એમ નથી. મરણની સાર્વભૌમ સત્તા સર્વવ્યાપી છે. અને સર્વ સ્થળે એનો અમલ એક સરખો ચાલે છે. તીર્થંકર, ગણધર, કેવલીઓ, ચૌદ-પૂર્વીઓ, કોઈ મૃત્યુમાંથી બચ્યા નથી. આવા મહાપુરુષો જે

**આયુષ્યનો આધાર.** આમાં વિરૂદ્ધતા લાગે છે; કારણ કે ઉંડો વિચાર કર્યો વિના કેવળ ઉપલક દૃષ્ટિથી તમે જુઓ છો. અક્કલનો ઉપયોગ કરો તો આ વિરૂદ્ધતા તરત દૂર થઈ જાય. અક્કલનો ઉપયોગ ન કરે, તેને તો જરૂર આમાં વિરૂદ્ધતા લાગે જ. હવે તો સૌ જાણે છે કે જીવવું અગર મરવું એ કોઇના હાથની વાત નથી. તે માત્ર આયુષ્ય કર્મને આધીન છે. જીવવાની ઇચ્છા હોય; છતાં આયુષ્ય ન હોય તો કોટી ઉપાયે પણ જીવી શકાય નહીં. આયુષ્ય ખતમ થયા પછી કોઈની તાકાત નથી; કે કોઈ માણસને જીવાડી શકે કે પોતે જીવી શકે. હવે જેમ જીવી જીવાડી નથી શકાતું, તેમ મરી કે મારી પણ નથી શકાતું; એ ચોક્કસ છે. અને છતાં એની બીજી બાજુનો વિચાર કરવો પડે છે. સંસારમાં ઠેર ઠેર થતી હિંસા પ્રતિ; દુર્લક્ષ કેમ કરી શકાય ? હિંસા સંસારમાં સૌને ભૂલાવનારી છે. હિંસા એ મહાપાપનું સ્થાન છે. માટે હિંસા છોડીને સંયમ અગર દયામાં પ્રવૃત્તિ કરવી જોઈએ, વળી તમે કહેશો કે દયા રાખવી, હિંસા છોડવી, એ બધું શા માટે ? એનો અર્થ શો ? બીજાના પ્રાણનો વિયોગ એટલે હિંસા. પણ એ વિયોગ કોઈનો કર્યો થતો નથી, આયુષ્ય કર્મ પ્રમાણે જે થવાનું હોય તે થયા જ કરે છે; એમ માન્યા પછી હિંસા રહી ક્યાં ? પછી હિંસા થવાની કે કરવાની વાત ક્યાં રહી ? પ્રાણનો વિયોગ થતો બચાવવો એમ કહો છો, પણ એનું મોત કોઈથી જ બચાવ્યું બચતું નથી, જીવાડ્યું કોઈ જીવતું

છત્રીસ કલાક ચાલે તેવી છે. છતાં તેનો સ્ક્રુ ઢીલો કરી નાંખીએ તો કૂંચી એક પળમાં ઉતરી જાય ને ઘડીયાળ બંધ પડે. સ્ક્રુ ઢીલો ન કરીએ તો છત્રીસ કલાક સુધી બરાબર ચાલે. તે પ્રમાણે આયુષ્યને પણ ઉપઘાત ન મળે તો અમુક વર્ષ સુધી ચાલે અને ઉપઘાત લાગે તો જલ્દી મરી જાય. હવે ઉપઘાતનું કર્મ બાંધ્યું હશે કે નહીં ? ના. ઉપઘાતનું કર્મ નથી, સ્ક્રુને ઢીલો થવા માટે કોઈ જુદી કળ નથી. બીજો દાખલો ઝેર ખવડાવવાનો છે. કોઈને ઝેર ખવડાવે કે પોતે ખાય; એ બધા આયુષ્ય જલ્દી ભોગવવાના કારણો છે. તો ઉપક્રમ કોને લાગે ? સ્ક્રુની ખીલી જુદી હોય તો તે ઢીલી ન થાય ? તેમ અહિં નિરૂપક્રમ આયુષ્ય હોય તો તેને ઉપક્રમથી ઘટવાનો સંભવ નથી, પણ આ વાત તો જેનું આયુષ્ય ઘટે એવું છે. જલ્દી ભોગવાય એવું છે તેને માટે છે. એ તો સ્હેજે સમજી શકાય એમ છે, પણ જેમનું આયુષ્ય જરા પણ વધતું ઘટતું નથી, તેમનું શું ? દેવતા, નારકી, વગેરે નિરૂપક્રમ આયુષ્યવાળાં; જેમનું આયુષ્ય સ્હેજ પણ ઘટતું નથી, તેવાને અંગે તો હિંસા લાગે જ નહિ ને ? એમાં હિંસા ન માનીએ તો અડચણ પણ શી ? કારણ નારકી, દેવતા યુગલીયાને મારવા કોણ જાય છે ? વળી જેમ દેવતા વગેરે નિરૂપમક્રમ આયુષ્યવાળા છે તેમ મોક્ષે જનારા અને ત્રેસઠ શલાકાપુરુષ બધા પણ નિરૂપક્રમ આયુષ્યવાળા હોય છે, તો તેમની પણ હિંસા કેમ લાગે ? ગમે તેટલા ઉપાયો કરીએ તો પણ તેમનું આયુષ્ય તો ઘટવાનું જ

પ્રાણનો વિયોગ કરવાની, બીજી હિંસા તે પ્રાણનો વિયોગ કરવાનાં કારણનો વિચાર કરવો તે; એ પછી કંઈ હિંસા આવે?, જીવને બચાવવાની બુદ્ધિનો અભાવ; એ પણ હિંસા છે; બચાવી શકયા હોત એ જીવને; તમે જાણીને ન બચાવો; અથવા બેદરકારી બતાવે, એ પણ હિંસા. આપણે આગળ કહી ગયા કે જમીન પર ચાલતા કોઈ એક માણસના પગ નીચે એક જીવ છુંદાઈ મરી જાત, મરી જવાની અણી પર હતો ત્યાં પેલા માણસના લક્ષમાં એ વાત આવી ને તેણે પગ ઉંપાડી લીધો, એટલે તે જીવ બચી ગયો. આનું નામ બચાવવાની બુદ્ધિ. પગ નીચે જીવ છુંદાય છે અથવા છુંદાવવાનો છે, એ ભાન થયા છતાં, પગ ઉઠાવ્યો ન હોત તો એ મારવા નહોતો ઇચ્છતો છતાં મરી જાત, અને હિંસા થાત. આ હિંસા લાગત, કારણ કે બચાવી શકાય તેને બચાવવાની બુદ્ધિ એણે વાપરી નહીં, આ બચાવવાની બુદ્ધિનો અભાવ થયો ને તે ત્રીજી હિંસા થઈ.

**અજાણ્યે થતી હિંસા.** તમે દુનિયાદારીમાં રહો છો. રોજના અનેક પ્રસંગો એવા બને છે કે જેમાં હિંસાનો અજાણ્યે સમાવેશ થઈ જાય છે. મોટરનો ડ્રાઈવર ભૂંગળું ન વગાડે તો શિક્ષાને પાત્ર થાય કે નહીં ? વાંક વળવાનો આવે ત્યાં ખબર કર્યા વિના, ભુંગળું વગાડયા વિના મોટર વાળી લે અને કોઈ અડફટમાં આવી જાય અથવા સામેથી બીજી મોટર ધસી આવે તો ડ્રાઈવર

**અવિરતિનો જીવ એ તપેલો લોઢાનો ગોળો છે.** અસામાન્ય ઝડપથી ધસી જતી મોટરથી કે ઝેરી દવાથી કોણ બચી શકે? જેનું નશીબ હોય તેજ; એમાંથી બચવા પામે. એ પ્રમાણે આ કાયા પણ ઝેરી દવા છે. આ 'મોતકાર'થી પ્રબળ આયુષ્યવાળા હોય તેજ બચે. આ કાયારૂપ મોટરની ગાડી એકદમ પૂર વેગથી દોડી જ જાય છે. એમ દોડવામાં હિંસા થાય છે કે કેમ, જીવો બચી જાય છે કે નહીં? વગેરે વિચાર એને આવતાં જ નથી. એક પણ જીવ મારાથી મરવો ન જોઈએ, હું દરેક જીવને બચાવનાર થાઉં, એવા વિચાર કોને કેટલી વખત આવ્યા? રખે ને મારાથી કોઈ જીવને નુકસાન થઈ જશે એ ચિંતા કયારે થઈ? મોટર ડ્રાઈવરને દરેક પળે કોઈ અડફટમાં ન આવી જાય; તેની સંભાળ રાખવી પડે છે. એ બાબતનું બીનચૂક ધ્યાન તેણે રાખવું પડે છે. આ કાયારૂપી ગાડીના આપણે પણ ડ્રાઈવર છીએ. આવી કાયારૂપી મોતકાર, છે. છતાં જે કાળજી મોટરના ડ્રાઈવરો રાખે છે, તે કાળજી આ મૂર્ખો ડ્રાઈવર નથી રાખી શકતો, મોટરનો ડ્રાઈવર આંધળો હોય અને મોટરકાર ચલાવે તો તેની શી દશા? પ્રજાની સલામતી શી? રાજસત્તા તે વખતે ચમકી જાય છે. કારણ આંધળો અને બ્હેરો ડ્રાઇવર ભર વસ્તીવાળા મહોલ્લામાં રાહદારીઓ તરફ દુર્લક્ષ રાખી સ્વેચ્છાથી મોટર ચલાવ્યો જાય તો એના જેવું ભયંકર બીજું શું હોઈ શકે? કાયારૂપી ગાડીનો ડ્રાઈવર કેટલી સંભાળ લે છે? ગામ શહેર અગર નગરની વસ્તીમાં ગણ્યા ગાંઠ્યા

બચાવનાર પાપી કેમ? બીજાના આયુષ્યનું રક્ષણ કરવું એ આ રીતે ધર્મ થયો, બીજાના આયુષ્યના ક્ષયનાં કારણો દૂર કરવાં તેનું નામ અનુકંપા. એ માટે વધારે નહીં તો પજૂસણમાં તમે સાંભળો છો. મેઘકુમારનો જીવ કોણ હતો? હાથી હતો, એ હાથીના ભવમાંથી એકદમ મનુષ્ય થયો. મનુષ્ય થઈને એકજ ભવમાં એ મોક્ષપદને પામ્યો, એ શાથી? એ કોના પ્રભાવથી બન્યું? એવું એણે કયું પુણ્યકાર્ય કર્યું હતું?, કે કશું પણ સદ્કૃત્ય કર્યા વિના જ, બેદરકારીથી જીવ્યા છતાં તે મોક્ષપદને પામ્યો? એનું કૃત્ય મહાન્ હતું સસલાને બચાવવાની બુદ્ધિ એણે વાપરી, એણે હિંસા થતી અટકાવી, જીવના આયુષ્યમાં નાશનું સાધન આવ્યું હતું તે દૂર કર્યું, તેથી એનો મોક્ષ થયો. જગતમાં કસાઈઓ હોય, છે પણ કેટલાક તો કસાઈની કાર્યવાહીથી આગળ વધેલા હોય છે. એટલે શું? તે જોઈએ? કસાઈઓ હિંસા કરે છે, બકરાં, બકરી, ગાય, ભેંસ, બળદ વગેરેની હિંસા કરે છે, પરંતુ પોતે મારે છે છતાં એ જાનવરોને બચાવનારને બુરા કહે, એવો કોઈ કસાઇ નીકળશે નહીં, પાંજરાપોળવાળા પશુઓને બચાવે છે, માટે તે પાપી છે. એવું કોઈ કહેશે નહીં. બીજા પણ જે કોઈ; એ જાનવરોને બચાવે; તેમને પાપી કહેનારો કસાઈ નહીં મળે. જ્યારે જિનેશ્વરના મતનું નામ ધરાવનાર અને જિનેશ્વરને દેવ તરીકે માનનારાઓમાં આવું કદી સાંભળ્યું છે? જીવને બચાવવામાં પાપ છે એ કલ્પના જ કેવી લાગે છે? એમની

થાય તે. આ સસલાની અનુકંપા બીજી અનુકંપા જેમાં પાપ નથી તેવી છે, એટલે તે નિરવદ્ય અનુકંપા; અને બીજી સાવદ્ય અનુકંપા. અહીં મૂર્ખાઈપણું પૂરું થયું. અનુકંપા પણ પાપવાળી હોતી હશે? હોય. સસલાની અણુકંપા પાપ બગરની ગણાય. પણ તમારી તો અનુકંપા પણ પાપવાળી છે. અને પછી અઢાર પાપસ્થાનક સેવે, તેથી અનુકંપા પાપ બગરની થવાની જ નહીં! અનુકંપામાં બે વસ્તુ રહી. પાપ ન પણ લાગે, ને પાપ લાગે પણ ખરૂં. આ મારી રાંડ વાંઝણી વગેરે શબ્દો કેવા લાગે છે? અનુકંપા પોતે જ પાપ રૂપ હોય તો સાવદ્ય અને નિરવદ્ય વિશેષણ ક્યાં લગાડશો? પણ આ કલ્પના જ ખોટી છે. અનુકંપા પાપવાળી છે જ નહીં, અનુકંપા તો સુંદર છે, અનુકંપામાં સાવદ્ય નિરવદ્યપણું રહેલું નથી. હવે અઢાર પાપસ્થાનકની અનુમોદના તમારા ઘરમાં ચીતરવાનું રહ્યું, જગત્‌માં બતાવવાનું ન રહ્યું, જેમાં બીજું પાપ ન થાય તે નિરવદ્ય અનુકંપા. તો હવે સસલાની અનુકંપા હાથીએ કરી તે નિરવદ્ય કે સાવદ્ય? અજાણ્યા એને નિરવદ્ય કહેશે, પણ પછી સાવદ્ય કહેવી પડશે.

**હાથીની અનુકંપા કેવી?** હાથીનું કૃત્ય કંઈ જેવું તેવું નહોતું. એ કંઈ સામાન્ય અનુકંપા નહોતી, આવું કૃત્ય તો મનુષ્યના હાથે ભાગ્યે જ થાય છે. એણે શું કર્યું? અઢી દિવસ સુધી પગ ઉંચો રાખ્યો. પરિણામે પગ ગંઠાઈ ગયો. હવે તો આ અનુકંપાને સાવદ્ય કહી શકાય કે નહીં? આ દશા હાથીની શા કારણે થઈ?

એ સસલાને કેમ અઢાર પાપ ન લાગ્યાં? જો એ પાપ લાગ્યાં તો હાથીને કેમ એ પાપ લાગ્યાં? હાથીએ કંઈ ખોટું કૃત્ય કર્યું હતું? હાથીને છેલ્લાં પરિણામ પણ કેવાં? એનાં પરિણામ એ હતાં કે સસલો જો મરે નહીં ને બચી જાય, તો જે ગાય, વગેરેને ભઠ્ઠીમાંથી બચાવે. તેનું પરિણામ વાછરડાની ઉત્પત્તિ થાય એ તો નથી જ. બચાવવાના પરિણામ; પાપ સેવવામાં નથી. આમ જો બચાવવાના પરિણામ બચાવવામાં જ આવતાં હોય તો પાપ ક્યાંથી લાગ્યું?, બચાવનાર પુણ્ય કરે છે કે પાપ એ તો સહજ સમજાય એવી સાદી વાત છે. પણ એ દયાના દુશ્મનોને સીધું કંઈ સુઝતું જ નથી. અહિંસા એકલી સસલાની નથી, બધાની અહિંસા છે, જેને પોતે માર્યો નથી તે બધાની અહિંસા છે, તો પછી એકલા સસલાની અહિંસા કેમ કહે છે? કારણ કે ત્યાં એકલા સસલાનો પ્રસંગ હતો, પગ નીચે દબાઈ જાય તે દબાવવો નહીં, એ હેતુ હતો; અને શાસ્ત્રકાર અહિંસા કહેતા નથી પણ ચોકખી અનુકંપા કહે છે. પરંતુ અનુકંપાના કટ્ટાવિરોધીઓને અનુકંપા રુચતી નથી; તેથી તે ફેરવવાનો વિચાર કરે છે! પ્રાણનાં વિયોગનાં સાધનો આપણી તરફથી થવાં ન જોઈએ. બચવાની બુદ્ધિ થવી જોઈએ. આયુષ્ય ઓછું થવાનાં સાધનો એને ન લાગે એનું નામ જ બચાવ. જીવનું મરવું તો કર્મને આધીન છે જ, પણ તેના આયુષ્યને બચાવવા માટેનાં વિચાર કરવા, પ્રયત્ન કરવા તેનું નામ અહિંસા, પણ જો આ રીતે ઊંડો

સુધરી શકતો તેને સુધારવાનો પ્રયત્ન કરવો એ મિથ્યા છે. હંમેશા; કાર્ય કરવું અને તેનું પરિણામ આવવું; એ કાર્યની અંદર રહેલા હેતુ પર અવલંબે છે. આજે હિંદુસ્થાનમાં યુરોપથી પણ માલ આવે છે અને જાપાનથી પણ માલ આવે છે, બન્ને ઉપર જકાત પડે છે પણ એ બન્ને માલ ઉપર જકાત નાંખવામાં ભિન્ન ભિન્ન વૃત્તિઓ રહેલી છે. યુરોપથી આવતા માલ ઉપર જકાત નાખવામાં એ વૃત્તિ રહેલી છે કે એ માલ આવવાનો ઓછો ન થાય; છતાં તે માલ હીંદી માલને મુકાબલે મોંઘો પડે, તો હીંદી ઉદ્યોગોને એટલો ફાયદો થઈ શકે. જ્યારે જાપાનીસ માલ ઉપર જકાત નાંખવાનો હેતુ એ છે કે તે માલ આવતો અટકી શકે. આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે કોઈ પણ કાર્યની કીંમત તેના એકલા બહારના દેખાવ ઉપરથી કરવાની નથી; પણ કોઈ પણ કાર્યની કીંમત કરતાં તે કાર્યમાં રહેલો હેતુ જ જોવો જોઈએ. આ દૃષ્ટિએ દરેક કાર્ય તપાસીએ છીએ ત્યારે કાર્યની કીંમતનો સાચો ખ્યાલ આવે છે.

જે સમ્યક્ત્વ પામ્યો છે, તેને પોતાના વિરોધીઓનું પણ પ્રતિકૂળ ચિંતવન કરવાનું નથી, તે જે કંઈ કરે છે, તે હંમેશા રક્ષણ કરવાની ભાવનાથી કરે છે. અનુપઘાતે રક્ષણ થાય તેમ કરે છે, ઉપઘાતના કાર્યમાં પ્રવર્તવું પડે, તો પણ ધર્મી જીવ વિધેય તરીકે વર્તી શકતો નથી. શાસનનું રક્ષણ કરવાની ભાવનાથી ધર્મી જીવ પ્રવૃત્તિ કરી શકે છે, અર્થાત્ આ બધા કાર્યમાં હેતુ જૈન શાસનની સેવાનો હોવો જોઇએ.

ગોશાલો એ ભગવાન મહાવીરદેવનો કટ્ટરમાં કટ્ટર વિરોધી હતો. તે છતાં પોતાના સાથીઓને લઈને તે ભગવાન શ્રી મહાવીર દેવ ઉપર હલ્લો લઈને આવ્યો હતો, તીર્થંકર ભગવાનનો એ મોટામાં મોટો શત્રુ હતો. દેવ અને ગુરૂનો નિંદક હતો; પણ આવો માણસ એ જ્યારે સામે હુમલો લઈને આવે છે, અને જ્યારે ભગવાન તેને શાંત કરી શકતા નથી ત્યારે તેઓ બીજા સાધુઓને વારે છે. તીર્થંકરને માટે ગોશાળો ગમે તેવા આક્ષેપો કરે છે, છતાં તેની ઉપેક્ષા કરવાની મહાવીરદેવ સઘળા સાધુઓને આજ્ઞા કરે છે એ શાથી?, કેવળ અનુકંપાથી, જો સાધુઓમાંથી કોઈ સામે થશે તો એ દુષ્ટ તેનો વધ કરશે, અને જો કોઈ સામે નહીં થશે; તો ગોશાલો ગમે તેવા શબ્દ બોલી પાછો ચાલ્યો જશે, એમ માનીને સંયમીનો ઘાત ન થાય, તે માટે ભગવાન મહાવીર મહારાજ શિષ્યોને આ પ્રસંગે મુંગા રહેવાને માટે આજ્ઞા કરે છે, આટલું છતાં સર્વાનુભૂતિ અને સુનક્ષત્ર બોલે છે; હવે પ્રશ્ન એ છે કે આ બે શિષ્યોએ ભગવાનની આજ્ઞાનું પાલન કર્યું કે નહીં?, આનો ઉત્તર એ કે સર્વાનુભૂતિના કાર્યને આપણે ભગવાનની આજ્ઞાનું ખંડન કર્યું એમ કહી શકતા નથી. ભગવાને પોતાના શિષ્યોને એવી આજ્ઞા કરી હતી કે તમારે ગોશાલાની સામે કંઈ પણ ન જ બોલવું. એ એવા આશયથી કે અધર્મી, ત્યાગીઓનો પણ જીવ લેતાં ડરવાનો નથી, અને પોતાના કારણે આવો પ્રસંગ પડે એ શ્રી મહાવીરદેવ ઉચિત માનતા ન હતા, છતાં જ્યારે તેમના

સુધરી શકતો તેને સુધારવાનો પ્રયત્ન કરવો એ મિથ્યા છે. હંમેશા; કાર્ય કરવું અને તેનું પરિણામ આવવું; એ કાર્યની અંદર રહેલા હેતુ પર અવલંબે છે. આજે હિંદુસ્થાનમાં યુરોપથી પણ માલ આવે છે અને જાપાનથી પણ માલ આવે છે, બન્ને ઉપર જકાત પડે છે પણ એ બન્ને માલ ઉપર જકાત નાંખવામાં ભિન્ન ભિન્ન વૃત્તિઓ રહેલી છે. યુરોપથી આવતા માલ ઉપર જકાત નાખવામાં એ વૃત્તિ રહેલી છે કે એ માલ આવવાનો ઓછો ન થાય; છતાં તે માલ હીંદીઓ માલને મુકાબલે મોંઘો પડે, તો હીંદી ઉદ્યોગોને એટલો ફાયદો થઈ શકે. જ્યારે જાપાનીસ માલ ઉપર જકાત નાંખવાનો હેતુ એ છે કે તે માલ આવતો અટકી શકે. આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે કોઈ પણ કાર્યની કીંમત તેના એકલા બહારના દેખાવ ઉપરથી કરવાની નથી; પણ કોઈ પણ કાર્યની કીંમત કરતાં તે કાર્યમાં રહેલો હેતુ જ જોવો જોઈએ. આ દૃષ્ટિએ દરેક કાર્ય તપાસીએ છીએ ત્યારે કાર્યની કીંમતનો સાચો ખ્યાલ આવે છે.

જે સમ્યક્ત્વ પામ્યો છે, તેને પોતાના વિરોધીઓનું પણ પ્રતિકૂળ ચિંતવન કરવાનું નથી, તે જે કંઈ કરે છે, તે હંમેશા રક્ષણ કરવાની ભાવનાથી કરે છે. અનુપઘાતે રક્ષણ થાય તેમ કરે છે, ઉપઘાતના કાર્યમાં પ્રવર્તવું પડે, તો પણ ધર્મી જીવ વિધેય તરીકે વર્તી શકતો નથી. શાસનનું રક્ષણ કરવાની ભાવનાથી ધર્મી જીવ પ્રવૃત્તિ કરી શકે છે, અર્થાત્ આ બધા કાર્યમાં હેતુ જૈન શાસનની સેવાનો હોવો જોઈએ.

છે. આ જગા પર વિચારવાનું છે કે જન્મથી ડરવું એ જો કર્તવ્ય છે, તો પછી જન્મના કારણો ક્યાં છે અને તેથી બચવાનો માર્ગ કયો છે? આ પ્રશ્નનું સમાધાન આગળ કરવામાં આવશે.



## જૈનત્વનું મૂળ શું?

**આત્માનો જન્મ ક્યાંથી?** શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન્ ન્યાચાચાર્ય યશોવિજયજી મહારાજ ભવ્ય જીવોના ઉપકાર માટે જ્ઞાનસાર અષ્ટક નામના ગ્રંથ પ્રકરણમાં તેઓશ્રી જણાવે છે; કે અનાદિકાળથી દરેક જીવો ભવની પરંપરામાં રખડે છે. આ જીવ ક્યાંથી રખડે છે, અને ક્યાં સુધી રખડે છે; તેનો ઉત્તર એ છે કે, જ્યાં સુધી જીવને પોતાના સાચા સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી ત્યાં સુધી તે રખડે છે. જો મનુષ્ય પોતાની દૃષ્ટિ આત્મા તરફ વાળીને એમ વિચાર કરે, કે હું એટલે કોણ?, હું ક્યારનો આવ્યો ક્યાંથી આવ્યો? મારી ફરજ શું છે?, આત્મા તરીકે મેં જગતમાં શું કર્તવ્ય કર્યું છે?, અને મારૂં છેવટનું ઠરવાનું

છે, અને એ અનુભવથી મનુષ્ય પહેલાં દરેક વસ્તુ કલ્પનામાં સર્જવે છે, પછી તે વસ્તુ યોજનારૂપે કાગળ ઉપર લખાય છે, પછી તેનો પ્રત્યક્ષ વહેવાર થાય છે, અને એ કલ્પનાનું આપણે સ્થૂળ રૂપ થયેલું જોઈએ છીએ, પરંતુ વિચાર કરો કે બધાનું મૂળ શું ?, તો એક જ જવાબ મળશે કે હિંદુસ્થાનમાં મહાકવિ કાળીદાસ, ભવભૂતિ વગેરે મહાકવિઓએ તથા યુરોપમાં શેક્ષપીયર જેવા પુરુષોએ કલ્પનાએ અનેક ગ્રંથો રચ્યા, અમેરીકામાં એડીસને વિવિધ જાતની શોધ કરી જગતમાં નવો યુગ પ્રગટાવ્યો, એ બધું શાથી થયું ? જવાબ એક જ છે કે મનુષ્યે કલ્પનાથી ખોળ કરી, પણ મનુષ્યે આ બધી કલ્પના ક્યાંથી કરી; જવાબ એક છે કે તેણે જે વસ્તુ અનુભવી હતી, અથવા તેના પૂર્વજોએ જે વસ્તુ અનુભવી હતી, અને તેના કુળ પરંપરાગત સંસ્કાર એનામાં આવ્યા હતા, તે પરથી એણે કલ્પનાઓ કરી. પરંતુ એક પણ મનુષ્યે આજ સુધીમાં એવી કલ્પના નથી કરી કે, એ કલ્પના કોઈએ અનુભવી જ ન હોય. આ ઉપરથી એક વસ્તુ સાબીત થાય છે કે મનુષ્ય જેની કલ્પના કરી શકે છે તે વસ્તુ તેણે એક બીજા પ્રકારે અનુભવેલી હોવી જ જોઈએ.

આપણો જીવ ક્યારે ઉત્પન્ન થયો એ આપણા ખ્યાલમાં નથી એનું કારણ એ જ છે, કે એ સ્થિતિ આપણે અનુભવી નથી, મનુષ્ય મારૂં શરીર એમ કહે છે, શરીરને અનેક કાર્યોમાં પ્રવર્તાવે છે, એ ઉપરથી લાગે છે કે શરીરને પ્રવર્તાવનાર કોઈ વસ્તુ જુદી હોવી જોઈએ. સમજો ત્યારે જે

થાય છે એ ઉપરથી જણાઈ આવે છે કે ગર્ભના મૂળભૂતરૂપે બીજું કંઈક હોવુંજ જોઈએ જો રક્તવીર્યથીજ સંતતિ ઉત્પન્ન થાય, તો પ્રત્યેક વખતે સંતતિની ઉત્પત્તિ હોવીજ જોઈએ, પણ વ્યવહારમાં આપણે જોઈએ છીએ કે આ પ્રમાણે બનતું નથી, તે ઉપરથી આ વાત સિદ્ધ થાય છે કે સંતાન ઉત્પત્તિના કારણ રૂપ માત્ર રક્ત વીર્યજ ભલે રહે, પણ બીજી કોઈ ચીજ હોવીજ જોઈએ. આપણે પ્રત્યક્ષપણે જોઈએ છીએ કે વૃક્ષનું બીજ વવાયેલું હોય અને પાણીથી પોષણ મળે તો જ વૃક્ષ ઉત્પન્ન થાય છે, જો બીજ ન હોય અને ગમે એટલા માટી અને પાણી ભેગાં કર્યાજ કરો, તો પણ એથી વૃક્ષ ઉત્પન્ન થઈ શકે નહીં તેજ પ્રમાણે એકલા રક્તવીર્યથીજ બીજ વિના ગર્ભની પણ ઉત્પત્તિ સંભવિત નથી. માટી અને પાણીના સ્થાન પર રૂધિર અને વીર્ય છે. તેજ પ્રમાણે બીજના સ્થાન ઉપર કંઈક વસ્તુ હોવીજ જોઈએ. આવો સંજોગ ભેગો થાય ત્યારે જન્મરૂપી વિકાર થઈ શકે છે. પ્રત્યેક મનુષ્ય એવું ધારતો નથી અથવા એવી કલ્પના કરતોજ નથી કે મારા શરીર સાથે મારા જીવની પણ ઉત્પત્તિ થઈ છે, તે માનેજ છે કે આત્માની ઉત્પત્તિ તો પહેલાંની હોવીજ જોઈએ.

ખેતરમાં બીજ વાવીએ છીએ ત્યારે આપણે બીજને જોઈ શકીએ છીએ, પણ એ બીજ જ્યાં વૃક્ષરૂપે બને છે. વૃક્ષ બનવાની ક્રિયામાં બીજ અદૃશ્ય થાય છે ત્યારે આપણે બીજ જોઈ શકતા નથી, પરંતુ એથી આપણે એમ કહી નથી

માટે પણ સમજી લ્યો. આત્મા શરીરને જેમ પ્રવર્તાવે; તેમ શરીર પ્રવર્તે છે, આત્મા શરીરને પાણીમાં લઈ જાય; તો શરીર પાણીમાં જાય છે; તે તેને ગમે એ પ્રદેશમાં લઈ જાય ત્યાં શરીર જાય છે, આટલું છતાં પણ જેમ એન્જીન અને ડ્રાઈવર એ બે જૂદા છે, તેજ પ્રમાણે આત્મા અને શરીર પણ જૂદા છે, શરીર પ્રવર્તાવનારી વસ્તુ છે અને આત્મા પ્રવર્તાવનાર વસ્તુ છે. આ બધા ઉદાહરણો ઉપરથી એ વાત નક્કી કરવી પડે એમ છે કે શરીર અને આત્મા એ બંને જુદી જ વસ્તુ છે. હવે વળી એન્જીન અને એન્જીન ડ્રાઈવરનો દાખલો ધ્યાન ઉપર લો. એન્જીન તો જડ છે; તેનામાં હાલવા ચાલવાની શક્તિ નથી. તેનામાં વિચારશક્તિ નથી, તેને ડ્રાઈવર પ્રવર્તાવે છે, હવે શું કોઈ એમ કહી શકશો કે એ એન્જીન અને એન્જીન ડ્રાઈવર બંને એક જ વખતે બન્યા; અથવા તે બંનેનો જન્મ એક જ વખતે થયો છે, એજ પ્રમાણે શરીરરૂપી એન્જીનને પ્રવર્તાવનાર આત્મા છે, તેથી શરીર અને આત્મા બંને એક જ વખતે થયા; એમ કહી શકે નહીં. આ ઉપરથી એમ માનવાને જરૂર પડે છે કે; આત્મા શરીરથી જૂદી જ વસ્તુ હોઈ; તે અનાદિ છે, અને એ આત્મા કોઈ દિવસ ઉત્પન્ન પણ થયો નથી. હવે તમો પૂછશો કે આપણે અનાદિ કોને કહીએ છીએ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે જે વસ્તુ કોઈ વખત ઉત્પન્ન થએલી ન હોય, અને એ ચીજ વિદ્યમાન હોય; તો તે અનાદિ વસ્તુ કહી શકાય.

અથવા બન્નેમાં બીજ રૂપે રહેલો આત્મા પણ અનાદિ હોવો જ જોઈએ. એક લુગડા ઉપર લાલ રંગ ચઢાવીએ, એ રંગને પાંચ વર્ષ થાય, તો પછી રંગને પાંચ વર્ષ થયાં અને લુગડું બન્યાને ત્રણ વર્ષ થયાં એમ કોઈ કહી શકે નહીં. એ જ પ્રમાણે જન્મ અને કર્મ અનાદિના છે; પણ આત્મા અનાદિનો નથી, એમ કોઈ પણ કહી શકે નહીં. જો આત્મા અનાદિ છે, અને તેના જન્મ અને કર્મ પણ અનાદિ છે, તો હવે આત્માએ વિચાર કરવો જ જોઈએ કે, હું અનાદિનો છું. અને અનાદિથી જન્મ અને કર્મ કર્યા જ કરૂં છું; આ સમજણ જેનામાં દૃઢ થાય, તે જ સાચો જૈન છે. જેણે આ સમજણ સ્વીકારી છે, તે જૈનમાર્ગમાં આવેલો છે. એમ કહેવામાં વાંધો નથી. જૈન કહેવડાવું સહેલું છે, પણ સાચા જૈન થવું એ ઘણું જ મુશ્કેલ છે. જૈન માર્ગનું પહેલું પગથીયું એજ છે કે આત્માએ એવી માન્યતા ધારણ કરવી કે હું અનાદિનો છું, અને અનાદિથી જન્મ અને કર્મ કર્યા જ કરૂં છું. આ માન્યતા જૈન ધર્મનું પહેલું પગથીયું છે. માની લો કે જો આપણામાં આ સમજ ન હોય તો; આપણે જૈનત્વની સીડીના પહેલે પગથીયે પણ આવ્યા નથી, પહેલાં પગથીયાંનો મુદ્રાલેખ ધ્યાનમાં લીધો નથી, અને પહેલાં પગથીયાંનું દૃષ્ટિબિંદુ લક્ષ્યમાં લીધું નથી. એટલા જ માટે પંચસૂત્રીકારે; જેની વ્યાખ્યા ભગવાન શ્રીહરિભદ્રસૂરિજીએ કરી છે, તેમાં એમ જણાવ્યું છે કે જૈન શાસનનો પહેલો પાઠ એ છે કે આત્માને એવી માન્યતા ધારણ કરવી કે હું

એમ કહેવાને વાંધો નથી કે અગ્નિ પછી જ અગ્નિનો તણખો
ઉત્પન્ન થયો. તે જ પ્રમાણે જીવ જો બ્રહ્મમાંથી ઉત્પન્ન થયો
હોય તો; જીવને અનાદિ માની શકાય નહી, પણ આદિ
એટલે પાછળથી, આદિમાં ઉત્પન્ન થયેલો માનવો પડે. વળી
કેટલાક જીવોને બ્રહ્મનો કણ અથવા અંશ માનતા નથી અને
તેઓ જીવને સ્વતંત્ર માને છે.

**જીવ આદિ કે અનાદિ?** નૈયાયિકો વૈશેષિકો વિગેરે જીવને
અનાદિ માને છે. આ લોકો જીવને
અનાદિ કેમ માને છે, તે સમજવા જેવું છે. જીવની ઉત્પત્તિને
તર્ક વડે અથવા બીજી કોઈપણ રીતે તેઓ સાબીત કરી
શક્યા નથી, આવી સાબીતીમાં જ્યારે તેઓ નિષ્ફળ ગયા,
ત્યારે તેમણે ઠોકી માર્યું કે જીવ અનાદિ છે. તેઓ એક
તરફ જીવને અનાદિ માને છે; અને બીજી બાજુએ જગતને
કૃત્રિમ માને છે. જો જીવ અનાદિ હોય, તો જગત્ કૃત્રિમ
હોઈ શકે નહીં. અને જગત્ કૃત્રિમ હોય તો, જીવ અનાદિ
હોય શકે નહીં. જેમ પચાસ વર્ષના પુત્રની માતા વીસ વર્ષની
હોય એ અશક્ય છે, તે પ્રમાણે ઉપરની માન્યતા પણ અશ-
ક્ય છે. જીવ અનાદિ છે, અને જગત્નો કર્તા ઈશ્વર છે,
એવું કોઈ પણ તત્વજ્ઞ કબૂલ કરે નહીં. જો જીવ અનાદિમાં
ન હતો એમ માનો, અને જગત્ ઈશ્વરે બનાવ્યું છે એમ
માનો, તો સ્વાભાવિક રીતે એવી શંકા ઉપસ્થિત થાય છે.
કે, ઈશ્વરે સૃષ્ટિને નિર્માણ કરી; અર્થાત્ જગત બનાવ્યું, તે
પહેલા આ અનાદિનો જીવ ક્યાં હતો?, અને કઈ સ્થિતિમાં

**સૃષ્ટિ કર્તા કોણ?** હવે એથી આગળ વધો અને આ પ્રશ્નને પૂરેપૂરી ઝીણવટથી ચર્ચો. ઇશ્વરે સૃષ્ટિ રચી અને મનુષ્યને ગર્ભવાસ આપ્યો. હું પૂછું છું કે, મનુષ્યે, એટલે કે મનુષ્યના આત્માએ, તે જન્મ અને કર્મથી મૂક્ત હોવા છતાં ઇશ્વરનું એવું તે શું બગાડયું હશે, કે જેથી આત્માને જન્મ મરણની જંજાળમાં ધકેલી મૂકયો અને ગર્ભવાસના અસહ્ય દુઃખો આપ્યાં ?, આત્માએ ઇશ્વરનો કોઇ ગુન્હો કર્યો નથી, નથી એણે કંઇ ઇશ્વરનું બગાડયું, કે નથી. એણે ઇશ્વરને ગરદન માર્યો! છતાં ઇશ્વર આત્માને ગર્ભવાસનાં અસહ્ય દુઃખો આપે છે. એનું કંઇ કારણ ? જો તમે એમ કહેશો કે ઇશ્વરે આત્માને જન્મ આપ્યો એનું કારણ આત્માના કર્મો છે, તો તમારે ઇશ્વરે સૃષ્ટિ પેદા કરી એ માન્યતા છોડી દેવી પડશે, કારણ કે ઇશ્વરે સૃષ્ટિ પેદા કીધી, તે પહેલાં તો સૃષ્ટિ હતી નહીં, છતાં આત્મા જન્મ પામે છે અને તે જન્મ જો તેના કર્મને આભારી છે, તો આત્માને કર્મ કરવાને માટે કોઇ સ્થાન હોવું જ જોઇએ! અર્થાત આત્મા અનાદિ હતો, તે જન્મ કર્મથી રહિત હતો. અને ઇશ્વરે સૃષ્ટિની રચના કરી, પછી આત્માને ભવપરંપરામાં ધકેલી મૂકયો એ માન્યતા આપોઆપ ખોટી થાય છે. જો સૃષ્ટિ બનાવી, તે પહેલાંના આત્માના કર્મ હતાં, એમ માનો તો સૃષ્ટિની શરૂઆત પાછળથી થઇ એ માન્યતાને તિલાંજલી આપવી પડશે, અને જો સૃષ્ટિની શરૂઆત માનીએ તો ઇશ્વરને અને આત્માને અનાદિ માનવાનું બંધ કરવું પડશે. પોલીસની

ઈશ્વર દયાળુ ખરો કે નહિ? બાળક નાનો છે અને ઈશ્વર મોટો છે, અર્થાત્ બાળકે ગુન્હો કર્યો હોય? તો પણ ઈશ્વરનો ધર્મ છે કે તેણે બાળકને ક્ષમા આપવી જોઇએ, પછી એમ ન કરતાં ઈશ્વર બાળકને મૃત્યુ વિગેરેનાં દુઃખો આપે છે, તેથી સાબીત થાય છે કે મનુષ્યના વ્યવહાર જેટલી પણ દયા ઈશ્વર દર્શાવતો નથી, બાળક અજ્ઞાન છે, અજ્ઞાનપણાને અને ગુન્હાને સંબંધ નથી, બાળકે ગુન્હો કર્યો હોય તો પણ તે અજ્ઞાન હોવાથી ઈશ્વરે બાળકને ક્ષમા આપવી ઘટે છે. બાળકની વાત જવા દઇએ તો મોટા મનુષ્ય પણ ઈશ્વરની આગળ બાળક જેવા છે. ઈશ્વર જ્ઞાની છે, મનુષ્ય અજ્ઞાની છે. એટલે મનુષ્યનો દોષ થાય તો પણ ઈશ્વરે તેને સજા ન કરતાં ક્ષમા આપવી એ કર્તવ્ય જ છે, પણ આપણે જોઇએ છીએ કે વ્યવહારમાં તેમ બનતું નથી, અને મોટા માણસો તથા બાળકો સુખ અને દુઃખ ભોગવી રહ્યા છે. જો ઈશ્વર જ સુખ અને દુઃખ આપનારો હોય? તો એમ માનવું જોઇએ કે ઈશ્વર દયાળુ અને ન્યાયી નથી, કિંતુ ઘાતકી અને જુલમગાર છે. અન જો ઈશ્વરને ઘાતક અને જુલમગાર ન માનવો હોય તો એમ માનવું જોઇએ કે સુખ દુઃખ ઈશ્વર આપતો નથી, પરંતુ બીજી કોઇ વસ્તુ એવી છે, કે જે સુખ અને દુઃખ આપે છે. બીજી માન્યતા એ છે કે; આત્મા કર્મ પ્રમાણે સુખ દુઃખ ભોગવે છે. પણ આત્માએ કર્મ ક્યારે કર્યાં, આત્મા અનાદિ છે, અને સૃષ્ટિને ઇશ્વરે બનાવી એમ માનીએ તો સૃષ્ટિ વગર આત્માએ કર્મ ક્યાં

આત્મા જે ખોટા કામ કરે છે અથવા સારા કામ કરે છે, તે કામ જો ઇશ્વર કરાવતો હોય તો એ કામનો જવાબદાર આત્મા નથી પણ ઇશ્વર છે, કારણ કે જે ગુન્હો કરે છે, તેના કરતાં ગુન્હો કરાવનાર બમણો જવાબદાર છે, એ આપણે જાણીએ છીએ. આ ઉપરથી માનવું પડે છે, કે આત્માને હાથે જે શુભાશુભ કર્મ થાય છે તે ઇશ્વર કરાવતો નથી, પણ આત્મા એના કર્મ પ્રમાણે સારા નરસાં કામો કરે છે, જો જગતનો સઘળો વ્યવહાર ચલાવનાર, માણસોને કર્મને પંથે પ્રેરનાર, મનુષ્યને હાથે સારા નરસાં કામો કરાવનાર ઇશ્વર હોય તો ચોર જે ચોરી કરે છે તેને માટે જવાબદારી પણ ઇશ્વરને માથે રહે છે, અને એ ચોરને જે સજા થાય છે તે ઇશ્વર જ કરાવે છે; એનો અર્થ એ છે કે ગુન્હો કરાવે છે પણ ઇશ્વર અને સજા આપનાર પણ ઇશ્વર ! આ વસ્તુ દેખીતી રીતે ખોટી છે.

**શું આત્મા પાપ કરવામાં અને કર્મ ભોગવવામાં સ્વતંત્ર છે?** દલીલની ખાતર એમ માનીએ કે આત્મા કર્મ કરવામાં એટલે કે પાપ કરવામાં અને પાપના ફળો ભોગવવામાં સ્વતંત્ર છે અને ઇશ્વર તો માત્ર તેને સજા કરાવે છે, ઇશ્વર કંઈ ગુન્હો કરાવતો નથી, તે પ્રમાણે આત્મા પાપ કરે છે, તેમાં ઇશ્વરનો સંબંધ નથી, પણ તેના પરિ-ણામ ઇશ્વર ભોગવાવે છે, આ માન્યતા દેખીતી રીતે સારી લાગે છે, પણ લાંબો વિચાર કરતાં આ દલીલ પણ ટકી

તમે જાણો છો કે જગતમાં કોઈ માણસે ઝેર ખાધું હોય તો તેનો ઉપાય થઇ શકે છે. ખાધેલું ઝેર ઉલટી દ્વારા કઢાવી શકાય છે, પણ કાન દ્વારા વિચારો રૂપી જે ઝેર મનુષ્યના શરીરમાં પ્રવેશે છે, તે કાંઢી નાંખવાનો કોઇપણ માર્ગ જગતમાં વિજ્ઞાનશાસ્ત્રીઓને પણ જડયો નથી. કાનમાં ખરાબ વિચારોરૂપી જે વિષ રેડવામાં આવે છે, એ એવું ભયંકર છે કે, વિષયનું બળ જ્યાં સુધી પહોંચ ત્યાં સુધી તે, મનુ-ષ્યને હાથે ગમે તેવા દુષ્કર્મો કરાવે છે, એટલા માટે સૌથી પહેલી ફરજ એ છે કે તમારે આવું વિષ લેતાં બચી જવું જોઇએ.

ત્રણ મુદ્દા હવે ઉપર જણાવેલા ત્રણ મુદ્દા તપાસો. પહેલો મુદ્દો એ છે કે આત્મા પાપ કરવામાં સ્વતંત્ર છે જગત્‌ની ચાલુ રાજનીતિની દૃષ્ટિએ આત્માને પાપ કરવામાં સ્વતંત્ર માની શકીએ, પણ ઇશ્વરીનીતિમાં આત્મા આ રીતે સ્વતંત્ર નથી. જૈન સાહિત્યમાં એક ઉદાહરણ છે કે દેવદત્ત નામના માણસે યજ્ઞદત્ત નામના માણસને માર મારી પાડી નાંખ્યો, અને તેને છરી ઘોંચી મારી નાંખ્યો. આ કામ ઉપરાંત જુઠું બોલવું, વિશ્વાસઘાત કરવો ઈત્યાદિ કામો એ પાપ છે. આ પાપ તદન સ્વતંત્ર રીતે થયું, તે તમે કબૂલ કરો છો ?, નહીં. દેવદત્તે યજ્ઞદત્તને માર માર્યો તેમાં યજ્ઞદત્તનું પાપ હતું કે નહીં ?, એકનું પાપ તે બીજાનું ફળ છે. જ્યાં ગુન્હો એજ શિક્ષા હોય અથવા શિક્ષા એજ ગુન્હો હોય ત્યાં સ્વતંત્રતાને અવકાશ નથી, શિક્ષાથી ગુન્હો સ્વતંત્ર છે,

પદાર્થની શક્તિ છે આરસેનીકનો એક ડોઝ લઈએ કે જરૂર મરી જવાય. તો આ મરણ કોણે આપ્યું?

ઈશ્વરે મરણ આપ્યું કે સોમલની ડોઝથી મરણ થયું? સોમલના ડોઝથી મરણ ન થયું અને ઈશ્વરે મરણ આપ્યું, એમ માનવું એ દેખીતી રીતે જ ખોટું છે. અર્થાત્ એમ જ માનવું પડે છે કે ઇશ્વરે મોત નથી આપ્યું પણ સોમલના ડોઝથી જ મરણ થયું છે. આ દૃષ્ટાંત પ્રમાણે કોઇ પણ કર્મના કર્તા તરીકે ઇશ્વરને વચ્ચે લાવવાની જરૂર રહેતી નથી. આ બધી ચર્ચા ઉપરથી એમ સાબીત થાય છે, કે જીવ કર્મ કરવામાં સ્વતંત્ર નથી. એકનું જે પાપ છે તે બીજાને સજા છે, આ નિયમથી કર્મ પ્રમાણે આત્માને હાથે કામો થાય છે અને એ કાર્યોના બદલારૂપે એ કાર્ય પોતે જ ફળ પણ આપે છે. સોમલના દૃષ્ટાંત ઉપરથી એમ માનવું પડે છે કે સુખ દુઃખ આપનારો ઇશ્વર નથી, પરંતુ પદાર્થોના પરમાણુમાં જ ફળ આપવાની શક્તિ રહેલી છે. જેમ સોમલ ભિન્ન ભિન્ન પરમાણુ-ઓનું બનેલું છે, તેજ પ્રમાણે કર્મના પણ ભિન્ન ભિન્ન પુદ્ગલો છે અને તેમાં જ ફળ આપવાની શક્તિ રહેલી છે. અર્થાત્ ફળ આપવામાં ઇશ્વરને વચ્ચે લાવવાની કંઇ જરૂર રહેતી નથી, દરેક પદાર્થમાં જે સ્વભાવ રહેલો છે, તે સ્વભાવમાં જ ફળ આપવાની શક્તિ રહેલી છે અને પદાર્થમાં રહેલી શક્તિ જ ફળ આપે છે, ઇશ્વર કોઇ જાતનું ફળ આપતો નથી, વળી ઇશ્વરને સર્વવ્યાપી માનીએ, સઘળે સ્થળે રહેલો અને પ્રકાશ-નારો માનીએ તેને જ કર્મ કરાવનાર માનીએ, અને તેને જ

તાબેદાર છે, અને છતાં જો તે પોતે પોતાની મરજી પ્રમાણે કામો કરતા હોય તો પછી સમ્રાટ્‌નું સમ્રાટ્‌પણું ક્યાં રહ્યું?, વળી કોઈ એમ દલીલ કરશે કે મનુષ્યના હાથે જે સતકર્મ થાય છે, તે ઇશ્વર કરાવે છે અને એ સત કર્મના ફળો પણ ઈશ્વર ભોગવાવે છે, પણ માણસ જે પાપ કરે છે, તે ઇશ્વર કરાવતો નથી? તો, આ દલીલ પણ વ્યાજબી નથી, એકલું પુન્ય ઇશ્વર કરાવે છે, અને તે પાપ કરાવતો નથી એમ માનવું; તે પણ બુદ્ધિની બહારની વાત છે.

બીજી એ કલ્પના છે કે પાપ પુન્ય બેમાંથી એક પણ વસ્તુ ઈશ્વર કરાવતો નથી પણ આત્મા સ્વતંત્ર રીતે કરે છે, અને માત્ર ઇશ્વર તો શુભાશુભ કર્મોના ફળો જ આપે છે, અને તે પણ મનુષ્યના કલ્યાણને માટે જ આપે છે. હવે આ માન્યતા સાચી છે કે કેમ તે જોઇએ?, જો કર્મનાં ફળ ઇશ્વર આપતો હોય તો પછી કર્મની મહત્તા ઉડી જાય છે, સારૂં કામ કરનારને સારો બદલો મળે, અને નઠારૂં કામ કરનારને નઠારો બદલો મળે, તેથી કર્મની મહત્તા સમજાય છે, પણ એમ ન થાય અને ઈશ્વર જ ફળ આપ્યા કરે તો પછી કર્મ રૂપે જે કંઇ કાર્ય થયું તેની મહત્તા શી? આથી એમ માનવું પડે છે કે કોઈ પણ કાર્યનું ફળ ઈશ્વર આપતો નથી, પણ કર્મમાં જ ફળ આપવાની શક્તિ રહેલી છે.

આ બધી ચર્ચા એટલી બધી વિસ્તીર્ણ છે, કે હવે ઉપ- સંહાર કરતાં પહેલાં તેનો સાર કાઢવો જોઈએ, એનો સાર

પોતાના સંતાનોને પાવી નથી, તમને માલમ હશે કે દરેક બાળકને શરૂઆતમાં ગળથુથીમાં સાકરનું પાણી અપાય છે. પણ મોટા થયા પછી માણસને તેનો ખ્યાલ રહેતો નથી. હવે જો બાળકને ગળથુથીમાં સાકરનું પાણી ન આપતાં, તેને શીખંડ ખવાડીયે તો તેની શું દશા થાય ?, તે પ્રમાણે જૈનત્વની ગળથુથીમાં શું હોવું જોઈએ, તે તમારે વિચારવાનું છે. લાડુ પકવાન વગેરે સારી વસ્તુ છે, ખોરાક તરીકે તેનું મહત્વ ઉત્તમ છે, તેની કોઈ ના પાડી શકે નહીં. પણ એ વસ્તુ સારી હોવા છતાં નાના બાળકને એ ચીજ આપી શકાતી નથી. અને જો આપો છો, તો તેથી બાળકના આરોગ્યનું, સત્યાનાશ નીકળી જાય છે. બાળકને આ ખોરાક નથી પચતો, માટે શું એમ માનશો કે એ ખોરાકજ ખરાબ છે ?, બીલકુલ નહીં. ખોરાક ખરાબ નથી; પણ જે બચ્ચાંને ખોરાક આપવાનો છે, તે બચ્ચાંની અવસ્થાને એ ખોરાક અનુકૂળ નથી માટે નાના બાળકને આવો જડ ખોરાક ન આપતાં, તેના બાળપણને યોગ્ય ખોરાક આપવો પડે છે. એ પ્રમાણે બચ્ચાંને ગળથુથીમાં ધર્મ આપવાનો તમે શું ઉદ્યમ કરો છો ? એનો તમે વિચાર કરો, આ પ્રશ્નનો ઉત્તર શૂન્ય સિવાય બીજો કોઈ નથી. શ્રી જીનેશ્વરદેવને જે માને છે તે જૈન છે, આ વસ્તુ લાડવાના ખોરાક જેવું ભારે જમણ છે, અને નાના બચ્ચાંને આ ધાર્મિક ખોરાક પચી શકે એવો નથી, તમે એમ સમજશો કે તમારૂં બાળક જૈન સાધુના વ્યાખ્યાનમાં જાય છે, એટલે તે સંસ્કારવાળું બનશે; પણ સાથે

અપેક્ષાએ ગણધરની ત્રીપદી જીવને માટે જેટલું કામ ન આપે, તેના કરતાં અનેક ગણું કામ આ ત્રીપદી આપે છે. ગણધર ભગવાનને જે ત્રીપદી આપવામાં આવી હતી તે તેમને સમ્યક્ત્વ પ્રાપ્ત થયું, તે પછી આપવામાં આવી હતી, પરંતુ ઉપર જણાવેલી ત્રીપદી તો મૂળભૂતરૂપ છે જો આ ત્રીપદી ન હોત તો સમ્યકત્વ અથવા બીજું કોઈ પણ પદ ન જ મલી શકે એ ખુલ્લું છે. સર્વ પદાર્થની શ્રદ્ધા એ સમકિત છે.

પરીક્ષામાં ઉત્તમ પ્રકારે ઉત્તીર્ણ થયેલો તે છે કે જે સો એ સો માર્ક મેળવે છે, તેમ જૈનપણામાં સર્વ પદાર્થની શુદ્ધ શ્રદ્ધા હોય એ જરૂરનું છે. ઉપર જે ત્રીપદી માનવાની કહી, તે તો જૈનપણાનું પ્રથમ પગથીયું છે. તમે કહો છો કે અમે મહાવીર ભગવાનને દેવ માનીએ છીએ, જિનેશ્વર ભગવાનને દેવ માનીએ છીએ, પણ તમારી એ માન્યતા સાચી છે એમ ક્યારે કહી શકાય? કે જ્યારે તમે જિનેશ્વર ભગવાન જે આજ્ઞા કરે છે, તે કબૂલ રાખો ત્યારે, અથવા જો તમે તેની આજ્ઞા કબૂલ ન રાખો, એણે બતાવેલા માર્ગે ન જવાય તો ભલે; પણ એ માર્ગે જવાની ભાવના પણ ન રાખો, તો પછી તમે જીનેશ્વર દેવને માનો છો એનો કંઈ અર્થ જ નથી.

આ બધી ચર્ચા ઉપરથી જો તમો કંઈ સાર ન કાઢો તો મારૂં વ્યાખ્યાન આપેલું અને તમારું સાંભળેલું બધું વ્યર્થ છે, ત્યારે હવે આ ઉપરથી સાર શું કાઢવાનો? જ્યાં સુધી હૃદયમાં મિથ્યાત્વ હોય, ત્યાં સુધી આપણે શાંતિથી ઉંઘી

પોતાના સંતાનોને પાવી નથી, તમને માલમ હશે કે દરેક બાળકને શરૂઆતમાં ગળથુથીમાં સાકરનું પાણી અપાય છે. પણ મોટા થયા પછી માણસને તેનો ખ્યાલ રહેતો નથી. હવે જો બાળકને ગળથુથીમાં સાકરનું પાણી ન આપતાં, તેને શીખંડ ચખાડીયે તો તેની શુ દશા થાય ?, તે પ્રમાણે જૈનત્વની ગળથુથીમાં શુ હોવું જોઈએ, તે તમારે વિચારવાનું છે. લાડુ પકવાન વગેરે સારી વસ્તુ છે, ખોરાક તરીકે તેનું મહત્વ ઉત્તમ છે, તેની કોઈ ના પાડી શકે નહીં. પણ એ વસ્તુ સારી હોવા છતાં નાના બાળકને એ ચીજ આપી શકાતી નથી. અને જો આપો છો, તો તેથી બાળકના આરોગ્યનું, સત્યાનાશ નીકળી જાય છે. બાળકને આ ખોરાક નથી પચતો, માટે શુ એમ માનશો કે એ ખોરાક જ ખરાબ છે?, બીલકુલ નહીં. ખોરાક ખરાબ નથી; પણ જે બચ્ચાંને ખોરાક આપવાનો છે, તે બચ્ચાંની અવસ્થાને એ ખોરાક અનુકૂળ નથી માટે નાના બાળકને આવો જડ ખોરાક ન આપતાં, તેના બાળપણને યોગ્ય ખોરાક આપવો પડે છે. એ પ્રમાણે બચ્ચાંને ગળથુથીમાં ધર્મ આપવાનો તમે શું ઉદ્યમ કરો છો ? એનો તમે વિચાર કરો, આ પ્રશ્નનો ઉત્તર શૂન્ય સિવાય બીજો કોઈ નથી. શ્રી જીનેશ્વરદેવને જે માને છે તે જૈન છે, આ વસ્તુ લાડવાના ખોરાક જેવું ભારે જમણ છે; અને નાના બચ્ચાંને આ ધાર્મિક ખોરાક પચી શકે એવો નથી, તમે એમ સમજશો કે તમારૂં બાળક જૈન સાધુના વ્યાખ્યાનમાં જાય છે, એટલે તે સંસ્કારવાળું બનશે; પણ સાથે

જન્મે છે, જગતના કરોડો કુળો પસંદ ન કરતાં એણે તમારૂં જ કુળ પસંદ કર્યું, શાથી ? એક જ ભરોસે કે બીજે બધે શરીરનો, ધનનો, કુટુંબનો, માલમિલકતનો વારસો મળશે, પણ એ સંપત્તિ આગલા ભવમાં લઈ જવાનો વારસો કોઈ પણ જગ્યાએ મળવાનો નથી, તે ભવમાં રાખવાનો વારસો બધે મળશે પણ જૈન કુળ એક જ એવું કુળ છે કે જ્યાં બીજે ભવે લઈ જવાનો પણ વારસો મળી શકે છે. આવા ઉત્તમ વિચારે આત્મા જૈન કુળ પસંદ કરે છે, આ સંબંધમાં એક દૃષ્ટાંત ઉપર હું તમારૂં ધ્યાન ખેંચું છું.

એક દિવસે ઈન્દ્રરાજા પોતાની કચેરી ભરી બેઠા હતા. દેવતા ઈન્દ્રને પ્રશ્ન કરે કે છે કે હે, ઈન્દ્ર મહારાજ, તમારા શરીરમાં કશો પણ રોગ નથી, જ્ઞાનની ખામી નથી, સિદ્ધિ સમૃદ્ધિમાં ખામી નથી, તમારી બાદશાહીમાં ખામી નથી, તો પછી તમે શી ચિંતામાં પડ્યા છો ?, આ પ્રશ્નનો મહારાજા ઈન્દ્રે જે જવાબ આપ્યો છે, તે મનન કરવા યોગ્ય છે.

ઈન્દ્રે કહ્યું કે હું આ ભવને અંગે વિચાર કરતો નથી, પણ શાણા શાહુકારના કુળમાં મારે જન્મવું કે મૂર્ખ શાહુકારના કુળમાં ? તેનો વિચાર કરૂં છું." "મને કોઈ પણ વાતની ખામી નથી તેમ જ કોઈ પણ વાતની ચિંતા નથી પણ હું મૂર્ખ છું કે હું માત્ર આ જ ભવની ચિંતા કરૂં છું, અને એક નવું દેવું કરનારા જેવો છું." ઈન્દ્રના આ ઉત્તરમાં જે રહસ્ય સમાયેલું છે, તે જાણવાની જરૂર છે, જે માણસ

બાળકના જડ દેહના જડ માતાપિતા આપણે બનવું છે. પણ
તેના આત્માના સાચા માતાપિતા બનવાની આપણામાં લાયક
કાત પણ નથી, અને ઇચ્છા પણ નથી. તમે તમારા બાળકનું
એટલે કે તેના પૌદ્‌ગલિક શરીરનું પોષણ કરો છો, પણ જૈન
માતા પિતા તરીકે તેનું પોષણ કરતા નથી, એક અપેક્ષાએ
આપણે વિશ્વાસઘાત પણ કરીએ છીએ. જે માબાપ પોતાના
બચ્ચાંને જૈનપણાથી તૈયાર કરતા નથી. તે માબાપ વિશ્વાસ
ઘાતી છે. વિશ્વાસઘાતી શબ્દ તમને કડક લાગશે. આ શબ્દ
વાપરવાથી જો મારો હેતુ ન સમજી શકશો, તો તમને ખોટું
પણ લાગશે, પણ જો હું તમને હમેશાં સાકર પીરસ્યા કરૂં,
અને આવા કઠણ પણ સત્ય શબ્દ ન કહું; તો તમે સુધારો
પણ કેવી રીતે કરી શકશો, હું ફરીથી કહું છું કે જે માબાપ
પોતાના બાળકને જૈનપણાની દૃષ્ટિથી ઉછેરતા નથી, તે માબાપ
ચોખ્ખા વિશ્વાસઘાતી છે. દુનીયાના ન્યાય મંદિરો પણ
ગુન્હો સાબીત કર્યા વગર ચાર્જ મૂકતા નથી, ગુન્હો સાબીત
થાય પછી આરોપી ગુન્હેગાર ગણાય, તે જ પ્રમાણે, ગળ-
થુથીમાં તમે તમારા બાળકને જૈનત્વનો ખોરાક ન આપો, તો
તમે વિશ્વાસઘાતી છો, એ સાબીત ન થાય ત્યાં સુધી એ
શબ્દ તમને અડચણકારક લાગે, એ સંભવિત છે. આ વાતમાં
જરા આગળ વધીએ. આપણે એમ કબૂલ કરીએ છીએ કે,
આત્મા અનંત ભવથી રખડે છે. એ રખડવામાં એવી ભાવના
ઉત્પન્ન થાય છે, કે જૈન ધર્મથી રહિત એવું ચક્રવર્તી પદ
મળતું હોય તો, તે ન જોઈએ, તો રખડપટ્ટીનો અંત આવ-

જન્મે છે, જગતના કરોડો કુળો પસંદ ન કરતાં એણે તમારૂં જ કુળ પસંદ કર્યું, શાથી? એક જ ભરોસે કે બીજે બધે શરીરનો, ધનનો, કુટુંબનો, માલમિલકતનો વારસો મળશે, પણ એ સંપત્તિ આગલા ભવમાં લઈ જવાનો વારસો કોઈ પણ જગ્યાએ મળવાનો નથી, તે ભવમાં રાખવાનો વારસો બધે મળશે પણ જૈન કુળ એક જ એવું કુળ છે કે જ્યાં બીજે ભવે લઈ જવાનો પણ વારસો મળી શકે છે. આવા ઉત્તમ વિચારે આત્મા જૈન કુળ પસંદ કરે છે, આ સંબંધમાં એક દૃષ્ટાંત ઉપર હું તમારૂં ધ્યાન ખેંચું છું.

એક દિવસે ઈન્દ્રરાજા પોતાની કચેરી ભરી બેઠા હતા, દેવતા ઈન્દ્રને પ્રશ્ન કરે કે છે કે હે, ઈન્દ્ર મહારાજ, તમારા શરીરમાં કશો પણ રોગ નથી, જ્ઞાનની ખામી નથી, સિદ્ધિ સમૃદ્ધિમાં ખામી નથી, તમારી બાદશાહીમાં ખામી નથી, તો પછી તમે શી ચિંતામાં પડ્યા છો?, આ પ્રશ્નનો મહારાજા ઈન્દ્રે જે જવાબ આપ્યો છે, તે મનન કરવા યોગ્ય છે.

ઈન્દ્રે કહ્યું કે હું આ ભવને અંગે વિચાર કરતો નથી, પણ શાણા શાહુકારના કુળમાં મારે જન્મવું કે મૂર્ખ શાહુકારના કુળમાં? તેનો વિચાર કરૂં છું." "મને કોઇ પણ વાતની ખામી નથી તેમ જ કોઈ પણ વાતની ચિંતા નથી પણ હું મૂર્ખ છું કે હું માત્ર આ જ ભવની ચિંતા કરૂં છું, અને એક નવું દેવું કરનારા જેવો છું." ઈન્દ્રના આ ઉત્તરમાં જે રહસ્ય સમાયેલું છે, તે જાણવાની જરૂર છે, જે માણસ

આસામીની સ્થિતિ, તપાસ્યા વગર, તેને પાયમાલ કરીને પણ પોતાનું દેવું વસુલ લે છે, તે પ્રમાણે મિથ્યાદષ્ટિઓ પોતાના બાળબચ્ચાંને ખોરાક વગેરેને માટે સંભાળે છે પણ તેઓ બાળકનો આત્મીય વિકાસ થાય તેવો પ્રયત્ન કરતા નથી.

આવા માબાપોને મૂર્ખ શાહુકારો જોડે સરખાવી શકાય, તમને મેં આગળ એ વાતનું દૃષ્ટાંત આપ્યું છે કે મૂર્ખ શાહુકાર દેણદારની સ્થિતિ કેવી છે, તેનો ખ્યાલ કરતો નથી, દેણદાર મરી જાય તો પણ તે પોતાના પૈસા ભેગા કરે છે, તે પ્રમાણે મિથ્યાદષ્ટિ માબાપો બાળકોના આત્મીય હિતની પરવા ન કરતાં તેના સ્થૂળ દેહને શણગારવા તરફ ધ્યાન આપે છે. ત્યારે આવા માબાપો મૂર્ખ શાહુકારની ગણત્રીમાં આવી શકે છે. અને જે માબાપો પોતાના બાળકોના આત્મિક હિતની પરવા રાખે છે, તેઓ શાણા શાહુકાર બને છે, મેં આગળ જણાવ્યું તેમ દેણદાર પાસેથી કેવળ પૈસો જ ખેંચવાની વાત કરે છે, તે; દેણદારની સ્થિતિ સુધરે કે બગડે, તેનો ખ્યાલ કરતો નથી; જ્યારે શાણો શાહુકાર પોતાના પૈસા વસુલ કરે છે, તેમાં પણ એ દૃષ્ટિ રાખે છે કે દેણદાર વધારે કમાય અને પોતાને વધારે લાભ આપી બન્નેનું હિત કરે.

આ પ્રમાણે દરેક શ્રાવક, બાલકના આત્માનો શાણો શાહુકાર ત્યારે જ બની શકે કે, જ્યારે તે બાળકના આત્માનું હિત પહેલાં કરે, અને તેના સ્થૂળ શરીરની વાત પછી લાવે.

અગ્રસ્થાને છે, તો હવે વિચાર કરો, કે જે વ્યક્તિ જૈન સાધુ થઈને એવા વચનો બોલે છે કે સંઘની શું સત્તા છે? સંઘ તે શી વિસાતમાં? સંઘને શા માટે માનવો જોઈએ, તો હવે તમે વિચાર કરો કે, એ સાધુનું જૈનતત્વ કયાં રહ્યું? સાધુ થઈને અથવા શ્રાવક થઈને જે કોઈ સંઘ સત્તાની ના પાડે છે તેનો અર્થ એ છે કે તે પોતાના અસ્તિત્વની ના પાડે છે, એક સંસ્થાનો સભાસદ, સંસ્થાની પ્રતિષ્ઠાને નથી માનતો, તેનો અર્થ એ છે કે તે પોતાની પ્રતિષ્ઠા માનવાની જ ના પાડે છે.

નાસ્તિક, ધર્મભાવનાથી દૂર છે તે મોક્ષ, સ્વર્ગ, નર્ક, પુન્ય, પાપ વગેરેને માનતો નથી, પણ તે પોતાના અસ્તિત્વ માટે વાંધો ઉઠાવતો નથી. મારૂં અસ્તિત્વ છે, એ બાબતમાં ગમે એવા કટ્ટર નાસ્તિકને પણ મતભેદ નથી. હું છું કે નથી અથવા મારૂં જીવન છે કે નહી, એવો પ્રશ્ન નાસ્તિક પણ નહીં જ કરે, તો પછી પોતે સંઘની એક વ્યક્તિ હોવા છતાં સંઘની સત્તા પ્રત્યે દુર્લક્ષ કરે, તો એમ માનવું કે તેના જૈનત્વનો લોપ થયો છે.

અધર્મી સંઘને હાડકાંનો માળો યા ભયંકર સર્પ કહેવાય છે, એમ શ્રી હરિભદ્રસૂરિજી મ. સંબોધ પ્રકરણ નામના ગ્રંથમાં કહે છે. પોતે સંઘમાં રહીને, જે સાધુ; સંઘને હાડકાનો માળો અથવા સર્પ કહે છે, તે એમ શા માટે કહી શકે છે? આનું સમાધાન ટુંકું છે. સાધુ–સાધ્વી વિગેરે તે સંઘને દોષ આપી શકે છે, કે જે સંઘ, ભગવાન મહા-

શ્રાવક વર્ગનુંજ સંઘમાં સ્થાન છે. જેમ જે સીપાઈ પોલીસનો પટો ફેંકી દે છે, તે સીપાઈ સીપાઈ તરીકેનું પોતાનું મહત્ત્વ ગુમાવે છે.

તેજ પ્રમાણે શ્રમણગણની સેવારૂપી પટ્ટો, જે શ્રાવક શ્રાવિકા ફેંકી દે છે, તે પોતાનું જૈનત્વ ગુમાવે છે. જો પટો ફેંકી દેવો હોય, તો તમે સંઘમાં રહી શકતા નથી પણ પટો ફેંકી દેવો, અને સંઘમાં રહેવું એ બન્ને વાત એક્કી વખતે બની શકે નહિ. તમે શ્રમણસંઘની સેવા કેટલી કરી તેનું સરવૈયું કાઢો, જે સીપાઇ પટો કોરાણે મૂકે અને હુકમ કરવા લાગે તેનો હુકમ કોઈ માન્ય રાખતું નથી, તેજ પ્રમાણે શ્રમણસંઘની સેવાનો પટો તમે ફેંકી દો છો કે તરતજ તમે સંઘમાંથી સ્થાનભ્રષ્ટ થાઓ છો, ત્યારે તમો પૂછશો કે શું અમને સંઘમાં રહેવાનો અધિકાર નથી? હું કહું છું કે જરૂર છે, તમને સંઘમાં સ્થાન છે પણ તે કેવી રીતે તે સમજો. ફી ભરીને જે લાયસન્સ લે છે, તેજ માણસ કોર્ટમાં વકીલાત કરી શકે છે, ગમે તેવો માણસ કોર્ટમાં જઇને વકીલ તરીકે પેસી જવા માંગતો હોય તો તે શક્ય નથી, તેજ પ્રમાણે જો તમારે જૈન સંઘમાં રહેવું હોય તો તમારે જૈન સંઘનું લાયસન્સ લીધે જ છુટકો છે એ લાયસન્સ, તેજ શ્રમણસેવા છે.

જો તમને શ્રમણોપાસકપણું નથી જોઈતું તો તમને સંઘમાં રહેવાનો પણ હક્ક નથી, શ્રમણોપાસક ન હોય તેવા શ્રાવક અને શ્રાવિકા સંઘ હોવાનો દાવો કરે, તો તેમનો એ દાવો

તો તે જુદી વાત છે, પણ જૈનતત્ત્વના માર્ગથી પ્રતિકૂળતા તો ન જ હોવી જોઈએ, જે જૈનત્વને અંગે પ્રતિકૂળ છે એમ માલમ પડે, તેને તો શ્રીસંઘમાં કદી પણ સામેલ કરી શકાય નહી, જેનામાં શ્રદ્ધા વિવેક અને ક્રિયા છે, એવો વર્ગ તે શ્રાવક અને શ્રાવિકા. અને શ્રી જિનેશ્વર ભગવાનના વચનમાં અપવાદ વગરની શ્રદ્ધા રાખે છે અને આગમોએ દર્શાવેલું સાધુ જીવન ગાળે છે, તેજ સાધુ-સાધ્વી, આવા શ્રાવક શ્રાવિકા, સાધુ, સાધ્વી એ ચારે મળીને જે જૂથ થાય છે તેનું જ નામ જૈન સંઘ. ભગવાનની ભક્તિપૂર્વક શ્રી સિદ્ધ-ગિરિનો ભક્તિભાવપૂર્વક સંઘ નીકળતો હોય એ સંઘ ને જેઓ પીકેટીંગ કરવા તૈયાર થઈ જાય, તેવા છકી ગયેલા માણસોને પણ તમે જૈન સંઘમાં ગણવા માંગતા હો તો સમજી લો કે તમને સંઘની પવિત્રતાનો ખ્યાલ જ નથી. જૈન શાસ-નમાં સદા સર્વદા અનુકૂળ રહેનારા, સદા સર્વદા શાસ્ત્રને જ પ્રમાણ માનનારા અને પંચ મહાવ્રતને ધારણ કરેલા એવા સાધુઓને જે પઠાણ કહે છે, જૈન શાસ્ત્રો કે જે જગતના સાહિત્યમાં આગમને નામે ઓળખાય છે એ આગમોને ભાંડખોરોના ફતવા કહે, તેને તમે સંઘમાં ગણી શકતા નથી. સંઘની વિસ્તારપૂર્વક આ રીતે વ્યાખ્યા કરૂં છું તેનું કારણ એ નથી કે જે સુધારકો સાધુ સંસ્થા પર ટીકા કરે છે તેમની જોડે હું વિરોધ વધારવા માંગુ છું. અલબત્ત કદાચ શાસ્ત્રીય જ્ઞાનની અજ્ઞાનતાને લીધે જૈનત્વના બરાબર આચાર વિચાર પાળી શકાતા ન હોય, તો ભલે; પણ જૈનત્વના આચાર

ઉંચી સમાચારી શ્રવણ કરે તે પણ શ્રાવક છે. આવા શ્રાવ-
કોના જૂથને કોઇ પણ માણસ હાંડકાનો ઢગલો કહી શકે
નહી, આ જૂથ તે ખરેખરો જૈન સંઘ છે. જેઓ સમ્યક્ત્વને
નામે શૂન્યના અધિકારી છે, વિરતિને ઓળખતા નથી; ઓળ-
ખવા માંગતા પણ નથી, સાધુ પાસે આવવાની ઇચ્છા સરખી
પણ નથી. રાજદ્વારી મીટીંગોમાં જવાનો વખત છે, પણ
પર્યુષણ જેવા મહાપર્વમાં પણ જેમને ઉપાશ્રયમાં આવવાની
ઇચ્છા નથી તેમને કોઈ પણ માણસ સંઘમાં ગણી શકે નહી.
એટલું જ નહીં પણ તેને સાચો શ્રાવક પણ ન જ ગણી શકાય.
જો તમારે શ્રાવક થવું હોય તો શ્રાવકની રીતમાં આવો.
તમારા કુળમાં શાસ્ત્રથી સિદ્ધ થયેલી એવી જૈન ધર્મની
શાહુકારી પડેલી છે. એ શોભાવો અને શ્રાવકનો આચાર
વિચાર પાળીને શુદ્ધ શ્રાવક બનો. તો પછી તમને સંઘ બહાર
કાઢવાની ઈન્દ્રમાં પણ શક્તિ નથી. આથી ઈન્દ્રને દેવતા દ્વારા
થયેલા પ્રશ્નના જવાબમાં ઈન્દ્ર કહે છે કે "મૂર્ખ શાહુકારના
કુળમાં જાઉં કે શાણા શાહુકારના કુળમાં જાઉં તેનો વિચાર
કરૂં છું." એ કેવળ વાસ્તવિક ઠરે છે. હવે તમે સમજી
શકશો કે શ્રાવકને ત્યાં જન્મ ધારણ કરેલો જીવ કેવળ
મોક્ષની ઈચ્છા રાખનારો છે. તેને ભરોસો છે કે તમે તેના
આત્માનું લાલન પાલન કરવા બંધાયેલા છો. નૌકારસીમાં,
સ્વામીવાત્સલ્યમા જમવા માટે જેઓ ગયા છે તે જવાનો
અર્થ એ છે કે તમે શ્રાવકપણાને વફાદાર રહેવાને કબૂલ્યા છો.

તમે જો શ્રાવકપણાને વફાદાર રહેવા કબૂલ્યા છો, તો

કીધો છે. આ સ્થિતિનું પરિણામ એ આવ્યું છે કે તમે પોતે વ્યાખ્યાનમાં આવો છો, વ્યાખ્યાન સાંભળો છો અને તેમાંથી જેટલું તત્ત્વ જીવનમાં ઉતારાય તેટલું ઉતારવાનો પ્રયત્ન કરો છો. પણ તમારા બાળકમાં આ બધામાંનું કંઈજ નથી. બાળકો ધર્મના સંસ્કાર વગરના બન્યા છે, તેનું કારણ આપણી બેદરકારી છે. જગતના વ્યવહારનું શિક્ષણ તમે બાળકોને આપો છો. તમે તેમને જગતના વ્યવહારનું શિક્ષણ આપો, તે તમારી દૃષ્ટિએ તમે સારૂં કરો છો. પણ એકલા એ શિક્ષણથી બચ્ચાંના આત્મકલ્યાણનો હેતુ પાર પડતો નથી. અને જ્યાં સુધી એ હેતુ પાર ન પાડો ત્યાં સુધી તમે તમારી ફરજ બજાવી છે એમ ગણી શકાય નહીં. બાળકમાં આરંભથી ધાર્મિક સંસ્કાર કેળવવા જોઈએ. જગતના વ્યવહારમાં પ્રવૃત્તિ કરતી વખતે પણ તેને એ વાતનો ખ્યાલ રહેવો જોઈએ કે પોતાનું જે આત્મતત્ત્વ છે તેનું સંરક્ષણ થવું જોઈએ. જો તેને આ વાતનો ખ્યાલ ન રહે, તો તે જૈન ધર્મ જેવો ઉંચી ભૂમિકાનો ધર્મ પાળી શકે નહીં. વિદેશી અને વિધર્મી બાળકો જોડે જ્યારે આપણે આપણા બાળકોને સરખાવીએ છીએ, ત્યારે તેમના ધર્મપ્રેમની આગળ આપણા બાળકોનો ધર્મપ્રેમ ટકી શકતો નથી. તેમને તેમના ધર્મના મૂળભુત સિદ્ધાંતો પર જેટલો પ્યાર છે, તેટલો આપણા બાળકોમાં જણાઇ આવતો નથી. આ બધાનું કારણ તેમનું ધાર્મિક શિક્ષણ છે. જો તમે આવું ધાર્મિક શિક્ષણ પ્રાપ્ત ન

ધાર્મિક શિક્ષણમાં એ સંસ્કાર નાખવા જોઈએ કે, **જીવ અનાદિનો છે, ભવપરંપરા અનાદિની છે અને કર્મ-સંયોગ પણ અનાદિનો છે.**

**કેળવણીનો દોષ.** જે બાળકને ગળથુથીમાં આ સંસ્કાર પડેલા હોય તે બાળક મોટો થયા પછી કદી પણ જૈનત્વને બેદરકાર રહી શકે નહી. ગમે તેવા કઠીન સંયોગોમાં તેને મૂકવામાં આવે તો પણ તેઓ પોતાનું વ્યક્તિત્વ જાળવી રાખશે, અને ધર્મ પ્રત્યે બેદરકાર થઈ શકશે નહિ.

હવે એકલો કેળવણીનો દોષ કાઢીને પણ તમે છટકી જઈ શકો નહી, આજની કેળવણી અને આજનું વાતાવરણ દૂષિત બનેલાં છે, એ વાત કબૂલ છે. પણ એક પ્રશ્ન એ છે કે એ કેળવણીનો દોષ મુસલમાન, પારસી, ખ્રિસ્તી એ કોઈને જ નથી લાગતો અને શા માટે આપણને જ લાગે છે. વર્તમાન કેળવણીને લઈને ખ્રિસ્તીઓએ જોઈએ તેટલી ઐહિક પ્રગતિ કરેલી છે, પણ તેમાંથી કોઈપણ પોતાના ધર્મશાસ્ત્રને બેવફા નિવડ્યા નથી. પોપ કે મહંમદને કોઈએ બદમાશ કે જુલમગાર કહ્યો નથી અને જૈનોમાંજ એવા માણસો નીકળી આવ્યા છે કે જેમણે સાધુ, શાસ્ત્ર અને સર્વજ્ઞની નિંદા કરવા માંડી છે. આનું કારણ શું ? હિંદુસ્થાનમાં હવે તો મુસલમાનો પણ કેળવણીમાં આગળ વધતા જાય છે, અને તેમની પણ ઝપાટાબંધ પ્રગતિ થતી જાય છે. છતાં આપણે જોઈએ છીએ કે તેમના શિક્ષિત વિદ્વાનોએ ધર્મનો દ્રોહ કર્યો નથી, પરંતુ

સમજણ લાયક થયા પછી તમે આ વસ્તુ તેના દિલમાં બરાબર ઠસાવશો, તો એનું પરિણામ એ આવશે કે તે સમસ્ત જીંદગીમાં કદી પણ ધર્મથી વિમુખ થઈ શકશે નહી. આજે ધર્મ સુધારણાને નામે ધર્મદ્રોહના અનેક કામો થાય છે. પોતાને સુધારક કહેવડાવનારા જૈન શાસનની અનેક પ્રકારે નિંદા કરી રહ્યા છે; અને તેને યોગે જગતના બજારમાં જૈનત્વ હલકું પડતું જાય છે. ધર્મ પ્રત્યેની આજના યુવકોની બેદરકારી માટે તમે કોને જવાબદાર લેખો છો? એ બધાની જવાબદારી એ યુવાનોના માતાપિતા ઉપર છે, જો માતાપિતાએ આગળથી વિચાર કર્યો હોય, પોતાના બાળકોને ધાર્મિક કેળવણી આપી હોય, તો વડોદરાના દીક્ષા પ્રતિબંધક કાયદા જેવા કાયદાને ટેકો આપનારા જૈનો ન જ નીકળે. હજી પણ મોડું થયું નથી, જો તમે ચેત્યા હો, જો આ સ્થિતિ તમોને સાલતી હોય; તો હજુ પણ તમારો ધર્મ છે કે તમારે તમારા બાળકોના આત્મિક હિતની કાળજી રાખવી જોઈએ.

આ બધાનો સાર એ છે કે આપણા સમાજે એવી યોજના કરવી જરૂરી છે કે દરેક ગામવાર અથવા ઘટતે સ્થળે ધાર્મિક પાઠશાળાઓ હોવી જોઈએ, એ પાઠશાળાઓની વ્યવસ્થા જળવાવી જોઈએ. જૈન ધનિકોએ ઘણા જ પ્રેમથી અને પૂરતી ઉદારતાથી એ પાઠશાળાઓને સંભાળવી જોઈએ, અને પ્રત્યેક બાળકોને એ પાઠશાળા દ્વારા જૈન ધર્મની કેળવણી મળવી જોઈએ. જો બાળકોને આવી કેળવણી મળ્યા

રમાં પાણીના મોજાં ઉછાળા મારતા હોય તો હીરાનો હાર એ ખારા પાણીને મીઠું બનાવી શકતું નથી, તો પછી મને સમજ પડતી નથી કે તમે વધારે સોનાવાળા વધારે ચાંદી-વાળાને કે મોટા શ્રીમંતને સન્માન આપવાનું કેમ સમજો છો ? પણ તમે જે સન્માન આપો છો, તે સન્માન દુનીયા-દારીની રીતે આપો છો પણ એ સન્માન આપતાં તમે ખુબ યાદ રાખો કે તમે ખરી વસ્તુને ભુલી જાઓ છો એનો અર્થ એ છે કે દશ રૂપિયાની એક મુદ્રિકાને સાચવવા, તમે એક દશહજાર રૂપીયાનો સુવર્ણ જડેલો દાબડો રાખો છો. અર્થાત્ હું કહેવા માંગું છું કે બે રૂપિયાની વસ્તુ સાચવવા બારસો રૂપિયા ખર્ચીને પઠાણોની જબરી ફોજ નિભાવવા જેવું આપણે કરીએ છીએ.

મૂળ વસ્તુને આપણે ભુલી જઈએ છીએ અને તેને બદલે ઉપરના દેખાવ ઉપર આપણે મોહ પામીએ છીએ, શ્રીમંત માણસને જે સન્માન અપાય છે તે સન્માન પણ આ જ પ્રકારનું છે, તેના આત્મામાં મેલ રહેલો છે, હૃદય ગમે એટલું કાળું હોય, ગમે તેવા પાપો પ્રતિદિવસ કર્યે જતા હોય તો પણ જગત તેની દરકાર કરતું નથી અને તેની પાસે પૈસા છે અથવા અધિકાર છે એટલું જ જોઇને સમાજ તેનાથી મોહ પામે છે, અને તેને બેહદ માન આપે છે, આ બધી મૂર્ખાઇઓ છે. શ્રીમંત માણસોને આવું સન્માન અપાય છે એ સન્માન જો તે માણસમાં માણસાઈનો કંઈ પણ અંશ હોય તો તેણે સ્વીકારવું પણ ન જ જોઇએ, કારણ કે

ગતી કરનાર માનીએ છીએ તેમ જાનવરો પણ તેને હેરાન-ગતીરૂપ માને છે. શરીરની શક્તિ કરતાં વધારે પડતો બોજો આપણે સહન કરી શકતા નથી, તેજ પ્રમાણે પશુઓ પણ વધારે પડતો બોજો સહન કરી શકતા નથી. બેહદ બોજાથી જેવી હાડમારી આપણને ભોગવવી પડે છે તેવીજ પશુઓ પણ ભોગવે છે, એમ સમજશો નહિ કે માત્ર મનુષ્યને જ સ્વાદ છે અને પશુઓને નથી પશુઓમાં પણ લીલી શાકભાજી ખાવાની છોડીને લીમડાના પાંદડાં ખાવા જાય એવું કોઈ પશુ આપણે જોયું નથી. ઉંટ જેવું પ્રાણી જે બીજી કોઇ પણ વસ્તુને છોડતું નથી તેવું પ્રાણી પણ તમાકુના ખેતરમાં ચરવા જતું નથી, તે ઉપરથી તમને માલમ પડશે કે તેને પણ સ્વાદ પ્રિય છે, પ્રાણીને પણ કડવી ચીજ ભાવતી નથી. આંબાને વાડ કરવી પડે છે, પણ લીંમડાને વાડ કરવી પડતી નથી જીભનો મોહ જેવો તમને છે, તેવો પશુઓને પણ છે અને જેવી સ્વાદની બાબતમાં પશુની પ્રવૃત્તિ છે તેવી તમારી પણ છે, અમુક વસ્તુ ખાવી અને અમુક નહિ ખાવી એ વિવેક જેવો માણસોમાં છે તેવો પશુઓમાં પણ છે. ગાય, ભેંસ, બળદ ઈત્યાદિ સઘળા પશુઓને મીઠી વસ્તુ પ્રિય છે, કડવી કોઈને પ્રિય નથી, બધા આનંદને ઈચ્છે છે, પણ કોઇને દુઃખ ગમતું નથી, એક રીતે કહીએ પશુઓ કરતાં મનુષ્યની સ્થિતિ કોઈ પણ રીતે વધારે સારી નથી, પશુઓ ઝેરી પદાર્થોને માત્ર સુંઘવાથી પારખે છે એ શક્તિ માણ-સોમાં નથી. કુતરામાં એવી શક્તિ છે, કે તે જરાવારમાં

રમાં પાણીના મોજાં ઉછાળા મારતા હોય તો હીરાનો હાર એ ખારા પાણીને મીઠું બનાવી શકતું નથી, તો પછી મને સમજ પડતી નથી કે તમે વધારે સોનાવાળા વધારે ચાંદી-વાળાને કે મોટા શ્રીમંતને સન્માન આપવાનું કેમ સમજો છો ? પણ તમે જે સન્માન આપો છો, તે સન્માન દુનીયા-દારીની રીતે આપો છો પણ એ સન્માન આપતાં તમે ખુબ યાદ રાખો કે તમે ખરી વસ્તુને ભુલી જાઓ છો એનો અર્થ એ છે કે દશ રૂપિયાની એક મુદ્રિકાને સાચવવા, તમે એક દશહજાર રૂપીયાનો સુવર્ણ જડેલો દાબડો રાખો છો. અર્થાત્ હું કહેવા માંગું છું કે બે રૂપિયાની વસ્તુ સાચવવા બારસો રૂપિયા ખર્ચીને પઠાણોની જબરી ફોજ નિભાવવા જેવું આપણે કરીએ છીએ.

મૂળ વસ્તુને આપણે ભુલી જઈએ છીએ અને તેને બદલે ઉપરના દેખાવ ઉપર આપણે મોહ પામીએ છીએ, શ્રીમંત માણસને જે સન્માન અપાય છે તે સન્માન પણ આ જ પ્રકારનું છે, તેના આત્મામાં મેલ રહેલો છે, હૃદય ગમે એટલું કાળું હોય, ગમે તેવા પાપો પ્રતિદિવસ કર્યે જતા હોય તો પણ જગત તેની દરકાર કરતું નથી અને તેની પાસે પૈસા છે અથવા અધિકાર છે એટલું જ જોઇને સમાજ તેનાથી મોહ પામે છે, અને તેને બેહદ માન આપે છે, આ બધી મૂર્ખાઇઓ છે. શ્રીમંત માણસોને આવું સન્માન અપાય છે એ સન્માન જો તે માણસમાં માણસાઈનો કંઈ પણ અંશ હોય તો તેણે સ્વીકારવું પણ ન જ જોઇએ, કારણ કે

એ વાત તો વિચારવીજ જોઈએ કે આજે શ્રીમંતને જે માન મળી રહ્યું છે તે કેટલે દરજ્જે યોગ્ય છે? માન તેને નથી, પણ તેના દ્રવ્યને મળે છે, એ માન સુવર્ણને મળે છે, એ માન સુવર્ણને છે, સુવર્ણનો પાટ તમે દીલ્હીમાં વેચો, આફ્રીકામાં લઇ જઈને વેચો, કિંવા ઈંગ્લાંડના બજારોમાં તેની હરાજી કરો તો પણ એની કીંમત ઉપજવાની છે. એક શ્રીમંત પાસે કરોડો રૂપીયાનું ઝવાહીર હોય, અને એ શ્રીમંત મરણ પામે એથી એ ઝવાહીરની કીંમત ઘટી જતી નથી, એની કીંમત તો જેમની તેમજ રહે છે હવે ત્યારે મનુષ્યના શરીરનો વિચાર કરો, મરણ પછી શરીરની કશીજ કીંમત નથી, એટલુંજ નહિ, પણ તે સગાંસબંધીઓને માટે ભારરૂપ છે.

**આત્માનું સન્માન.** મનુષ્યની જે કીંમત થાય છે, તે તેના દ્રવ્યને લીધે થાય છે, લક્ષાધિપતિ આજે પૂજાતો હોય, સર્વત્ર સન્માન પામતો હોય, હજારો રૂપીયા મેળવતો હોય, તો તેની કીંમત ગણાય છે, પણ કાલેજ જો તેની એ સંપત્તિ જતી રહી, તો ખલાસ, તેનો તમે રતીભારનો પણ તોલ રાખતા નથી. હું તમને કહું છું કે શું આ તમારી ભૂલ નથી? તમે મૂળ વસ્તુ ઓળખવાને બદલે તમે તેના કવરને ઓખવા મંડો છો જ્યારે મનુષ્ય શ્રીમંત હતો ત્યારે, તે સન્માનને પાત્ર હતો, માનનીય હતો, તેને તમે પૂજવા યોગ્ય ગણતા હતા, અને એનો પૈસો જતો રહ્યો એટલે શું તેના સદ્‌ગુણનો નાશ થયો છે? નહીં, પણ તે

અને જો તે ન હોય તો તેને નિર્ભાગી માનો છો. કોઈ વ્યક્તિને ત્યાં આઠ દશ ખાનારા હોય તો તરત તમે કહેશો કે બિચારાને ત્યાં આટલા ખાનારા છે, કોઈના ઘરે પાંચ પચીશ ગાયો, બળદો કે ભેંસો હોય તેથી તમે તેને બીચારો માનતા નથી પણ જો તેને ત્યાં આઠ દશ માણસો ખાનારા હોય તો તરત તમે કહેશો કે એ બીચારો શું કરે ? તેને ત્યાં તો આટલા ખાનારા છે, અર્થાત્ માણસોનો સંજોગ એને પણ તમે સારો માનતા નથી બીચારાને ત્યાં દશ માણસો છે એમ તમે કદી બોલતાં અચકાતાં નથી, સોનાવાળાને તમે બીચારો કહેતા નથી, પણ માણસવાલાને બીચારો કહો છો એનો અર્થ એ છે કે માણસના સંજોગ કરતાં સોનાનો સંજોગ તમને વધારે વ્હાલો છે. સંજોગથી અથવા સંયોગ વગર વસ્તુની જે કીંમત થાય છે તેજ તેની સાચી કીંમત છે, હવે મનુષ્યને અંગે જો તે દ્રવ્યવાન હોય તો તેની કીંમત કરો છો, અને દ્રવ્ય ન હોય અને તેને ઘેર માણસોનો મોટો જથ્થો હોય તો તેને બીચારો ગણો છો આ રીતે મનુષ્યની કીંમત ભારરૂપે કરી મૂકી છે.

**આત્માની કિંમત.** મનુષ્ય એ ઇન્દ્રિયોના વિષયોની અપેક્ષા એ મોટા ગણાવાને લાયક નથી, તે મનુષ્ય ઉત્તમ નથી કે જેની પાસે અપાર દ્રવ્ય હોય જે દેખાવમાં સુંદર હોય, જે વિવિધ વિલાસોને સેવનારા હોય તે માણસ ઉત્તમ નથી. પણ તેજ માણસ ઉત્તમ છે, કે જેને પોતાના આત્માનું ભાન થયું હોય, મનુષ્યને પણ પાંચ ઇન્દ્રિયો છે અને પશુઓને પણ પાંચ ઇન્દ્રિયો છે, તો પછી

પચીસ વ્યક્તિનો ગુલામ બને છે, કારણ કે તેને એ બધાની સેવા કરવાની હોય છે, તો પછી પશુનું જીવન સારૂં કે મનુષ્યનું ? આ રીતે જો મનુષ્યનુ જીવન એક ખરાબ વસ્તુ ઠરે છે, છતાં પણ શાસ્ત્રો એ જીવનને સારૂં ગણે છે, તો વિચાર કરો કે મનુષ્યનું જીવન સારૂં ગણવાના શું કારણો હોવા જોઈએ ? કુટુંબની સેવા કરી તેને પૈસો ટકો મેળવી આપી તેનું પોષણ કર્યું, કુટુંબના બધા માણસોની સુખ સગવડો સાચવી, અને તેને બદલે આપણે શું મેળવીએ છીએ ? માત્ર જીંદગી ભરનું અનાજ અને કપડાં લત્તા, શરીર અને આત્મા છુટી ગયાં, એટલે કરોડો મેળવેલાં ધૂળ બરાબર છે. ત્યારે મનુષ્ય એવી કોઈ વસ્તુ નીપજાવી શકે કે જેથી તેનું જીવન એ મહત્ત્વતાવાળું થાય અને પશુથી તે જૂદું પડી જાય, પશુને બીજો ગમે તે વિચાર આવતો હશે, પણ તેને એવો વિચાર આવતો નથી કે હું કોણ છું ? કઇ ગતિથી આવ્યો છું ? કયા કર્મ કરૂં છું ? અને છેવટે એ કર્મના બદલામાં મારે ક્યાં જવાનું છે ? આવો આત્માનો વિવેક પશુઓમાં નથી, ત્યારે મનુષ્યે જો મનુષ્યત્વ ધારણ કરવું હોય તો તેણે આત્માનો વિવેક મેળવવો જોઇએ. જાનવર જન્મે, જીવે અને ઘર માલીકનું કામ કરીને યથા સમયે ચાલતો થાય, અને આપણે પણ એજ રીતે જીવન પુરૂં કરીએ, તો પછી આપણામાં અને ઢોર વચ્ચે શું ફેર બાકી રહ્યો ?

જેમ જાનવર પોતાના જીવનનો કંઈ વિચાર કરતો નથી,

ગભરાયો, તેના પગ ધ્રૂજવા લાગ્યા અને તેણે ઝપાટાબંધ પોતાને હાથ માથા પર મૂકીને, જાણે ચકલીએ તણખલું મૂક્યું ન હોય ? તેમ સમજીને એ તણખલું ફેંકી દેવાની ક્રિયા કરી, આથી તેણે ચોરી કરી છે એમ તરત જણાઈ આવ્યું. આ રીતે ગુન્હેગાર પોતાની મેળે પકડાઈ ગયો. અહીં પણ તેવો જ ઘાટ છે. મેં કોઈ શ્રોતાને જાનવર કહ્યો નથી. પણ જે ઇન્દ્રિયોના વિકારમાં ઘેરાય છે, તે પોતાની મેળે જાનવર બને છે, તેથી તમે જો ખોટું લગાડશો તો તમારી દશા પેલા જુઠા છોકરા જેવી થશે. તે છોકરાએ તેને કોઈએ ચોર કહ્યો ન હતો, છતાં પોતાને માથે મૂકીને પોતે ચોર છે, તેની સાબીતી કરી આપી હતી, તેજ પ્રમાણે જેને કર્મનું, આ ભવની અવસ્થાનું અને આવતા ભવનું ભાન નથી તેને મેં જાનવર કહ્યા છે, અને શાસ્ત્રકાર પણ એવાઓને જાનવર કહે છે, છતાં તમે "મહારાજ વ્યાખ્યાનમાં આપણને જાનવર કહે છે." એમ કહીને હાથે કરીને તમારા જાનવરપણા પર છાપ મારો છો, અને માથે આવતી ટોપી પહેરી લઇને તમે આત્મભાન વિનાના છો એવું ખુલ્લું કરો છો, જીવના બે ભેદ છે: સંજ્ઞી અને અસંજ્ઞી. જેને મન નથી મનઃપર્યાપ્તિ નથી. મનના પુદ્ગલો પરિણમાવવાની તાકાત નથી, તેને અસંજ્ઞી જીવ કહ્યા છે. અર્થાત્ સંજ્ઞી એટલે વિચારવાન, અને અસંજ્ઞી એટલે વિચાર-શૂન્ય, તમે આ બે શબ્દો વારંવાર સાંભળ્યા હશે પણ હું તમને પૂછું છું કે આ બે શબ્દને અર્થ તમોએ ધ્યાનમાં લીધો છે? મનઃપર્યાપ્તિ હોય

છે કે આ ભવને અંગે ભૂત, ભવિષ્ય અને વર્તમાનનો વિચાર કરે છે તે વિચારવાળા કહી શકાય નહી. પરંતુ વિચારવાળા કહેવાવાને માટે બીજી કેટલીક સામગ્રીની જરૂર છે, દુનિયાદારીમાં પણ ગાંડો મનુષ્ય હોય તે સુદ્ધાં ગંદા પદાર્થનું ભક્ષણ કરતો નથી, એટલા ઉપરથી શું તમે કહેશો કે તે વિચારવાળો છે. ગાંડો હોવા છતાં તે ભૂખ અને તરસની વખતે સીધો થાય છે. પઠાણને દેખીને અક્કલવાળો બની જાય છે, આવે પ્રસંગે તે જ્ઞાન અને ડહાપણ બતાવે છે, તે છતાં આપણે તેને ડાહ્યો માનતા નથી, તેને આપણે વિચારવાળો ક્યારે માનીએ કે એ દુનીયાદારીની દૃષ્ટિએ ડાહ્યો બની જાય. શાસ્ત્રકારોની દૃષ્ટિએ તમે ભૂત, ભવિષ્ય કે વર્તમાનનો વિચાર કરો આ ભવનો વિચાર કરો કે પર ભવનો વિચાર કરો, પણ તમારા તે વિચારમાં જો સ્ત્રી, પુત્ર, સંપત્તિ આદિના જગતના વ્યવહારના અંગેના વિચારો હોય તો તમારા એ વિચારો એ ગાંડાના જેવું ડહાપણ છે. ગાંડો મનુષ્ય પઠાણને જોઈને ક્ષણિક ડાહપણ ધારણ કરે છે. તેવી સ્તિતિ તમારી છે. તમે તેને જ વિચારવાળો ગણો છો કે જે દુનીયાદારીની દૃષ્ટિએ વ્યવહારૂ છે, એ પ્રમાણે શાસ્ત્રકારો તેને વિચાર વગરનો ગણે છે, કે જે આહાર, વિહાર તેના સાધનો વગેરેને અંગે વિચાર કરે છે, પણ આત્માને અંગે વિચાર કરતો નથી જે આત્મા આત્માને અંગે વિચાર વગરનો છે તેને માટે શાસ્ત્રકારો એ શબ્દ વાપરે છે, કે તે અવિચારી છે.

જેમ ગાંડા માણસને ક્ષણિક સા[illegible] [illegible] છે.

પ્રાપ્તિ કે પરિહાર માટે ઉદ્યમ કરાતા હોય પણ તેમાં તત્વ-
દૃષ્ટિ ન ગણતાં આત્માના સમ્યગ્દર્શનાદિક સ્વરૂપમાં આશ્રવ-
સંવરાદિના હેય અને ઉપાદેયપણામાં તત્વદૃષ્ટિ રાખી અતીત
અને અનાગતના ભવભ્રમણથી ઉદ્વિગ્ન રહી અવ્યાબાધ મોક્ષ-
પદની પ્રાપ્તિ માટે જ તત્પર રહે, અને એવી દૃષ્ટિવાળા જ
મનુષ્યો પોતાની સંતતિના વિશ્વાસપાલક બનવા સાથે જૈન
માતા પિતા તરીકે ગણાવવા લાયક હોઈ શ્રી જૈનસંઘનું એક
અંગ બની ભગવાન્ જિનેશ્વરોને પણ પોતાનામાં તીર્થંકર
મહારાજાની પદવીને પ્રાપ્ત કરાવવાની કારણતા હોઈ નમસ્કા-
રના વિષયભૂત શ્રી જૈનસંઘનો એક શ્રાવક તરીકેનો ભાગ
ભજવી શકે છે અને તે દૃષ્ટિની જ ઉન્નતિ, સ્થિતિ ને ફલપ્રાપ્તિ
માટે શ્રી જૈનસંઘના મુખ્ય અવયવ તરીકે ગણાતા શ્રી શ્રમણ-
સંઘની સેવાભક્તિ પોતાને શ્રમણોપાસક કહેવડાવવામાં કૃતા-
ર્થતા માને છે. આવા અંગભૂત શ્રમણોપાસકોની ઇષ્ટ ફળને
પ્રાપ્ત કરવા થતી વિરતિની અવ્યાહત પ્રવૃત્તિવાળો વર્ગ તેજ
શ્રમણવર્ગ છે. આ ઉપરથી ભગવાને જણાવેલ જૈનપણાની
સરણિ સરલ રીતે સમજી શકાશે ને તેથીજ ત્યાગમય જૈન-
પ્રવચનને અંગે જણાવેલ અર્થ પરમાર્થ ને શેષ અનર્થની
ત્રિપદી સમજી શકાશે અને ત્રિપદીની યથાસ્થિત ધારણા જ આ
જીવને અનાદિ રખડપટ્ટીથી બચાવી અવ્યાબાધ પદ આપશે
રખડપટ્ટીનું ને તેના કારણોનું સ્વરૂપ જાણવા સાથે તેનાથી કેવી
રીતે બચાય છે, તે સમજી લેવું જરૂરી હોઈ તેને માટે ગુણ
સ્થાનો વગેરેનું સ્વરૂપ સમજવાની જરૂર છે, તે અત્રે વર્તમાન,

ઉપર હું અત્યારે બેઠો છું. એ જ પેઢી કેવી છે-કોની છે શરીફ છે કે બદમાશ એ પણ વિચારવું એને નહિજ ગમવાનું! ઠીક એ પેઢી પર બેઠેલા માણસની માફક જ આ જીવ પણ પોતાને જે જન્મ મલ્યો એમાં જ આનંદ માને છે. પોતાનું ભૂત કે ભવિષ્ય કંઈ પણ નથી જોતો અને અહિંજ સંસારની અનાદિની રખડપટ્ટીની ચાવી રહેલી છે. **પોતાના સારા યા ખોટા ભૂતકાળનું અને ઉજજવળ ભવિષ્ય કાળનું ચિત્ર ખેંચ્યા વગર કયો માણસ પોતાની વર્તમાન દશાના સારા યા ખોટાપણાને સમજી શકે** કે જ્યાંથી એને આત્માના ઉદ્ધારની પ્રેરણા મળી શકે! પોતાની વર્તમાન સ્થિતિ કઇ સ્થિતિનું પરિણામ-છે એટલું તો અવશ્ય દરેક કલ્યાણ ઈચ્છુકે વિચારવું જ રહ્યું!

**બે પ્રકારની સંજ્ઞા.** અને આટલા જ માટે શાસ્ત્રકાર મહારાજે પોતાના ભૂત-ભવિષ્ય તરફ સાવ આંખ મીંચામણા કરીને તેનો લેશમાત્ર પણ વિચાર નહિ કરનાર માણસને બાહ્ય સંજ્ઞા હોવા છતાં **અસંજ્ઞી** વિચાર શૂન્ય કહ્યો. સંજ્ઞી અને અસંજ્ઞીની સ્થૂલ વ્યાખ્યા પ્રમાણે તો જેને મન હોય તે સંજ્ઞી અને જેને મન ન હોય તે અસંજ્ઞી! એટલે માણસ સંજ્ઞી અને એકેંદ્રિયાદિક જીવો અસંજ્ઞી! પણ આટલા માત્રથી જ સંજ્ઞી-અસંજ્ઞીનો વિચાર સંપૂર્ણ નથી થતો. એની વ્યાખ્યાની મર્યાદા તો ઘણી બારીક છે. અને જ્યારે એ બારીક વ્યાખ્યાથી વિચાર કરીએ ત્યારે તો આ લાંબીચોડી પાંચ ફૂટની કાયાવાળો હાથ, પગ અને આંખ,

માટે ? આપણા સંસારવ્યવહાર માટે ! આપણા પિંડનું પોષણ કરવા માટે !, આપણી આ નશ્વર કાયાને આનંદ આપવા માટે ! પણ શાસ્ત્રકારો એ પિંડપોષણને મહત્વ નથી આપતા, એ સંસારની ચિંતાઓને- એ ભૌતિક આનંદ-વૈભવના વિચારોને શાસ્ત્રોના પવિત્ર ક્ષેત્રમાં ઊંચું સ્થાન નથી ! એઓ તો જે હમેશાં પાપથી બચવાનો વિચાર કરે; જે શરીર પોષણ શોષણના વિચારને એક તરફ મૂકીને પોતાના આત્માને અનાદિકાળથી લાગેલ રોગને ઔષધ કરવાની ચિંતા કરે; જે ભવાભિનંદીનો માર્ગ મૂકીને ભવભીરૂતાને પંથે વિચરે તેનેજ સાચો વિચારશીલ, સાચો સમજદાર, સાચો સંજ્ઞી માને છે. સંસારના સેવનમાં રાતદિવસ લાગતા ઉપક્રમો ભવોની હાર-માળામાં એક એક મણકાનો વધારોજ કરતા જાય છે. જે વિચાર એ ઉપક્રમોથી દૂર થવાનો માર્ગ સૂઝાડે એનુંજ નામ સાચી સંજ્ઞા. સંસારવ્યવહારના કાર્યો એ દેખાવમાં કદાચ ભલે સુંદર લાગતા હોય, તત્કાળ અનુભવની અપેક્ષાએ એમાં મધુરતા પણ ભલે અનુભવાતી હોય પણ એનું પરિણામ તો છેવટે કપરૂંજ આવવાનું. જ્યારે શાસ્ત્રકારે બતાવેલા આત્મિક કાર્યોમાં કદાચ બાહ્ય આડંબર કે દેખીતી સુંદરતા ભલે ન હોય, છતાં એનું પરિણામ આત્મશુદ્ધિમાં-આત્મઉદ્ધારમાં આત્માના રોગના નાશમાંજ આવવાનું ! અને **"જેનો અંત ખરાબ તે આખું કાર્ય ખરાબ." ને જેનો અંત સારો તે આખુંય કાર્ય સારૂં !"** એ સનાતન સત્યનો કોણ ઇન્કાર કરી શકે ? માટે હે મહાનુભાવો ! એ

ભૂતકાળની વિચારશ્રેણી જ આ હિસાબે નકામી થઈ જાય છે! એક તરફ જ્યારે બુદ્ધિ આ વિચાર આગળ કરે છે ત્યારે બીજી તરફ શાસ્ત્રો બીજી જ વસ્તુ રજુ કરે છે. શાસ્ત્રકાર મહારાજનું તો ફરમાન છે કે-કલ્યાણની સાચી ભાવનાવાળા માનવીએ પોતાના ભૂતકાળનો અને ભવિષ્યકાળનો તો પહેલાં વિચાર કરવાનો હોય છે, અને એ બન્ને વિચારની તારવણીની રૂપરેખાના પાટા ઉપર જ આપણા વર્તમાનકાળના જીવનની રેલને આગળ વધારવાની હોય છે. આ આપણું વર્તમાન જીવન એ રેલ સમાન છે અને એને ચલાવવા માટે-સારી રીતે ચલાવવા માટે-ભૂતકાળ અને ભવિષ્યકાળના વિચારરૂપી બે પાટાઓની અનિવાર્ય જરૂર છે. એ પાટા ન હોય તો ગાડી ગમે તેવી સારી હશે છતાં એક ડગલું પણ આગળ નહિ જ વધી શકે, અને આ પ્રમાણે જ વિચાર કરે એનેજ દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞા સંજ્ઞીનું બિરૂદ આપે છે. એટલે ટૂંકમાં એમજ કહીએ કે-દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞાની અપેક્ષાએ **મિથ્યાદૃષ્ટિ માત્ર અસંજ્ઞી અને સમ્યગ્દૃષ્ટિ માત્ર સંજ્ઞી!**

**અનાદિ ત્રસ.** ત્યારે એ બુદ્ધિની માન્યતા અને શાસ્ત્રના ફરમાનમાં તત્ત્વ કયું? શા માટે બુદ્ધિવાદે આગળ કરેલ વર્તમાન જીવન અને કંઇક અંશે ભવિષ્યના જીવનનો જ વિચાર ન કરવો? શાસ્ત્રોના ફરમાનને અમલમાં મૂકવાનો હેતુ શો? અને તો પછી અનાદિ જીવ, અનાદિ કર્મ અને તેમનો અનાદિ સંયોગ-એ ત્રણ વાતની ગળ-

ધન ઉપાર્જન કરે છે. ધન ઉપાર્જન કરવામાં આજ ઉદ્દેશ સમાયેલો છે, પણ પાછળથી ધન પેદા કરવાની ક્રિયા તો ચાલુ જ રહે છે. પણ જીવન નિર્વાહનો ઉદ્દેશ ભૂલાઇ જાય છે અને એનું સ્થાન ધનસંચય કરવાનો હલકો ઉદ્દેશ લ્યે છે. બસ ખતમ! અહિં જ એક વસ્તુનું સારતત્ત્વ નાશ પામે છે. પછી તો માણસ એ વિચાર કરવા લાગે છે કે-હવે તો અમુક ધન મેળવી લઉં એટલે મારા સંતાનને પણ વારસો આપતો જાઉં! ક્યાં પહેલાં જીવન નિર્વાહના શુદ્ધ આશયથી ધનોપાર્જન શરૂ કર્યું. અને ક્યાં અત્યારે કીડીમંકોડીની લોભીવૃત્તિથી દોરાઈ ધનનો સંઘરો કરવા માટે ધનોપાર્જન કરવા લાગ્યો! આજ પ્રમાણે હાટહવેલીમાં પણ! શરૂઆતમાં ટાઢતડકો અને વરસાદથી બચવાના ઉપાય તરીકે માનવી બુદ્ધિ એક સાધનની કલ્પના કરે છે અને એ કલ્પના પ્રદેશમાંથી મકાન બનાવવાની ભાવના ઉત્પન્ન થાય છે અને એ ભાવનાને પાર પાર પાડીને પોતાના શરીરને ટાઢ, તાપ અને વરસાદથી બચાવવા માટે માણસ મકાન બાંધે છે અને પાછળથી ? એકાદ કોઈ માણસ મકાનની તપાસ કરતો પૂછતો આવે છે. મકાનના બદલામાં નગદ નાણાં આપવાની લાલચ બતાવે છે. પેલો લોભીયો માણસ એ નાણાંના પ્રકાશમાં અંજાય છે અને માત્ર રહેવા પૂરતા ઉદ્દેશથી બનાવવા ધારેલ મકાનના બદલે ભાડુતની સગવડોનો વિચાર કરીને જેમ બને તેમ વધારે ભાડું ઉત્પન્ન થાય એવા વિચારથી પોતાની જરૂરીયાતો ઉપરાંતના મકાન બાંધે છે અને એક પ્રકારનો

ક્યાં ભૂલ કરે છે એનું એને ભાન નથી ! જરા એને પૂછો કે ભાઈ સાહેબ, જ્યારે જીવ એ દેખી શકાય એવો નથી તો આ કંદમૂળમાં જીવ નથી એમ કેમ કહી શકાય ? ભલા આંધળો માણસ એમ કેમ કહી શકે કે અહિં કોઇ નથી ! 'અહિં કોઇ નથી' એમ કહેવામાં જેમ આંધળો માણસ ભીંત ભૂલે છે તેજ પ્રમાણે અનંતકાયમાં જીવનો ઈન્કાર કરનાર પણ એવી જ ભૂલ કરે છે ! માત્ર જીવ નહિ માનવાનું કારણ એટલું જ કે-પોતે જે અનંતકાયનું ભક્ષણ કરે છે એમાં પાપ સમાયેલ છે એ વસ્તુ એને રુચતી નથી પણ **એક વસ્તુ રુચે યા ન રુચે એનાથી કંઇ વસ્તુસ્થિતિમાં તો તલમાત્ર પણ પરિવર્તન નથીજ થતું !** નહિ તો દુનિયાનો કોઈપણ નિયમ રહી શકે જ નહિ ! કારણ કે એક નિયમને ચાહનારા અને વખોડનારા બન્ને જાતના લોકો દુનિયામાં હોય છે !

**એકમાં અનંત.** અહિંયા એક વસ્તુ જરા સમજી લઇએ. કંદમૂળનું શરીર એક છતાં એમાં અનંત જીવો કેવી રીતે રહી શકે ? એકમાં અનંતની કલ્પના જ ભડકાવે એવી છે ! મહાનુભાવો ! જરા શાંત વિચાર કરો અને પછી એક વસ્તુનો નિર્ણય કરો ! ભલા જીવ રૂપી છે કે અરૂપી ? જીવ અરૂપી છે, રૂપી તો કોઈ નહિજ કહે ત્યારે અરૂપી વસ્તુ એક સ્થાનમાં અનંતની સંખ્યામાં રહે એમાં શું યુક્તિવિરુદ્ધ લાગે ? અરૂપીને જગ્યા ક્યાં રોકવાની છે કે જેથી એના માટે સ્થાન કે જગ્યાની મારામારી હોય ! સમજો કે

પ્રમાણે આપણે સંસાર વ્યવહારના વારસાની ફિકર કરીએ છીએ તેજ પ્રમાણે અરે—તેથીય વધારે ધાર્મિક—આત્મિક વારસો આપવાની ફિકર રાખવી જોઈએ. આપણા વ્યવહારમાં તો અત્યારે એવું જોવામાં આવે છે કે વ્યવહારની દૃષ્ટિમાં જેટલું ઉંચુ કુળ એટલો પાપસેવનનો વધુ અવકાશ! કેવી ભયંકર પરિસ્થિતિ! મહાનુભાવો! આ વસ્તુ બહુ વિચારવા જેવી છે! તમે તમારા સંતાનને તમારા ધાર્મિક વારસો નહિ આપો, તો એના આત્મકલ્યાણનું શું થશે? એને પોતાનું ભવિષ્ય સુધારવાનો પાઠ ક્યાં મળશે? કોણ આપશે? જૈનપણાનો ખરો વારસો તો એજ કહેવાય કે ગમે તેવા કફોડા સંયોગો ઉભા થાય છતાં પોતાના આત્માનું પતન થાય એવી ક્રિયા કદી પણ ન કરે! એક સાચા હિન્દુનો બચ્ચો ગમે તેટલો ભૂખ્યો થયો હશે છતાં માંસ ખાવું તો દૂર રહ્યું, એનો વિચાર સરખો પણ નહિ કરે, ગમે તેટલો તરસ્યો થયો હશે છતાં દારૂનું નામ પણ નહિ લેવાનો, તેવી જ રીતે સાચા જૈનને, જિનેશ્વરના સાચા ઉપાસકને માટે એ પ્રથમ ફરજ છે કે ગમે ત્યારે પણ ભૂખથી પેટમાં લાય લાગી હોવા છતાં અનંતકાય, કંદમૂળને ખાવાનો વિચાર સરખો પણ ન કરે! **જિનેશ્વર ભગવાનના શાસનમાં દરેક જીવને જીવવાનો સરખો હક્ક છે.** કોઇ પણ જીવને પોતાની ઇચ્છાતૃપ્તિ માટે નિરર્થક સંહાર કરવાની છૂટ નથી. સાવ અનિવાર્ય અને ઓછામાં ઓછી હિંસાથી પોતાનો નિર્વાહ ચલાવવો એ આપદ્ધર્મની આજ્ઞા છે. ત્યાં

ક્યાં ભૂલ કરે છે એનું એને ભાન નથી ! જરા એને પૂછો કે ભાઈ સાહેબ, જ્યારે જીવ એ દેખી શકાય એવો નથી તો આ કંદમૂળમાં જીવ નથી એમ કેમ કહી શકાય ? ભલા આંધળો માણસ એમ કેમ કહી શકે કે અહિં કોઇ નથી ! 'અહિં કોઇ નથી' એમ કહેવામાં જેમ આંધળો માણસ ભીંત ભૂલે છે તેજ પ્રમાણે અનંતકાયમાં જીવનો ઈન્કાર કરનાર પણ એવી જ ભૂલ કરે છે ! માત્ર જીવ નહિ માનવાનું કારણ એટલું જ કે-પોતે જે અનંતકાયનું ભક્ષણ કરે છે એમાં પાપ સમાયેલ છે એ વસ્તુ એને રુચતી નથી પણ **એક વસ્તુ રુચે યા ન રુચે એનાથી કંઇ વસ્તુ-સ્થિતિમાં તો તલમાત્ર પણ પરિવર્તન નથી જ થતું !** નહિ તો દુનિયાનો કોઈપણ નિયમ રહી શકે જ નહિ ! કારણ કે એક નિયમને ચાહનારા અને વખોડનારા બન્ને જાતના લોકો દુનિયામાં હોય છે !

**એકમાં અનંત.** અહિંયા એક વસ્તુ જરા સમજી લઇએ: કંદમૂળનું શરીર એક છતાં એમાં અનંત જીવો કેવી રીતે રહી શકે ? એકમાં અનંતની કલ્પના જ ભડકાવે એવી છે ! મહાનુભાવો ! જરા શાંત વિચાર કરો અને પછી એક વસ્તુનો નિર્ણય કરો ! ભલા જીવ રૂપી છે કે અરૂપી ? જીવ અરૂપી છે, રૂપી તો કોઈ નહિજ કહે ત્યારે અરૂપી વસ્તુ એક સ્થાનમાં અનંતની સંખ્યામાં રહે એમાં શું યુક્તિ-વિરુદ્ધ લાગે ? અરૂપીને જગ્યા ક્યાં રોકવાની છે કે જેથી એના માટે સ્થાન કે જગ્યાની મારામારી હોય ! સમજો કે

અને એ વસ્તુઓના ભક્ષણથી સર્વથા અળગા રહેવું પડે છે અને જો ખાવું પીવું જ ઉત્તમ ગણીએ તો તો તમો બધા ખરેખર કમનસીબ જ ગણાઓ કે વિધાતાએ તમને આવા અનેક પ્રકારના પ્રતિબંધવાળા શ્રાવકના કુળમાં જન્મ આપ્યો, પણ **જગતમાં કોઇપણ સ્થળે ખાવાપીવાની અમર્યાદિતતાને ઉત્તમપણાના કે ઉત્તમ કુળના લક્ષણ તરીકે કદી પણ વર્ણવવામાં નથી આવી.** ઉત્તમ કુળની ખરી ખુબી તો એની ખાનદાનીમાં રહેલી છે, અને એ ખાનદાની, બીજા જીવોને ઓછામાં ઓછું દુઃખ દેવાની શુદ્ધ ભાવનામાં નહિ મળે તો બીજે ક્યાં મળશે? અને એ ભાવનાને આચરણમાં ઉતારવાનો સૌથી સારામાં સારો અને અત્યંત જરૂરી માર્ગ તે જીહ્વેન્દ્રિયનો સંયમ! આ સંયમ જે માણસ મેળવી શકે તે પોતાના બીજા અંગો ઉપર પણ બહુ જ સરળતાથી કાબુ મેળવી શકે!

**ઢાલની બીજી બાજુ.** બાકી એ તો સાવ સમજી શકાય એવી વાત છે કે જે સ્ત્રી સદાચાર નામની વસ્તુનું અસ્તિત્વ જ સ્વીકારતી ન હોય, શીયળ-બ્રહ્મચર્ય જેવી વસ્તુમાં જેને શ્રદ્ધા જ હોય અને વેશ્યાવૃત્તિને જ સુંદર વસ્તુ ગણતી હોય તે સ્ત્રી પોતાના ઉત્તમ કુળને, ડગલે ને પગલે પોતાના મનપતંગના વિહારમાં આડખીલીરૂપ માને, અરે એ કુળને એક પ્રકારના શાપરૂપ માને છે તેનાથી દૂર થવાના વિચાર કર્યા કરે! તેજ પ્રમાણે જૈનકુળમાં ઉત્પન્ન થવા છતાં જેને રાત્રિભોજન કે કંદમૂળભક્ષણ છોડવું ગમતું

એનું સત્ય સત્યક્ષ સમજી શકે. **આપણે તો માત્ર એ પરમ જ્ઞાનવાન્ મહાપ્રભુના વચન ઉપર જ શ્રદ્ધા રાખવી જોઇએ અને આપણી આ લુચ્ચી દલાલણ જીભ ઉપર કાબુ મેળવવો જોઇએ**

**જીભ-દલાલણ.** આ આપણી જીભ તે દલાલણ છે, એ અનાજ અને પેટના સોદામાં હંમેશાં પોતાની દલાલી પેદા કરવા માટે તૈયાર રહે છે. પેટ એ ખરીદનાર છે અને અનાજ એ વેચનાર છે અને આ જીભ વચમાં દલાલુ કરે છે. પેટ બીચારૂં ગમે તે વસ્તુ સ્વીકારીને શરીરનો નિર્વાહ કરવા તૈયાર હોય છે. છતાં આ જીભ તો હમેશાં પોતાની દલાલીનો વિચાર કરે છે અને પોતાને જેમાં વધારે દલાલી મળતી હોય તેવું ખાણું પેટમાં નાંખે છે અને જીભની દલાલી તે તેની સ્વાદવૃત્તિનું પોષણ! જેમ વધુ સ્વાદિષ્ટ માલ મળે તેમ જીભને વધુ આનંદ આવે! અને એ આનંદ મેળવવા માટે ગમે તેવો આહાર પેટમાં નાખવા તૈયાર રહે છે પછી એનું પરિણામ શરીર માટે કે આત્મા માટે ગમે તેવું આવે તેની એની પરવા જ નથી હોતી! આપણે બધા ઓછા વધતા પ્રમાણમાં એ દલાલણના પંજામાં સપડાયેલા છીએ અને તેથી જ તેટલા અંશે આત્માના પતનને નોતરીએ છીએ. એટલે **જો આપણે બરાબર બચવું હોય તો ધીરે ધીરે એ જીભ ઉપર કાબુ મેળવવો જ જોઈએ.** જેથી અનંતકાયમાં જીવ ક્યાં છે એ વિગેરે મિથ્યા

અને એ વસ્તુઓના ભક્ષણથી સર્વથા અળગા રહેવું પડે છે અને જો ખાવું પીવું જ ઉત્તમ ગણીએ તો તો તમો બધા ખરેખર કમનસીબ જ ગણાઓ કે વિધાતાએ તમને આવા અનેક પ્રકારના પ્રતિબંધવાળા શ્રાવકના કુળમાં જન્મ આપ્યો, પણ **જગતમાં કોઇપણ સ્થળે ખાવાપીવાની અમર્યાદિતતાને ઉત્તમપણાના કે ઉત્તમ કુળના લક્ષણ તરીકે કદી પણ વર્ણવવામાં નથી આવી.** ઉત્તમ કુળની ખરી ખુબી તો એની ખાનદાનીમાં રહેલી છે, અને એ ખાનદાની, બીજા જીવોને ઓછામાં ઓછું દુઃખ દેવાની શુદ્ધ ભાવનામાં નહિ મળે તો બીજે ક્યાં મળશે ? અને એ ભાવનાને આચરણમાં ઉતારવાનો સૌથી સારામાં સારો અને અત્યંત જરૂરી માર્ગ તે જીહ્વેન્દ્રિયનો સંયમ ! આ સંયમ જે માણસ મેળવી શકે તે પોતાના બીજા અંગો ઉપર પણ બહુ જ સરળતાથી કાબુ મેળવી શકે !

**ઢાલની બીજી બાજુ.** બાકી એ તો સાવ સમજી શકાય એવી વાત છે કે જે સ્ત્રી સદાચાર નામની વસ્તુનું અસ્તિત્વ જ સ્વીકારતી ન હોય, શીયળ–બ્રહ્મચર્ય જેવી વસ્તુમાં જેને શ્રદ્ધા જ હોય અને વેશ્યાવૃત્તિને જ સુંદર વસ્તુ ગણતી હોય તે સ્ત્રી પોતાના ઉત્તમ કુળને, ડગલે ને પગલે પોતાના મનપતંગના વિહારમાં આડખીલીરૂપ માને, અરે એ કુળને એક પ્રકારના શાપરૂપ માને છે તેનાથી દૂર થવાના વિચાર કર્યા કરે ! તેજ પ્રમાણે જૈનકુળમાં ઉત્પન્ન થવા છતાં જેને રાત્રિભોજન કે કંદમૂળભક્ષણ છોડવું ગમતું

થાય એવી એકપક્ષી યુક્તિઓ જ ગમે છે. **ઢાલની બીજી બાજુની** માફક એક વસ્તુના સારાસારનો સર્વદેશી વિચાર કરવાનું એને નથી ગમતું! અને અહિંયા જ આ અનાદિ સંસારની જડ છે! આવી ભાવનાઓ જે જીવોમાં જડ કરી રહી હોય તેવાઓ અનંત કાળ સુધી સંસારના ફેરામાં ફર્યા કરે તો એમાં શું નવાઇની વાત છે?

**નિમિત્તવાસી આત્મા.** સૂર્યોદય છતાં જીવન અને સૂર્યોદય છતાં મરણ થાય છે, તો તેમાં આપણે કંઇક ગુહ્ય સંયોગોને કારણભૂત માનીએ છીએ. આમાં જીવન મરણનો સંબંધ કદી સૂર્યોદય સાથે હોતો નથી, પણ એમાં એના પોતાના અનુકૂળ પ્રતિકૂળ સંયોગો ઉપર જ એનો બધો આધાર છે. એજ પ્રમાણે પાપપુણ્યનો આધાર પણ અમુક દિવસ ઉપર કંઇ એકાંતથી નથી, પરંતુ એ પર્વ દિવસ કે તિથિના દિવસોના પવિત્ર બહાના હેઠળ જેટલું પાપથી બચી શકાય એટલું સારૂં છે. આપણે બધા જાણીએ છીએ કે આપણો આત્મા એ **નિમિત્તવાસી આત્મા છે,** અને પુણ્યોપાર્જનની પ્રવૃત્તિ તો એ અમુક નિમિત્તોના કારણે જ કરે છે. ચૌદશ જેવી મોટી તિથિઓના દિવસે કે પર્વના દિવસોએ અમુક વ્રત, પચ્ચક્ખાણ કરવા કે લીલોતરી વિગેરે ન ખાવાં. એવા વિધિ-નિષેધનો કોઈએ પણ એવો અર્થ તો ન જ સમજવો. કે બીજા દિવસોમાં વ્રત, પચ્ચક્ખાણ કરવાનો નિષેધ કર્યો છે, કે લીલોતરી ખાવાની છૂટ આપી છે, પણ વાત એટલી જ સમજવાની છે કે અમુક શુભ નિમિત્તના આધારે આપણાથી

જેમ ચંદ્રના તેજમાં ફેરફાર થાય છે તેમ અમુક પુદ્ગલોના સંયોગમાં ફેરફાર કેમ ન થાય? રંગ એના એજ હોય, પણ સાબુથી કપડું સાફ કર્યા પછી રંગ ચઢાવો અને મેલા કપડા ઉપર રંગ લગાડો! શુ બન્ને કપડા ઉપર એક સરખો જ રંગ લાગશે ખરો? નહિ જ! એક ઉપર વધુ સારો અને વધુ પાકો રંગ લાગવાનો. જ્યારે બીજાના રંગમાં કંઇ ઠેકાણું જ નહિ આવવાનું! તો પછી તે જ પ્રમાણે ચંદ્રના વધઘટનો હિસાબ આત્મા ઉપર થતી અસરને ગણીને શ્રી શાસ્ત્રકાર મહારાજે તિથિઓની વ્યવસ્થા કરી હોય તો તેમાં શુ અજુગતું છે? આપણે એ ખ્યાલ રાખવો જોઈએ કે-આપણી ધર્મક્રિયાઓનો સંબંધ-જેટલો ચંદ્ર ઉપર રાખવામાં આવ્યો છે તેટલો સૂર્ય ઉપર નથી રાખવામાં આવતો. આમ કહેવાનો આશય શુ છે? એજ કે-આપણે પાક્ષિક પ્રતિક્રમણ દર પખવાડીએ કરીએ છીએ અને એમાં ૧૫ राइं दियाणं કહીએ છીએ, ચૌમાસી પ્રતિક્રમણ ચાર મહિને કરીને ૧૨૦ राइं दियाणं બોલીએ છીએ અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં ૩૬૦ राइं दियाणं કહીએ છીએ. હવે સૂર્યની અપેક્ષાએ જ જો ગણતરી ગણીએ તો પખવાડીમાં તો ૧૫ અહોરાત્રિ આવે છે પણ ચોમાસામાં ૧૨૦ અહોરાત્રિ કે એક વર્ષમાં પૂરા ૩૬૦ અહોરાત્રિ કદી પણ નથી જ આવતાં છતાં આપણે ૧૫, ૧૨૦, ૩૬૦ એમ બોલીએ છીએ. ભલા તે કયાં હિસાબે? માત્ર ચંદ્રના જ આધારે! સૂર્યના આધારે તો ઉપરની વાત કદી પણ સાચી નહિ જ થાય. કેટલીક વખત તિથિ બે પણ

થઇએ અને આપણા વર્તમાનકાળના સુખ-વૈભવ, આનંદ-
વિલાસ કે **ગાડી-વાડી-લાડીના વિચારને ગૌણ-બહુ જ
ગૌણ બનાવીએ દઈએ !**

**પાંદડે પાણી!** ભલા આપણે ઉપર કહેલ ગળથુથીની ત્રણ
વસ્તુઓ-અનાદિ જીવ, અનાદિ કર્મ, અને તે
બન્નેનો અનાદિનો સંયોગ એમ અનાદિત્રય વસ્તુ માનવાને
બદલે-અને ભૂતકાળની ભ્રમણામાં ભટકવાને બદલે, આપણા
ભવિષ્યકાળનો વિચાર કરીને, આ જીવ અવિનાશી છે, મુમુક્ષુ
છે અને પાપભીરૂ છે, એ ત્રણ વસ્તુઓ માનવા લાગીએ તો
શું હરકત? મહાનુભાવો જરા ધીરજ રાખો! જરા ઉંડા
ઉતરો! અને પાંદડે પાણી છાંટવાને બદલે વૃક્ષની જડ તપા-
સીને ત્યાંજ પાણી સીંચવાની પ્રવૃત્તિ કરો! નહિ તો તમારૂં
પાણી પણ નકામું જશે, તમારી મહેનત પણ નકામી જશે
અને પાણી છાંટવા છતાં ઝાડ સૂકાઇ જશે. અરે બહુ જ
જલ્દી સડી જશે અને તે માત્ર એક જ ભૂલના કારણે કે
તમે મૂળના બદલે **પાંદડે પાણી છાંટયું**! એજ પ્રમાણે
જીવ વિગેરે અનાદિ માન્યા વગર, કેવળ અવિનાશી વિગેરે
માનવો એ પણ અધુરી પાયા વગરની માન્યતા છે. કાચે
પાયે મજબુત મહેલાત ચણેલી કોઇએ સાંભળી કે નીહાળી
છે ખરી? અનાદિપણું નહિ સમજો તો અવિનાશી પણ ક્યાંથી
સમજશો? અને જીવને કર્મના સંયોગની પીડા નહિ સ્વી-
કારો તો તે કર્મપાશમાંથી છૂટા થવાની-મોક્ષ મેળવવાની
પવિત્ર ભાવનાને પણ ક્યાં સ્થાન રહેશે અને જીવને પાપનો

તેના ભવિષ્ય કાળનો અને ભૂતકાળનો વિચાર કરી, તે હમે-
શાંને માટે તરતી અને સદ્ધર બની રહે, તેવો વિચાર અને
આચાર કરીને, હેતુવાદોપદેશિકી સંજ્ઞા પ્રમાણે નામ માત્રના
સંજ્ઞી ન રહેતાં દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞાએ કરેલી સાચી વ્યા-
ખ્યાને પાત્ર બનીને **સાચા સંજ્ઞી બનો.**






અનાદિ સંસાર.

મહાનુભાવો ! શ્રી શાસ્ત્રકાર મહારાજ આપણને વારં-
વાર પોકારીને કહે છે કે-આ જીવ આ સંસારસાગરમાં
હમેશાં ગોથા ખાધા કરે છે. જન્મ પછી મરણ અને મરણ
પછી જન્મ એમ વડના ટેટાની માફક રમત રમી રહ્યો છે,
અને તે પણ આજ કાલ કે સો પાંચસો અથવા લાખ કરોડ
કે અબજ અરે-અસંખ્યાત વરસોથી નહિ પણ અનાદિ કાળથી.
જેનો છેડો પણ ન પામી શકીએ અરે આપણે તો શું, પણ
શ્રી તીર્થંકર મહારાજ જેવા મહા સમર્થ જ્ઞાનવાન્ પરમ
પુરુષ પણ જેનો છેડો નથી પામી શક્યા એટલા લાંબા

કે જે વસ્તુ નિષ્કારણ પણ થયા જ કરતી હોય તેના માટે
વિચાર કરવો નિરર્થક છે, કારણ કે નિષ્કારણ પણ પોતાની
મેળે જ થયા કરતી વસ્તુને રોકવાનો કોઇ ઉપાય જ નથી.
જે વસ્તુ કારણના લીધે થતી હોય તેને આપણે અવશ્ય
રોકી શકીએ છીએ! કહ્યું છે કે-'नित्य सत्त्वमसत्त्वं वाऽहेतोरन्यान-
पेक्षणात्" કારણને બંધ કરો એટલે કાર્ય આપોઆપ બંધ
થઈ જવાનું, ચકલી બંધ કરો એટલે **પાણી આવતું
પોતાની મેળે જ બંધ થશે.** પાણીને લીધે ઠંડક લાગતી
હોય તો પાણી દૂર કરો એટલે ટાઢ સ્વયં નાશી જશે!
"कादाचित्कं ह्यत्र कारणोपनिबन्धनं" અર્થાત્ જે વસ્તુ કોઇ
વખત ન થતી હોય તે વસ્તુ કારણ જન્ય ગણાય છે, ઘડો
કોઈ વખત થાય છે ને કોઇ વખત નથી થતો એટલા માટે
એ કારણજન્ય છે, અને જે કારણ વગર થતું હોય તે તો
સદાકાળ થયા જ કરવાનું, કારણ કે એને પોતાના અસ્તિ-
ત્વમાં બીજી કોઈ વસ્તુની જરૂર નથી હોતી કે જેના અભાવમાં
એ વસ્તુ અટકી જાય અથવા તો એ નિષ્કારણનું કદાપિ
પણ અસ્તિત્વ નહિ રહેવાનું! શાસ્ત્રકારનું પણ કથન છે કે–
"नित्यं सत्त्वमसत्त्वं वाऽहेतोरन्यानपेक्षणात्' જે વસ્તુનું કોઇ
પણ કારણ ન હોય તેની બે સ્થિતિ છે. યા તો તેનું સદા
કાળ અસ્તિત્વ જ રહેવાનું, જેમકે આપણો આ જીવ! એ
જીવ અનાદિ કાળથી છે અને અનંતકાળ સુધી રહેવાનો,
અથવા એ વસ્તુનો સર્વથા સદા કાળને માટે અભાવ જ
રહેવાનો. જેમકે-આકાશનું ફૂલ કે સસલાનું શીંગડું આ

અનાદિનો જીવ એવી કોઇ વસ્તુ જ નથી. જેને આપણે આ શરીરમાં રહેતો જીવ કહીએ છીએ, જેને આપણે આ શરીરમાં દેખાતી ચેતનાનો નિયામક કહીએ છીએ એ જીવ કોઇ અનાદિ કાળથી ચાલી આવતી અવનવી વસ્તુ નથી પરંતુ બીજી વસ્તુઓ–કે જે કારણ, સામગ્રી બધી આવી મળતાં ઉત્પન્ન થાય છે અને તે સામગ્રીઓનો નાશ થતાં નાશ પામે છે તેની માફક જીવ પણ એક ઉત્પન્ન થનાર અને નાશ પામનાર પદાર્થ જ છે. નાસ્તિક દર્શનકારોને જીવને નાશ થવાવાળો માનવાનું મુખ્ય કારણ એ છે કે તેઓ એને થવાવાળો માને છે, અને એની ઉત્પત્તિના કારણ રૂપે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ આ પાંચ તત્ત્વો કે જેને તેઓ પંચભૂતના નામે ઓળખાવે છે–તેને માને છે. એ પાંચનો સંયોગ થતાં જીવ પેદા થાય છે અને વિયોગ થતાં નાશ પામે છે. હવે જરા ઉંડા ઉતરીને આ વાતને તપાસી જોઈએ. એક માણસે બીજાને કહ્યું કે–ભાઇ મારી ઉંમર ૨૫ વરસની અને મારી માની ઉંમર પાંચ વરસની છે! કહેનારે તો કહી દીધું, શબ્દો તો એવા સરળ છે એનો ગમે તેવો ઉપયોગ કરો છતાં એ કંઇ જ નહિ કહેવાના. પેલા માણસના મનમાં આવ્યું તે પ્રમાણે શબ્દોનો–સ્વર–વ્યંજનની જોડણીનો–ઉપયોગ કરી નાખ્યો અને કોઇપણ જાતના આગળ પાછળના કે સંગતતા, અસંગતતાનો વિચાર કર્યા વગર પોતાના મનમાં આવ્યું તે પ્રમાણે બકી દીધું, પણ દુનિયામાં **બધેય સ્થળે દીવાનાને કહેનાર સાંભળનારા પણ**

આ ચર્મચક્ષુથી! કેવી મજાની વાત? લંડનના અસ્તિત્વમાં શ્રદ્ધા તો અવશ્ય કરવી છે પણ તેનું જો અહિં બેઠા બેઠા દર્શન થાય તો! આ તો પેલા જેવું થયું કે–એક માણસ કહે–સાઈ જગતમાં રૂપનું અસ્તિત્વ માનવામાં મને કશી હરકત નથી પણ ભાઇ, જો મને એ રૂપનું જ્ઞાન મારી **જીભથી** થાય તો માનું! ભલે એને એ રૂપ જીભે જણાશે ક્યારે અને એ ભાઇ સાહેબ રૂપને માનવાના ક્યારે? મહાનુભાવો! જો આપણે આ ભાઈની આવી વાણીને વિચાર વિવેક વગરની કે મૂર્ખતાભરી કહીએ તો પેલા નાસ્તિક ભાઈની અહિં બેઠા બેઠા સ્વર્ગ–નરકનું પ્રત્યક્ષ દર્શન કરવાની ભાવનાને કેમ મૂર્ખ ન ગણવી! ખરી રીતે તો આમાં અને એમાં જરાય ફરક નથી. ફરક એટલો જ કે એક વસ્તુ તરત સમજાય એવી છે જ્યારે બીજામાં કંઈક મગજને શ્રમ આપવો પડે છે. બાકી તો બન્ને પ્રસંગો એક સરખા જ છે. અહિં બેઠા બેઠા ઇંદ્રિયો દ્વારા જે જ્ઞાન થાય તેને પ્રત્યક્ષ માનવું છે અને એ અતીન્દ્રિય વસ્તુઓની પ્રત્યક્ષ એ ઇન્દ્રિયોથી કરવું છે! કેવું મજાનું? દુઃખે છે પેટ અને દવા લગાડવી છે માથે!

**અતીન્દ્રિય પ્રમાણ અને વિષય.** આપણે ક્ષણભર માટે "તુષ્યતુ દુર્જનઃ" એ ન્યાયે કરી એ ચાર્વાક ભાઈની વાત સાચી માનીએ કે–જીવ ઉત્પન્ન થાય છે. છતાં આપણે નમ્રપણે એ ભાઇને એટલું તો અવશ્ય પૂછી શકીએ કે મહેરબાન, ઇન્દ્રિયજન્ય જ્ઞાનને પ્રત્યક્ષ પ્રમાણ-

રસ્તે કર્યું ? માત્ર ચેતનાથી એમ કહો તો એ પણ વાત ભૂલવી ન જોઈએ કે ચેતના એ ઇંદ્રિયનો વિષય નથી, કારણ કે એમાં ઇંદ્રિયના વિષયો મળતા નથી, અને છતાંય જો ચેતનાને માનવી જ હોય તો તમારે તમારા પ્રમાણની મર્યાદાને પણ વિશાળ કર્યા વિના છૂટકો જ નથી, અને એ મર્યાદાને વિશાળ કરવાનો અર્થ એજ કે–તમે અત્યાર સુધી જે ઇંદ્રિય પ્રત્યક્ષને જ પ્રમાણ માનવાનો આગ્રહ રાખતા હતા તે આગ્રહને દેશવટો આપીને કોઈ ઇન્દ્રિયથી દૂર દૂરનું કોઈ અતીંદ્રિય નામનું પણ પ્રમાણ માનવું પડશે અને જ્યારે અતીંદ્રિય પ્રમાણ માન્યું તો એ પ્રમાણનો કોઈ અતીંદ્રિય એવો વિષય પણ માનવો જ રહ્યો, કારણ કે ભિન્ન ભિન્ન પ્રકારના પદાર્થો જ ભિન્ન ભિન્ન પ્રકારના પ્રમાણના નિયામક છે. જો બધા ય પદાર્થો એક જ સરખા, સદાય માટે હોય તો જુદા પ્રમાણોની કલ્પના પણ ન કરવી પડે, પણ પદાર્થો અનેક પ્રકારના છે માટે તેને ગ્રહણ કરનારા પ્રમાણો પણ અનેક હોવા જ જોઈએ, અને જ્યારે અતીંદ્રિય જ્ઞાન અને અતીંદ્રિય પદાર્થ માન્યા તો પછી બાકી શું રહ્યું ? વસ્તુસ્થિતિ આવી હોવા છતાં જીવને ઉત્પન્ન થતો અને નાશ થતો કહે તે વાત કોણ માની શકે ? જે છોકરાને ઘર બહાર પગ મૂકવાની પણ બાધા હોય અને તે આવીને કહે કે નદીના કાંઠે ઘીગોળના ગાડાં લુંટાય છે. જેને જોઈએ તે લઈ આવો ! ભલા અક્કલના ઓથમીર માણસ સિવાય એ છોકરાની વાતને બીજો કોણ સાચી માનશે અને મફતીયા ઘીગોળની લૂંટ કરવા જશે ?

ન જાણવાના કારણે નહિ માનનાર કે જાણવા છતાં ઇન્કાર કરનાર ?

**સત્ અને અસત્.** હવે જ્યારે એ વેદાન્તી ભાઇ પોતાના ઉપર આવી પડતા દોષથી બચવા માટે એમ કહે કે અમે એ વસ્તુ **અમુક અપેક્ષાએ** કહીએ છીએ તો ઓલામાંથી ચૂલામાં પડ્યા જેવું તેને માટે થાય છે. ચાર્વાકથી બચવા માટે ઉપાય કરતાં જૈનોના **સ્યાદ્વાદ અપેક્ષાવાદના** પંજામાં સપડાવું પડે છે અને એ વાત તો એને લેશ પણ ગમતી નથી કારણ કે સ્યાદ્વાદ અપેક્ષાવાદ એ જૈનોનો પોતાનો જ મૌલિક સિદ્ધાંત છે એ સિદ્ધાંતમાં કોઈ પણ બીજા દર્શન કે સંપ્રદાયના સિદ્ધાંતની ગંધ નથી અને અમુક વસ્તુને અમુક અપેક્ષાએ અમુક પ્રકારની માનવી એજ સ્યાદ્વાદનો આત્મા છે અને એ અપેક્ષાવાદનો આશ્રય લેવામાં તો એને બહુ મોટી પંચાત ઉભી થાય એમ છે કારણ કે **સત્** અને **અસત્ની** વ્યાખ્યા કરતાં એ સાફ કહે છે કે **જે વસ્તુ ત્રણે કાળમાં અબાધિત હોય, જેમાં ત્રણે કાળમાં લેશમાત્ર પણ ફેરફાર ન થતો હોય, જે હમેશાં માટે એકજ પ્રકારનું સ્વરૂપ ધારણ કરતું હોય તેજ સત્,** અને જગતમાં તો આવા પ્રકારનું સ્થૈર્ય નથી પણ એમાં તો વારંવાર અનેક પ્રકારનાં પરિવર્તનોને સ્થાન છે-અવકાશ છે માટે તે અસત્, એટલે સત્ અને અસત્ બન્ને પદાર્થો એકબીજાથી સાવ ભિન્ન છે. સત્ અને અસત્નો સંપર્ક નથી અને અસત્ ને સત્ સાથે કશો સંબંધ નથી. સત્ તે સત્ જ છે અને અસત્ તે અસત્ જ

ઇન્કાર કરે છે. એટલે એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે કે
**જે અસાર છે તે અસત્ ન જ ગણાય !** તેથી જ **સંસા-**
**રને અસાર માનવો એ એક વાત છે અને સંસારને**
**અસત્ માનવો એ બીજી વાત છે.** એકનો અર્થ એટલો-
જ કે આ વસ્તુમાં કંઈ સાર નથી એટલે એનાથી વેગળા
થવાની કોશીશ કરવી જ્યારે બીજામાં તો સંસાર સંબંધી
કંઇ પણ વિચારને અવકાશ જ નથી. ભલા શશશૃંગ સંબંધી
કોઇકે કંઇ વિચારણા ચલાવી ખરી કે ? અથવા તેને મેળ-
વવાનો કે એનાથી અળગા થવાનો કોઇએ કદી ઉપદેશ પણ
આપ્યો કે ? અને વળી એ પણ એક બહુ જ મહત્વનો વિચાર
છે કે જો સંસાર વાસ્તવિકમાં અસત્ જેવો જ હોય તો તે
આત્મા ઉપર પોતાની બહુ જ બળવાન અસર કઇ રીતે જમાવી
શકે કે જેને પરિણામે આત્માને પોતાના સ્વરૂપનો ત્યાગ
કરીને પારકાના સ્વરૂપને આધીન રહીને સંસારમાં ભ્રમણ
કરવું પડે છે ? કોઇકે કદી પણ એવું સાંભળ્યું કે આકાશ-
કુસુમે અમુક વ્યક્તિ ઉપર અમુક પ્રકારની અસર ઉત્પન્ન કરી ?
અરે જેના નામનિશાનનું જ ઠેકાણું ન હોય તે વળી અસર
શી ઉપજાવી શકે ? બાકી સંસારની અસારતાનો અર્થ એટલો
જ છે કે એ સંસારનો વળગાડ આત્માના માટે ભૂતના
વળગાડ સમો છે. આત્મા એના ફેરમાં પડીને પોતાના
સ્વરૂપને ભૂલી બેસે છે. વળી એ સાંસારિક કાર્યોની તમામ
પ્રકારની જોખમદારી આત્માના માથે જ હોય છે, અને એને
વધારવો, ઘટાડવો, પાપ, પુણ્યનું આચરણ એ બધું પણ

કારણનો નાશ થશે ત્યારે રખડંપટ્ટીરૂપ કાર્ય પોતાની મેળે બંધ થવાનું કારણ કે मूलं नास्ति कुतः शाखा જ્યાં મૂળીયું જ નહિ હોય ત્યાં પાંદડાં કે ડાંખળાંની આશા શી કરવી? એટલે આપણે ટૂંકમાં એટલું જ સમજી લઈએ કે આ રખડંપટ્ટીનું કોઈ અકારણજન્ય એટલે કે સ્વયંસિદ્ધ વસ્તુ નથી પણ એ કારણજન્ય છે અને એ કારણ તે કર્મ છે, અને **એ કર્મોના નાશમાં રખડંપટ્ટીનો અવશ્ય નાશ છે.**

**સ્વાર્થી સંસાર.** પણ મોટી મુશ્કેલીની વાત તો એ છે કે કેટલીય આપણા હિતની સારી વસ્તુ જાણવા છતાં આપણે એ પ્રમાણે આચરણ નથી કરી શકતા અને ઉલટું આપણે આત્માને ડુબાવનારી પ્રવૃત્તિમાં જ મગ્ન રહીએ છીએ! અને સંસારના જડની અહિં જ ખરી ખૂબી સમાચેલી છે કે માણસ જોયા-જાણ્યા છતાં, ભભકતી જ્વાળાઓમાં કૂદી પડે છે. આપણે જાણીએ છીએ કે આપણા સગાસંબંધી અને કુટુંબી ગણાતા સ્નેહીજનો હંમેશા આપણી પાસેથી માલ લેવા તૈયાર રહે છે અને જ્યાં સુધી આપણે એમને માલ આપીને એમના પિંડનું પોષણ કરીએ છીએ, ત્યાં લગી તેઓ આપણી વાહવાહ ગાયા કરે છે, પરન્તુ જે જવાબદારીના સખત બોજા નીચે આપણે કચડાઇ મરતા હોઈએ, એનો અંશ પણ તેઓ આપણી ખાતર પોતાના માથે લેવા કદી તૈયાર નથી હોતા! પણ ખરા વિચારકને આવો વેપાર કરવો પાલવે જ નહિ! જગતમાં કોઇપણ કંપની એવી તો ન જ હોય કે જે તમામ પ્રકારની જોખમદારી તો

ખરોબર અડધો અડધ ભાગ માગવાના અને તેટલો ભાગ
એને મને યા કમને આપવો પણ પડવાનો જ, અને તે પણ
દાનપુણ્ય તરીકે નહિ પણ હક્ક તરીકે. મહાનુભાવો ! આખા
સંસારની લીલા જ આવા પ્રકારની છે. એનાથી બચવાનો
વિચાર કરવો તે આત્માર્થી જીવને માટે બહુજ જરૂરી વસ્તુ
છે. નહિ તો કર્મબંધનનો બધો બોજો તમારા માથે આવશે
અને એનું ફળ બીજા બધા લૂંટી જશે, પૈસો પેદા કરવા
માટે અન્યાય તમે કરશો, અધર્મનું સેવન તમે કરશો,
**અનાચાર તમારે આદરવો પડશે અને એ બધું
ઠંડે કલેજે ભોગવશે પેલા તમારા કહેવાતા શુભ-
ચિંતકો ! કેવું ખેદજનક પરિણામ !**

**સ્વાર્થ વૃત્તિનું પોષણ.**

આ તો થઈ સંસારના તમારા બીજા
સગા અને તમારી વાત! હવે જરા
તમારા પોતાના જ આત્મા અને તમારા પોતાના જ શરી-
રનો વિચાર કરો ! એ વાત ખાસ ધ્યાનમાં રાખશો કે કેટલીક
દૃષ્ટિએ જેમ સગાવહાલાઓ આપણને ડુબાડનારા થાય છે.
એજ પ્રમાણે આ આપણું કહેવાતું શરીર પણ આપણા
આત્માને પાડવામાં કંઈ ઓછો ભાગ નથી ભજવતું ! અરે
વધુ પડતો ભાગ એજ ભજવે છે એમ કહીએ તો એમાં કંઈ
અતિશયોક્તિ ભર્યું નથી ! તમને ખાવાપીવાની, મોજમજા
ઉડાવવાની, ગાડી, લાડી વાડીના વિચારો અને સેવનમાં
આનંદ માનવાની ટેવ પડી છે એ શાથી ? કહો કે આ શરીરની
વિલાસી વૃત્તિના જ કારણે ! એક ખોરાકનો જ વિચાર કરો !

છતાં એનું અંતઃકરણ કઈ દશામાં રહેવાનું? એ તો કેદમાં પડેલા કેદીની માફક આ બધી પ્રવૃત્તિઓને અનિવાર્ય રૂપે-કેદખાના સમાન ગણીને એમાંથી છૂટા થવાના જ સ્વપ્નાં સેવવાનો! સ્વતંત્રતાના ભાનવાળા કેદીને કેદખાનામાં કદી પણ આનંદ ન જ મળી શકે. તમે હાટ-હવેલીની પ્રવૃત્તિઓમાં તમારા આત્માને આવા પ્રકારની અલિપ્ત રહેવાની ભાવના કરતા કેળવ્યો છે? કે એ પ્રકારે કેળવવાનો પ્રયાસ પણ કર્યો છે? અને તેવો પ્રયાસ ન કરવા છતાં તમારે સાથા ધર્મીમાં ખપવું એનો અર્થ શો? જાણવા છતાં અને જોયાં છતાં જે માણસ ન બચી શકે એને સુધરવાનો બીજો કયો માર્ગ? જાગતાને કોણ જગાડે? જે માણસને સારાસારનો વિવેક ન હોય, પાપપુણ્ય કે સ્વર્ગનરકનો ખ્યાલ ન હોય તેની વાત જુદી છે. પણ તમે તો આ બધી વસ્તુ ઘોળીને પી ગયાની માફક જાણવા છતાં આ પ્રમાણે અવળું આચરણ કરો તો એ દુઃખ કોને કહેવું?

**રાક્ષસોનું મંડળ.** આપણે પહેલાં જ કહી ગયા કે-આપણા સંસારવ્યવહારમાં કોઈપણ માણસ દેવું કરીને બંગલો ઉભો નથી કરતો છતાં આપણે આપણા આત્માની દૃષ્ટિએ, દેવું માથે વહોરીને આ હાડકાના માળા જેવું ઘર ઉભું કર્યું છે. હવે જો આપણે એ દેવાને ભૂલી જઈને આપણા મનમાં આવે તે પ્રમાણે ખાવાપીવા વગેરેમાં સ્વચ્છંદાચારીની માફક વર્તન રાખીએ તો આપણી કઈ દશા થવાની? એમાં તો આપણું ભવિષ્ય અવશ્ય ડૂબવાનું જ! **આ આપ-**

**આત્માને ભોગવવું જ રહ્યું** અને આપણે ભોગવીએ છીએ જ!

**કરે તેવું પામે.** જગતમાં ડાહ્યા માણસનું કહેવું છે કે-માણસે પોતાના માથે દેવું ન કરવું. દેવાદાર માટે તો ડૂબવા સિવાય બીજો ઉપાય જ નથી. પૈસા ધીરનારનો જગતમાં તોટો ન હોય પણ પૈસા લેનારે પોતાની જવાબદારીનો વિચાર ભૂલવો ન ઘટે! એજ પ્રમાણે આ આત્માને કર્મના કારણો અનેક મળવાનાં, પણ એ કારણોનું ફળ ભોગવ્યા વગર છૂટકો નથી, એ વાત દરેક ભવ્યપ્રાણીએ વિચારવી જોઇએ! જ્યારે આપણે આ ભવના લેણદારોથી જ ડરીને દેવું નથી કરતા તો જે દેવું આપણને ભવોભવના વમળમાં ફસાવે એવું હોય તેનાથી કેમ ન ચેતતા રહેવું? સંસારના કાકા-મામાથી આપણે ડરી મરીએ છીએ તો આ કર્મ-કાકાનો ડર કાં વિસારવો ઘટે? કે જે કદી કોઈનો જરા જેટલો પણ ગુન્હો માફ નથી કરતો! અને ખરા આસ્તિકનું તો એ પ્રથમ અને પરમ કર્તવ્ય છે કે હમેશાં એ કર્મ-કાકાથી ડરતો રહે અને એનું બંધન જેમ બને તેમ ઓછું થાય એ ધ્યાન રાખે!

**પોથીમાંના રીંગણા.** આપણે માત્ર બત્રીશ દાંતવાળા કાળા માથાના માનવીથી તો ડરી મરીએ છીએ અને ૧૨૦૦ દાંતવાળા આ કર્મરાક્ષસથી ન ડરીએ એ કેવું? આની મતલબ એટલી જ કે આપણે હજુ એને

છતાં એનું અંતઃકરણ કઇ દશામાં રહેવાનું ? એ તો કેદમાં પડેલા કેદીની માફક આ બધી પ્રવૃત્તિઓને અનિવાર્ય રૂપે— કેદખાના સમાન ગણીને એમાંથી છૂટા થવાના જ સ્વપ્નાં સેવવાનો ! સ્વતંત્રતાના ભાનવાળા કેદીને કેદખાનામાં કદી પણ આનંદ ન જ મળી શકે. તમે હાટ-હવેલીની પ્રવૃત્તિઓમાં તમારા આત્માને આવા પ્રકારની અલિપ્ત રહેવાની ભાવના કરતા કેળવ્યો છે ? કે એ પ્રકારે કેળવવાનો પ્રયાસ પણ કર્યો છે ? અને તેવો પ્રયાસ ન કરવા છતાં તમારે સાચા ધર્મમાં ખપવું એનો અર્થ શો ? જાણવા છતાં અને જોયા છતાં જે માણસ ન બચી શકે એને સુધરવાનો બીજો કયો માર્ગ ? જાગતાને કોણ જગાડે ? જે માણસને સારાસારનો વિવેક ન હોય, પાપપુણ્ય કે સ્વર્ગનરકનો ખ્યાલ ન હોય તેની વાત જુદી છે. પણ તમે તો આ બધી વસ્તુ ઘોળીને પી ગયાની માફક જાણવા છતાં આ પ્રમાણે અવળું આચરણ કરો તો એ દુઃખ કોને કહેવું ?

**રાક્ષસોનું સંડળ.** આપણે પહેલાં જ કહી ગયા કે—આપણા સંસારવ્યવહારમાં કોઇપણ માણસ દેવું કરીને બંગલો ઉભો નથી કરતો છતાં આપણે આપણા આત્માની દૃષ્ટિએ, દેવું માથે વહોરીને આ હાડકાના માળા જેવું ઘર ઉભું કર્યું છે. હવે જો આપણે એ દેવાને ભૂલી જઇને આપણા મનમાં આવે તે પ્રમાણે ખાવાપીવા વગેરેમાં સ્વચ્છંદાચારીની માફક વર્તન રાખીએ તો આપણી કઇ દશા થવાની ? એમાં તો આપણું ભવિષ્ય અવશ્ય ડૂબવાનું જ ! **આ આપ-**

પુણ્યોપાર્જન કે નિર્જરારૂપી ભાડું પેદા નહિ કરીએ, તો આપણો પણ બુધવારીયામાં ગયા સિવાય છૂટકો નહિ થાય! પોતાની આવકનો જરા પણ વિચાર કર્યા વગર કેવળ ખર્ચ કરવામાંજ તલ્લાલીન રહેતો છેવટે દેવાળીઓ ન બને તો બીજું શું થાય? એટલે આપણા **આ શરીરરૂપી અચળ વસ્તુ પાસેથી, આપણે જેટલું પાપ ચરણનું સેવન કરીએ, તેટલા પ્રમાણમાં તો ધર્માચરણ પણ અવશ્ય કરવું જ ઘટે!**

સાચા ભાડુત. અને-એક મકાનમાં નામ માત્રના ભાડુત રાખવાથી પણ કંઇ ફાયદો નથી થતો. એક ભાડુતને મકાન આપ્યાં અગાઉ એની નાત, જાત, ખાનદાની વિગેરેનો પણ આપણે વિચાર કરીએ છીએ. નહિ તો એ ભાડુત મફત આપણા ઘરમાં રહીને, આપણા મકાનને ઘસારો આપીને ભાડું આપ્યા વગરજ નાશી જાય છે. એ પ્રમાણે આપણા આ શરીરમાં પણ એવા લુચ્ચા ભાડુત પેસી જવા ન પામે એ ખાસ ધ્યાન રાખવાનું છે. રૂના કોઠારમાં ભજીઆવાળાને ભાડુત રાખીએ તો એકાદ દિવસે એ રૂની રાખ જ બનવાની! ચિત્રશાળામાં લુહારને રાખો એટલે એ ચિત્રશાળા પણ ધૂમાડાનું સંગ્રહસ્થાન બની જવાની! આપણે આપણું શરીર પણ ક્રોધ-માન-માયા-લોભ-રાગ દ્વેષ વિષયારંભ જેવા ભાડુતને સોંપી દઇએ છીએ, અને પછી આશા રાખીએ કે આપણું કલ્યાણ થાય, આપણો આત્મા શુદ્ધ બને, તો એ કેમ બને? કદી વિષ-વૃક્ષની વાવણી કરીને

**સહવાસ તેવું ફળ-જ્ઞાન અને ક્રિયા.** પણ એક બીજી વસ્તુ એ પણ વિચારવાની છે કે—

જે ઘરમાલીક પોતે ખાનદાનીની મહત્તા સમજતો ન હોય, લાયકી અને નાલાયકીના ભેદો જેના હૃદયમાં વસ્યા ન હોય એને સારા ભાડુતને જ ઘર ભાડે આપવાનું સૂઝે ક્યાંથી? એને તો ઉલટા એશઆરામમાં મગ્ન રહેનાર, વ્યસનોને વળગ્યા રહેનારા અને માયાના મંદિરસમા ભાડુત વધુ ગમવાના! તેમ આપણા આ આત્માને પણ સારા ગુણોને બદલે સંસારની વૃદ્ધિ કરનારા અવગુણોમાં જ વૃત્તિ જાય છે. ધર્મની, સદાચારની કે એવી બીજી વાતો એને નથી ગમતી, અને પાપસેવનનાં કાર્યોમાં એને બહુ જ આનંદ લાગે છે. દેવ-મંદિર કે ઉપાશ્રયમાં જવાની વાત આવતાં એને અણગમો પેદા થાય છે, અને વેશ્યાના મકાનની વાત આવતાં એનું હૈયું નાચી ઉઠે છે! જે ચાલીમાં કે જે મહોલ્લામાં વેશ્યાનું સામ્રાજ્ય પ્રવર્તતું હોય તે મહોલ્લામાં ધર્મમંદિર કે એવા પવિત્ર મકાનો ઉભા કરવાની વાત એ વેશ્યાને નહિ જ ગમવાની! જે શરીર પાપપોષણમાં રત રહેતું હોય તે શરીરને ધર્માચરણની પવિત્ર વાતો તરફ જરૂર અણગમો પેદા થવાનો! અને કદાચ ભાગ્ય જોગે કોઇના કહેવાથી કે શરમથી કંઈ શુભવૃત્તિનો વિચાર કરે તો પણ એ શરમનો ધર્મ કેટલો ટકવાનો? બહારથી સાચી વસ્તુનું આચરણ કરવાનો ડોળ કરવા છતાં અંદર તો એ વિષય-વૈભવના જ વિચારો આવવાના! કારણ કે એની મૂળવૃત્તિ હલકી છે. એના મૂળ સ્વ-

બતાવેલો માર્ગ આપણને ગ્રહણ કરવા લાયક લાગે છે, આપણું મન પણ એ વસ્તુ તરફ કંઈક આકર્ષાય છે.

આ બધું છતાં આપણામાં રહેલી એ પકડેલું નહિ મૂકવાની વૃત્તિ આપણને અધઃપાતના ઉંડા ખાડામાં ઉતારી દે છે. આપણે પણ એ "મીયાં પડ્યા પણ તંગડી ઉંચી" એ પ્રમાણે માર ખાવાં છતાં અવળો ધંધો નથી મૂકતા. મહાનુભાવો ! તમે સંસારની અસારતાની વાતો લાંબા લાંબા "જીકાર"ના પોકારથી સાંભળો છો, અને કેટલીક વખત તમારા હૃદયમાં એ ધર્મગુરુઓનો ઉપદેશ વસે છે પણ ખરો, છતાં તમે તમારી ચાલુ પ્રવૃત્તિઓ છોડી નથી શકતા એજ દુઃખનો વિષય છે.

બીજાનું કહેલું સાંભળે, તેમાં સારાપણું પણ લાગે અને પોતાની પ્રવૃત્તિની ભૂલ પણ સમજાય છતાં ન સુધરે- અથવા સુધરવાની તાલાવેલી ન જાગે એનું નામ જ કદાગ્રહ ! એક માણસે શેરી વચ્ચે-જવા આવવાના માર્ગની વચ્ચોવચ ખીલો મારીને ગાય બાંધી ! ગાય એવી તોફાની કે આવતા જતા દરેકને પોતાના શીંગડા, પૂંછડા, કે પાટુની પ્રસાદી આપ્યા વગર ન રહે ! એ જાહેર આવજાનો માર્ગ ! એવા સ્થાને હમેશાં માટે આવું તોફાન કોણ સહન કરે ? બધા સારા સારા પ્રતિષ્ઠિત ગણાતા માણસો ભેગા થયા; શું ઉપાય લેવો એની વિચારણા ચલાવી. અને પેલા માણસ પાસે ગયા ! પેલા ભાઈએ તો પંચની પોતાના આંગણે પધરામણી થઈ

**એ કદાગ્રહની સામે જ કદાગ્રહ માંડીને તમારા આત્માનો વિજય કરો !**

**સાચી ધાર્મિકતા.** આ તો બધી થઈ તમારી પોતાની વાત ! હવે જરા તમારા સંતાનોના દીકરા-દીકરીઓના કલ્યાણની વાત પણ સાંભળો ! તમે તમારા સંતાનોનું ઐહિક ભલું ચાહો છો એમને પૈસાનો સારો વારસો મળે એમને દરિદ્રતાનો અનુભવ ન કરવો પડે એ માટે તમે ફીકર રાખો છો તેજ પ્રમાણે ધર્મનું મહત્વ સમજવાના કારણે એમનું પરલોકનું પણ ભલું જરૂર ઈચ્છો છો, તમે ચાહો છો કે તમારો પુત્ર અધર્મીઓની પંક્તિમાં જઈ ન બેસે; તમે એ ફીકર રાખો છો કે તમારા પુત્રમાં સમકિતનો અભાવ ન રહે; તમે ઇચ્છો છો કે તમારો પુત્ર પાપાચરણને સેવનારો અને ઉન્માર્ગગામી ન થાય; તમે ચાહો છો કે તમારા સંતાનો દેવ, દહેરા અને ગુરુના ઉપાસક બને ! તેમ તમારા પુત્રને નવકારમંત્રનું ઉચ્ચારણ કરતો કે સામાયિક, પ્રતિક્રમણનું પાલન કરતો જોઈને આનંદ પામો છો, પરંતુ આ બધાની પાછળ પણ અમુક પ્રસંગે, તમારી હઠવૃત્તિ કે મારી ખીલી ન ખસે એવી વૃત્તિને તમે વેગળી રાખી શકતા નથી !

તમારા પુત્રને ધાર્મિક બનાવવાની ભાવનાનું તમારું ક્ષેત્ર ઘણું સંકુચિત છે. એ ક્ષેત્રની મર્યાદાનું ઉલ્લંઘન થતું જોઈ તમે વિહ્વળ બની જાઓ છો, મારો પુત્ર અતિધાર્મિક ન

રહી, ઉલટું તમે એવા જ બધા પ્રયત્નો કરશો કે જેથી સંસાર ઉપરથી ઉઠી ગયેલું એનું મન પાછું સંસાર ઉપર ચોંટે! ત્યારે કહો કે તમે સાચા ધાર્મિક ખરા કે? મહાનુભાવો! જરા તમારા હૃદય ઉપર હાથ રાખીને જવાબ આપો કે એક વૈરાગીને સંસારી બનાવતી વખતે તમારી ધર્મવૃત્તિ અને તમારૂં સમક્તિ ક્યાં ગયાં? કહો કે હજી તમને સાચો ધર્મરંગ લાગ્યો નથી! **સાચો ધાર્મિક માણસ તો પોતાના સંતાનને કે બીજા ગમે તે માણસને વૈરાગ્યરસમાં લીન થતો જોઇને આનંદ જ પામે!** પોતાના પુત્રને કેદખાનામાંથી મુક્ત થતો જોઇને કયો પિતા આનંદ ન પામે?

**સાચી પરીક્ષા.** મહાનુભાવો! તમે દેવ-ગુરુ-ધર્મની ઉપાસના જરૂર કરો છો; તમે વ્રત-તપ જપ અને નિયમ પણ જરૂર કરો છો! પણ એ બધું ડગમગતા પાયાવાળું! વખત આવ્યે એને જલાંજલી આપતાં પણ તમે આંચકો નહિ ખાવાના! વેશ્યાવાડામાં જેમ તેમ ઉભા કરેલ દેવમંદિરનો વખત આવ્યે વેશ્યાના મકાન તરીકે પણ ઉપયોગ થઇ જ જાય! તમે એ પણ સમજો છો કે આ ભવમાં જો ધર્મનું આરાધન નહિ કરતાં એનું જો વિરાધન કરવામાં આવે તો પરભવમાં તમારો ક્યાંય પત્તો નહિ ખાય! છતાં તમે તમારી ધાર્મિકવૃત્તિને ડગમગતી અટકાવવા તૈયાર નથી! વખત આવ્યે ધાર્મિકવૃત્તિને ફેંકી દેતાં પણ તમે વિચાર નહિ કરવાના. આ સ્થિતિ ઘણી ભય ભરેલી છે, કારણ કે દરેક

ધ્યાન રાખજો કે રખેને તમે કદી કારભારીપણાના અધિકારના આવેશમાં ગાંડા બની જઇને સત્તામાં અંધ ન બની જાઓ. નહિ તો આગળ ઉપર સત્તાના દુરૂપયોગ માટે જવાબ આપવો તમને આકરો પડવાનો! ટ્રસ્ટી તરીકેના હક ભોગવનાર માણસ પોતાના હાથમાં સોંપાયેલ કાર્ય તરફ પોતાની સત્તાના રૂવાબમાં ગમે તેમ બેદરકાર બને, પણ જ્યારે એની પાસેથી રીતસર જવાબ માગવામાં આવે ત્યારે એને ભોંય ભારે થઇ જાય છે! એજ પ્રમાણે આપણા માલિક સમા આત્માને કંઈ નુકશાન ન થાય, પણ કંઇના કંઇ અંશે એની શુદ્ધિમાં અભિવૃદ્ધિ થાય એજ માર્ગ સાચો અને સારો છે નહિ તો એ આપણા આત્માને એ બધી બેદરકારીનું પરિણામ ભોગવ્યા વગર છૂટકો નહિ થાય! અરે નરક અને નિગોદ જેવા રૌરવ દુઃખો સહન કરવા છતાં છૂટકો નહિ થાય! એક વખતે ક્ષણિક આનંદ માટે ભોગવેલું ઓકી ઓકીને કાઢવું પડશે! એટલા માટે મહાનુભાવો ચેતતા રહેજો અને એ આત્માનું હમેશાં કલ્યાણ થાય એવી જ પ્રવૃત્તિ આચરજો!

**આત્માનો વિજય.** એક વસ્તુમાં આપણે ઘણી વખત ભૂલથાપ ખાઇ જઇએ છીએ! આપણે આ ભવમાં અમનચમન ઉડાવતાં જે પાપોપાર્જન કરીએ છીએ એને ભોગવવાનો પ્રસંગ આપણને આ જન્મમાંજ નથી મળતો, અને તેથી 'હાર્યો જુગારી બમણું રમે' એ પ્રમાણે આપણે પણ દિવસે દિવસે વધુ ને વધુ વિલાસપ્રિય થતા

**શુદ્ધ બનવાનો આપણા આત્માનું દુઃખ ઓછું થવાનું,** મહાનુભાવો એ પાંચ શત્રુઓના ગુલામ ન બનતાં એને તમારા ગુલામ બનાવો અને પછી જુઓ કે તમારો આત્મા કેટલો હળવો કેટલો પવિત્ર અને કેટલો આનંદી બને છે! **ઇંદ્રિયોના વિજયમાં આત્માનો પરાજય છે, ઇંદ્રિયોના પરાજયમાં આત્માનો વિજય છે.** એ પવિત્ર સૂત્રને તમારું જીવનસૂત્ર બનાવો! તમે જે કંઈ ગયા ભવમાં પુણ્યોપાર્જન કર્યું હોય કે જેનું ફળ તમે અત્યારે ભોગવી રહ્યા છો એ પુણ્યનો ભોગ કરવા છતાં પણ નવું પુણ્ય જ તમને મળે એવી પ્રવૃત્તિ કરવામાં જ તમારું કલ્યાણ સમાયું છે. જો પુણ્યનો ઉપભોગ કરતાં પાપ વળગે તો એ પુણ્યનો સાચો ઉપભોગ કર્યો ન ગણાય! જે વેપારમાં મૂળ મૂડીમાં જ નુકશાન આવતું હોય એવો મૂર્ખતાભર્યો વેપાર કોણ કરે?

**વ્યસનની વેદના.** મહાનુભાવો! આપણે ઉપર પણ જાણી ગયા કે ધર્મનું આચરણ એ જેટલું કલ્યાણકારી છે એટલું જ આકરું પણ છે. એનું નિયમિત પાલન કરવું બહુ જ કઠિન છે, કારણ કે આ સંસારના ક્ષણિક સુખ આનંદનો ઉપયોગ કરવાને આપણો આત્મા અનાદિ કાળથી ટેવાઇ ગયો છે, અને ટેવ એ એક એવી ખરાબ ચીજ છે કે માણસને કઇ સ્થિતિમાંથી કઈ ને કઈ સ્થિતિમાં લાવીને મૂકી દે છે, જરા દારૂ પીવાને ટેવાયેલ માણસની હાલત જો જો! પહેલાં એ જ માણસ એવો હતો કે જેને દારુનું નામ સરખું પણ ગમતુ ન હતું, જેને દારૂની ગંધમાત્રથી પણ સૂગ

**સુખ માણવાની જે ટેવ છે તેને અટકાવો. તમારી ટેવો સુધારો એટલે આપોઆપ સુધરી જશો.**

**સત્યનો જય!** મહાનુભાવો—આવા કઢંગા સંસારની બલા-માંથી જ્યાં સુધી આપણે નહિ છૂટીએ ત્યાં લગી આપણા માથે દુઃખના ડુંગર પડતાં જ રહેવાના! એ દુઃખમાંથી મુક્ત કરવા માટે પરમકરૂણાસાગર શ્રી જિનેશ્વર ભગવાને આપણને બહુ જ ઉત્તમ માર્ગ બતાવ્યો છે. એ માર્ગનો ઉપયોગ કરવો આપણા હાથમાં છે. એ ભૂલવું ન જોઇએ કે "શેઠની શિખામણ ઝાંપા લગી" પછી તો માણ-સની પોતાની આવડત જ કામ લાગવાની! શ્રી જિનેશ્વર ભગવાને તો માર્ગ બતાવ્યો, પણ એના ઉપર ચાલવું એ આપણું કાર્ય છે. માર્ગ બતાવનાર તો માર્ગ જ બતાવી શકે. કાંઈ આપણા બદલે એ માર્ગનું પાલન ન કરી શકે! એ માર્ગ આપણને મળ્યો છે. એનો આપણે સદુપયોગ કરવાનો છે. બાકી છતા વહાણે જો આપણે ડૂબી મરીએ તો આપણને કોણ બચાવી શકે? માટે મહાનુભાવો! આ જિનેશ્વર ભગ-વાનના શાસનનો માર્ગ ગ્રહણ કરીને તમારા આચાર–વિચારોને સારા રસ્તે દોરો અને એ **સાચા રસ્તાનું અનુસરણ કરવાનું ફળ પણ સારૂં જ આવવાનું! ધીરજ રાખો! અને સત્યના પંથ ઉપર શ્રદ્ધા રાખીને આગળ વધો! કારણ કે સત્યનો સદાય જય થાય છે!**

卐

વસી હોય તેજ સાચો જૈન ! અને એ ભાવના રહિત વ્યક્તિ ભલે પછી તે સાધુવેશધારી હોય કે ગૃહસ્થ હોય, જૈનત્વની સાચી પીછાણ નથી કરી શકતી ! જો બાલ્યપણામાં આ સંસ્કારો પાડવામાં આવ્યા હોય તો મુનિ બનતી વખતે એ આત્મા બહુ જ ઉચ્ચ પ્રકારનું ચારિત્ર પાળી શકે છે અને પોતાના આત્માનું કલ્યાણ કરી શકે છે. ભલા આ ગળથુથી ગળથુથી એમ વારંવાર કેમ કહેવામાં આવે છે? **જૈનપણાની ગળથુથી એટલે શું! જૈનપણું ક્યાં અને ગળથુથી ક્યાં?** સાચી વાત છે ! પણ મહાનુભાવ જરા વિચાર કરો તો એનું સમાધાન આપોઆપ તમને મળી જશે! તમારા સંસાર-વ્યવહારમાં લોકો માને છે કે બાળકને જેવા પ્રકારની ગળ-થુથી આપવામાં આવે એટલે કે જેવો માણસ એ આપે એવા પ્રકારના અને એ માણસના ગુણો એ બાળકમાં પણ આવે છે. અલબત્ત આ એક માન્યતા જ છે આમાં સત્યાંશ કેટલો છે એ વિચારવા જેવું નથી! અહિં તો માત્ર સંસ્કા-રની દૃષ્ટિએ જ ગળથુથીનો વિચાર કરવામાં આવ્યો છે. એટલું તો તમે પણ કબૂલ કરશો જ કે જે વખતે બાળકને ગળથુથી આપવામાં આવે છે તેજ વખતે તેજ ક્ષણે એનું ફળ જ નથી થતું, અરે બાળકને એ વાતનું ભાન સરખું પણ નથી હોતું કે મને અમુક વ્યક્તિએ અમુક વસ્તુ પાઈ, પણ એનું પરિણામ અમુક સમય પસાર થતાં જરૂર આવે છે. એજ પ્રમાણે જૈનપણાની ગળથુથીનું પણ સમજવાનું છે. **બાળકને ન્હાનપણામાં જ જૈનપણાના મૂળતત્ત્વો**

અને ખૂબીથી પાડવાના છે કે જેથી જેના ઉપર તમે સંસ્કાર
પાડતા હો તેને કંઈપણ અણગમાની લાગણી પેદા ન થાય!
ગળથુથીમાં ગળપણને બદલે ખારાશ આપો તો બચ્ચું કદી
નહિ પીવાનું! પણ એ ગળપણના કારણે એ આનંદથી પી
જાય છે અને પાછળથી એ ગળથુથી શેની બનેલી હોય છે,
શા માટે આપવામાં આવે છે એ પણ વખત જતાં આપો-
આપ સમજવા લાગે છે. ગળથુથી આપવી તમારૂં કામ છે.
ફાયદો થવો એ બાળકના ભાગ્યની વાત છે. તમે જૈનપણાના
સંસ્કાર આપો. પછી તો જેવું પાત્ર હશે તેવું પરિણામ
નીપજશે, પણ જો સંસ્કાર આપવામાં જ તમારી ખામી હશે
તો પાત્રનો દોષ કોઈ નહિ કાઢે! દૂધ સારૂં હોય છતાં ફાટી
જાય તો વાસણનો દોષ કાઢી શકાય પણ સ્વયં દૂધ જ
ખરાબ હોય તો પાત્રનો વિચાર જ ક્યાં કરવાનો
રહ્યો?

**જ્ઞાન વગરની ક્રિયા:** જો સંસ્કાર આવ્યા હશે તો અવશ્ય ભાવના જાગશે. જૈનપણું જાણ્યું હશે
તો પાળવાનું મન થશે, પણ જે વસ્તુ જાણી જ નહિ હોય
તેને પાળવાનું કે મેળવવાનું મન થાય જ શી રીતે! જીવ
વિગેરે સંબંધી સાંભળ્યું હશે તો શ્રદ્ધા કરવાનું મન થશે!

કેટલાક માણસો એવા વિચારના છે, કે જેઓ માને છે
કે-સમજણ વગરની માત્ર ગોખણપટ્ટી શું કામની? પોપટ
લાખો વર્ષો સુધી સમજ્યા વગર 'રામરામ' કહ્યા કરે પણ
એમાં એનું કલ્યાણ શું થવાનું? એજ પ્રમાણે આ અનાદિ-

આવે તો ધાર્મિક જીવનનું તો જે થવાનું હોય તે થાય પણ તમારા સંસાર વ્યવહારમાં જ અનેકનું અકાળ મૃત્યુ થવાનું, કે અનેકના માથે અણધારી આફત આવી પડવાની! બાળક દૂધ અને ખડીના પાણીનો ભેદ નહિ સમજે ત્યાં સુધી એને દૂધ નહિ આપવાના; તમે પોતે પણ અમુક વસ્તુના સારાસારને સંપૂર્ણપણે નહિ સમજો, ત્યાં લગી પ્રવૃત્તિ નહિ કરવાના; માંદા પડવા છતાં જ્યાં સુધી દવાનું સંપૂર્ણ રહસ્ય નહિ સમજાય ત્યાં સુધી દવા નહિ કરવાના, અરે આવા તો અનેક પ્રસંગો વર્ણવી શકાય એમ છે કે જે ન કરતાં તમારી દુર્દશા જ થાય!

**ન જાણો છતાં કરો તો અવશ્ય પામો.** હવે તમારા સંસાર વ્યવહારની પ્રવૃત્તિને બીજી બાજુ ફેરવીને જુઓ! તમે સંસારવ્યવહારમાં જ્ઞાન વગર ક્રિયાનો ઈન્કાર કરતા નથી. ડગલે ને પગલે તમને જ્ઞાન વગરની ક્રિયાનો અનુભવ થાય છે. ક્ષણે ક્ષણે તમારે એવી કેટલીય ક્રિયાઓ આચરવી પડે છે, કે જેનું જ્ઞાન તમને હોતું જ નથી! જ્યારે સંસારવ્યવહારમાં તમે આ વસ્તુનો સ્વીકાર કરવા તૈયાર છો તો ધર્મની બાબતમાં—આત્મઉદ્ધારની બાબતમાં—તે વાત કબૂલ કરતાં તમને કેમ આંચકો આવે છે? કહો કે ગમે તેમ કરીને ધર્મની વાત આવે ત્યાં જ તમારે પથરા મારવા છે. બાકી સાચી યુક્તિને સ્વીકારવા તમે તૈયાર નથી! તમારા વ્યવહારમાં એક માણસ યા બાળક પોતાને હિતકર વસ્તુને ન સમજે છતાં એની આસપાસના એના શુભ

આધાર હોય તો તો તમારે માનવું પડશે, કે જ્યાં સુધી એક વસ્તુનું આપણને જ્ઞાન ન થાય ત્યાં સુધી એ ક્રિયાનું ફળ આપણને નહિ મળવાનું ! અને તો પછી જે માણસને હિંસા-અહિંસાનું જ્ઞાન ન હોય, હિંસાથી પાપ લાગે છે એવો ખ્યાલ સરખો પણ ન હોય, તેવાને તમારા મત પ્રમાણે તો, હિંસા-ઘોરહિંસા-અનેક પ્રાણીઓનો સંહાર-કરવા છતાં પાપ નહિ જ લાગવાનું ! વાઘ, સિંહ કે એવા અબુઝ પ્રાણીઓને પ્રાણીઓનો આહાર કરવા છતાં અશુભ કર્મ-બંધન નહિ થવાનું ! અરે જે વ્યક્તિને ખૂનની સજા ફાંસી હોવાનું જ્ઞાન નહિ હોય, તેને તો ફાંસી પણ નહિ થવાની ! કેવું વિચિત્ર ! મહાનુભાવો ! તમારા હૃદયને પૂછીને જવાબ આપો કે આવી સ્થિતિ તમે કબુલ રાખો ખરા ? અરે સરકારી કોર્ટો અને **ન્યાયમંદિરો પણ, જ્ઞાન ક્રિયાનો આવો ગાંડો સંબંધ સ્વીકારવા તૈયાર નથી કે જ્ઞાન ન હોય તો ક્રિયાનું ફળ ન મળે.**

ત્યાં તો તમને જ્ઞાન હોય કે ન હોય એનો વિચાર કર્યા વગર જ તમે કરેલા ગુન્હાનો બદલો આપી દેવામાં આવે છે, અને જો આમ ન હોય તો દરેક જણ અજ્ઞાની હોવાના ઢોંગ કરીને કોર્ટની સજામાંથી બચવાનો લાભ લઇ લેત ! અરે છેવટે કુદરતને પણ આ વાત મંજુર નથી. ત્યાં પણ કરો તેનું ફળ મળે જ છે, તો પછી ધાર્મિક વાતમાં પણ એ નિયમ અચળ રહે તો શું હરકત જેવું છે ?

ફૂલેલા ગળામાં ખાડા પડી ગયા. આંખો ઉંડી ગઈ. વધેલું પેટ પાતાળમાં પેસી ગયું અને શરીરમાં માંસને સ્થાને હાડકાં ડોકીયાં કરવા લાગ્યાં.

એક દિવસે શેઠના એક વૈદ્યમિત્ર શેઠને ત્યાં મહેમાન થયા. પોતાના મિત્રની સ્થિતિ જોઈ ને તેમને દુઃખ થયું અને દયા આવી. બીજા દિવસે સવારમાં એમણે વગર ફી લીધે શેઠની નાડી તપાસી અને એક દવાની ચીઠી લખી આપી. શેઠે એ ચીઠી ખોવાય ન જાય એટલા માટે ચોપડીમાં ઉતારી લીધી. દવાના વૈદ્યરાજે ખૂબ જ વખાણ કર્યાં અને કહ્યું કે માત્ર એક મહિનાના સેવનથી તમારૂં શરીર કંચન જેવું થઇ જશે.

દવામાં કોઈપણ કડવો પદાર્થ ન હતો. માત્ર બદામ, પિસ્તા, સાકર, એલચી, કેસર વિગેરે નામ સાંભળતાં પણ મોઢામાં પાણી છૂટે એવી એ ચીજો હતી, અને એ બધીને સવારમાં વાટીને ગાયના ઘીમાં મેળવીને ખાવાની હતી. વૈદ્યરાજ પોતાને ગામ ગયા. બીજા દિવસનું સવાર થયું. શેઠે દાતણપાણી કર્યું અને પેલી દવા યાદ આવી, પણ એ માટે પૈસા ખરચવા શેઠને હજી પણ પાલવતા ન હતા. એટલે એમણે પોતાના ચમનીયાને બોલાવ્યો અને પછી ચોપડો ઉઘાડીને વૈદ્યરાજે લખાવેલ બધી ચીજો માપ સાથે અનુક્રમ-વાર વાંચી ગયા અને પછી બોલ્યા અહાહા! કેવી મજાની દવા! ચમનીયા, એ બધી દવાઓને વાટીને ઘીમાં ખાવાથી રોગ મટી જાય! બસ જાણે કામ પતી ગયું હોય તેમ ચોપડો

એટલે બાળકને ભલે જ્ઞાન ન હોય પણ માબાપને તો જરૂર જોઈએ જ. નહિ તો પ્રવૃત્તિ જ ન થઈ શકે. એજ પ્રમાણે **ધાર્મિક ક્રિયાનું પણ આપણને ભલે જ્ઞાન ન હોય પણ એ ધાર્મિક ક્રિયાનો ઉપદેશ આપનાર તીર્થંકર-ગણધર ભગવાનને તો એનું પૂરેપૂરૂં જ્ઞાન હતું જ.** એટલે અમુક ક્રિયા કરનાર વ્યક્તિને આધારે ભલે જ્ઞાનનો અભાવ હોય પણ એ ક્રિયાનો પ્રચાર કરનાર વ્યક્તિમાં તો એ વસ્તુનું સાંગોપાંગ જ્ઞાન હોવું જ જોઈએ.

એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે એક બીજાની ક્રિયાનો ફાયદો એક બીજાને નથી મળી શકતો પરન્તુ એક બીજાના જ્ઞાનનો ફાયદો એક બીજાને એક યા બીજી રીતે મળી શકે છે અને એ કારણે જ એ પરમતારક તીર્થંકર દેવના જ્ઞાને બતાવેલ માર્ગનું અનુસરણ કરીને આપણે આપણા આત્માનું શ્રેય કરીએ છીએ !

માબાપના દૂધના જ્ઞાનથી બાલકનું કલ્યાણ જરૂર થાય છે, પણ માબાપના દૂધ પીવાથી બાળકની ક્ષુધા નથી ભાંગતી. તેવી જ રીતે તીર્થંકર ભગવાનના જ્ઞાનથી આપણે જરૂર ફાયદો ઉઠાવીએ છીએ પણ તીર્થંકર ભગવાન્ સર્વજ્ઞ થયા હતા, તેથી જ આપણે પણ સર્વજ્ઞ નથી બની જતા. ક્રિયાત્મક ફાયદો મેળવવા માટે તો આપણે પોતે જ અમુક ક્રિયા કરવાની હોય છે અને એ ક્રિયા કરવામાં બીજાનું જ્ઞાન આપણો 'માર્ગદર્શક' બને છે એટલે એકાંત રીતે જ્ઞાનનું

એ તો તમારી બરાબર હાજરી લેવાનો! ત્યાં તમારૂં કશું નહિ ચાલવાનું! માટે પારકાના મારથી સુધરવાનું મૂકી દઈને **પોતાની મેળેજ સુધરો તો કેવું સારૂં કે જેથી તમારે એ કર્મના પંજામાં વધારે જકડાવું ન પડે!**

**સાચું વાણીસ્વાતંત્ર્ય.** આજ કાલ કેટલાકના મગજમાં એ પવન પેસી ગયો છે કે અમને વિચાર સ્વાતંત્ર્ય અને વાણીસ્વાતંત્ર્ય કેમ નહિ? શા માટે અમે અમારા મનમાં આવે તેવો વિચાર ન કરીએ કે અમને સારૂં લાગે એવું ન બોલીએ? આ જમાનામાં આના પ્રકારની સ્વતંત્રતા મેળવવાની ભાવના દિવસે દિવસે વધારે ઉગ્ર રૂપ લેતી જાય છે. અલબત્ત સત્ત્વાભિમાનની દૃષ્ટિએ આ માન્યતામાં પણ કેટલુંક સારું તત્વ સમાયેલું છે જ! પણ તે મર્યાદિત ક્ષેત્રમાં જ! જો એ ક્ષેત્રની મર્યાદાનો નાશ કરવામાં આવે તો એનું પરિણામ ખરાબ જ આવવાનું. રસ્તે ચાલતી બેરીને વહુ કહેવાના વાણીસ્વાતંત્ર્યને કયો સભ્ય સમાજ સાંખી લેશે? ખરી વાત તો એ છે કે જેને આપણે વાણીસ્વાતંત્ર્યના નામથી ઓળખાવીએ છીએ એ વાણીસ્વાતંત્ર્ય કઈ ચીડીયાનું નામ છે એ જ આપણને બરાબર ખબર નથી! કોઈપણ માણસ વાણીસ્વાતંત્ર્યનો અર્થ એવો તો ન જ કરે કે મનમાં આવે તેમ બકવું કે મનમાં આવે તેવો અસંબદ્ધ અને અસભ્ય પ્રલાપ કરવો! અને જો આવા પ્રકારના બકવાટને જ વાણીસ્વાતંત્ર્યના નમુના રૂપે લેખવામાં આવે તો તો થાણાની ગાંડાની ઇસ્પિતાલના દર્દીઓ જ સૌથી વધારે સુખી ગણાય!

સમજી શકો છો. તમને એકડો ભણતી વખતે એકડાની જરૂરતનું ભાન ન હતું અને એની મહત્તાની પણ પીછાણ ન હતી તમે તો માત્ર 'લકીરના ફકીર' બનીને મહેતાજીના કહેવાથી જ એકડો ભણ્યા, પણ શું તમને એ એકડો ભણ્યાનો ફાયદો નથી થતો? જરૂર થાય છે જ. બીજું દૃષ્ટાંત લ્યો. બાળક નાનું હોય છે ત્યારે બા, બાપા, કાકા, ભાઈ, મામા, દાદા, વિગેરે શબ્દો બોલવા લાગે છે. હવે હું તમને પૂછું છું કે એ બાળક આ બધું બોલ્યા પછી સમજ્યો? કે સમજ્યા પછી બોલ્યો?

તમારે કહેવું પડશે કે એ બાળક પહેલાં માત્ર બોલતાં જ શીખ્યો હતો. એ વખતે એને એ શબ્દોના અર્થની સમજણ ન હતી. એ તો માત્ર 'પોપટના-રામરામ'ની માફક બીજાના બોલ્યા કે શીખવ્યા શબ્દોનું ઉચ્ચારણ જ કરતો હતો, પણ એને એ શબ્દોનું જ્ઞાન નથી તેથી એ શબ્દો એણે બોલવા નહિ એવું કોઈ કહે છે ખરૂં? એક વખત બોલાયેલા શબ્દોના એ ધીમે ધીમે અર્થ સમજવા લાગે છે, પણ જેને બોલવાનું જ નહિ હોય એને સમજણ આવવાની જ ક્યાંથી? **જેને શ્રદ્ધા નહિ હોય એને જ્ઞાન થવાનું જ શાનું?**

મૂર્ખ કોણ? ખૂબી તો એ છે કે જે અણસમજણમાંથી તમે સમજણા થયા, જે શ્રદ્ધાના આધારે તમે જ્ઞાન મેળવ્યું, છેવટે સમજણા થયા પછી એ જ શ્રદ્ધા અને અણ-સમજણને વગોવવા લાગો છો. આ તો "સો ઉંદર મારીને બીલ્લીબાઈ હજ કરવા ઉપડી" જેવું જ કહેવાય!

એ તો તમારી બરાબર હાજરી લેવાનો! ત્યાં તમારૂં કશું નહિ ચાલવાનું! માટે પારકાના મારથી સુધરવાનું મૂકી દઈને **પોતાની મેળેજ સુધરો તો કેવું સારૂં કે જેથી તમારે એ કર્મના પંજામાં વધારે જકડાવું ન પડે!**

સાચું વાણીસ્વાતંત્ર્ય. આજ કાલ કેટલાકના મગજમાં એ પવન પેસી ગયો છે કે અમને વિચાર-સ્વાતંત્ર્ય અને વાણીસ્વાતંત્ર્ય કેમ નહિ? શા માટે અમે અમારા મનમાં આવે તેવો વિચાર ન કરીએ કે અમને સારૂં લાગે એવું ન બોલીએ? આ જમાનામાં આવા પ્રકારની સ્વતંત્રતા મેળવવાની ભાવના દિવસે દિવસે વધારે ઉગ્ર રૂપ લેતી જાય છે. અલબત્ત સત્વાભિમાનની દૃષ્ટિએ આ માન્ય-તામાં પણ કેટલુંક સારું તત્વ સમાયેલું છે જ! પણ તે મર્યાદિત ક્ષેત્રમાં જ! જો એ ક્ષેત્રની મર્યાદાનો નાશ કરવામાં આવે તો એનું પરિણામ ખરાબ જ આવવાનું. રસ્તે ચાલતી બૈરીને વહુ કહેવાના વાણીસ્વાતંત્ર્યને કયો સભ્ય સમાજ સાંખી લેશે? ખરી વાત તો એ છે કે જેને આપણે વાણીસ્વાતંત્ર્યના નામથી ઓળખાવીએ છીએ એ વાણીસ્વાતંત્ર્ય કઈ ચીડીયાનું નામ છે એજ આપણને બરાબર ખબર નથી! કોઈપણ માણસ વાણીસ્વાતંત્ર્યનો અર્થ એવો તો ન જ કરે કે મનમાં આવે તેમ બકવું કે મનમાં આવે તેવો અસંબદ્ધ અને અસભ્ય પ્રલાપ કરવો! અને જો આવા પ્રકારના બકવાટને જ વાણી-સ્વાતંત્ર્યના નમુના રૂપે લેખવામાં આવે તો તો થાણાની ગાંડાની ઇસ્પિતાલના દર્દીઓ જ સૌથી વધારે સુખી ગણાય!

વિગેરેનો અભ્યાસ કરવો પડશે. **ક્રિયા કરો અને ફળ મેળવો.** પડયા પડયા કદી કોઈનું પેટ ભરાયું છે? જ્ઞાન તો ઘણાયને હોય પણ ક્રિયા થોડાક જ કરી શકે! બધાય જાણે છે કે સીધી લીટી કોને કહેવાય! પણ સીધી લીટી દોરી કેટલા શકે છે? જેણે વારંવાર એનો અભ્યાસ કર્યો હોય તેજ. જ્ઞાન તો એક વખત થયું એટલે પત્યું પણ ક્રિયાને માટે તો લાંબુ પરિશીલન જોઇએ અને આ જ જ્ઞાન અને ક્રિયાનો મુખ્ય ભેદ! ઘણાય સમજે છે કે વ્યસન રાખવાં ખોટાં છે. બીડી, તમાકુ, પાન કે બીજી ટેવો નુકશાન કરનારી છે. છતાં એનાથી કેટલા બચી શકે છે? સંસાર ખરાબ છે, મિથ્યાત્વ બહુ જ ભયંકર ચીજ છે, અવિરતિ પાપનું મૂળ છે, કષાયો સંસારના બીજ છે, આ બધું જાણવાની દૃષ્ટિએ કોણ નથી જાણતું? છતાં કેટલા એ જ્ઞાન પ્રમાણે પોતાના આચરણને ફેરવી શકે છે? એક વસ્તુનું જ્ઞાન થવા માટે-એક વસ્તુ જાણવા માટે પલકનો જ સમય જોઈએ છે. અમુક વ્યક્તિ સંસારમાંથી તરી ગઈ, અમુક જીવ તીર્થંકર થયો, અમુક માણસે ક્ષણ માત્રમાં પોતાનું કલ્યાણ સાધી લીધું. 'માષ-તુષ' જેવાઓએ થોડા જ સમયમાં કેવળજ્ઞાનનો આસ્વાદ ચાખ્યો! આ બધી વસ્તુ આપણે બધા સારી રીતે જાણીએ છીએ પણ એ જાણવા માત્રથી આપણું શું વળ્યું? ખરૂં કલ્યાણ તો ત્યારે જ થશે કે જ્યારે આપણે એના માટે પ્રયત્ન આદરીશું! કરોડની સંખ્યાનું આપણને સહુને ભાન છે. કરોડાધિપતિ કોને કહેવો એ પણ આપણે સારી રીતે

અથવા નીચા ગુણઠાણાની વ્યવસ્થા રાખવામાં આવી છે. જ્ઞાન અને શ્રદ્ધા ચોથા પછી બધેય એક સરખાં હોવા છતાં વર્તનની મુશ્કેલી અને વર્તનના ભેદને લીધેજ જુદા જુદા ગુણઠાણા ગણવામાં આવે છે. અમુક પ્રકારનું આચરણ કરે તે ઉપશમ શ્રેણી સુધી પહોંચે; અમુક પ્રકારનું આચરણ કરે તે ક્ષપક શ્રેણીએ પહોંચે. જેટલા અંશે વર્તન ઉંચુ અને આવે મોહનો ચૂરો થાય એટલા અંશે શ્રેણી ચઢિયાતી સમજવી! મહાનુભાવો! જ્ઞાન અને શ્રદ્ધામાં બહુ ફરક નહિ હોવા છતાં માત્ર ક્રિયાના પાલનને કારણે જ-એક નહિ-બે નહિ પણ ચૌદ ચૌદ ગુણઠાણાની વ્યવસ્થા રાખવી પડી છે એજ બતાવે છે કે **આત્માને ઉંચો અને નીચો બનાવવામાં ક્રિયાનો જ મુખ્ય ભાગ છે.**

અને એ વાત તો જગજાણીતી છે કે જે વસ્તુમાં જેટલું વધારે મહત્વ, એનું પાલન પણ એટલું જ વધુ કઠણ!ખરેખર, **દુનિયામાં મહત્વ અને આકરાપણું સાથે જ જોડાયેલાં હોય છે!** મહત્વ મેળવવું હોય તો તમારે આકરાપણાની પરીક્ષા પસાર કરવી જ રહી! નહિ તો દરેક માણસ મહત્વની રક્ષા ન કરત. પણ **મહત્વની સાચી** રક્ષા તો કોક વિરલો જ કરી શકે છે!

બાળદીક્ષાનું રહસ્ય. મહાનુભાવો! ક્રિયાનું આટલું બધું માહાત્મ્ય સમજ્યા પછી હવે તમારે પણ બાળદીક્ષાનું રહસ્ય સમજવું કઠિન નહિ પડે! જે લોકો

બીચારીનો ક્યાંઈ પત્તો જ ન મળે! દીક્ષા દીક્ષાને ઠેકાણે રહી અને આ ભાઇ તો સંસારમાં મસ્ત બની ગયા! મહાનુભાવો! આ વાત સાવ સાચી છે. અનુભવથી સાચી છે. એક માણસને એક વસ્તુનો ખ્યાલ ન હોય ત્યાં લગી એ છોડવી એને મન મોટી વાત નથી! પણ એનો આસ્વાદ ચાખ્યા પછી એનાથી છૂટા પડવું બહુ આકરૂં થઈ પડે છે! તમે જ કહો કે દારૂ છોડવો અથવા દારૂનું સેવન ન કરવું એ તમારે મન રમત છે, પણ એક દારૂડીયાને કહો કે ભાઈ દારૂ છોડો! તો એને એ કેવું આકરૂં લાગવાનું? એજ પ્રમાણે એક માણસને સંસારના ભ્રામક સુખનું આકર્ષણ નથી થયું ત્યાં લગી સંસાર છોડવો એને મન રમત છે પણ જ્યાં સંસારની મોહકતાના જાળમાં ફસાયો કે પછી તમે ગમે તેટલું કરો છતાં એમાંથી નીકળવું મુશ્કેલ છે. બસ! અહિં જ બાળદીક્ષાની આવશ્યકતાની જડ છે. બાળકનું હૃદય આયના જેવું સાફ હોય છે. એના ઉપર જેવા સંસ્કારો પાડો તેવા પડવાના! બાળક તો દરેક વસ્તુ ગ્રહણ કરવાનું! એમાં ખરાબ વસ્તુનો પ્રવેશ ન થઇ જાય એ ધ્યાન તો એના શુભેચ્છક ગણાતા વડીલોએ જ રાખવાનું છે! હવે કહો મહાનુભાવો! કે આત્માના ઉદ્ધાર માટે બાળદીક્ષાની જરૂર ખરી કે નહિ? અને **બાલદીક્ષિત જેટલું આત્મ-કલ્યાણ સાધી શકે એટલું બીજા સાધી શકે ખરા કે? એજ સાચું બાળદીક્ષાનું રહસ્ય.**

રાગના ભાવ રાતે ગયા. આપણે આપણી ટેવોના ગુલામ છીએ! એ ટેવોને આધીન થઇને

ગ્યના વિચારો એ વિચાર રૂપ જ રહેવાના! વળી મરેલા કેદીની પાછળ કોઈ પહેરેગીરો નહિ છૂટવાના! માત્ર બેચાર ભેગા થઈને એને કુટી બાળવાના! પણ જો કેદી નાસી છૂટયો કે એની પાછળ ૧૦-૨૦ પડવાના અને એને પકડી કાઢવાના! એવી જ રીતે સંસારનો ત્યાગ કરવા તૈયાર થાઓ કે આ અંદરના પહેરેગીરો તમને હેરાન કરી નાખવાના, પણ તમારૂં મૃત્યુ થાય ત્યારે એક પણ આડો હાથ દેવા નહિ આવવાનો! અને જે બનતું હોય તે બનવા દેવાનો.

મહાનુભાવો! આ સંસારમાં માણસનો ભરોસો નથી; એટલે મોટી ઉંમરની વાટ જોઈ બેસી રહેવું એ નર્યું મૂર્ખતા-ભર્યું જ છે! એમાં તો જ્યારે વિચાર થયો ત્યારે એનો અમલ કરી નાખવો! નહિ તો "રાઇના ભાવ રાતે ગયા" જેવું થાય! આ બધી વસ્તુસ્થિતિ સમજનાર ડાહ્યો માણસ કદી પણ એમ ન કહે કે અમુક ઉંમર થવા દ્યો! પછી જોઇ લઈશું!

**બીલાડી બાંડનું નોતરૂં.** પણ આમ ઉંમરના બહાને દીક્ષાનો ઈન્કાર કરનારાઓનો અંદરનો આશય શું હોય છે તે જરા તપાસો! એમને તો આમ ઉંમર અને લાયકાત વિગેરે વસ્તુઓ આગળ કરીને દીક્ષાની વાત જ ઉડાવી દેવી છે! પણ સાથે સાથે જાહેરમાં ખુલ્લેખુલ્લો એનો નિષેધ કરવાની હિંમત ન હોવાના કારણે અને પોતાની જાતને ધર્મી તરીકે દેખાડવાની લાલસા હોવાના કારણે સીધો

નારાઓની પણ પડદા પાછળની મનોદશા આ આપણી બીલાડી બાઈ જેવી જ છે. નોતરૂં તો દેવું છે પણ જમવા નથી દેવું: દીક્ષાની વાત તો કરવી છે પણ કોઈને લેવા નથી દેવી. દીક્ષાના વખાણ ખૂબ કરવા છે: દીક્ષા આત્મકલ્યાણનું સાધન છે એમ બોલવું છે પણ બંધારણ એવું ઉભું કરવું છે કે કોઈ દીક્ષા લેજ નહિ. ૧૮ વર્ષની ઉંમર સુધી બાળક કહીને દીક્ષા રોકવાના. પછી પરણેલો સમજી રોકવાના: પછી બાળ બચ્ચાવાળો ગણીને વિરોધ કરવાના! ત્યારે દીક્ષા આપવાના ક્યારે? જ્યારે યમરાજનું તેડું આવશે ત્યારે? કે જ્યારે શરીર જીર્ણશીર્ણ થઈને કોઈપણ સંસારીના સ્વાર્થ-પોષણમાં ઉપયોગી ન રહે ત્યારે? અને આવા બહેરા-લુલા કે "મરતો નથી ને માચો મૂકતો ય નથી" જેવા દીક્ષા લેવા લાગે તો પછી સાધુસમુદાયમાં જેવા તેવા જ ભેગા થવાના. પછી પેલા દીક્ષાના વિરોધીઓ કહેવાના કે સાવ ઠોઠા ભેગા કર્યા છે! ભલા માણસ બાળકને દીક્ષા દેવાય નહિ, જુવાનથી લેવાય નહિ, આધેડને ઉપાધિ વળગી તો પછી આવા ભેગા થાય એમાં કોનો દોષ? પણ ખરી વસ્તુસ્થિતિનો વિચાર જ કોને કરવો છે? એમને તો મનમાં આવે તેમ વગર વિચાર્યે બોલવું છે અને કરવું છે! પણ મહાનુભાવો! યાદ રાખજો કે આવા વિરોધી માર્ગનું અનુસરણ કરવામાં ન તો તમારૂં પોતાનું કલ્યાણ છે, કે ન તો તમારા સમાજ-ધર્મનું કંઈ સાર્થક્ય થવાનું છે. એમાં તો દરેક દોષનો ભાગી થવાનો અને ડૂબવાનો! માટે હે મહાનુભાવો! એ 'બીલાડી

તીર્થંકર-ગણધર ભગવાનોએ, સંસારના પ્રાણીઓના સંપૂર્ણ
સારાસારનો વિચાર કરીને કરી છે એમાં આપણું બધાયનું
એકાંત હિત જ સમાયેલું છે! એને જ્ઞાનમાં ઉતારો યા ન
ઉતારો, ક્રિયામાં ઉતારશો એટલે તમને જરૂર ફળ મળવાનું!
દરેક માણસ દાકતરી વિદ્યાનો અભ્યાસ ન કરી શકે. છતાં
એનો ફાયદો તો દરેક પ્રાણીને મળી શકે છે! શાસ્ત્રોનું એ
ફરમાન છે કે "કરશે તે તરશે" તમારે કરવું હોય તો
શાસ્ત્રોને આગળ રાખીને એ પ્રમાણે આચરણ કરો! તમારૂં
કલ્યાણ અવશ્ય થશે! અને **શાસ્ત્રોનું તો એજ રહસ્ય
છે કે કોઇપણ માણસ કાંઇ પણ જાતનો વિચાર
કર્યા વગર, આંખ મીચીને પણ શાસ્ત્રોના કહેલા
રસ્તે ચાલે તો એનું એકાંત કલ્યાણ જ થાય છે.**
આજ શાસ્ત્રોનું રહસ્ય! આજ સાચું શાસ્ત્ર! અને આવો
**એકાંત લાભ જ્યાં મળે એજ ખરૂં આગમ!**



ણને વાર નહિ લાગે! એટલા માટે આત્માર્થી મનુષ્ય માટે જૈનપણાની ગળથુથીની પરમ આવશ્યકતા રહે છે! એના વગર સાચી ધાર્મિકતાનો પાકો રંગ આપણા આત્માને ન જ લાગી શકે! એ **ગળથુથી જેટલી વધારે સારી એટલા અંશે એ રંગ વધારે પાકો લાગવાનો!**

**ગળથુથી અને પાયો.** જે લોકોને પહેલાથી જ જૈનપણાની ગળથુથી નથી મળી હોતી તેઓ ધાર્મિક કાર્યો નથી કરતા એમ નથી. તેઓ પણ ધાર્મિક કાર્યો કરે છે, પરંતુ હરકત માત્ર એટલી જ છે કે તેઓ અધર્મના હલ્લાને સહન કરી શકતા નથી, એમના ઉપર મિથ્યાત્વીનો હલ્લો આવી પડે તો તે વખતે પોતાના ધર્મને તેઓ વળગી રહી શકતા નથી, પણ ગભરાઈ જઈને એને છોડી દે છે અને પારકાનું પોતાનું બનાવે છે. જ્યાં સુધી કોઈ બાધા ઉભી ન થઈ હોય ત્યાં લગી તો તેઓ નિરાબાધપણે પોતાના ધર્મનું પાલન ૧૦, ૨૦, ૩૦ કે તેથીય વધુ વરસો માટે કરતા રહે છે, પણ છતાંય કઇ ક્ષણે તેઓ તેનાથી વિમુખ બની જશે એ કહી શકાતુ નથી. માત્ર એક જ હુમલો અને ખેલ ખતમ! વરસો સુધી મહેનત લઈને એકઠું કરેલું ધર્મ-રૂપી ધન તેમની પાસેથી એક ક્ષણભરમાં લુંટાઈ જાય છે. અને તેઓ મિથ્યાત્વીની માન્યતાને વધારે બળવાન્ ગણીને તેના પૂજનારા બને છે. લાંબા લાંબા સમય સુધી ધર્મનું પાલન કરવા છતાં એક જ નજીવા કારણસર ધર્મને છેહ દેનારા ઉદાહરણો આપણે બધાયે સાંભળ્યા છે! અરે એક

દબાઇ જ જાય છે. એ પોતેજ જ્યાં સાવ દૃષ્ટિમર્યાદાના પ્રદેશથી અદૃશ્ય થઈ જાય છે ત્યાં એની મકાનની સુંદરતામાં વધારો કરવાની વાત જ ક્યાંથી આવે? અને છતાંય એની પાછળ આટલું બધું ખર્ચ કરવામાં આવે છે! એ એટલા માટે કે ભલે એ પાયો તો સીધી રીતે મકાનની શોભામાં વધારો ન કરતો હોય પણ એ મકાનની શોભાને બચાવી રાખે છે જ. ગમે તેવું સુંદર મકાન હોય પણ જો નજીવા આંચકાથી પડી જાય તો એની સુંદરતા સર્વથા નાશ પામવાની! એ સુંદરતાના રક્ષણ માટે પાયો કરવામાં આવે છે એજ પ્રમાણે જૈનપણાની ગળથુથી પણ દેખીતી રીતે કંઇ વિશેષતા-વાળી નથી દેખાતી પણ છતાંય **આપણી ધાર્મિક ભાવનાનો એ પાયો છે મકાનની સુંદરતામાં વધારો કરવો એ એક વાત છે અને એ સુંદરતાનું રક્ષણ કરી રાખવું એ બીજી અને બહુ કઠિન વાત છે અને એ કામ પાયાનું છે.** પાયો પાકો તો સુંદરતા ચિરંજીવી!!!!

કેળવણીનો દોષ કેટલો? આજે ધાર્મિકવૃત્તિને ઓછી કરવા માટે કેટલેક અંશે અત્યારની કેળવણીને જવાબદાર ગણવામાં આવે છે પણ આમ એકાંત દોષ કેળવણીને માથે ઢોળવામાં આવે છે એમાં કેટલો સત્યાંશ છે એ જરા વિચારવું ઘટે!

જે વર્તમાન કેળવણી તમારા લોકો લે છે એજ કેળવણી મુસલમાનો લે છે; તેજ કેળવણી હિંદુઓ લ્યે છે; અને એજ

પડો છો ! વાત એકજ છે કે સાચી લાગણી તમારી પાસે નથી, અને કોઈક વખત કેસ લડવો પણ પડે તો તમે ભાડુતી માણસો દ્વારા કામ લ્યો છો. જ્યારે એ લોકો તો પોતેજ વકીલ, બરીસ્ટર તરીકે પોતાના ધર્મના રક્ષણ માટે કોર્ટોના બારણે ધક્કા ખાય છે. તમારે કોઈના તીર્થો હડપ કરવા નથી. માત્ર પોતાના છે, તેનું જ રક્ષણ કરવાનું છે, અને તેમાંય તમારી આ સ્થિતિ છે. જ્યારે તેઓ તો બીજાના-તમારા તીર્થોમાં પણ પોતાનો હક સાબીત કરવા તૈયાર થાય છે. એ લોકો સ્વયં પોતાના ધર્મને માટે લડવા માટે કેટલા તૈયાર રહે છે તે વાત જેઓએ કેશરીયા, તારંગા, શિખરજી વિગેરેની વિગતો જાણી છે; તેઓ બહુ સારી રીતે જાણે છે, એ લોકો પણ તમારા જેવી જ કેળવણી લે છે, છતાં તમે તીર્થોને છોડવા તૈયાર છો જ્યારે તેઓ પારકાને પોતાના બનાવવા મથે છે ! સાચી વાત એ છે કે આમાં **કેળવણીનો જેટલો હાથ ગણવામાં આવે છે તેના કરતાં આપણા આરંભના સંસ્કારોનો જ વધુ હાથ છે. સંસ્કારો સારા-સચોટ હોય તો કેળવણી શું કરવાની હતી ?**

**આંગી અને આભૂષણ.** એ દિગંબરો પોતાના ધર્મની નીતિ-રીતિઓ બચાવવા માટે કેટલો ઉત્પાત કરે છે. નાગાપણે શહેરમાં ફરવું એ દુનિયાને નહિ ગમતી વાત છે. છતાં તે લોકોએ તેનો બચાવ કરવા માટે કેટલી મહેનત ઉઠાવી ! જ્યારે તમે તો થતા ધર્મને પણ અટકાવવા

અપેક્ષાએ! કારણ કે સાધુપણામાં તો સ્નાનક્રિયાનું વિધાન કોઈના પણ શાસ્ત્રમાં નથી કરવામાં આવ્યું! ત્યારે હવે ભગવાન જો ગૃહસ્થપણામાં સ્નાન કરતા હતા તો શું તેઓ ઘરેણાં ધારણ કરતા ન હતા? ભગવાનના મેરૂપર્વત ઉપર કરવામાં આવેલ અભિષેકને યાદ કરીને એના સ્મરણરૂપે આપણે આજ અભિષેક કરીએ છીએ. ઇંદ્ર મહારાજે જે પ્રમાણે કર્યું હતું એનું અનુકરણ કરીએ છીએ. શ્રાવકના માટે દ્રવ્યપૂજાનું વિધાન કરવામાં આવ્યું છે એ ઇંદ્ર મહારાજનું અનુકરણ છે. તો પછી **આંગી કે આભૂષણો પણ એજ ગૃહસ્થપણાની અપેક્ષાએ પહેરાવવામાં આવે તો શી હરકત છે?** જો કેવળ વીતરાગ દશાની મૂર્તિનું જ પૂજન કરવાનું હોય તો તો સ્નાન પણ ન કરાવી શકાય! એટલા માટે જે લોકો સ્નાન-અભિષેકનું વિધાન કરવા છતાં આંગી આભૂષણોનો નિષેધ કરે છે તે કેવળ તે લોકોના મતાગ્રહ સિવાય બીજું કશું નથી!

**આપવાદિક હિંસા!** હિંસા, જૂઠ, ચોરી અને પરિગ્રહમાં સ્યાદ્વાદ ચાલે છે. હિંસા ન કરવાનું દરેક ઠેકાણે વિધાન કરવામાં આવ્યું છે, પરંતુ વિહારાદિકના પ્રસંગે નદી વિગેરે ઉતરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય તો તે પણ કરવું પડે છે, અને આમ કરવા જતાં કંઈક અંશે હિંસા જરૂર થાય છે જ. હિંસાને વર્જવાનું જરૂર કહેવામાં આવ્યું છે પણ અપવાદને અંગે હિંસા તરફ દુર્લક્ષ્ય પણ કરાય છે જ. અલબત હિંસાને કદી પણ વિધેય નથી માનવામાં

**જયણા પાળવાના વિધાનમાં છે.** એટલે પછી નદી ઉતરવાની કે હિંસા કરવાની આજ્ઞા કેવી રીતે ગણાય? પણ ત્યારે નદી ઉતરવાનું જે કામ તે ભગવાનની આજ્ઞા પ્રમાણે કે આજ્ઞા બહાર? સમજો કે તમે દીક્ષા લીધી છે અને વિહાર કરો છો તમારી સાથે એક બીજો નવદીક્ષિત સાધુ છે. વિહાર કરતાં વચમાં નદી આવી! એ નવદીક્ષિત સાધુ પાણીના સંઘટ્ટાથી ગભરાય છે. તે વખતે તમે શું કરવાના? તમે જરૂર તેને કહેવાના કે ભાઈ, આવી રીતે ઉતરો! અહિં પણ નદી ઉતરવાનો ઉપદેશ નથી પણ ઉતરતી વખતે કેમ ઉતરવું એ માર્ગદર્શન કરાવ્યું છે! નદી ઉતરતાં જયણા પાળવાના વિધાનમાં કોઈના બે મત છે નહિ! વિચાર કરવાનું કામ ત્યાંજ છે કે-નદી ઉતરવાની ક્રિયા એ આજ્ઞાને અનુકૂળ કે આજ્ઞા બહારની?-અહિં જરા શાસ્ત્રની વાત સમજો! શાસ્ત્રમાં સાફ કહ્યું છે કે-અમુક નદીઓ અમુક વખતે ઓળંગે તો તેમાં આજ્ઞાનું ઉલંઘન નથી થતું! નાવમાં બેસવાનું વિધાન તો ત્યાં જ કરવામાં આવ્યું છે કે જ્યાં છાતી ઉપરથી વધારે ઉંડું પાણી હોય! તેમાં પણ એટલું કહ્યું છે કે એ પાણીને ઓળંગ્યા વગર અમુક વધારે વિહાર કરવાથી જો જમીન માર્ગે જ જઇ શકાય એમ હોય તો તેજ રસ્તે જવું! **આ બધા વિધિ નિષેધો ધ્યાનમાં રાખીને પ્રવૃત્તિ કરનારને આજ્ઞા બહારનો કેમ કહી શકાય?** અલબત જો એ શાસ્ત્રાજ્ઞાનો વિચાર કર્યા વિના જ પોતાના મનને જેમ ગમ્યું તેમ ફરીને નદી ઉતરે તો જરૂર તેને વિરાધક કહી શકાય!

એ છ કાયની અરે એ અનંતજીવોની વિરાધના તરફ દુર્લક્ષ્ય કર્યું એ **સંયમનું કેટલું મહાન્ મૂલ્ય હોવું જોઇએ?** અને આટલું બધું પાપ પણ કેવળ સંયમને ટકાવવા માટેજ! નહિ કે સંયમને વધારવા માટે કે નવું પ્રાપ્ત કરવા માટે. આથી તમે સમજી શકશો કે **સંયમ એ કેટલી મહા-મૂલ્યવાન વસ્તુ છે!**

જે સંયમના **પાલન માટે** આટલું બધું કહેવામાં આવે છે-આટલી બધી હિંસા તરફ દુર્લક્ષ્ય આપવામાં આવે છે તેજ સંયમની **પ્રાપ્તિ માટે** અગર કંઇ કડકાઇ બતાવવી પડે તો શું હરકત? દીક્ષા લેવાની વાત આવી કે સગાવહાલાઓ શોકનો બુરખો પહેરી લ્યે છે, કેટલાકને શોક થાય છે, કેટલાક કૃત્રિમ શોકનું પ્રદર્શન કરે છે! અમુક પ્રકારના દુઃખના દેખાવો કરે છે! તો શું આ બધાથી મુંઝાઇને દીક્ષા લેવાનો વિચાર માંડી વાળવો? કેટલાક દીક્ષાના વિરોધીઓ તો એવો ધંધો જ લઈ બેઠા છે કે આવા શોકના પ્રસંગોને ખૂબ મોટા રૂપમાં વર્ણવીને ગમે તેમ કરીને દીક્ષાને અટકાવવાનો અશુભ પ્રયત્ન આદરે છે! આવા પ્રયત્નોમાં ન તો દીક્ષા લેનાર તરફ કોઇ સ્નેહીની સાચા સ્નેહની લાગણી હોય છે કે ન તો દીક્ષા લેનારના સગા-સંબંધીઓ પ્રત્યે સહાનુભૂતિના ભાવો હોય છે. આમાં તો માત્ર એ સહાનુભૂતિ અને એ સ્નેહના ખોટા બાહાના નીચે ગમે તેમ કરીને દીક્ષાને અટકાવવાની બદદાનત સમાયેલી હોય છે! પણ દીક્ષા લેવાની સાચી ભાવનાવાળા પુરુષે આવી બદદાનતભરી પ્રવૃત્તિના ભોગ

એ લોકો માટે ભાવદયા ઉપજે છે કે જેઓ આ દીક્ષા જેવી પરમ પવિત્ર વસ્તુમાં, પોતાની જાતને જૈન કહેવડાવવા છતાં, સંસારના લીલા વિલાસો અને મોહને ખોટું મોટું રૂપ આપીને, નકામા પથરા ફેંકે છે! એવાઓને જૈનશાસનના માનનારા કઈ રીતે ગણવા? ભલે એ લોકોને કરવું હોય તે કરે, પણ દીક્ષા લેનારે તો કઠણ હૈયું કરીને એ મોહ અને વિરોધની આફતોને ઝીલવી જ રહી! અને પછી તો ગમે તે ભોગે સંયમનું આરાધન કરવું! અને આટલાજ માટે શાસ્ત્રકારોએ હિંસામાં સ્યાદ્વાદનો સ્વીકાર કર્યો છે કે જેથી સંયમના પાલનમાં નદી વિગેરે ઉતરવારૂપ કાર્ય કરવામાં હરકત ન આવે.

**હિંસા અને વચલો માર્ગ.** આ સ્થાને એક શંકા પેદા થાય છે કે–શાસ્ત્રકારોએ હિંસાનો એકાંત નિષેધ ન કરતાં નદી ઉતરવા વિગેરેમાં થતી હિંસાના કારણે સ્યાદ્વાદવાળો નિષેધ માન્યો છે. તો ભલા જેમ સંયમનું આરાધન વિગેરે ધ્યાનમાં રાખીને નદી ઉતરવા વિગેરેમાં થતી જીવવિરાધનાજન્ય હિંસાને અપવાદરૂપ સ્વીકારી તો બીજા ધર્મવાળાઓએ માનેલા યજ્ઞયાગાદિકમાં થતી હિંસાને અપવાદરૂપ કેમ ન માની? એ હિંસાને એકદમ કેમ વખોડી કહાડી? એ હિંસાનું એકદમ બધેય સ્થળે ખંડન કેમ કર્યું? ખરી ન્યાયયુક્ત વાત તો એ છે કે યાતો નદી ઉતરવા વિગેરેમાં થતી હિંસાનો પણ સર્વથા નિષેધ કરો યા એનીજ માફક આ યજ્ઞાદિકમાં થતી હિંસાને અપવાદિક હિંસા તરીકે

દાનની માફક જેટલી જીવન કે સંયમપાલન માટે અનિવાર્ય હિંસા હોય એને છોડીને બાકી બીજી બધી હિંસાનો નિષેધ કરવો. **સર્વથા હિંસાનો એકાંત નિષેધ કરતાં જીવન નિર્વાહ અશક્ય બને છે અને સર્વથા હિંસાની છૂટ આપતાં અનર્થની પરાકાષ્ટા થાય છે. આટલા જ માટે ડાહ્યા માણસો હમેશાં કાર્યમાં લાવી શકાય એવો અને બરાબર પાળી શકાય એવો વચલો માર્ગ સ્વીકારે છે!**

હિંસા અહિંસાની મર્યાદા. જરા વધુ સ્પષ્ટતાથી સમજો!

જ્યાં લગી માણસે એકેન્દ્રિયની વિરાધના કરવા પૂરતી જ પોતાની પ્રવૃત્તિને મર્યાદિત બનાવી હોય ત્યાં લગી એને ત્રસકાયની રક્ષા કરવાનો શુભ પ્રસંગ રહે છે; અને એટલો એને લાભ પણ રહે છે, પણ જ્યારે પાંચે ઇંદ્રિયવાળા સુધીની હિંસાની છૂટ થઈ જાય તો પછી હવે કઈ ઇંદ્રિયો અથવા કયા જીવો બાકી રહ્યા કે જેની વિરાધનાથી એ અટકી શકે! અથવા જેની વિરાધના નહિ કરવાનું શુભ ફળ એ ભાઈ મેળવી શકે! કારણ કે છ કે સાત ઇંદ્રિયવાળા જીવોની કલ્પના પણ હજી જગતમાં જન્મી નથી તો એવા જીવો તો મળે જ ક્યાંથી? આપણી પ્રવૃત્તિઓનો મુખ્ય મુદ્દો એ છે કે થોડું નુકસાન ઉઠાવવું અને **વધારે લાભ કરવો!** આ મુદ્દો જો ઉડી જાય તો આપણી પ્રવૃત્તિનો કંઇ અર્થ જ ન રહે! અલબત્ત જીવની દૃષ્ટિએ બધા જીવો સરખા છે છતાં ઇંદ્રિયોના વધુ ઓછા હોવાના કારણે

**અસત્ય આક્ષેપો.** કેટલીક વખત જૈનોના માથે એવો આક્ષેપ મૂકવામાં આવે છે કે કીડી-મંકોડી અને વનસ્પતિના રક્ષક જૈનોએ મોટાઓને મારવામાં પોતાની અહિંસાનો ખ્યાલ નથી રાખ્યો! અને આમ કહે છે કોણ?; એ બ્રાહ્મણો. કે જેઓએ કાશીના કરવત જેવી ભયંકર-અતિ ભયંકર રીતિનો પ્રચાર કર્યો અને તે પણ તીર્થસ્થાન જેવી પવિત્ર ભૂમિમાં!; આવા ક્રૂર ઘાતકીઓ જેઓએ મનુષ્યહિંસાની પણ છૂટ આપીને હિંસાને પરકાષ્ઠાએ પહોંચાડી, તેઓ ઉપર પ્રમાણેના સાવ નમાલો નાપાયાદાર અને સાવ વિવેકશૂન્ય આક્ષેપ જૈનોના માથે કેવી રીતે મૂકતા હશે એ તો એ લોકો જ જાણે. **જૈનોની અહિંસાબુદ્ધિનું ક્રિયાત્મક પાલન આજ જગતથી અજાણ્યું નથી.** એના અનેક પ્રકારના મીઠાં ફળો જગતે ચાખ્યાં છે, ચાખે છે અને ચાખશે! એમાં તો કોઈના બે મત છેજ નહિ!, છતાં આ પ્રમાણે દ્વેષની વર્ષા કરનારાઓ ધર્મના નામે કરવામાં આવતા 'કાશી કરવત' જેવા ક્રૂર કાર્યનો શો બચાવ રજુ કરે છે એ અમે પૂછીએ છીએ? આ વાત કોઈ કપોલકલ્પિત કે વિરોધની લાગણીમાંથી ઉઠેલી કલ્પના નથી! આના માટે ઇતિહાસ સાક્ષી છે, પુરાવાઓ પૂરતા છે અને એ પણ એ લોકોના પોતાના પવિત્ર ગણાતા પુસ્તકમાંના! એક માણસને લાકડાની માફક ઉભો ઉભો વેરી નાખવો! અને તે પણ પાછું ધર્મના નામે! કેવું ભયંકર કૃત્ય? સતી થવાનો ઘાતક રિવાજ કોણે પ્રચલિત કર્યો? જીવતા માણસને બૂમો મારતો

હરણ કરીને એને વિવેકહીન બનાવી દે છે, અને એ દ્વેષ-જન્ય વિવેકહીનતાના આવેશમાં માણુસ મનમાં આવે તેમ બકે છે, અને મનમાં આવે તેમ આચરે છે. આ અને આવા **અસત્ય આક્ષેપોનું** મૂળ પણ એ દ્વેષ જ છે.

**આપવાદિક અસત્ય.** હવે આજ પ્રમાણે જરા સત્યાસત્યની બાબતમાં વિચાર કરીએ. હિંસામાં જેમ આસપાસનો વિચાર બધો વિચાર કરીને આપવાદિક હિંસા ગણવામાં આવી છે. એજ પ્રમાણે અસત્યની બાબતમાં પણ આપવાદિક અસત્યનું વિધાન કરવામાં આવ્યું છે. એટલે કે અસત્યનો પણ એકાંત નિષેધ ન કરતાં ત્યાં પણ સ્યા૦ દ્વાદનો ઉપયોગ કરવામાં આવ્યો છે. શ્રાવકોને માટે તો સર્વથા જૂઠના ત્યાગનું વિધાન પણ નથી. એના માટે તો 'સ્થૂલ મૃષાવાદવિરમણ'નું વિધાન કરવામાં આવ્યું છે. એટલે એને સેવન કરવા પડતા અસત્યની વાત તો અળગી રહી પણ ખુદ મુનિરાજ કે જેના માટે સર્વથા જૂઠના ત્યાગનું વિધાન કરવામાં આવ્યું છે તેમની જ વાત કહું ! સમજો કે "સર્વથા મૃષાવાદવિરમણ" ના ઉપાસક એક સાધુ મુનિ-રાજ વિહાર કરતાં કરતાં એક જંગલમાંથી પસાર થાય છેઃ રસ્તામાં તેઓની દૃષ્ટિ એક નિર્દોષ રીતે આનંદ કરતા અને ચરતા એવા મૃગલાના ટોળા ઉપર પડી ! ત્યાંથી આગળ ચાલતાં એક પારધી તેમને મળ્યો અને પૂછ્યું "મહારાજ, મૃગલાનું ટોળું આપે જોયું છે? અગર જોયું છે તો તે કઈ દિશામાં છે" હવે મહાનુભાવો, હું તમને પૂછું છું કે એ

ભાઈએ આ વાક્યનો જે નિષેધાત્મક અર્થ કર્યો તે પ્રમાણે તો બીજા વાક્યનો અર્થ પણ મૌન રહેવું એવો જ થયો, અને એ મૌનનો ઉપયોગ તો શરૂઆતમાં જ મુનિરાજે કરી લીધો છે. તો પછી આ વાક્યથી મુનિરાજને બીજો કયો માર્ગ મળી શકે? એટલે એ ભાઈએ એ વાક્યને બોલવાના નિષેધરૂપ જે નિષેધાત્મક અર્થ કર્યો એ અહિં કોઈપણ રીતે બંધ બેસતો નથી. (૩) એજ વાક્યમાં જે अवि શબ્દ આપવામાં આવ્યો છે એ પણ વિચારવા જેવો છે. આવા સ્થાનોમાં જ્યાં अवि શબ્દ આપવામાં આવે છે ત્યાં લગભગ હમેશાં પહેલાંની ક્રિયા કરતાં તેની વિરોધી ક્રિયા કરતાં તેની વિરોધી ક્રિયા જ કરવાની હોય છે. એટલે અહિં "જાણવા છતાં પણ નથી જાણતો." એમ સમજવું યુક્તિ સંગત છે. (૪) વળી વાક્યમાં 'न' નો સંબંધ તેની સમીપમાં રહેલ 'जाण'ની સાથે ન કરતાં દૂર રહેલ 'वएज्जा' સાથે કરવો એ પણ એક પ્રકારની કૂટ કલ્પના જ છે. તેમજ શાસ્ત્રકાર મહારાજે "इति"નો ઉપયોગ કરીને વસ્તુ સાવ સાફ બતાવી દીધી છે. 'इति' આવા ઠેકાણે જ્યાં જ્યાં હોય છે ત્યાં પૂર્વના આખા વાક્યને પછીના ક્રિયાપદનાં કર્મરૂપે બનાવી દે છે. એટલે અહિંયાં "वएज्जा' ક્રિયાપદનું કર્મ છે 'न जाण !' અને પેલા ભાઈ એમ કહે છે કે 'जाण' इति न वएज्जा" આમ 'न'નો સંબંધ "वएज्जा" સાથે કરે છે. એટલે આમ દરેક દૃષ્ટિએ તપાસતાં એ ભાઈએ કહેલ અર્થ કોઈપણ રીતે સંગત થતો નથી. ટુંકમાં—એ ભાઈ કહે છે એ આ પ્રમાણે

અને તેથી અસત્યમાં જે સ્યાદ્વાદનું સ્થાપન કરવામાં આવ્યું છે તેથી ભડકીને અને એ સ્યાદ્વાદનો અર્થ બરાબર સમજી શકવાની શક્તિના અભાવના કારણે એજ વાકયનો જુદો જ અર્થ ઉપજાવી કાઢે છે. જરા એ લોકોની એ કલ્પનાને તપાસીએ: મૂળ વાકય આ પ્રમાણે છે. "जाणंपि वा न जाणंति वएज्जा' જેનું શુદ્ધ સંસ્કૃતરૂપ આ પ્રમાણે થાય "जानन्नपि वा न जाने इति वदेत्" મૂળ અને સંસ્કૃતમાં એને અને આપણને મતભેદ નથી. મતભેદ માત્ર એનું વિવેચન કરવામાં છે.

પહેલા એ માણસ શું કહેવા માગે છે એ જોઇએ અને પછીથી એનો ખરો અર્થ શું છે એ કહેવામાં આવશે.

એ માણસોનું સૌથી પહેલું કહેવું એ છે કે ઉપર કહેલ વાકય વિધિપ્રધાન નથી પણ નિષેધપ્રધાન છે એટલે કે એ વાકય અમુક ક્રિયા કરવાનું વિધાન નથી કરતું, પરંતુ અમુક ક્રિયા ન કરવી એવો નિષેધ કરે છે. અને એટલા માટે એ ઉપરના વાકયમાં આપેલ 'न' નો સંબંધ 'जाणे" સાથે ન કરતાં "वएज्जा' સાથે કરે છે. એટલે ટુંકનાં એનું કહેવું આ પ્રમાણે છે કે—जानन्नपि वा (अहं) "जाने इति न वदेत्" જેનું અક્ષરશ: ગુજરાતી આ પ્રમાણે થાય કે—(માણસ અમુક વસ્તુ) જાણતો હોય છતાં 'હું જાણું છું' એમ ન બોલે અને આ વાકય દેખીતી રીતે નિષેધાત્મક જ છે કે જેમાં બોલવાની ક્રિયાનો જ નિષેધ કરવામાં આવ્યો

ભાઇએ આ વાકયનો જે નિષેધાત્મક અર્થ કર્યો તે પ્રમાણે તો બીજા વાકયનો અર્થ પણ મૌન રહેવું એવો જ થયો, અને એ મૌનનો ઉપયોગ તો શરૂઆતમાં જ મુનિરાજે કરી લીધો છે. તો પછી આ વાકયથી મુનિરાજને બીજો કયો માર્ગ મળી શકે? એટલે એ ભાઇએ એ વાકયને બોલવાના નિષેધરૂપ જે નિષેધાત્મક અર્થ કર્યો એ અહિં કોઇપણ રીતે બંધ બેસતો નથી. (૩) એજ વાકયમાં જે अवि શબ્દ આપવામાં આવ્યો છે એ પણ વિચારવા જેવો છે. આવા સ્થાનોમાં જ્યાં अवि શબ્દ આપવામાં આવે છે ત્યાં લગભગ હમેશાં પહેલાની ક્રિયા કરતાં તેની વિરોધી ક્રિયા કરતાં તેની વિરોધી ક્રિયા જ કરવાની હોય છે. એટલે અહિં "જાણવા છતાં પણ નથી જાણતો" એમ સમજવું યુક્તિ સંગત છે. (૪) વળી વાકયમાં 'न' નો સંબંધ તેની સમીપમાં રહેલ 'जाण"ની સાથે ન કરતાં દૂર રહેલ 'वएज्जा" સાથે કરવો એ પણ એક પ્રકારની કૂટ કલ્પના જ છે. તેમજ શાસ્ત્રકાર મહારાજે "इति"નો ઉપયોગ કરીને વસ્તુ સાવ સાફ બતાવી દીધી છે. 'इति' આવા ઠેકાણે જ્યાં જ્યાં હોય છે ત્યાં પૂર્વના આખા વાકયને પછીના ક્રિયાપદનાં કર્મરૂપે બનાવી દે છે. એટલે અહિંયાં "वएज्जा' ક્રિયાપદનું કર્મ છે 'न जाण !' અને પેલા ભાઇ એમ કહે છે કે 'जाण' इति न वएज्जा" આમ 'न'નો સંબંધ "वएज्जा" સાથે કરે છે. એટલે આમ દરેક દૃષ્ટિએ તપાસતાં એ ભાઈએ કહેલ અર્થ કોઇપણ રીતે સંગત થતો નથી. ટુંકમાં—એ ભાઇ કહે છે એ આ પ્રમાણે

એને દરેક રીતે વખોડી કાઢયું છે! આવા હરણના શિકારના કે એવા બીજા બારીક પ્રસંગે અસત્ય બોલવાની મતલબ એ છે કે જો તમે એકાંત રીતે સત્ય બોલવાને જ વળગી રહીને એ ક્રૂર શિકારીને સાચો માર્ગ બતાવી આપો તો એ તમારા સત્ય બોલવાના કારણે એ બીચારા સાવ નિર્દોષ પ્રાણીને પોતાના પ્રાણનો ભોગ આપવો પડે! એટલે સત્ય બોલો તો તમે અને પરિણામ ભોગવવું પડે પેલા બીચારા સાવ નિરપરાધ ભોળા પ્રાણીને! આ સ્થિતિ ખરેખર બહુ જ દુઃખભરી છે, અને એટલા માટે જ આવા નિર્દોષોનો **નિરર્થક સંહાર અટકાવવા માટે શાસ્ત્રકારોએ એ આપવાદિક અસત્યનું વિધાન કર્યું છે!**

અપવાદનું મહત્ત્વ. આ સ્થાને એક પ્રશ્ન ઉઠે છે કે કોઈપણ માણસ કોઈના આત્માને તો બચાવતો જ નથી કારણ કે આત્માનો નાશ કોઈ કરી શકતું નથી, અને જેનો નાશ જ ન થતો હોય એને બચાવવાનું હોય જ શાનું! ત્યારે પેલા મુનિરાજ પોતાના સંયમધર્મમાં અપવાદ સેવીને પણ જે કંઈ બચાવી શકે છે તે કેવળ અમુક પ્રાણીના દ્રવ્યપ્રાણ જ અને સંયમ ધર્મનું ઉલ્લંઘન એ એક પ્રકારે ભાવ પ્રાણનો નાશ જ લેખાય; તો આમ એ હરણ જેવાના દ્રવ્યપ્રાણ બચાવવા પોતાના ભાવ પ્રાણ રૂપ સંયમની હિંસા કરવી એનો અર્થ શો? આ તો એક પ્રકારે ઓલામાંથી ચૂલામાં પડયા જેવું થયું, બીજાને દ્રવ્યહિંસાથી

એને દરેક રીતે વખોડી કાઢયું છે! આવા હરણના શિકારના
કે એવા બીજા બારીક પ્રસંગે અસત્ય બોલવાની મતલબ
એ છે કે જો તમે એકાંત રીતે સત્ય બોલવાને જ વળગી
રહીને એ ક્રૂર શિકારીને સાચો માર્ગ બતાવી આપો તો
એ તમારા સત્ય બોલવાના કારણે એ બીચારા સાવ નિર્દોષ
પ્રાણીને પોતાના પ્રાણનો ભોગ આપવો પડે! એટલે સત્ય
બોલો તો તમે અને પરિણામ ભોગવવું પડે પેલા બીચારા
સાવ નિરપરાધ ભોળા પ્રાણીને! આ સ્થિતિ ખરેખર બહુ જ
દુઃખભરી છે, અને એટલા માટે જ આવા **નિર્દોષોનો
નિરર્થક સંહાર અટકાવવા માટે શાસ્ત્રકારોએ એ
આપવાદિક અસત્યનું વિધાન કર્યું છે!**

**અપવાદનું મહત્ત્વ.** આ સ્થાને એક પ્રશ્ન ઉઠે છે કે કોઇપણ
માણસ કોઇના આત્માને તો બચાવતો
જ નથી કારણ કે આત્માનો નાશ કોઈ કરી શકતું નથી,
અને જેનો નાશ જ ન થતો હોય એને બચાવવાનું હોય જ
શાનું! ત્યારે પેલા મુનિરાજ પોતાના સંયમધર્મમાં અપ-
વાદ સેવીને પણ જે કંઈ બચાવી શકે છે તે કેવળ અમુક
પ્રાણીના દ્રવ્યપ્રાણ જ અને સંયમ ધર્મનું ઉલ્લંઘન એ એક
પ્રકારે ભાવ પ્રાણનો નાશ જ લેખાય; તો આમ એ હરણ
જેવાના દ્રવ્યપ્રાણ બચાવવા પોતાના ભાવ પ્રાણ રૂપ સંય-
મની હિંસા કરવી એનો અર્થ શો? આ તો એક પ્રકારે
ઓલામાંથી ચૂલામાં પડયા જેવું થયું, બીજાને દ્રવ્યહિંસાથી

ન હોય તો અસંયમ અને યોગનું દુષ્પ્રણિધાન વગેરે છકાયનાં શસ્ત્ર ગણાઈ ભાવપ્રાણનાં ઘાતક બનત નહિ. અર્થાત્ ભાવપ્રાણનું રક્ષણ દ્રવ્યપ્રાણના રક્ષણપૂર્વક છે એ વાત લક્ષ્યમાં રાખવી જરૂરી છે. વળી આ સ્થાને પ્રાણિના બચાવની બુદ્ધિ તે ભાવપ્રાણનું રક્ષણ અને સામા જીવનું રક્ષણ છે તે દ્રવ્યપ્રાણનું રક્ષણ હોવાથી એકે પ્રાણનો નાશ નથી. વળી ધ્યાન રાખવું કે વ્યાવહારિક અસત્યનો નિષેધ બાહ્ય અને આન્તર પ્રાણોની રક્ષાના ઉદ્દેશથી જ હોઇ પ્રથમ મહાવ્રતને અનાજ તરીકે અને સત્યાદિને વાડ તરીકે ગણેલ છે. અનાજની આપત્તિને ટાળવા વાડનું થતું નુકશાન ક્ષમ્ય હોય એ સ્વાભાવિક છે ને તેથી જ શાસ્ત્રકારોએ પણ આ અપવાદવાક્ય પ્રાણિરક્ષા માટે કહ્યું છે. આત્માને સર્વથા નહિ મરવાવાળો માનવો તે પણ મિથ્યાત્વ જ છે. કથંચિત્ અમરણ ધર્મવાળો જૈનશાસ્ત્ર પ્રમાણે મનાય છે અને તે પ્રમાણે તેના મરણાદિ ટાળવાને તેથી જ મહાવ્રતો પાળવા એવો ઉપદેશ સફલ થશે. અને એમ હોવાથી આ સમગ્ર વિધાન યુક્તિયુક્ત જ છે. બાકી અપવાદમાર્ગનું ઘડીએ અને પળે પાલન કરવામાં આવે તો એનું મહત્ત્વ રહે જ નહિ. કાદાચિત્કપણામાં જ અપવાદનું મહત્ત્વ જળવાઇ રહે છે!

બાકી સાવ નજીવા પ્રસંગોએ કહેવાતી દ્રવ્યહિંસા અટકાવવા માટે સંયમનો ભોગ દેવાનો છે જ નહિ જેમ કોઈ દીક્ષા લેતો હોય અને પોતાના માતાપિતા કે સગાંસંબંધીને થતા દુઃખથી દ્રવ્યહિંસાનો વિચાર કરીને દીક્ષા લેવાનું

ગળે ન ઉતરે કે માનવામાં ન આવે; એમાં કંઈ નવાઇ નથી તેમ ખરાબ પણ નથી !; કારણ કે એથી એ સાબીત થાય છે કે તમને ચોરી પ્રત્યે સખ્ત અણગમો છે ! અને એટલા માટે એ એક પ્રકારનો આનંદનો જ વિષય છે. છતાં શાસ્ત્રની બારીક વાતો તત્કાળ સમજવામાં નથી આવતી. અને એ સમજવામાં ઉતાવળ કરવામાં આવે તો કેટલીક વખત અર્થનો અનર્થ થઈ જાય છે. એટલા માટે અહિં પણ જરા વિચાર પૂર્વક જોશો તો બધું આપોઆપ સમજવામાં આવશે અને શાસ્ત્રકાર મહારાજના એ પવિત્ર શબ્દોમાં કંઇ પણ કહેવા-પણું નહિ લાગે.

એક વાત એ જરા સમજી લ્યો કે જ્યાં સુધી એક વસ્તુને અત્યંત ખરાબ-અધમ માનવામાં ન આવે ત્યાં સુધી એના **આપવાદિક** સેવનનું વિધાન કરવામાં ન આવે ! કારણ કે જે વસ્તુ સ્વયં ખરાબ ન હોય તેનો નિષેધ કર-વાની જરૂર જ ન હોય, અને તેથી એના આપવાદિક સેવ-નની પણ જરૂર ન હોય પણ જે વસ્તુના આપવાદિક સેવનનું કહેવામાં આવે તે માટે એ સાફ વાત છે કે એ વસ્તુને બહુ જ ખરાબ માનવામાં આવી છે. એટલે ચોરીમાં પણ શાસ્ત્રકારોએ જે આપવાદિક વિધાન કર્યું છે એ બતાવી આપે છે કે શાસ્ત્રકારોનો એ ચોરી પ્રત્યે કેટલો સખ્ત અણગમો હતો. માત્ર અમુક અનિવાર્ય પ્રસંગના કારણે; આપદ્ ધર્મ તરીકે જ એની છૂટ આપવામાં આવી છે, પણ એટલા માત્રથી એમ કહી ન કહેવાય કે એ મૂળ વસ્તુ સારી

અર્થ કોઇ એવો તો ન જ કરે કે એથી પારકાના ધનમાલ, મિલ્કત ઉઠાવી લેવામાં પણ હરકત નથી. આમ માનવામાં આવે તો તો પછી આપવાદિક ચોરીનો અર્થ જ કંઇ ન રહે!

આપવાદિક પરિગ્રહ. હવે સાથે સાથે આપવાદિક પરિગ્રહ સંબંધી પણ થોડોક વિચાર કરી લઇએ. હિંસા, અસત્ય અને ચોરી જેવી ભયંકર વસ્તુઓમાં પણ અપવાદનુ વિધાન સમજ્યા અને સ્વીકાર્યા પછી પરિગ્રહમાં અપવાદ સમજવો કઠિન નથી આ **આપવાદિક પરિગ્રહનો અર્થ એ છે કે-ધર્મકરણીની સાધનાને માટે જે જે વસ્તુઓ અનિવાર્ય રીતે જરૂરી હોય તે તે વસ્તુઓ રાખવાની છૂટ!** આનો અર્થ એ નથી કે-ધન, માલમિલ્કત, હાટહવેલી જેવી નિરર્થક અને પાપની પોષક વસ્તુઓ પણ રાખી શકાય! કારણ કે એ જંજાળ જેમ જેમ વધતી જાય છે તેમ તેમ આત્મા એમાં અટવાતો જાય છે અને વધારે ને વધારે કલુષિત વાતાવરણમાં ફસાતો જાય છે. જ્યારે ધર્મનું વિધાન તો એટલા માટે કરવામાં આવ્યું છે કે એ આત્મા એ ફેરામાંથી ધીમે ધીમે વધારે ને વધારે મુક્ત થતો જાય. એટલા માટે એ બધી વસ્તુઓનો સંગ્રહ કદી પણ શાસ્ત્રસંમત ન જ ગણાય. ?

પરિગ્રહ એ પરિગ્રહ જ છે. ભલે પછી એ થોડો હોય કે ઘણો, ઘડો તો સુઠીભર હોય તો ઘડો જ કહેવાય અને ઢગલો હોય તોય ઘડો જ કહેવાય! ફરક માત્ર એટલો જ

મૈથુનમાં તો જરા પણ અપવાદ જણાય કે તરત પ્રાયશ્ચિત કરવાનું કહ્યું છે !,

વળી બહુ જ બારીક દૃષ્ટિએ તપાસીએ તો એ મૈથુનના સેવનમાં માણસના આત્માનું બહુ જ પતન થાય છે અને વળી વધુ બારીકીથી તપાસીએ તો એના સેવન કરવામાં બીજા બધાય પાપોનું સેવન કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. વળી સંસારમાં એવું એકેય કાર્ય બુદ્ધિશાળી માણસના જોવામાં નથી આવતુ કે જે કાર્ય મૈથુનનું સેવન ન કરવામાં આવે તો નાશ પામતું હોય ! જ્યારે અમુક સંયોગમાં હિંસાદિક ચારનું આપવાદિક દૃષ્ટિએ પાલન કરવામાં ન આવે તો અમુક નુકશાન અવશ્ય થાય છે. અને એ નુકશાનથી બચવા માટે એને ઇચ્છા વગર પણ સેવવા પડે છે. જ્યારે મૈથુન સેવવાનું કાર્ય એવું કદી પણ નથી કે જેનું સર્વથા સેવન કરવામાં ન આવે છતાં કોઇપણ પ્રાણીને નુકશાન થાય. ઉલટું મૈથુન સેવન કરવાથી જ પોતાનું અને પારકાનું પતન થાય છે સર્વ નાશ થાય છે, અને આટલા માટે જ શાસ્ત્રકારોએ એમાં કોઇપણ પ્રકારની બારી રાખી નથી. **જે માર્ગથી પોતાનું કે પારકાનું લેશમાત્ર પણ ભલું ન થતું હોય અને ઉલટું બન્ને પાપના ખાડામાં પડતા હોય ત્યાં શાસ્ત્રકાર અપવાદ શી રીતે માને ? અને મૈથુનમાં આજ વસ્તુ રહેલી છે.**

સુદર્શન બનો. પણ મહાનુભાવો ! જેમાં જરા સરખો પણ આપવાદ રાખવાનું શાસ્ત્રકાર મહારાજે

# બ્રહ્મદત્ત ચક્રવર્તી.

## ધર્મની કિંમત ક્યારે ?

મહાનુભાવો ! શાસ્ત્રકાર મહારાજ ઠેકાણે ઠેકાણે વર્ણન કરી ગયા છે કે—

આ સંસાર કઇ ચીજ છે ?,

એ કેવી ભયંકર વસ્તુ છે ?

એ સંસાર મહાસાગરનું ઉલ્લંઘન ન કરતાં એમાં જ ડૂબકી મારવામાં આનંદ માણનાર માણસ કેવા પ્રકારની સ્થિતિમાં પડ્યો રહે ?

અને કેવા પ્રકારની ઉત્તમ સ્થિતિ, કેવા પ્રકારના ઉત્તમ સુખો અને કયાં કયાં સુખોથી એને વંચિત રહેવું પડે છે ?

અને કયો જીવ આ સંસાર સાગરની ભૂતાવળમાં ફસેલો જ રહે છે ?

ભલા આ બધી કાળી બાજુને ઠેકાણે ઠેકાણે આમ વિસ્તાર પૂર્વક શા સારૂ વર્ણવી હશે ? એ આપણા રોજના અનુભવની વાત છે કે એક વસ્તુની સામેની વસ્તુને આપણે જ્યાં સુધી સંપૂર્ણ રીતે ઓળખતા ન થઇએ ત્યાં સુધી એ મૂળ

ખાટી છાશ અને ત્રણ દિવસના સુકાઈ ગયેલ રોટલા મૂકો તો પણ તે બહુ જ મીઠાશથી આનંદ પૂર્વક જમી જવાનો. એટલા માટે **આપણે સંસારરૂપી ભૂખના દુઃખને બરાબર જાણીએ તો ધર્મરૂપ અનાજની કિંમત બરાબર આંકી શકીએ!**

**સાચી પરીક્ષા.** જો તમે ધર્મની કિંમત તમારા સંસારવ્યવહારના કાર્યોની દૃષ્ટિએ તથા સાંસારિક સફળતા અને વિફળતાની દૃષ્ટિએ તપાસવા પ્રયત્ન કરો તો તમારો પ્રયત્ન નિષ્ફળ જવાનો અને તમે ધર્મને બરાબર નહિ ઓળખી શકવાના! સોનાને ચાંદીની દૃષ્ટિએ તપાસનાર માણસ સો જન્મમાં પણ સોનાનું કે ચાંદીનું સાચું પરીક્ષણ ન જ કરી શકે! ભૂખ, તરસ, વિષય, હાટ હવેલી, એવં ગાડી, વાડી ને લાડી એ બધી સંસારની લીલાઓ છે અને લીલાઓના વિલાસની કસોટી ઉપર ધર્મ-સુવર્ણનું પરીક્ષણ એ એક પ્રકારનું ગાંડપણ જ છે. ધર્મને ખરો સમજવો હોય તો ધર્મદૃષ્ટિએ જ સમજો! નહિ તો તમારી પરીક્ષા અફળ જશે અને તમે ધર્મ અને સંસાર એકેયનો ઉકેલ નહિ મેળવી શકો! ચક્રવર્તીના ચક્રની કીંમત લોઢાની દૃષ્ટિએ કદી પણ ન જ થઈ શકે! અને લોઢાને ધ્યાનમાં રાખીને જો કિંમત કરવા જઈએ તો તો ખત્તા જ ખાવાના!, કારણ કે લોઢાની દૃષ્ટિએ એ ચક્રની કિંમત સાવ નહિ જેવી જ થવાની! ત્યારે સાચી રીતે જોતાં એ ચક્રની કિંમત સોના કરતાંય કયાંય વધારે છે, અને તે એ ચક્રની કાર્ય સાધવાની શક્તિની

ધર્મની પરાકાષ્ઠા માનનાર માણસ છેવટે ધર્મને છોડીને સંસારને વળગી પડે છે અને એ ધર્મત્યાગના કારણે ભવારણ્યમાં વધુ ભૂલો પડે છે, અને એટલા જ માટે સંસાર-સુખને ધર્મ કહીને સંબોધનાર માણસને શાસ્ત્રકારોએ સાચો સમકીતિ નહિ પણ મિથ્યાત્વી કહ્યો છે! આમ કહેવાનું કારણ એ છે કે-જેમ ચક્રની કિંમત લોઢાની દૃષ્ટિએ કરનાર માણસ કોઈના કોઈ દિવસે વધુ વજનદાર લોઢાના કકડાના લોભમાં ચક્રને છોડી દેવાની ભયંકર મૂર્ખતા કરે, તે જ પ્રમાણે સંસારસુખને ધર્મ માનનાર માનવી ધર્મ ધર્મ કરતાં છેવટે જ્યાં વધારે પ્રમાણમાં સંસારસુખ મળતું દેખાય, એ વસ્તુને ધર્મ માની લે અને સાચા ધર્મને સદાને માટે છોડી દે!, જે વૃક્ષની માણસને છાંય મળતી હોય, અથવા જે વૃક્ષની ડાળી ઉપર બેઠા બેઠા માણસે આનંદ માણ્યો હોય તે જ વૃક્ષને ખોદીને ઉઠાવીને ફેંકી દે એ માણસ સાચી દૃષ્ટિવાળો કેમ ગણાય? અને **જેની પાસે સાચી દૃષ્ટિ ન હોય તે ખોટી દૃષ્ટિવાળો કે મિથ્યાદૃષ્ટિ-મિથ્યાત્વી કેમ ન ગણાય?,**

માણસ અને સંયોગ? સમજો કે તમે રોજ સામાયિક. પૂજા, પ્રતિક્રમણ આદિ શુભ ક્રિયાઓનું પાલન કરવાનો પવિત્ર નિયમ લીધો છે. તમે સવારમાં દુકાને ગયાઃ પૂજાનો વખત થયોઃ અને પૂજા કરવા માટે રવાના થવાની તૈયારી કરો છોઃ એટલામાં એક ઘરાક આવ્યુંઃ એની સાથે માથાકૂટ કરવામાં પૂજાનો સમય વીતી ગયોઃ અને એ

હજારની કમાણી કરી એ ઠીક; પણ ત્યાર પછી તો તમને એ
કમાણી આનંદનું જ ધ્યાન ન આવતાં ધર્મમાં થયેલ વિક્ષે-
પના કારણે તમારા અંતરમાં દુઃખ પણ થવું જ જોઈએ,
પણ આ નથી થતું, એ તમારા ધર્મપ્રેમની કચાશનો
પ્રત્યક્ષ પુરાવો છે.

તમારી આબરૂનો સવાલ ઉપસ્થિત થાય તો તમે એક
પલમાત્રમાં જ લાખને રાખમાં મેળવી દ્યો પણ ધર્મના આરા-
ધન માટે તમે જરા પણ આર્થિક કે એવું બીજું સાંસારિક
નુકશાન ઉઠાવવા તૈયાર ન હો એ શું બતાવે છે?, અને
વળી સંયોગોનું જે બહાનું કાઢવામાં આવે છે એ ખરી
રીતે સાવ પાયા વગરનો બચાવ છે. "**માણસ સંયો-
ગોને બનાવે છે, નહિ કે માણસ સંયોગોનો ગુલામ
છે**" આ વાત માણસના હૃદયમાં ઉતરી હોય તે ગમે તેવા
કપરા સંયોગ ઉભા થાય છતાં પોતાના કલ્યાણના માર્ગનો
ત્યાગ નથી કરતો, અને આ પ્રમાણે સંયોગોનો સામનો
કરીને પણ ધર્મને વળગી રહે એજ ખરો ધર્મી! બાકી **જો
સંયોગો ઉપર જ બધો આધાર રાખવામાં આવે
તો તો માણસ કંઈ જ ન કરી શકે!**

બ્રહ્મદત્ત ચક્રવર્તી. મહાનુભાવો! એ સંસારની તાજુડીથી
ધર્મનું તોલ ન કરો! એ લોઢાના ટુકડા
સાથે એ ચક્રની કિંમત ન આંકો! નહિ તો તમે કંઇના
બદલે કંઇ લઇ લેશો. ધર્મની ખરી મહત્તા આ ભયંકર ભવ-

ભાઇએ-બ્રહ્મદત્ત ચક્રવર્તીના જીવે નિયાણું કર્યું, અને બીજો કોઈપણ પ્રકારની ઐહિક સુખની ઇચ્છાના પાશમા સપડાયા વગર નિયાણું કર્યા વગર જ રહ્યો. હવે ત્યાંથી બન્ને જણા કાળધર્મ પામીને પેલો નિયાણું બાંધનાર બ્રહ્મદત્ત ચક્રવર્તી તરીકે ઉત્પન્ન થયો: અને બીજો ભાઇ જેણે નિયાણું બાંધ્યું ન હતું તે એક સામાન્ય શેઠીયાના કુળમાં પુત્રરૂપે ઉત્પન્ન થયો. હવે મહાનુભાવો! જવાબ આપો કે એ બેમાં કોણે વધારે સારી સ્થિતિ પ્રાપ્ત કરી?, એ બેમાં કોણ વધારે ભાગ્યશાળી ગણાય?, કે એ બન્નેમાંથી કોને વધારે પુણ્યનું ફળ મલ્યું?, હવે સંસારવ્યવહારની દૃષ્ટિએ તો એ સાવ દેખીતું છે એક ચક્રવર્તી અને એક સામાન્ય શેઠની સમૃદ્ધિમાં આકાશપાતાળ જેટલું અંતર છે. એકની સત્તા સાર્વભૌમ છે એકની સત્તા ઘરના ચાર ખુણા પુરતી જ છે, અને એ સાર્વભૌમ સત્તા પણ આજકાલ કહેવાય છે એમ નામમાત્રની નહિ, અને અધુરી પણ નહિ, સર્વભૂમિમાં જેની માલીકી કબૂલ કરાતી હોય તેનું નામ સાર્વભૌમ સત્તા. જેનો એક પણ હરીફ ન હોય; જેની આજ્ઞા ઉથાપવાનું સામર્થ્ય એકમાં પણ ન હોય, જેનું એક છત્ર સામાન્ય આખાય છ ખંડો ઉપર એકધારૂં પ્રવર્તતું હોય, તેનું નામ સાચો સાર્વભૌમ કે સાચો ચક્રવર્તી. જેની ઋદ્ધિ સમૃદ્ધિનો કોઈ આરો ન હોય. એ ચક્રવર્તી અને એક સાધારણ શેઠ એ બેમાં શી રીતે સરખાપણું હોય! અને સંસારવૈભવ અને સત્તાની પ્રાપ્તિમાં આટલું મહાન્ અંતર પડવાનું કારણ તે એક માત્ર નિયાણું! નિયાણું

રીએ તો ચક્રવર્તી મોટો અને આત્મિક ઋદ્ધિ અને પુણ્યની પ્રાપ્તિની દૃષ્ટિએ વિચારીએ તો એ શેઠીયાનો પુત્ર વધારે ભાગ્યશાલી ગણાય!, અલબત જો ચક્રવર્તી પણ પોતાના ચક્રવર્તીપણાની અસારતા સમજીને પોતાની મેળે જ એનો ત્યાગ કરીને વૈરાગ્યના પવિત્ર પંથે ચાલી નીકળે તો એની વાતજ શી થઈ શકે?

**ધર્મની શરાણુ.** હવે જરા વિચાર કરો કે એ બ્રહ્મદત્તે પોતાના પૂર્વભવની તપશ્ચર્યાના ફળરૂપે ચક્રવર્તીપણું માગી લીધું અને એ એને મળ્યું પણ ખરૂં, એમાં તાત્વિક દૃષ્ટિએ એણે એવી માંગણી કરવામાં મૂર્ખતા જ વાપરી હતી! પણ આ વસ્તુ તમારા મગજમાં બરાબર કેવી રીતે ઠસી શકે?, અરે ચક્રવર્તીપણું મળવું એ કોઈ રમત વાત છે? અરે સામાન્ય રાજા કે રાજ્યનો વિચાર કરીને એવા થયું એ પણ બહુ મુશ્કેલ છે, તો પછી ચક્રવર્તીપણાની તો વાત જ શી થઈ શકે? કે પછી આપણે, પેલા દ્રાક્ષ નહિ મેળવી શકેલા શીયાળે કહેલ "દ્રાક્ષ ખાટી છે" ની માફક, આપણને એ ચક્રવર્તીપણું નથી મળ્યું તેથી એની ઈર્ષ્યા કરીને એની ખોટી વગોવણી તો નથી કરતાને?; કારણ કે જે ચક્રવર્તીપણાની પ્રાપ્તિને આપણે મૂર્ખતાનો વિલાસ કહીને વખોડી કાઢીએ છીએ, એ માટે દુનિયામાં આપણા અનુભવમાં આપણે જુદો જ અનુભવ કરીએ છીએ. એ જ રાજ્ય, એ જ સત્તા અને એજ ચક્રવર્તીપણા આગળ આપણે હજારો લાખો માણસોને ઝુકી ઝુકીને સલામ કરતા હોવા આપણે જોઈએ છીએ.

મેળવી આપી શકું !, ભાઈ !, હવે તમારી પાસે જવાબ માગું છું કે તમે કયો રસ્તો લેવા લલચાશો, ધર્મનો કે કર્મનો ?, અરે ભલા માણસ, જે મનુષ્ય કૃત્રિમ લડાઇમાં પણ પોતાની વીરતા દેખાડવા તૈયાર ન હોય તે સાચી લડાઇમાં શું દળદર ફેડવાનો હતો ?, આ તો માત્ર પ્રશ્ન જ છે; આમાં ન તો કંઇ આવું દેવતા આપી શકે છે. કે નતો તમને આવી ચીજ મળી શકે છે !, આ તો માત્ર નકલી લડાઇ છે, પણ યાદ રાખો કે એ નકલી લડાઇના બહાને તમારા આખાય હૃદયના ભાવોની પરીક્ષા થવાની છે !, પણ આમ છતાંય એકદમ ધર્મસાધનાને તમે ઉંચે આસને નહિ જ સ્થાપવાના !, એજ બતાવી આપે છે કે તમારા હૃદયમાં ધર્મની લાગણીઓ કેટલી ઉંડી ઉતરેલી છે. જે માણસ કોટીધ્વજપણાની કલ્પનાને પણ વેગળી કરવા તૈયાર ન હોય તે સાચા કોટીધ્વજપણાને શી રીતે દૂર કરી શકે ?, અરે એ કોટીધ્વજપણાને દૂર કરવું તો અળગું રહ્યું પણ એને દુષ્ટ ગણવાને પણ તમે તૈયાર નહિ થાઓ !, પણ ખરી વાત એ છે કે-આ બધો આ સંસારનો ખેલ છે. એ સંસાર નાટકમાં બધા જીવો નટરૂપે છે. અને એક રૂપ છોડે છે અને બીજું ધારણ કરે છે. બાકી ધર્મનો જેને સાચો સ્વાદ લાગ્યો હોય તે કદી પણ સંસારના ગંધાતા ટોપલામાં મોઢું નાખે જ નહિ ! પણ તે કયારે ? જ્યારે ખરો સ્વાદ લાગ્યો હોય ત્યારે ! એમને એમ નહિ, અને એ પણ નક્કી છે કે ધર્મનો સ્વાદ મેળવનાર બીજા સ્વાદોને છડેછો

ત્યારે એનો ઉપાય તમારા હાથ બહાર ગયેલો લાગશે !, અથવા તો એ ઉપાયને અમલમાં મૂકતાં તમારે આકાશ-પાતાળ એક કરવા પડશે આપણામાં કહેવત છે કે "ઉગતા રોગ અને વધતા વૈરીને શરૂઆતમાં જ દાબી દેવા" અને **માણસને માટે કારાવાસ કરતાં વધારે ભયંકર દુશ્મન બીજો કોણ હોઇ શકે?** કે જે માણસની તમામ શક્તિને બુઠ્ઠી બનાવી નાખે છે.

**સંસારની મનોદશા.** જે માણસ ધર્મનું આરાધન કરવામાં કે ત્યાગનો પંથ સ્વીકારવામાં અનુકૂળ સમયની રાહ જોતો ઉભો રહે છે, તે ધીમે ધીમે સંસારની માયાવી જાળમાં વધુ ને વધુ ફસાતો જાય છે. અને એના સંયોગો પણ અનુકૂળતાને બદલે પ્રતિકૂળતાનું રૂપધારણ કરતા જાય છે, એક રાજાનાં જ વંશની વાત કરો !, એક નાનો રાજકુમાર જેટલી સહેલાઈથી દીક્ષા લઇ શકે એટલી સહેલાઈથી રાજકાર્યમાં ગુંથાયેલો પાટવી રાજકુમાર ન લઈ શકે !, અને જેટલી આસાનીથી એ પાટવી લઇ શકે એટલી સરળતાથી રાજ્યનો વહીવટ કરતો રાજા ન લઈ શકે !, એ જ્યાં સંસારત્યાગની વાત કરે, કે એને સ્વજન, પ્રજા, મંત્રી, પ્રધાન વિગેરે અનેક બલાઓ વળગવાની !, અરે, દુશ્મન પણ દુશ્મનાવટ યાદ કરીને રસ્તામાં કાંટા પાથરવાનો !, દંડક ઋષિ સંસારનો ત્યાગ કરીને સાધુ થયા. છતાં કૌરવો પોતાનું પહેલાનું વેર ન ભૂલી શક્યા, અને એ વેર વાળવાના ગાંડા આવેશમાં એમના ઉપર પત્થરોનો વરસાદ વરસાવ્યો !,

સાથે નથી આવવાનું, છતાં એનો ત્યાગ કરવાની ભાવના જાગે છે ?, આવાને તો પેલી ગાય જેવો જ ગણવો જોઇએ કે જે ગળામાં લાકડું પડવા છતાં ઠેકાણે ન આવે! મરવાનો વખત સાવ પાસે આવી પહોંચ્યો છતાં ધર્મનું સ્મરણ નથી આવતું, ચઉસરણ અંગીકાર કરવાનું નથી સૂઝતું ! અરે ત્યારે પણ માતા પિતા અને વહુ બેટા-બેટીમાં જ મન રમે છે!

એ ભગવાન્ ! કેવી કઠોર મનોદશા ?, એવાઓનું શું થવાનું ? અહિં નહિ ચેતનારને પરભવમાં માર સહન કરવો પડવાનો ! અને ત્યારે આંખ ઉઘડી જવાની ! નરકના પરમાધામિઓ કે નિગોદની અનંત વેદનાઓએ આ ભવમાં સવેળા નહિ ચેતનારા માટે સજારૂપ છે ! માણસ ચેતે યા ન ચેતે છતાં પરિણામ તો આવ્યા વગર રહેતું જ નથી. માત્ર ફરક એટલો છે કે ચેતનાર પરિણામના માઠા ફળમાંથી બચવાનો માર્ગ શોધી શકે છે અને નકામા મારમાંથી બચી જાય છે. સમજો કે શહેરના વ્યવસ્થાપક અધિકારીઓએ જાહેર કર્યું કે આવતી કાલે નદીમાં ભારે પૂર આવવાનું છે. માટે દરેક પ્રજાજને ચેતી જવું ! અને પોતાના જાનમાલની રક્ષા માટે બરાબર બંદોબસ્ત કરી લેવો. આ વાત જાણવા છતાં કોઇ માણસ ચેતે નહિ અને એમને એમ આળસુની માફક પડ્યો રહે, તો પુરમાં તણાયા વગર બીજો શો માર્ગ છે ?, તો મહાનુભાવો ! એ પુર તો આ ભવમાંજ નુકશાન કરે છે, પણ **આ મરણનું પુર જે તમારા ઉપર ફરી વળવાનું** છે, તે તો જો તમે પહેલાંથી નહિ ચેતો તો

મૃગાવતી અને જયંતીએ ભગવાનને ઉતરવા માટે વસતિ
આપી એમાં તો એનું નામ પ્રથમ શય્યાતર તરીકે અગ્રપદને
પામ્યું અને એના એ પુણ્ય કાર્યની યશોગાથાઓ ઠેર ઠેર
ગવાઈ, આ શું બતાવે છે. જે દેશમાં શેર, બશેર જેટલું
પણ અનાજ આપનારનો જયજયકાર બોલાતો હોય તે દેશ
માટે સમજવું કે ત્યાં ભયંકર દુષ્કાળ પ્રવર્તતો હોવો જોઈએ!
નહિ તો શેર, બશેર અનાજની શી વિસાત! એ જ પ્રમાણે
એ મહાદેવીઓની શાસ્ત્રોમાં આટલી કીર્તિ ગાવામાં આવી છે
એ જ બતાવે છે કે એ વખતમાં વસતિ આપવાનું કાર્ય કેટલું
મહત્વનું હતું?, અને લોકો વસતિ આપવામાં કેટલા સંકો-
ચાતા હતા! બાકી ખરી રીતે જોતાં વસતિ આપવી એમાં
કયું મહાન્ કાર્ય રહેલું છે?, ન તો એમાં કંઈ આપવાનું
છે કે ન તો કંઈ ત્યાગ કરવાનું છે; છતાં એની આટલી
કિંમત ગણાઈ!

મહાનુભાવો! એ તો તમને પણ ધ્યાનમાં હશે જ કે
એક વસ્તુનું મૂલ્ય એ વસ્તુના પોતાના ઉપર હોતું નથી. પણ
એ વસ્તુના વધારા ઘટાડા ઉપર હોય છે. વસ્તુ વધી જાય
તો એનું મૂલ્ય ઓછું થાય! અને વસ્તુ ઘટે એટલે કિંમત
વધે! તો અહિં પણ વસતિદાનનું બહુ મૂલ્ય બતાવે છે કે
એ વખતમાં દરેક માણસ આ કરવા માટે તૈયાર ન હતો!
અરે વસતિ મેળવવી એ એક પ્રકારનું મુશ્કેલીભર્યું કાર્ય
હતું! અને આજે?, આજે તો તમારા માટે ઠેર ઠેર સુંદર
સ્થાનો છે. લોકો પણ તમને સત્કારવા માટે તૈયાર છે!

પવિત્ર શબ્દો યાદ આપવા બસ થશે કે-'' હે ગૌતમ આ
**પાંચમા આરામાં અને આના સાધુપણામાં પણ
ઘણા એકાવતારી સાધુઓ છે. એટલા માટે આ
સાધુપણામાં શું પડયું છે એવી માન્યતા રાખનાર
ખરેખર કીંત ભૂલે છે.** મહાનુભાવો ! ગમે તેમ ગણો !
પણ સાધુમાર્ગ એ આત્મકલ્યાણનો અતિ સરળ માર્ગ છે.
એ માર્ગે આત્મા પોતાની સિદ્ધિ ઘણી જલ્દી સાધી શકે છે.
અત્યારે એ માર્ગ તમારા માટે રાજમાર્ગ જેવો છે. આજે
એના ઉપર ચાલવા તૈયાર નહિ થાઓ તો કાલે ખાડાટેકરા
અને ઝાળાઝાંખરાવાળો વિકટ માર્ગ તમારી સામે ખડો થશે;
તે વખતે તમે શું કરશો?, એટલું તો દરેક જણ યાદ રાખે
કે વહેલા યા મોડા છેવટે એ પવિત્ર મુનિમાર્ગનું અનુસરણ
તો કરવું જ પડશે! વહેલો થશે તે [illegible] ફાવશે!
મોડો થશે તે પસ્તાશે!

**હવામાં બાચકા**

વળી જે લોકો આવા વિચાર કરતા હોય કે જે કાળ દુઃષમ છે; જેમાં સંઘયણનું ઠેકાણું નથી; જ્યાં એવું ઉગ્ર તપશ્ચરણ નથી; ન જ્યાં અવિચ્છિન્ન સ્વાધ્યાય થઇ શકતો, જ્યાં નિરતિચાર ચારિત્રનું પાલન નથી, જ્યાં પરિષહોને સહન કરવાની હામ નથી અને જ્યાં ઉપસર્ગોને હસતે મુખડે વધાવી લેવાની હિંમત નથી. આવા કફોડા સંયોગો વચ્ચે સંયમ લેવા કરતાં શ્રી તીર્થંકર ભગવાનના સમયમાં અવતરીને, તે વખતે જ્ઞાનધ્યાનનું શુદ્ધ આરાધન થઇ શકે એવા પ્રકારનું સાધુપણું મળી શકશે, માટે

પરમવિશુદ્ધ ચારિત્રના પાલન માટે અને પ્રાપ્તિ માટે અત્યારથી જ અભ્યાસ કરવો જોઇએ. બાકી કોઇપણ પ્રકારનું ક્રિયાત્મક આચરણ કર્યા વગર સીધે સીધું એ ચારિત્ર મેળવવાની વાત કરવી એ કેવળ વાણીના જ વિલાસ છે અને એનું પરિણામ હવામાં બાચકા ભરવા જેવું જ આવે.

ઉજ્જવળ ભવિષ્યનો માર્ગ. પાસે એક પૈસાનું પણ સાધન ન હોય અને વાતો કરે આખો બજાર ખરીદવાની!, એવાને તો લોકો પેલી કહેવત જ લાગુ પાડે છે કે-"હાથમાં નહિ કોડી અને ઉભી બજારે દોડી" દુનિયામાં માલ ગમે તેટલો ભર્યો હોય, કરોડો અબજોનો ભર્યો હોય; પણ તેમાં તમારે શું?, તમારી પાસે પૈસો હશે તો તમને એમાંથી કાંઇક મળશે. નહિ તો "જોઇ જોઇને હરખો મારા લાલ" જેવું જ થાય! તીર્થંકર મહારાજના સમયમાં આધ્યાત્મિકવાદનો આખોય બજાર અનેક પ્રકારના ઉત્તમ ઉત્તમ પદાર્થોથી ભરપૂર હોવાનો. શ્રી તીર્થંકર મહારાજ, શ્રી ગણધર મહારાજ અને કેવળી ભગવન્ વિગેરે બધાય ત્યાં મૌજુદ હોવાના. છતાં તેથી તમારૂં શું વળવાનું? પાડોશીને ત્યાં કરોડોનો માલ હોય પણ એમાં આપણે શું કામનું?, આપણા કામમાં તો આપણું હોય તે જ લાગે!, એ જ પ્રમાણે તે વખતે પણ બજાર એવા ભરપુર હોવા છતાં તમારી પાસે પુણ્યની પુંજી નહિ હોય તો તમે શું કરી શકો? એટલા માટે ભર બજારમાંથી તમને "ધોયા મૂળા" જેવું વીલે

તેમ લોકોને ઉપદેશ આપ્યા કે એ દેવની મૂર્તિ જ માનવી નહિ. પછી કીડી, મંકોડી કયાંથી ચઢવાની !, વાહ ભાઈ વાહ ! કેવો મજાનો ઉપાય ! શરીરમાં દર્દ થયું એટલે એ શરીરને જ કાપી કે બાળી નાખવું. એટલે પછી દર્દ જ નહિ થાય ! ખરૂં ભાઇ ખરૂં ?, કપડામાં જું પડે એટલે કપડું જ ફેંકી દેવું અને નાગાપુગા ફર્યા કરવું !, પણ મહાનુભાવો ! આ કંઇ સારો રસ્તો ન કહેવાય ! **આ તો વિનાશનો પંથ છે.** એ માર્ગે જનાર તો વગર માગ્યે વિનાશ જ વહોરી લેવાનો. માટે એ વિનાશના પંથથી વેગળા રહીને "ન્હાયા એટલું પુણ્ય" એ વાત યાદ રાખીને બની શકે એટલું ચારિત્રનું આરાધન કરવું ઘટે !.

**સાચી નીડરતા.** હવે પાછા આપણી મૂળ વાત ઉપર આવીએ. જે માણસ નાની નાની વસ્તુઓનો ત્યાગ કરીને આ અસાર સંસારમાંથી સાર ખેંચી લેવા માટે વિચાર અને આચાર નથી કરી શકતો, એ મોટા વૈભવો અને મોટી સત્તાઓનો ત્યાગ કરી શકશે એ વાત કેમ માની શકાય ? અત્યારે તમારી પાસે ન તો એવા મહાન્ વૈભવ, વિલાસો છે, ન તો તમારે રાજ્યના રક્ષણની ચિંતા કરવાની છે, કે ન તો તમને ચક્રવર્તીની ઋદ્ધિ મળી છે. છતાં જો સંસારનો ત્યાગ કરવા તૈયાર નહિ થાઓ તો પછી કયારે થશો ?, જે માણસ પૈસા બે પૈસાનું દાન કરી ન શકે એ લાખોની સખાવત શી રીતે કરવાનો ? આપણા જેવા સાધારણ માણસોની વાત તો જુદી જ છે કે વખત આવ્યે

પણા પાછળ અનેક યાતનાઓ છુપાયેલી છે!, એ યાતનાઓ સહન કરવી પડે ત્યારે ખાધેલું ઓકવા જેવું દર્દ થાય! શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમાં એક વાકય આવે છે કે-

'नरिंदजाई अहमा नराण'

સમગ્ર માનવ જાતમાં રાજાનો દરજ્જો સૌથી છેલ્લો છે! કેવું વિચિત્ર? આ સંસારવ્યવહારમાં તો તમને રાજા જેવો કોઇ સુખી માણુસ નથી દેખા, એના જેટલો માન-મર્તબો કોઇનો નથી સચવાતો; એના જેટલા વૈભવ-વિલાસ અને અમન-ચમન ઉડાવવા કોઇને નથી મળતા; એના જેટલી સત્તા કોઈની પાસે નથી; આ બધું છતાં શાસ્ત્રકારો એના માટે આવો અભિપ્રાય કેમ આપતા હશે?, એક જ દૃષ્ટિએ કે એ બધી આકર્ષક દેખાતી સુંદરતાની પાછળ પાપનો પુંજ એકઠ્ઠો કરવાની મલિન શક્તિ રહેલી છે. તો પછી એવા રાજાપણાને શાસ્ત્રકારો કઇ રીતે વખાણે?, ટૂંકમાં વાત એ છે કે તમે પૈસાદાર હો કે ગરીબ હો, શાસ્ત્રને એ જાણવાની જરૂર નથી; તમે રાજા હો કે મહારાજા હો, શાસ્ત્રને મન એ મહત્વ વગરનું છે! તમે ચક્રવર્તી હો કે બલદેવ-વાસુદેવ હો, શાસ્ત્રને એની સાથે કશી નિસ્બત નથી! તમે આનંદ-વિલાસમાં ડૂબ્યા રહેતા હો કે સાધારણ જીવન ગાળતા હો, શાસ્ત્રને એની ફીકર નથી!, તમે પૈસાદાર હશો તો તરશો અને ગરીબ હશો તો ડુબશો એવો મલિન પક્ષપાત શાસ્ત્રમાં ક્યાંય નથી: તમે હો તે હો: ગમે તે હો:, શાસ્ત્રને એ સાથે કંઇ સંબંધ નથી; એ તો એક જ વસ્તુ કહે છે કે તમે ગમે

# ભ વ સા ગ ર

મહાનુભાવો! તીર્થંકરો, ગણધરો, ગીતાર્થો અને તે બધાના અક્ષરદેહરૂપે અમર બનેલા શાસ્ત્રો–એ બધાય તરવાનો ઉપાય બતાવે છે. અરે! એ તરવાના ઉપાયો બતાવવામાં જ એ સૌની મહત્તા એવં સાર્થકતા રહેલી છે. એ એક સાવ સામાન્ય બુદ્ધિમાં ઉતરી શકે એવી બીના છે–એક માણસ તરવાનો ઉપાય બતાવતો હોય તો તરતા શિખાય યા ન શિખાય; એ ઉપાયોનો અમલ કરીને લાભ ઉઠાવી શકાય યા ન પણ ઉઠાવી શકાય; તરવાનું બની શકે યા ન બની શકે. છતાં એ તરવાના ઉપાયોના પ્રતિપાદન અને દર્શનથી એટલું તો જરૂર સિદ્ધ થાય છે કે સંસારમાં કોઇ પણ વસ્તુ એવી તો અવશ્ય હશે જ કે જે તરવા લાયક હોય અને જેને તરવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં જો તરવાની કળા ન આવડતી હોય તો ડૂબી મરવાનો કમનસીબ બનાવ પણ બખતે બની જાય! તો પછી ધર્મશાસ્ત્રો અને શાસ્ત્રકારો જો તરવાના ઉપાયો સૂચવવામાં જ પોતાની કૃતકૃત્યતા માનતા હોય તો તેમની–શાસ્ત્રોની–દુનિયામાં પણ કોઇ નદી, નાળા કે સમુદ્ર જેવી ચીજ હોવી જ જોઇએ! કે જે તરવા માટે એમણે ઉપાયો બતાવ્યા છે! ભલા આ સમુદ્ર કયો?

આ સ્થાને એક વાત જરૂર સમજવાની છે કે-અમુક સૂત્રોમાં કયા પદો અધ્યાહાર લેવા એ સમજવું બહુ કઠિન છે. એ **અધ્યાહાર પદોને શોધી કાઢવાનું કાર્ય દરેક માણસની બુદ્ધિ માટે શક્ય નથી.** એટલા જ માટે સૂત્રોની વ્યાખ્યા કરનાર માણસ મહાજ્ઞાની જોઈએ અને સાથે સાથે ચારિત્રશીલ જોઈએ કે જેથી સૂત્રના પ્રતિપિત્સિત અર્થને બરાબર સમજી શકે અને તેને અનુકૂળ જ શબ્દો અધ્યાહારે તરીકે સમજે !, **ગમે તે સૂત્રમાં ગમે તે પદ અધ્યાહાર લેવામાં આવે તો તો સંસારમાં સૂત્ર નામની કોઈ વસ્તુ જ ન રહી શકે ?,** કારણ કે તો પછી તો દરેક માણસ પોતાને ગમતા સિદ્ધાંત (?) નું પ્રતિપાદન થઈ શકે તેવા શબ્દો ઉમેરીને ગમે તે સૂત્રોમાંથી ગમે તેવા અર્થ ઉપજાવી શકે !, કહેવાનું તાત્પર્ય એ છે કે એક શબ્દ યા સૂત્રનો ઇચ્છિત અર્થ બરાબર સમજવા માટે અમુક પ્રકારના શબ્દો અધ્યાહાર માનવા જ પડે છે. એટલા માટે ભવ શબ્દનો પણ બરાબર અર્થ સમજવા માટે અમુક અનિવાર્ય શબ્દોને અધ્યાહાર માનીને તેનો ઉપયોગ કરવામાં કશી હરકત જેવું નથી ! એટલે ભવ શબ્દનો ઉપર કર્યો તે પ્રમાણે-**જેમાં પ્રાણીઓ કર્માધીન બને તેનું નામ ભવ.** એ અર્થ બરાબર અને સંગત છે !

એનું વિશેષ સ્પષ્ટીકરણ. મહાનુભાવો! ઉપર તમે સાંભળી ગયા તે भवन्ति कर्मवशवर्तिनः प्राणिनः अस्मिन् इति भवः ની વ્યાખ્યામાં એટલા બધા પદોની

"भवतीति भवः" એટલે કે "જે બને તે ભવ" એવી ભવની વ્યાખ્યા થાય છે, પણ આ તો એક સામાન્ય વ્યુત્પત્તિ માત્ર જ છે. એટલી વ્યુત્પત્તિમાત્રથી એ શબ્દનો પ્રાયોગિક અને સાચો અર્થ આપણે સમજી શકતા નથી. આ વાત કેવળ અહિં જ લાગુ પડે છે એમ નથી. એ તો તમામ શબ્દોની વ્યુત્પત્તિમાં એવું જ બને છે. કેવળ શુષ્ક વૈયાકરણીય શાબ્દિક વ્યુત્પત્તિ પ્રમાણે દરેક શબ્દનો એવો જ અમર્યાદિત અર્થ થાય છે, પણ **અમુક શબ્દ અમુક પ્રકારનો મર્યાદિત અર્થ કરવામાં આવે ત્યારે જ એ શબ્દ એના અર્થને બતાવી શકે છે!** અન્યથા તો ગમે તેને એ શબ્દ લગાડી શકાય! જેમકે "ગો" "गच्छतीति गौः" "જાય (ચાલે) તે ગાય" એ પ્રમાણે માણસને પણ એ શબ્દ લાગુ પડી શકે, કુતરા બિલાડા અને ઘોડા ગધેડા જેવાને પણ એવી જ રીતે લાગુ પડે. છતાં આવો ઉપયોગ આપણે વ્યવહારમાં નથી જ અનુભવતા. એટલે ગો શબ્દનો અર્થ કેવળ ગાય, બળદમાં જ મર્યાદિત કરવામાં આવ્યો છે!

એજ પ્રમાણે અહીં પણ 'भव' શબ્દથી આપણને ઇષ્ટ અર્થ કાઢવા માટે કેવળ એની શુષ્ક વ્યુત્પત્તિનેજ માત્ર ન વળગી રહેતાં એના ભાવમાં જવાની જરૂર રહે છે, અને એ ભાવ બરાબર સમજવા માટે એની વ્યુત્પત્તિમાં અમુક શબ્દો વધારવા પડે છે! એટલે આ પ્રમાણે જૈનશાસ્ત્રકારે ભવની વ્યુત્પત્તિ કરતાં ફરમાવ્યું છે કે—

"भवन्ति कर्मवशवर्तिनः प्राणिनो अस्मिन् इति भवः"

આ સ્થાને એક વાત જરૂર સમજવાની છે કે-અમુક સૂત્રોમાં કયા પદો અધ્યાહાર લેવા એ સમજવું બહુ કઠિન છે. એ **અધ્યાહાર પદોને શોધી કાઢવાનું કાર્ય દરેક માણસની બુદ્ધિ માટે શક્ય નથી.** એટલા જ માટે સૂત્રોની વ્યાખ્યા કરનાર માણસ મહાજ્ઞાની જોઇએ અને સાથે સાથે ચારિત્રશીલ જોઇએ કે જેથી સૂત્રના પ્રતિપિત્સિત અર્થને બરાબર સમજી શકે અને તેને અનુકૂળ જ શબ્દો અધ્યાહાર તરીકે સમજે !, **ગમે તે સૂત્રમાં ગમે તે પદ અધ્યાહાર લેવામાં આવે તો તો સંસારમાં સૂત્ર નામની કોઇ વસ્તુ જ ન રહી શકે ?**, કારણ કે તો પછી તો દરેક માણસ પોતાને ગમતા સિદ્ધાંત (?) નું પ્રતિપાદન થઇ શકે તેવા શબ્દો ઉમેરીને ગમે તે સૂત્રોમાંથી ગમે તેવા અર્થ ઉપજાવી શકે !, કહેવાનું તાત્પર્ય એ છે કે એક શબ્દ યા સૂત્રનો ઇચ્છિત અર્થ બરાબર સમજવા માટે અમુક પ્રકારના શબ્દો અધ્યાહાર માનવા જ પડે છે. એટલા માટે ભવ શબ્દનો પણ બરાબર અર્થ સમજવા માટે અમુક અનિવાર્ય શબ્દોને અધ્યાહાર માનીને તેનો ઉપયોગ કરવામાં કશી હરકત જેવું નથી ! એટલે ભવ શબ્દનો ઉપર કર્યો તે પ્રમાણે-**જેમાં પ્રાણીઓ કર્માધીન બને તેનું નામ ભવ.** એ અર્થ બરાબર અને સંગત છે !

**એનું વિશેષ સ્પષ્ટીકરણ.** મહાનુભાવો ! ઉપર તમે સાંભળી ગયા તે भवन्ति कर्मवशवर्त्तिनः प्राणिनः अस्मिन् इति भवः ની વ્યાખ્યામાં એટલા બધા પદોની

કર્તાની જગ્યા પૂરવા માટે જ એને ઉપરના વાક્યમાં સમાવેશ કરવામાં આવ્યો છે. અસ્તુ. ત્યારે હવે कर्मवशवर्तिनः એ શબ્દ ન આપવામાં આવે તો શું હરકત ?

કર્તા તરીકે 'प्राणिनः' અને ક્રિયાપદ તરીકે भ्रमन्ति' એ બે પદોનો ઉપયોગ કરવાથી વાક્ય પૂર્ણ થઈ શકે એમ છે, તો પછી 'कर्मवशवर्तिनः' એવું ત્રીજું પદ નિરર્થક શા માટે આપવામાં આવ્યું ?, મહાનુભાવો જરા શાંત ચિત્તે વિચાર કરો। અને એ બધાના ગુણદોષનો બરાબર વિચાર કરીને પછી કોઇપણ નિર્ણય કરો-જુઓ, અલબત ઉપર કહ્યું તે પ્રમાણે કર્તા અને ક્રિયાપદથી વાક્ય બને છે ખરૂં, છતાં એ વાત કદી પણ ભૂલવી ન જોઇએ કે **કોઇપણ વાક્યની રચના કેવળ વાક્ય બનાવવાના જ હેતુથી કરવામાં નથી આવતી પરન્તુ એ વાક્ય પોતાને ઇષ્ટ વસ્તુનું પ્રતિપાદન કરવા માટે જ બનાવવામાં આવે છે.** અગર વાક્ય બનાવવા છતાં પોતાના ઇષ્ટ વકતવ્યની સિદ્ધિ ન થતી હોય તો એ વાક્ય બનાવવું જ નકામું છે. એટલા માટે એક વાક્ય બનાવવામાં કેવળ કર્તા, ક્રિયાપદ કે કર્મથી જ કામ નથી સરતું પણ પોતાનો કહેવાનો આશય બરાબર સાફ તરી આવે એટલા શબ્દો તો વાપરવા જ પડે છે, અને વળી જે વાક્ય બનાવવાથી કે બોલવાથી પોતાના સિદ્ધાંત વિરૂદ્ધની જ વાતની પ્રરૂપણા થતી હોય તો એ વાક્ય કેવળ વાક્યરચનાની દૃષ્ટિએ કે વ્યાકરણશાસ્ત્રની દૃષ્ટિએ ગમે તેટલું નિર્દોષ હોવા છતાં એ હળાહળ સમાન છે.

ઉપયોગ કરવામાં આવ્યો છે. તમે બધાય એ વાત તો જાણતા હશો જ કે બધાય સત્તાવાચક ક્રિયાપદો અકર્મક હોય છે. હવે જ્યાં એવા સત્તાવાચક ક્રિયાપદો કેવળ અમુક વસ્તુના અસ્તિત્વને જ બતાવવા માટે વાપરવામાં આવ્યા હોય છે ત્યાં તો બીજા કશા પદની જરૂરત નથી, પણ જ્યાં કેવળ સત્તાવાચકજ ન હોય ત્યાં એ વાકયનો પૂર્ણ અર્થ સમજવા માટે કર્તા અને ક્રિયાપદ ઉપરાંત બીજા પદો વાપરવા જ પડે છે. આ પ્રમાણે વાપરવામાં આવતા પદોને ક્રિયાપૂરક તરીકે વ્યાકરણમાં ઓળખાવવામાં આવેલ છે અને આવા ક્રિયાપૂરક તરીકે નામ યા વિશેષણનો જ ઉપયોગ કરવામાં આવે છે. અહિં પણ 'कर्मवशवर्तिनः' એ પદનો કેવળ વિશેષણ તરીકે ઉપયોગ કરવામાં નથી આવ્યો પણ એનું મુખ્ય કામ અહિં 'भवन्ति' ક્રિયાપદના ક્રિયાપૂરક તરીકેનું છે.

સાથે સાથે એ પણ વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે કે જ્યાં જ્યાં આવા ક્રિયાપૂરકવાળા વાકયો બતાવવામાં આવે છે ત્યાં ત્યાં ક્રિયાપૂરક તરીકે વાપરવામાં આવેલ શબ્દ જ આખાય વાક્યના વિધેય તરીકેનું કામ કરે છે. આ માટે એક સામાન્ય દાખલો લ્યોઃ કોઈ માણસ બોલ્યો કે–નેમિનાથ બાળબ્રહ્મચારી હતા, હવે અહીં આખા વાકયનું વિધેય શું છે ?, બાળ બ્રહ્મચારી !, કારણ કે એ વાક્ય બોલનાર માણસનો ઉદ્દેશ એ તો નથીજ કે નેમિનાથ હતા. યાને નેમિનાથ નામના કોઈ મહાપુરુષ થઇ ગયા; પણ એનો મુખ્ય ઉદ્દેશ એજ હતો કે નેમિનાથ નામના મહાપુરુષ

ત્યારેજ ખબર પડે છે કે એ કેવો મહાભય છે. ભવ પણ એક પ્રકારનો બાઘ જ છે. અરે એ વાઘ કરતાંય વધારે ભયંકર છે, પણ જ્યાં સુધી એના સાચા ભાવનું તમને ભાન ન થાય ત્યાં સુધી તમે તેનો સાચો ભય નહિ સમજવાના. એટલુંજ નહિ, પણ પેલા, વાઘ જોયા વગર જ વાઘ આવ્યોની બૂમ પાડીને એનો આનંદના સાધન તરીકે ઉપયોગ કરનારની માફક અનેક બાબતોમાં ભવનો તમે તમારી અવળી પ્રવૃત્તિ-ઓની અંદર બચાવના સાધન તરીકે ઉપયોગ કરવાના!,

છ બાર મહિનાનું કે બે ત્રણ વરસનું હોય તેને બાળક કહેવામાં આવે છે, અને એની કોઈ પણ ભૂલ તરફ આંખ-મિંચામણી કરીને એને માફ કરવામાં આવે છે. હવે કોઇ મોટો માણસ પણ પોતાનો ગુન્હો જતો કરવા માટે બાળક હોવાનો ઢોંગ કરે, અને એ બાળકપણાના બહાના નીચે પોતાના ગુન્હાઓ છુપાવવા માગે, એજ પ્રમાણે આપણે પણ ભવ, સંસાર અને એવા બધા શબ્દોનો છૂટવાની બારી તરીકે ઉપયોગ કરીએ છીએ. કોઇ ગૃહસ્થને એની અમુક પ્રકારની ખોટી પ્રવૃત્તિ માટે કંઈ પૂછવામાં આવે તો એ કહેશે કે અમે સંસારી છીએ. કેવું વિચિત્ર?, શું સંસારી થયા એટલે બારે દરવાજા મોકળા થયા?, મહાનુભાવો જે વસ્તુનો પોતાના ભલા માટે ઉપયોગ કરવાનો છે એનો જ ઉપયોગ આ પ્રમાણે પાપનું પોષણ કરવામાં આવે છે એ કેટલી શોકની વાત છે! ખરી વાત એ છે કે-એ **ભવનું રહસ્ય સમજીને પોતાના આત્માનું જેમાં વધુ હિત**

હવે આજ પ્રથાણે તમારો વિચાર કરો. બીજા લોકોની દેખાદેખી તમે પણ ઉપર કહ્યા પ્રમાણે "સંસારી" હોવાથી નિર્માલ્ય બહાના તળે તમારા પાપાચરણો અને અવળી પ્રવૃત્તિઓ છૂપાવવા ચાહો એ કેવું મૂર્ખતાભર્યું લેખાય? તમારે ભૂલવું નથી જોઈતું કે તમે સંસારી હોવા છતાં સમ્યક્ત્વના પરમ ઉપાસક અરે સમકિતધારી છો, પરમાત્મા મહાવીરદેવની આજ્ઞાઓને માથે ચઢાવવાનું પરમ સૌભાગ્ય તમને પ્રાપ્ત થયું છે! સંસારી હોવાના બહાના નીચે પાપનું પોષણ કરવું એ તો મિથ્યાદૃષ્ટિનું કામ છે. **સમકિતધારી તો એ માર્ગને** નવગજના નમસ્કાર કરે! અને કદાપિ **એવા ખોટા બહાના નીચે પોતાની ખોટી પ્રવૃત્તિને ચાદર ન જ ઓઢાડે!** યાદ રાખજો કે **ખોટા બચાવથી કદાપિ આત્માનું રક્ષણ નથી જ થતું! ખોટું એ તો છેવટે ખોટું જ રહે!** પિત્તળ કદી સોનું બન્યું સાંભળ્યું?

**શિયાળનો માર સિંહને!!!**

મહાનુભાવો! વિકરાળ વનરાજ કેસરી સિંહ શિયાળીયાની ગુલામી સ્વીકારે, શિયાળીયાની સેવા, શુશ્રૂષા કરે, શિયાળીયાની આગળ રાંક બકરા જેવો બની જાય-અરે છેવટે એ નમાલા નિર્બળ શીયાળીયાથી માર પણ ખાય, એ કલ્પના કદી તમને આવી છે?-કે એ કલ્પનામાં તમને સત્ય ભાસે છે ખરૂં? નહિ જ!, આવી લાત કરનારને પણ તમે બધાય હસી જ કાઢો! અને એ વાત પણ ઠીક જ છે કે-એક સિંહની આવી સ્થિતિ એ કલ્પનાતીત વસ્તુ છે!, પણ મહાનુભાવો!

**દશામાં, એ પરમ જ્ઞાન-દર્શન અને વીર્યવાન્ આત્મા પોતાનું રાજતત્ત્વ ભૂલી જાય છે અને પોતાના સ્વામી તરીકે કર્મનો સ્વીકાર કરીને એના કહેવા પ્રમાણે જ નાચે છે!** કહો મહાનુભાવો! હવે સિંહે શિયાળના હાથે માર ખાધો એ કલ્પના શા માટે ખોટી ગણાય? સંસારની આ વિચિત્રતા છે-લીલા છે! **સંસાર છે ત્યાં સુધી આ આત્મારૂપી સિંહ કર્મરૂપી શિયાળના હાથે માર ખાવાનો જ ખાવાનો!**

એ પવિત્ર લાગણીઓ! મહાનુભાવો! સિંહ જેવા સમર્થ પ્રાણીને શિયાળ જેવા નમાલા પ્રાણીના હાથે માર ખાતો જોઇને તમને જરૂર સિંહની કંગાળ હાલત ઉપર દયા ઉત્પન્ન થાય! એજ પ્રમાણે જો આ સંસારનું અને સંસારની અસારતાનું રહસ્ય સમજનારા અને આત્માની અનંત શક્તિઓનો સાક્ષાત્કાર કરનારા એ પરમ જ્ઞાનવાન્ શાસ્ત્રકારોને, તમને કર્મના ગુલામ થયેલા અને અનેક પ્રકારની પ્રવૃત્તિઓમાં રાચેલા જોઇને, તમારા ઉપર દયાભાવ ઉત્પન્ન થાય તો તેમાં શું નવાઈ ભર્યું છે? આજકાલ કેટલાક ઉતાવળી પ્રકૃતિના માણસોના દિલમાં એ સવાલ ઘર કરી ગયો છે કે-એ શાસ્ત્રકારોને, એ તીર્થંકરોને કે એ પરમ જ્ઞાનવાન્ મહાપુરુષોને સંસારના બીજા પ્રાણીઓની આટલી બધી "પારકી પંચાત" કરવા શી જરૂર? પણ એ બધાય ઉતાવળીયાઓ સમજી લ્યે કે-નબળા થયેલા ઉપર કે નબળા બનીને પારકાના હાથે નિરર્થક માર ખાતા

તે વખતે તમારૂં હૃદય તેના પ્રત્યે કેવું લાગણીભર્યું અને દયાભીનું થવાનું! ઠીક એજ વસ્તુ આપણી અને એ પૂજ્ય શાસ્ત્રકારોની વચ્ચે છે. **એ પરમ તારકોની પવિત્ર લાગણીઓના આધારે જ આપણે સંસારસાગર તરવાનો માર્ગ મેળવીએ છીએ! એ લાગણીઓ એટલે સદૈવ દરિયાનું વહાણ, ભૂખ્યાનુ ભાતું અને મરતાનું અમૃત!**

**સાચી અને ખોટી દૃષ્ટિ!** કેટલાક માણસોના હૃદયમાં એક પ્રશ્ન ઘણી વખત ઊઠે છે કે—

એક સમ્યક્ત્વધારી જીવ અને એક મિથ્યાદૃષ્ટિ જીવ—એ બન્ને કર્મવાળા હોય છે. બન્ને ખાય છે, પીએ છે, સૂવે છે કે બેસે છે. બન્ને જન્મે છે અને મરે છે. બન્નેને કર્મનું ફળ ભોગવવું પડે છે. તો પછી સમ્યગ્દૃષ્ટિ સારો અને મિથ્યાદૃષ્ટિ ખોટો એવો સારાસારનો ભેદ શા માટે રાખવો?, અલબત્ત બન્ને જીવો કેટલીયે ક્રિયાઓ એકસરખી જ કરે છે એ ખરૂં છે. બન્ને ખાય પીએ અને જન્મે મરે છે. એ પણ સાચું છે. છતાં બન્નેમાં એક મહાન્ ફરક છે, અને તે ફરક કોઈ બાહ્ય ફરક નથી પણ અંતરની ભાવનાનો ફરક છે. મહાનુભાવો! **એક જ સરખી** ક્રિયા કરવા છતાં તેનું **એક જ સરખું ફળ નથી આવતું, કારણ કે એ ક્રિયા પાછળનો હૃદયનો નાદ એક સરખો નથી હોતો** એ વાત તમે બધા સમજો છો. બે માણસોએ એક જ ઝાડ ઉપરથી એકજ સાથે પુષ્પો ચૂંટયાં, છતાં એનું ફળ બન્નેને જૂદું જ મળે છે.

સાચા આત્માનો સાધક, સાચો વૈરાગી! અને આટલાજ માટે સાધુ સંસારમાં રહેવા છતાં કર્મરાજાના હથિયાર રૂપ જે પ્રવૃત્તિઓ હોય છે તેને ફેંકી દે છે, અને એક હથિયાર વગરના રાજામાં કેટલું બળ હોય શકે એ કલ્પના કરવી કંઇ કઠિન નથી. હથિયાર ગયા એટલે બળ ગયું અને બળ ગયું એટલે પોતે બકરા જેવો રાંક બની જવાનો.

મહાનુભાવો યાદ રાખો કે-જ્યાં સુધી આ કર્મરાજાના હથિયારનો તમે નાશ નથી કર્યો, ત્યાં સુધી કર્મનો નાશ થવો અશકય છે. હથિયારોથી સુસજ્જિત થયેલા યોદ્ધાને કેદ કરવાનું બહુ જ કપરૂં છે. એટલે સૌથી પહેલાં એના હથિયારો મૂકાવી દેવાં જોઇએ! હથિયાર લઈ લીધા એટલે કદાચ અસ્તિત્વ રૂપે હયાત રહે છતાં એટલું બધું બળ નજ દેખાડી શકે!

ભલા એ કર્મરાજાના મૂળ હથિયાર કયાં કે જેને ફેંકી દેવાથી સાધુઓ સંસારમાં હોવાં છતાં સંસારી નથી કહેવાતા! એ અઢાર પાપસ્થાનકમાંના પહેલાંના પાંચ એ કર્મરાજાના મુખ્ય હથિયાર છે. હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ. એ પાંચના કારણે જ જીવ અનેક પ્રકારના કર્મોનું ઉપાર્જન કરે છે. આ સિવાયના બીજા તેર પાપસ્થાનકો તો સાવ કમજોર છે, અને આ પાંચ આગેવાનોના પરાજયમાં એ તો બીચારા સાવ બલહીન બની જાય છે! અને આટલાજ માટે એ પાંચ પાપસ્થાનોના સર્વથા પરિત્યાગ રૂપે દરેક

જ્ઞાનવાળો. ધગધગતી રેતીમાં ઉઠતી અગ્નિની લહરીઓને
પાણીનો પ્રવાહ માનનારનું જ્ઞાન તો ખોટું જ કરે છે.
દુનિયામાં બે પ્રકારના નોકરો જોવામાં આવે છે. એકનું
લક્ષ્ય આ જીવન નોકરી કરીને જીવવાનું હોય છે અને
બીજાનું લક્ષ્ય અમુક અનિવાર્ય સમય માટે નોકરી કરીને
છેવટે પોતાનો વ્યાપાર ખેડવાનું હોય છે. સમ્યગ્દૃષ્ટિ જરૂર
દહાડે કર્મની ગુલામી ફેંકી દેવાનું જ લક્ષ્ય રાખે છે અને
વખત આવે ફેંકી જ દે છે. અનંત તીર્થંકરો, ગણધરો અને
કેવળીઓ આ વાતની સાક્ષીરૂપ છે, અને મિથ્યાદૃષ્ટિ કર્મની
ગુલામીમાં જ પડયો રહે છે. વાસુદેવ અને પ્રતિવાસુદેવના
દૃષ્ટાંતથી આ વાત વધુ સ્પષ્ટ રીતે સમજાશે :-વાસુદેવ શરૂ
આતમાં તો પ્રતિવાસુદેવને આધીન હોય છે, પણ એ પરા-
ધીનતામાં પણ વાસુદેવનું લક્ષ્ય તો એક જ હોય છે કે-
વખત આવ્યે પોતાનું પરાક્રમ ફોરવીને પ્રતિવાસુદેવને ઉખાડી
નાખવો, અને છેવટે વાસુદેવ પોતાની ઈચ્છા સિદ્ધ કરે જ
છે! એજ પ્રમાણે સાચી દૃષ્ટિવાળો આત્મા કર્માધીન
હોવા છતાં કર્મ નાશ કરવાનો જ વિચાર કરે!
અને પોતાને મોક્ષ ન મળે ત્યાં લગી એ ભાવનાનો જ જાપ
જપ્યા કરે!, વાસુદેવને જેમ પોતાના વાસુદેવપણાનું ભાન
થાય ત્યારથી તે સમજણો થયો કહેવાય અને ત્યારથી તે
પ્રતિવાસુદેવના નાશનો જ વિચાર કરે, તે પ્રમાણે આ જીવને
જ્યારે સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય ત્યારથી તે સમજણો થયો
કહેવાય. ત્યારપછી બાળકપણાનો બચાવ કામ ન લાગે, અને

સાચા આત્માનો સાધક, સાચો વૈરાગી! અને આટલા જ માટે સાધુ સંસારમાં રહેવા છતાં કર્મરાજાના હથિયાર રૂપ જે પ્રવૃત્તિઓ હોય છે તેને ફેંકી દે છે, અને એક હથિયાર વગરના રાજામાં કેટલું બળ હોય શકે એ કલ્પના કરવી કંઇ કઠિન નથી. હથિયાર ગયા એટલે બળ ગયું અને બળ ગયું એટલે પોતે બકરા જેવો રાંક બની જવાનો.

મહાનુભાવો યાદ રાખો કે-જ્યાં સુધી આ કર્મરાજાના હથિયારનો તમે નાશ નથી કર્યો, ત્યાં સુધી કર્મનો નાશ થવો અશકય છે. હથિયારોથી સુસજ્જિત થયેલા યોદ્ધાને કેદ કરવાનું બહુ જ કપરૂં છે. એટલે સૌથી પહેલાં એના હથિયારો મૂકાવી દેવાં જોઇએ! હથિયાર લઈ લીધા એટલે કદાચ અસ્તિત્વ રૂપે હયાત રહે છતાં એટલું બધું બળ નજ દેખાડી શકે!

ભલા એ કર્મરાજાના મૂળ હથિયાર કયાં કે જેને ફેંકી દેવાથી સાધુઓ સંસારમાં હોવા છતાં સંસારી નથી કહેવાતા! એ અઢાર પાપસ્થાનકમાંના પહેલાંના પાંચ એ કર્મરાજાના મુખ્ય હથિયાર છે. હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ. એ પાંચના કારણે જ જીવ અનેક પ્રકારના કર્મોનું ઉપાર્જન કરે છે. આ સિવાયના બીજા તેર પાપસ્થાનકો તો સાવ કમજોર છે, અને આ પાંચ આગેવાનોના પરાજયમાં એ તો બીચારા સાવ બલહીન બની જાય છે! અને આટલા જ માટે એ પાંચ પાપસ્થાનોના સર્વથા પરિત્યાગ રૂપે દરેક

કિલ્લો તોડી નાખો, એટલે પછી એ શહેરનું તમામ બળ ઉડી જવાનું અને તમે ધારો તેવી સ્થિતિ તે શહેરની કરી શકો !,

મહાનુભાવો ! તમારી સામે જ સંસારમહાસાગર ઘુઘવાટા કરી રહ્યો છે. કર્મરાજાના સિપાઇઓ તમને જેલમાં જ ગોંધી રાખવા રાતદિવસ તૈયાર રહે છે. આ અવસ્થામાં તમારે શું કરવું ઘટે એનો વિચાર કરો ! **એ કર્મરાજાના મૂળપાયા રૂપ પાંચ પાપસ્થાનકોનો ત્યાગ કરો અને પછી જુઓ કે તમારો આત્મા કેવો ઉન્નત બને છે !**

जो जागत है सो पावत है। આજકાલની દરેક દેશો પોતાનું શાસન ચલાવવાની રાજ્ય નીતિનો વિચાર કરતાં પણ કંઇક તમને આત્મઉન્નતિના માર્ગમાં મદદ મળે એમ છે. તમે બધા ય જાણો છો કે **અત્યારની રાજ કરવાની પ્રણાલી કેવળ શાસ્ત્રોના બળ ઉપર જ નથી રચાઇ, પરન્તુ એમાં જેટલો શાસ્ત્રોનો હિસ્સો છે તેટલો જ-અરે કેટલીક વખત તો તેથીય વધારે હિસ્સો વેપાર-વણજનો છે.** જે દેશો શાસ્ત્રોથી ન માનતા હોય તેવા દેશોને વ્યાપારી નીતિને અત્યાર કરવાથી ઘડીના છઠ્ઠા ભાગમાં ઠેકાણે લાવ્યાના ઉદાહરણોનો આ જમાનામાં તોટો નથી ! આત્માની સાધનામાં પણ આ વાત ખ્યાલમાં રાખવા જેવી છે કે પંચ મહાવ્રતને ગ્રહણ કરવાથી એટલે કે પાંચ મોટા પાપસ્થાનકોનો ત્યાગ કરવાથી કર્મરાજાના

વગર જ જૂના પાણીને ઉલેચવાનો પ્રયત્ન આદર્યો છે. જો કુવો ખાલી કરવો હોય તે પહેલાં નવું પાણી આવવાના રસ્તા રોકવા જોઇએ!, એજ પ્રમાણે શાસ્ત્રકારો એક તરફ એ ફરમાન કાઢે છે કે કર્મનો સંયોગ એ આત્માના માટે મહાન્ રોગ સમાન છે. અરે!, એક પ્રકારનો પક્ષાઘાત છે, કે જેના કારણે આત્મા સ્વયં સાવ શક્તિહીન અને પાંગળો બની જાય છે, અને બીજી તરફ એજ રોગથી આત્માને મુક્ત કરવા માટે સૌથી પ્રથમ એ રોગ વધવાના મુખ્ય કારણને રોકવાનો ઉપદેશ કરે છે અને બીજી તરફથી એ હયાત રોગને નાબુદ કરવાના પ્રયત્નો સૂચવે છે. **નવી ભરતી બંધ થઇ એટલે જુનાનો નાશ અવશ્ય થવો જ જોઇએ!,**

આ કર્મરોગ વધવાના મુખ્ય કારણરૂપે શાસ્ત્રકારોએ પ્રથમ પાંચ પાપસ્થાનોને નિર્દેશ્યા છે. એ પાંચની હયાતીમાં કર્મ ખૂબ ખૂબ જોર કરી શકે છે, અને એ પાંચ ચાલ્યા જાય કે પછી કર્મનું જોર વધવાનું કારણ જ રહેતું નથી!, એ પાંચને ટાળ્યા એટલે પછી બીજા ૧૩ માંના ગમે તે પાપસ્થાનકો ગમે તેટલું જોર કરે; છતાં આત્માને દબાવવામાં તે ન જ ફાવી શકે, સમજો કે-એક પંચમહાવ્રતધારી મુનિની આગળ રાગે પોતાનું નૃત્ય શરૂ કર્યું પણ એની અસર એ મુનિરાજ ઉપર શી થવાની? એણે પૈસો ટકો કે વાડીલાડીને લાત-મારીને ફગાવી દીધી છે! એટલે પછી રાગ નકામો જ નીવડ-વાનો!, એજ પ્રમાણે દ્વેષ પણ ન ફાવી શકે! કારણ કે

કિલ્લો તોડી નાખો, એટલે પછી એ શહેરનું તમામ બળ ઉઠી જવાનું અને તમે ધારો તેવી સ્થિતિ તે શહેરની કરી શકો।,

મહાનુભાવો! તમારી સામે જ સંસારમહાસાગર ઘુઘવાટા કરી રહ્યો છે. કર્મરાજાના સિપાઇઓ તમને જેલમાં જ ગોંધી રાખવા રાતદિવસ તૈયાર રહે છે. આ અવસ્થામાં તમારે શું કરવું ઘટે એનો વિચાર કરો! **એ કર્મરાજાના મૂળપાયા રૂપ પાંચ પાપસ્થાનકોનો ત્યાગ કરો અને પછી જુઓ કે તમારો આત્મા કેવો ઉન્નત બને છે!**

जो जागत है सो पावत है। આજકાલની દરેક દેશો પોતાનું શાસન ચલાવવાની રાજ-

નીતિનો વિચાર કરતાં પણ કંઇક તમને આત્મઉન્નતિના માર્ગમાં મદદ મળે એમ છે. તમે બધાય જાણો છો કે **અત્યારની રાજ કરવાની પ્રણાલી કેવળ શાસ્ત્રોના બળ ઉપર જ નથી રચાઇ, પરન્તુ એમાં જેટલો શાસ્ત્રોનો હિસ્સો છે તેટલો જ-અરે કેટલીક વખત તો તેથીય વધારે હિસ્સો વેપાર-વણજનો છે.** જે દેશો શાસ્ત્રોથી ન માનતા હોય તેવા દેશોને વ્યાપારી નીતિને અત્યાર કરવાથી ઘડીના છઠ્ઠા ભાગમાં ઠેકાણે લાવ્યાના ઉદાહરણોનો આ જમાનામાં તોટો નથી! આત્માની સાધનામાં પણ આ વાત ખ્યાલમાં રાખવા જેવી છે કે પંચ મહાવ્રતને ગ્રહણ કરવાથી એટલે કે પાંચ મોટા પાપસ્થાનકોનો ત્યાગ કરવાથી કર્મરાજાના

પડે એમ નથી! ઉદ્યમશીલની જ દુનિયા છે. ઉદ્યમ કરનાર માણસ પત્થરમાંથી પાણી કાઢી બતાવે છે અને ધૂળમાંથી ધાન પેદા કરે છે. એ વાત જગજાણીતી અરે! જુગ જુની છે! જ્યાં સંસારવ્યવહારમાં પણ ઉદ્યમશીલ અને જાગ્રત રહ્યા વગર ન ચાલતું હોય ત્યાં આત્મ-ઉદ્ધારના પંથમાં તો એની અથાગ અનેક ગણી જરૂરત હોય એ 'બેને બે ચાર જેવું' સ્હેજે સમજી શકાય એવું સત્ય છે. જાગનાર મેળવે અને ઉંઘનાર ગુમાવે છે! એ કર્મના પંજામાં ન પડી જવાય એ માટે સદૈવ સચેત રહેવું! અને એમાં જ આત્માનું શ્રેય છે!

**વેષનું મહત્વ!** કેટલાક માણસોની, દીક્ષાની અત્યંત આવશ્યકતા નહિ હોવામાં, એવી દલીલ છે કે–દીક્ષા લીધા છતાં એટલે કે સાધુ વેશધારણ કરવા છતાં પણ જો એ પાંચ મહાવ્રતનું બરાબર પાલન કરવામાં ન આવે અને અનેક પ્રકારની પ્રવૃત્તિઓમાં મગ્ન રહીને જીવન વીતાવવામાં આવે તો એ દીક્ષા લીધા છતાં પણ શું ભલું થવાનું?, અને બીજી તરફ જે માણસના હૃદયમાં સંસારની વાસનાઓ ઉપર સાચો જ અણગમો પેદા થયો હોય તે માણસ એ પંચમહાવ્રતનું ઘરે બેઠા બેઠા પણ પાલન કરે અને દીક્ષાનો લેબાસ પહેર્યા વગર પણ આત્મકલ્યાણ કરે તો પછી દીક્ષાની શી જરૂરત?, ટૂંકમાં એ લોકોનું કહેવું એવું છે કે–'મન ચંગા તો કથરોટમેં ગંગા' મન સારૂં હોય તો દીક્ષા વગર પણ કલ્યાણ કરી શકાય છે!

ન મળી ! છેવટે એણે વિચાર કર્યો કે જો હું સીતાજી પાસે રામ જેવા વસ્ત્રો પહેરીને અને રામનું રૂપ બનાવીને જાઉં તો જરૂર સીતા મારા ફાંસામાં ફસાશે ! રાવણે રામનું રૂપ ધારણ કર્યું અને સીતા પાસે ગયો, પણ અત્યંત આશ્ચર્ય વચ્ચે એણે અનુભવ્યું કે એ રામના વેષ અને રૂપના કારણે એની વિષયવૃત્તિ, તે વખતે, સમૂળગી દૂર થઈ ગઇ, અને વિષયની ઉત્તેજનાના અભાવે એને સીતાજીને ફસાવવાનો વિચાર સરખો પણ ન આવ્યો !,

મહાનુભાવો ! આ વેષનો પ્રભાવ છે ! તો પછી **દીક્ષાના વેષમાં એવો જ કોઇ મહાન ચમત્કાર સમાયેલો હોય એમાં શી નવાઇની વાત છે?** અનેક વખત એક પડતો માણસ કેવળ વેષના કારણે જ પોતાના આત્માનું જતન કરી શકે છે ! આટલા જ માટે જ્યારે વૈરાગ્યવાસિત હૃદય થાય તે વખતે દીક્ષાનો પંથ ગ્રહણ કરીને, ઘરસંસારનો ત્યાગ કરીને સાધુનો વેષ ધારણ કરી લેવો જોઇએ !, તમારે એ પણ જાણવું જોઇએ કે **દરેક વેષની પાછળ અમુક પ્રકારની ભાવના રહી હોય છે !**, એક કમજોર અને નબળો માણસ પણ જો સિપાઇનો ડ્રેસ પહેરે તો એ રાજ્યમાં એક નિશાનરૂપ ગણાય છે, અને એનું અપમાન એ રાજ્યનું અપમાન કરવા જેટલું ભયંકર છે. એજ પ્રમાણે **સાધુવેષનું રહસ્ય એ છે કે કર્મને આધીન હોવા છતાં કર્મની ગુલામી એ માણસને સ્વીકાર્ય નથી,** કર્મની ગુલામીને એ તોડવાનો જ પ્રયત્ન કરે છે ! મહાનુભાવો ! વેષનું

ગળામાં ચડવાની હોય તે લડાઇ કોણ મૂર્ખો ન લડે ! અને એક વખત વિજયના ડંકાનિશાન વાગી ગયા એટલે તો પછી એ આત્માનો પરાજય કરવાની તાકાત જ કોનામાં છે! કર્મની સામે એક વખત મોરચા માંડો અને પછી જુઓ કે એ એક વખત સબલ લાગતા કર્મો કેવા રાંક બની જાય છે, અને એ યુદ્ધમાં આત્મા કેવો સુંદર વિજય મેળવે છે!

એ સિંહને જગાડો ! મહાનુભાવો ! શિયાળીયાથી માર ખાતા તમારા સિંહને જગાડો! હવે તો એની ઉંઘ ઉડાડવી જ ઘટે !, અત્યારે નહિ જાગો તો ક્યારે જાગશો ?, યાદ રાખજો કે સમૂર્ચ્છિમ દેડકાના રાઈ રાઇ જેવા કકડા કરવા છતાં થોડાક પાણીનો છંટકાવ થતાં એમાંથી અનેક દેડકા ફુટી નીકળે છે, તેમ કર્મનો થોડો પણ અંકુર બાકી રહે તો પાછો કદીક આખોય સંસાર ફરી ભમવાનો પ્રસંગ પણ આવી જાય !, આટલાજ માટે તો શાસ્ત્રકારોએ કર્મોનો સમૂળગો-જડમૂળથી નાશ કરવાનો ઉપદેશ આપ્યો છે, એ અનાદિ કર્મો, પોતાના આત્મા સાથેના અનાદિના સંબંધને કારણે, આત્માને અનાદિકાળથી આ સંસાર-મહાસાગરમાં ગોથા ખવરાવ્યા કરે છે. એ અનાદિકર્મ, અનાદિકર્મ સંયોગ, અને અનાદિનો ભવ, એ અનાદિત્રયની ત્રિપુટીનો નાશ કરવો જ જોઇએ !

મહાનુભાવો ! અત્યારે તમારા હાથમાં મનુષ્યદેહ, ઉત્તમ કુળ, અને જૈન ધર્મ જેવો પરમ ધર્મ, આવવા છતાં અને પવિત્ર ગુરુનો યોગ મળવા છતાં; જો તમે તમારા આત્માના

# માનવદેહની મહત્તા

**સાધનોની જરૂર.**

શાસ્ત્રકાર મહારાજ ન્યાયાચાર્ય શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાયજી મહારાજ શ્રી જ્ઞાનસાર અષ્ટકની રચના કરતાં થકા સૂચવી ગયા છે કે—

સમસ્ત સંસારના જીવ માત્ર કઈ કઇ રીતિએ કયા કયા પ્રકારે અને કેવા કેવા પ્રકારે આ અનાદિ ગણાતા સંસાર-મહાસાગરમાં અસંખ્ય ભવરૂપી મહા ભ્રમણનાં—વમળમાં ભમ્યા કરે છે, ગોથા ખાધા કરે છે, અને પોતાના આત્મતત્વનું સાન–ભાન–સાન ભૂલી બેસે છે, અને સાથે સાથે એ મહા વમળામાં ફસાયેલો જીવ એ ભયંકર વમળોના પાશમાંથી મુક્ત થઇ તે પોતાના આત્મસ્વરૂપને પ્રાપ્ત કરવા ચાહે તો તેણે કયા કયા સાધનો દ્વારા કયા કયા ગુણો પ્રાપ્ત કરવાના હોય છે, અને એ ગુણોની પ્રાપ્તિ ક્યારે થાય છે, અને એ ગુણોની સદ્ભાગ્યે પ્રાપ્તિ થયા પછી દરેક જીવ કયા કયા ગુણઠાણામાં કેવા કેવા પ્રકારની વિશિષ્ટ દશા ભોગવે છે. વગેરે પ્રસંગોનું વર્ણન જોઈએ.

મહાનુભાવો ! શાસ્ત્રકારો, તત્વજ્ઞાનીઓ અને આત્મ-તત્ત્વના ઉપાસકો આ સંસારને આત્માના માટે એક મહાન્

સાધન તરીકે **મનુષ્ય જન્મને** ગણવામાં આવેલ છે દેવપણું એ કોઈ અપેક્ષાએ મનુષ્યપણા કરતાં જરૂર ચઢિયાતું ગણવામાં આવેલ છે. પરંતુ તે તો કેવળ-લગભગ ઐહિક સુખવૈભવ અને સાંસારિક આનંદ વિલાસની દૃષ્ટિએજ: એટલે કે કેવળ ભૌતિક દૃષ્ટિએજ. જો કેવળ **આધ્યાત્મિક દૃષ્ટિને લક્ષ્યમાં રાખીને આ બન્નેનું નિરીક્ષણ કરવામાં આવે તો નિર્વિવાદપણે મનુષ્યપણું જ સર્વોત્તમ ગણાય !,** દેવપણું ગમે તેટલું ભોગવે છતાં ત્યાંથી સંસારની મુક્તિ ન થઈ શકે. એ તો મનુષ્ય થાય ત્યારે જ બની શકે છે, અને આટલા માટે જ શાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે મનુષ્યપણાને એક ઉચ્ચ-અતિઉચ્ચ અવસ્થા તરીકે ગણવામાં આવેલ છે.

મહાનુભાવો ! એ શાસ્ત્રકાર મહારાજોએ મહાન્ ગણેલ મનુષ્યપણું એ કોઈ ઉધાર લઈ શકાય એવી વસ્તુ નથી કે જેને જીવ મનમાં આવે ત્યારે મેળવી શકે અને મનમાં ફાવે ત્યારે પાછું આપી શકે. એ તો પૂર્વની કોઈ મહાપુણ્યાઈના ફળ રૂપે, નદીઘોળપાષાણ ન્યાયે કરીને, સ્વયં પોતાની મેળે જ મળતી વસ્તુ છે, **અનંત આત્માઓએ આ સાધારણ દેખાતા માનવદેહથી પોતાના આત્માની મુક્તિ મેળવી છે, અનંત આત્માઓ મેળવે છે અને અનંત મેળવશે !!!**

અને આટલા જ માટે એ માનવદેહને મહામૂલ્યવાન્ અને દુર્લભ ગણવામાં આવે છે. સંસારમાં કોઈપણ વસ્તુ એવી નથી કે જેનું મૂલ્ય એના કોઈપણ પ્રકારના ઉપયોગનું નિરીક્ષણ કર્યા વગર થઈ શકતું હોય. ખરી રીતે તો દરેક વસ્તુના

સાધન તરીકે **મનુષ્ય જન્મને** ગણવામાં આવેલ છે દેવપણું એ કોઈ અપેક્ષાએ મનુષ્યપણા કરતાં જરૂર ચઢિયાતું ગણવામાં આવેલ છે. પરંતુ તે તો કેવળ-લગભગ ઐહિક સુખવૈભવ અને સાંસારિક આનંદ વિલાસની દૃષ્ટિએજ: એટલે કે કેવળ ભૌતિક દૃષ્ટિએજ. જો કેવળ **આધ્યાત્મિક દૃષ્ટિને લક્ષ્યમાં રાખીને આ બન્નેનું નિરીક્ષણ કરવામાં આવે તો નિર્વિવાદપણે મનુષ્યપણું જ સર્વોત્તમ ગણાય !,** દેવપણું ગમે તેટલું ભોગવે છતાં ત્યાંથી સંસારની મુક્તિ ન થઈ શકે. એ તો મનુષ્ય થાય ત્યારે જ બની શકે છે, અને આટલા માટે જ શાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે મનુષ્યપણાને એક ઉચ્ચ-અતિઉચ્ચ અવસ્થા તરીકે ગણવામાં આવેલ છે.

મહાનુભાવો ! એ શાસ્ત્રકાર મહારાજાએ મહાન્ ગણેલ મનુષ્યપણું એ કોઈ ઉધાર લઇ શકાય એવી વસ્તુ નથી કે જેને જીવ મનમાં આવે ત્યારે મેળવી શકે અને મનમાં ફાવે ત્યારે પાછું આપી શકે. એ તો પૂર્વની કોઇ મહાપુણ્યાઇના ફળ રૂપે, નદીઘોળપાષાણ ન્યાયે કરીને, સ્વયં પોતાની મેળે જ મળતી વસ્તુ છે, **અનંત આત્માઓએ આ સાધારણ દેખાતા માનવદેહથી પોતાના આત્માની મુક્તિ મેળવી છે, અનંત આત્માઓ મેળવે છે અને અનંત મેળવશે !!!**

અને આટલા જ માટે એ માનવદેહને મહામૂલ્યવાન્ અને દુર્લભ ગણવામાં આવે છે. સંસારમાં કોઇપણ વસ્તુ એવી નથી કે જેનું મૂલ્ય એના કોઇપણ પ્રકારના ઉપયોગનું નિરીક્ષણ કર્યા વગર થઈ શકતું હોય. ખરી રીતે તો દરેક વસ્તુના

પ્રમાણમાં મળી શકતી હોય અને જેની કોઇપણ વ્યક્તિવિશેષની માલીકી પણ ન હોય તેની પ્રાપ્તિમાં કોઇપણ પ્રકારની મુશ્કેલી નજ સંભવી શકે ? અને મનુષ્યપણું પણ આવા પ્રકારનીજ વસ્તુ છે. સંખ્યાની દૃષ્ટિએ શાસ્ત્રકારોએ મનુષ્યની સંખ્યા ક્રોડ, અબજ કે પરાર્ધ જેટલી ન રાખતાં એના કરતાંય વધી જાય તેટલી રાખી છે કે સંખ્યાના આંકડા ૨૯ જેટલા રાખવામાં આવ્યા છે એટલે મનુષ્યની સંખ્યામાં તો કોઈપણ પ્રકારની ઉણપ નથી જ દેખાતી ! અને એ મનુષ્યપણાની માલીકી પણ કોઈ વ્યક્તિ વિશેષની નથી જ ! કારણ કે જૈન-શાસનમાં કર્તા ઇશ્વર જેવી કોઇ વસ્તુની કલ્પના જ નથી કરવામાં આવી કે જે મનુષ્યપણાની માલીકીને ભોગવી શકે !, આપણા રોજના વ્યવહારમાં તો જરૂર જોઈએ છીએ કે અમુક વસ્તુનો માલીક અમુક માણસ છે- આ દાબડી દેવદત્તની છે: આ પેટી ઉપર યજ્ઞદત્તનો અધિકાર છે. આ મકાન ઉપર ગોપાળની માલીકી ચાલે છે, પણ મનુષ્યપણું એ અમુકની પોતાકી મિલકત છે એવું આપણે કદી સાંભળ્યું નથી. એટલે કે-ટૂંકમાં મનુષ્યપણાની ન તો ઓછપ છે કે ન તો કોઇ વ્યક્તિવિશેષની પોતાની સંપત્તિ છે. છતાં પણ મનુષ્યપણાની પ્રાપ્તિને મુશ્કેલ કેમ ગણવામાં આવી છે ? આ આખાય લાંબા સવાલનો એક ટૂંકો અને સચોટ જવાબ આ સુવર્ણના દૃષ્ટાંતથી સ્હેજે સમજાઇ જશે. જમીન નીચે-ખાણમાં-રહેલા સોનાની દુનિયામાં કશી ખામી નથી. હજારો મણ સોનું બહાર કાઢવામાં આવ્યું છે અને હજીએ નીકળ્યેજ જાય છે;

જ્યારે જ્યારે ઇશ્વર સંબંધી કોઈ પણ પ્રકારનો વિચાર કરવામાં આવે ત્યારે એ ભૌતિક વિચારણાને સદંતર વેગળી રાખીને, કેવળ આધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી જ એ વિચાર ચલાવવો જોઇએ. જો ભૌતિક દૃષ્ટાંત અને દલીલો ઉપર આધ્યાત્મિક સવાલોનો નિર્ણય કરવામાં આવે તો તો કોઈ પણ આધ્યાત્મિક સિદ્ધાંત પોતાની મૌલિકતા સિદ્ધ કરી શકે કેમ-અને પોતાનું અસ્તિત્વ કાયમ રાખી શકે કેમ-એ શંકાભર્યું છે. એટલે ચોરીના ગુન્હા અને કોર્ટ, કચેરીના દૃષ્ટાંતથી ઈશ્વરને ફળ આપનાર માનવો એ સાવ ભૂલભરેલું છે. આપણા સંસારવ્યવહારમાં એવા પણ કેટલાય કાર્યો છે કે જેનું ફળ આપણને-દલાલ તરીકેની કોઇ પણ બીજી વ્યક્તિની ઉપસ્થિતિ વગર જ-સીધે સીધું મળી જાય છે. દાખલા તરીકે સળગતી આગ. તમે ભૂલથી એ અંગારા ઉપર પગ મૂકો અને તરત જ તમને એનું ફળ મળી જવાનું, તમે ભૂલથી વીજળીના ખુલ્લા તારને હાથ લગાવો કે તરત જ તમારા શરીરમાં આચકો લાગવાનો જ !, એટલે આવા પરસ્પર વિરોધી સિદ્ધાંતોનું પોષણ કરી શકે એવા દૃષ્ટાંતોનો દુનીયામાં તોટો નથી, પણ **કેવળ બાહ્ય દૃષ્ટાંતો ઉપર જ જો કોઇ સિદ્ધાંત કાયમ કરવામાં આવે તો તે સિદ્ધાંત કદી** પણ સ્થિર થઈ શકતો નથી. એટલે ઇશ્વરના કર્તાપણાનો વિચાર પણ આવો ઉપર ચોટીયા દૃષ્ટાંતો ઉપરથી જ ન કરતાં સાવ સ્વતંત્ર રીતે અને કેવળ તાત્વિક દૃષ્ટિથી જ કરવો જોઇએ.

ઇશ્વરને કર્તા તરીકે માનનારાઓ પણ એ વાતનો તો

છતાં એ આપવા લેવાનો અધિકાર, બીજા દર્શનકારોની માફક, જૈનશાસને કોઇ વ્યક્તિવિશેષને આપી નથી રાખ્યો કે જે મનમાં આવે તેને અને મનમાં આવે ત્યારે આપે અને પાછું પોતાનો વિચાર તરંગ ઉઠતાં છીનવી લ્યે !, પ્રાણીએ કરેલા કર્મ અને એ કર્મના બદલારૂપે પ્રાણીને મળવાનું ફળઃ— આ બે વસ્તુઓ (કર્મ અને ફળ) વચ્ચે દલાલીનું **કામ કરનાર વ્યક્તિ તરીકે ઇશ્વરને વચમાં પાડવાની મૂર્ખતા જૈનશાસ્ત્રકારોએ કરી જ નથી.** ખરેખર ઇશ્વરને જગતકર્તા તરીકેનું લફરૂં વળગાડીને એ અન્ય દર્શનકારોએ ઇશ્વરને ગળે એક મહાન્ આફત જ વળગાડી દીધી છે, કે જે આફતનો ગંભીરપણે વિચાર કરતાં કેવળ એવા ઇશ્વર માનનારા માટે ભાવદયાની લાગણી જ ઉત્પન્ન થાય છે; એટલું જ નહિ. પણ બહુ બારીક દૃષ્ટિથી તપાસતાં તો એ ઇશ્વરમાંથી ઇશ્વરપણાનો જ નાશ થઇ જાય છે. એટલે પેલી "હવેલી લેતાં ગુજરાત ખોઇ" ની કહેવત જેવું પરિણામ આવે છે !

જરા આ વસ્તુ વધુ સ્પષ્ટતાથી સમજીએ—જે લોકો ઇશ્વરને કર્તા તરીકે માને છે તેઓનું કહેવું છે કે—કર્મ કરવા એ જીવની પોતાની મરજીની વાત છે. એ પોતાના મનમાં આવે તેવા પ્રકારના કર્મો કરે. સારા ય કરે અને ખોટા ય કરે, પણ એ કર્મને અનુકૂળ ફળ મેળવવા માટે જીવ સ્વતંત્ર નથી. એ કર્મોનું ફળ એ પોતાની મરજીમાં આવે તેમ નથી મેળવી શકતો, પણ એ કર્મને અનુકૂળ ફળ આપનાર કોઇ જુદી જ

જ્યારે જ્યારે ઇશ્વર સંબંધી કોઈ પણ પ્રકારનો વિચાર કરવામાં આવે ત્યારે એ ભૌતિક વિચારણાને સદંતર વેગળી રાખીને, કેવળ આધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી જ એ વિચાર ચલાવવો જોઇએ. જો ભૌતિક દૃષ્ટાંત અને દલીલો ઉપર આધ્યાત્મિક સવાલોનો નિર્ણય કરવામાં આવે તો તો કોઈ પણ આધ્યાત્મિક સિદ્ધાંત પોતાની મૌલિકતા સિદ્ધ કરી શકે કે કેમ–અને પોતાનું અસ્તિત્વ કાયમ રાખી શકે કેમ–એ શંકાભર્યું છે. એટલે ચોરીના ગુન્હા અને કોર્ટ, કચેરીના દૃષ્ટાંતથી ઈશ્વરને ફળ આપનાર માનવો એ સાવ ભૂલભરેલું છે. આપણા સંસારવ્યવહારમાં એવા પણ કેટલાય કાર્યો છે કે જેનું ફળ આપણને–દલાલ તરીકેની કોઇ પણ ત્રીજી વ્યક્તિની ઉપસ્થિતિ વગર જ–સીધે સીધું મળી જાય છે. દાખલા તરીકે સળગતી આગ. તમે ભૂલથી એ અંગારા ઉપર પગ મૂકો અને તરત જ તમને એનું ફળ મળી જવાનું, તમે ભૂલથી વીજળીના ખુલ્લા તારને હાથ લગાવો કે તરત જ તમારા શરીરથી આચકો લાગવાનો જ !, એટલે આવા પરસ્પર વિરોધી સિદ્ધાંતોનું પોષણ કરી શકે એવા દૃષ્ટાંતોનો દુનીયામાં તોટો નથી, પણ **કેવળ બાહ્ય દૃષ્ટાંતો ઉપર જ જો કોઇ સિદ્ધાંત કાયમ કરવામાં આવે તો તે સિદ્ધાંત કદી** પણ સ્થિર થઈ શકતો નથી. એટલે ઇશ્વરના કર્તાપણાનો વિચાર પણ આવો ઉપર ચોટીયા દૃષ્ટાંતો ઉપરથી જ ન કરતાં સાવ સ્વતંત્ર રીતે અને કેવળ તાત્વિક દૃષ્ટિથી જ કરવો જોઇએ.

ઇશ્વરને કર્તા તરીકે માનનારાઓ પણ એ વાતનો તો

બધી વસ્તુ આપો આપ સમજાઈ જશે અને કર્તા તરીકે ઈશ્વર જેવી વસ્તુની કલ્પના પણ નહિ કરવી પડે. એ વસ્તુ આ છે:-જેમ પેલા માણસે દેવદત્ત એના પુત્ર તરીકે ઉત્પન્ન થાય એવા પ્રકારનું કર્મ કર્યું હતું તેવી રીતે દેવદત્તે પણ કોઇ એવું કર્મ કર્યું હતું કે નહિ કે જેના ફળરૂપે એને પેલા માણસના પુત્ર તરીકે ઉત્પન્ન થવું પડ્યું ?, આ આખાય પ્રશ્નની ખરી જડ અહિંજ રહેલી છે. જો દેવદત્તે એવા પ્રકારનું કોઈ કર્મ કર્યું જ ન હતું તો તો એ કર્તા ઇશ્વરને શું અધિકાર હતો કે કોઇપણ જાતના દેવદત્તના કર્મ વગર જ એને પેલા માણસના પુત્ર તરીકે ઉત્પન્ન કરે, અને જો દેવદત્તે એવું કર્મ કર્યું જ હતું કે જેના ફળરૂપે એ પેલા માણસના પુત્ર તરીકે ઉત્પન્ન થાય છે. તો પછી ઈશ્વરની વચમાં જરૂર જ શી રહી, એક એના પિતા તરીકેનું કર્મ કર્યું અને બીજાએ એના પુત્ર તરીકે ઉત્પન્ન થવાનું કર્મ કર્યું. બસ ખતમ; વાત આપોઆપ પતી ગઈ, અને કામ પણ આપોઆપ થઈ ગયું. હવે બાકી કયું કાર્ય રહ્યું કે જે માટે ઇશ્વરને નિરર્થક વચમાં નાખવાની કલ્પના કરવી !, જે કાર્યનું ફળ કર્તાને આપોઆપ જ પેલા અગ્નિ ઉપર પડેલા પગની માફક મળી જતું હોય; ત્યાં સજા કરનાર ન્યાયાધીશની કલ્પના કેટલી બધી પાયા વગરની અને હાસ્યાસ્પદ છે !.

આજ વસ્તુના સમર્થનમાં આપણે અનેક દૃષ્ટાંતો અને દલીલો આપી શકીએ સંસારની દરેક વસ્તુઓ અમુક અંશે

કારણ કે ઇશ્વરને કર્તા માનનાર દરેકે માનવું પડશે કે જીવ જે કંઈ સારૂં ખોટું કાર્ય કરતો રહે છે તેની પાછળ ઇશ્વરનો જ હાથ, અને ઇશ્વરની જ પ્રેરણા રહેલી છે, અને એ ઇશ્વરની પ્રેરણા પ્રમાણે કામ કરનાર પોતે શા માટે દુઃખી થાય ?, અથવા એને શા માટે પોતાના દુનીયાની દૃષ્ટિએ અપકૃત્યરૂપ દેખાતા કાર્યનું ફળ મળવું જોઇએ ?; આ પ્રમાણે જ એક કસાઇ બકરીને મારે છે; એક માણસ ચોરી કરે છે; એક વ્યભિચાર કરે છે: ભલા શું આ બધાની પાછળ ઇશ્વરની મરજી રહેલી છે ?, અને જો નથી, તો પછી બીજાની પાછળ છે, એમ પણ કેમ કહેવાય ?, સારામાં ઇશ્વર અને ખરાબમાં કોઇ નહિ એ તો પેલા "બાર હાથના ચીભડા અને તેર હાથના બીજ" જેવી વાત થઈ. ક્રિયા એ ક્રિયા જ છે. અગર એક ક્રિયા પાછળ ઇશ્વરનો હાથ હોય તો દરેકની પાછળ એ હોવો જ જોઇએ ? અગર એક પાછળ નથી તો કોઇની પાછળ નથી, અને સંસારની સારી વ્યવસ્થાનો વિચાર કરતાં એમાં એવી કોઇ કર્તા ઈશ્વર નામની વ્યક્તિ માનવાની જરૂર જ રહેતી નથી. વળી જે ઇશ્વર રાતદિવસ એક બીજા જીવોનો હિસાબ રાખવામાં જ મશગુલ હોય એ ઇશ્વરમાં આદર્શ જેવું છે જ શું ? કે જે મેળવવા માટે ઇશ્વરની ઉપાસના કરાય ?, એટલે એવા પ્રકારનો ઇશ્વર માનવો એના કરતાં તો ઇશ્વર ન માનવો એજ સારૂં છે. એવો ઇશ્વર માનવાથી શું વળવાનું હતું !.

કહેવાવી જ જોઈએ. નહિ તો દુનિયામાં એક મહાન્ અનર્થકારી સિદ્ધાંતનો પ્રચાર થઈ જાય. એટલા જ માટે તમારે બરાબર સમજી રાખવું કે એ **પરસ્પર બદલાનો સિદ્ધાંત પણ કોઇ મૌલિક કે તાત્વિક સિદ્ધાંત નથી પણ માત્ર માણસોએ પોતાની વ્યાપાર પ્રિયવૃત્તિથી ઉપજાવી કાઢેલી માન્યતા-કલ્પના માત્ર છે ! ! !**

સાચો સિદ્ધાંત ! ભલા ત્યારે એક તરફ ઈશ્વર કોઈ પણ પ્રકારનું ફળ આપતો નથી,

બીજી તરફ એક જીવ બીજા જીવ ઉપર પોતાનો બદલો વાળતો નથી તો પછી સંસારની વ્યવસ્થા શી રીતે થવાની ?,

દરેક પ્રાણીને પોતાની સારી ખોટી કરણીનું ફળ કઈ રીતે મળવાનું ?,

એક જીવ કઇ ભાવનાથી પ્રેરાઇને પાપાચારના સેવનથી અળગો રહી શકે ?,

મહાનુભાવો ! આ અટપટા દેખાતા તમામ પ્રશ્નોનો જવાબ જૈનશાસ્ત્રકાર બહુ જ સારી રીતે આપે છે. શાસ્ત્રકારો ફરમાવે છે કે-દરેક પ્રાણીને પોતાના આચરણોનો બદલો ન તો ઇશ્વર મારફત મળે છે કે ન તો પરસ્પરના બદલાના સિદ્ધાંત પ્રમાણે મળે છે; પણ એને **પોતાની કરણીનું ફળ કર્મના સ્વતંત્ર ફળ તરીકેના સિદ્ધાંતના આધારે મળે છે.** જીવ જેવા પરિણામથી જેવા પ્રકારના કર્મોનો બંધ કરે છે, એ બંધના જ કારણે એ આગળ ઉપર એનું

કર્મથી જ થાય તો પછી જીવને શું કરવાનું બાકી રહ્યું ? ઉલટું આ પ્રમાણે કર્મ, જન્મની પરંપરા માનવામાં તો આત્મા બકરીના ગળાના આંચળ જેવો અન્યથા સિદ્ધ માનવો પડશે, એટલું જ નહિ પણ એ આંચળો જેમ સુખના બદલે દુઃખરૂપ પરિણમે છે (-કારણ કે બકરીને પકડવી હોય તો એ આંચળથી સહેલાઈથી પકડી શકાય છે-) એજ પ્રમાણે એ આત્મા પણ આપત્તિરૂપ થઈ જાય છે. એમ માનવામાં આત્માને બીચારાને કર્મજન્મની ગડમથલમાં વચમાં નિરર્થક અથડાવું પડે છે અને કેવળ દુઃખના જ ભાગીદાર બનવું પડે છે. તો પછી એવા આત્માને માનીને ફાયદો શું ?,

મહાનુભાવો ! આ વસ્તુનો જરા વધારે ઉંડા ઉતરીને વિચાર કરો !, આમ કેવળ ઉપલક દૃષ્ટિથીજ આનો નિર્ણય ન કરશો. ઉપર શાસ્ત્રકાર કહી ગયા કે કર્મથી જન્મ, જન્મથી કર્મ, આમ જન્મ કર્મની પરંપરા, બીજ અને અંકુરની પરંપરા જેવી ચાલ્યા કરે છે !, જેવું બીજ હોય તેવો અંકુર ઉગે છે. ઘઉંના બીજથી ઘઉંનો જ અંકુર નીકળવાનો. એમાંથી કદી પણ બાજરીનો અંકુર નીકળ્યો સાંભળ્યો છે ખરો ?, આમ એક તરફ બીજ અને અંકુર પોતપોતાના સ્વભાવે જરૂર ચાલ્યા જાય છે, પણ બીજી તરફ એ બીજને રોપનાર ખેડુત અને એનું પોષણ કરનાર પાણીનો પણ એ અંકુર ઉગવામાં જે હિસ્સો છે એનો ઇન્કાર કોણ કરી શકે ?, વળી એ બીજ વાવવાના સારા યા ખોટા પાકનો ભાગીદાર પણ એ ખેડુત જ થાય છે ને ?, તેજ પ્રમાણે જન્મકર્મની પરં-

એટલે કહેવાની મતલબ એ છે કે કોઈ ગતિવિશેષના લીધે સાચા ધર્મીપણાની પ્રાપ્તિનો નિર્ણય નથી થઇ શકતો, પરંતુ **સાચા ધર્મીપણાનો નિર્ણય તો આ અનાદિ સંસારની સાંકળને જેમ બને તેમ ટૂંકી કરવામાંજ રહેલ છે. જેમ જેમ આ સંસારભ્રમણ ઓછું થતું જાય તેમ તેમ વધારે ધર્મીપણું મળ્યું સમજવું, અને એ સંસારબંધનની સાંકળને ટૂંકી કરવામાં સહાયતા આપવી એજ ધર્મનું કાર્ય છે, અને એ કાર્ય કરવામાંજ ધર્મની જડ સમાયેલી છે!, જેમ** સંસાર ઘટે તેમ ધર્મ વધ્યો એમ સમજવાનું છે. એટલે મહાનુભાવો, તમે આ ધર્મનું સાચું રહસ્ય સમજો અને એ પ્રમાણે તમારા કર્મબંધન ઓછા કરવા માટે ઉદ્યમ કરો તોજ તમારા આ માનવદેહનું સાર્થક છે, અને ત્યારેજ તમને ધર્મની ખરી પ્રાપ્તિ થઇ છે એમ સમજજો!

**સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ** પરન્તુ તમે બધા તમારા રોજના અનુભવ ઉપરથી બરાબર સમજતા હશો કે:-ઘણાય માણસો સાચું સમજવા છતાં સાચું આચરણ કરી શકતાં નથી. ઘણીયે વખત મૂળને ઉદ્દેશીને પ્રારંભ કરવામાં આવેલો પ્રયત્ન, ડાળાઓને વળગવામાં અને પાંદડાઓને મેળવવાની તમન્નાથી વેડફી નાખવામાં આવે છે, અને એ પ્રયત્નનું ધાર્યા કરતાં જુદા જ પ્રકારનું પરિણામ આવે છે. ઘણીય વખત માણસો મૂળ વસ્તુને મેળવવાના પ્રયત્નમાં મૂળને ભૂલીને એના પડછાયાના

કરે છે. ચાહે તો સુંદર પાક પેદા કરીને જગતના ચરણે ભેટ ધરે છે. તેમ આ આત્માને મનુષ્યપણું મળવું જોઇએ. બસ પછી આત્મા સર્વસત્તાવાળો બની જાય છે. કર્મના જ કારણે એને મનુષ્યપણું મળે છે, કર્મના જ કારણે એને શરીરપર્યાપ્તિ મળે છે; આ બધું ય છતાં એ મનુષ્યપણાને લીધે નવા કર્મ કરતું અટકાવવાની સંપૂર્ણ શક્તિ એમાં રહેલી છે. તે કારગત બને છે. અનેક આત્માઓએ આ સર્વોત્તમ મનુષ્યદેહ ધારણ કરીને અનાદિકાળથી પોતાના પગમાં પડેલી કર્મમહારાજાની બેડીઓની શૃંખલાઓના સહસ્રશઃ ટૂકડા કરીને, પોતાની આત્મસિદ્ધિ મેળવી છે.

'આત્મતત્વ' 'આત્મશક્તિ' અને 'માનવદેહ' આટલી વસ્તુ સમજ્યા પછી **કર્મની જડ ક્યાં છે** એ સમજવું હવે કઠિન નથી. અગર સાવ સાદી ભાષામાં ટૂંકામાં સમજવું હોય તો એટલું જ કહેવું બસ થશે કે–**અંકુરાથી બીજ થતું અટકાવવું અને બીજમાંથી અંકુર ઉત્પન્ન કરવાની તાકાત નષ્ટ કરવી!** એટલે કે કર્મથી જન્મ અને જન્મથી કર્મ એ અંકુર બીજ અને બીજ અંકુરની અવિચ્છિન્ન ચાલી આવતી અનાદિની આત્મઘાતક પરંપરાને તોડી પાડવી.

અલબત જે પરંપરા કોઈના પણ કર્યા કરાવ્યા વગર સ્વયંભૂ રીતે અને તે પણ પાછી આજ કાલની નહિ, પરંતુ અનાદિ કાળથી ચાલી આવતી હોય તેને અટકાવવી એ અવશ્ય બહુ જ કઠિન કાર્ય છે.

એટલે કહેવાની મતલબ એ છે કે કોઈ ગતિવિશેષના લીધે સાચા ધર્મીપણાની પ્રાપ્તિનો નિર્ણય નથી થઈ શકતો, પરંતુ **સાચા ધર્મીપણાનો નિર્ણય તો આ અનાદિ સંસારની સાંકળને જેમ બને તેમ ટૂંકી કરવામાંજ રહેલ છે. જેમ જેમ આ સંસારભ્રમણ ઓછું થતું જાય તેમ તેમ વધારે ધર્મીપણું મળ્યું સમજવું, અને એ સંસારબંધનની સાંકળને ટૂંકી કરવામાં સહાયતા આપવી એજ ધર્મનું કાર્ય છે, અને એ કાર્ય કરવામાંજ ધર્મની જડ સમાયેલી છે !,** જેમ સંસાર ઘટે તેમ ધર્મ વધ્યો એમ સમજવાનું છે. એટલે મહાનુભાવો, તમે આ ધર્મનું સાચું રહસ્ય સમજો અને એ પ્રમાણે તમારા કર્મબંધન ઓછા કરવા માટે ઉદ્યમ કરો તોજ તમારા આ માનવદેહનું સાર્થક છે, અને ત્યારેજ તમને ધર્મની ખરી પ્રાપ્તિ થઈ છે એમ સમજજો !

**સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ** પરન્તુ તમે બધા તમારા રોજના અનુભવ ઉપરથી બરાબર સમજતા હશો કેઃ–ઘણાય માણસો સાચું સમજવા છતાં સાચું આચરણ કરી શકતાં નથી. ઘણીયે વખત મૂળને ઉદ્દેશીને પ્રારંભ કરવામાં આવેલો પ્રયત્ન, ડાળાઓને વળગવામાં અને પાંદડાઓને મેળવવાની તમન્નાથી વેડફી નાખવામાં આવે છે, અને એ પ્રયત્નનું ધાર્યા કરતાં જુદા જ પ્રકારનું પરિણામ આવે છે. **ઘણીય વખત માણસો મૂળ વસ્તુને મેળવવાના પ્રયત્નમાં મૂળને ભૂલીને એના પડછાયાના**

ઐહિક સુખ માટે જ ધર્મનું આરાધન કરે છે. મુક્તિમાર્ગને તો માત્ર વાતોનો જ વિષય બનાવીને ધનધાન્યાદિકને જ પોતાના ધ્યેયરૂપ માનીને એ મેળવવા માટે જ ધર્મનું સેવન કરે છે, અને આજ ખરો સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિનો ભેદ છે. એક આત્મિક સુખને લક્ષીને ધર્મ કરે છે, બીજો સાંસારિક સુખ માટે ધર્મ કરે છે. એક આત્માને નિર્લેપ, કર્મફળ રહિત અને મુક્ત બનાવવા માટે ઉદ્યમ કરે છે, બીજો દેવેંદ્ર નરેંદ્ર કે એવી પદવીઓ મેળવીને; બસ આ સંસારના સુખવિલાસો ભોગવવાની ભાવનાથી પ્રેરાઇને ધર્મ કરે છે. અલબત્ત ધર્મ બન્ને કરે છે; છતાં બન્નેની ભાવનામાં આટલું મોટું અંતર "યાદૃશી ભાવના, સિદ્ધિર્ભવતિ તાદૃશી' એટલે કે-મન આગે એવું મળે,

મહાનુભાવો ! સંસારમાં ઉંચનીચ, સારા ખરાબ, સાચા ખોટા ગણતા માણસોમાં કોઇ બાહ્ય લક્ષણ નથી હોતું. માત્ર ભાવનાની શુદ્ધિ અશુદ્ધિ ઉપર જ આ બધા ભેદો રચાયેલા છે. સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિમાં પણ એજ સમજવાનું છે. પહેલો ચાકુને ચાહે છે, બીજો ચાલર લઇને ખુશ થાય છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો-સાધ્યને સાધ્ય માને તે સમ્યગ્દૃષ્ટિ અને સાધનને કે સાધ્યાભાસને સાધ્ય માને તે મિથ્યાદૃષ્ટિ !

**કેવળી સમુદ્ઘાત.** મહાનુભાવો ! ધર્મ શું એ તમે સમજ્યા ! મિથ્યાદૃષ્ટિ કોણ અને સમ્યગ્દૃષ્ટિ કોણ એ પણ સમજ્યા ! ધર્મના વિચારમાં શાસ્ત્રકાર મહારાજ

"સમય" જેટલો જ ગણવામાં આવ્યો છે. એ આઠ "સમય" જેટલા વખતમાં તો આત્મા આદિથી માંડીને અંત સુધી એ ક્રિયા કરી લયે છે અને પોતાની ઈષ્ટસિદ્ધિ પણ કરી લયે છે. "સમય" એ કેટલી સૂક્ષ્મ વસ્તુ છે; એ તમે બધાય સારી રીતે જાણો છો. પુદ્‌ગલોમાં જે **પરમાણુનું છેલ્લું સ્થાન છે, તેજ વખતના માપમાં "સમય"નું પણ છેલ્લું સ્થાન છે!** એવા માત્ર આઠ સમયમાં જ આ બધી વસ્તુ પતી જાય છે.

મહાનુભાવો! આ **નિર્બળ દેખાતા આત્મામાં કેટલી મહાન્ શક્તિ સમાયેલી છે, એનો કેવળી સમુદ્‌ઘાત એ ઉત્તમ દાખલો છે!** આત્મા જયારે બરાબર પોતાની શક્તિ ફોરવે ત્યારે કર્મના મજબુતમાં મજબુત દળીયાં પણ ધૂળના ઢેફાની માફક ક્ષણમાં ચૂરચૂર કરી નાંખે છે! એક શક્તિ ફોરવવા તૈયાર થયેલો આત્મા શું કરી શકે છે તે કેવળી-સમુદ્‌ઘાતથી બરાબર સમજી શકાય તેમ છે! મહાનુભાવો! આત્મતત્વની દૃષ્ટિએ જે આત્મા એક કેવળજ્ઞાનીમાં રહેલો છે તેજ આત્મા તમારા બધાયમાં છે. જે અખૂટ અને અતૂટ શક્તિ કેવળીનો આત્મા ફોરવે તે બધીય શક્તિઓ તમારા આત્મામાં પણ વિદ્યમાન છે. અગર ચાહો તો તમે પણ તે મહાશક્તિનો ઉપયોગ કરીને તમારા આત્માની કર્મની બેડીઓ તોડી શકો છો, તમારે એ પણ બરાબર યાદ રાખવું કે જયારે કેવળી ભગવાન્ જેવા સમર્થ પુરુષો પણ જન્મકર્મની પરંપરાના નાશ માટે જ ઉદ્યત રહે

છે, કે કઇ ક્રિયાથી ધર્મનું પોષણ થાય છે અને કઈ ક્રિયા કરવ થી અધર્મનું પોષણ થાય છે. આટલું જાણી લીધું એટલે પત્યું, આ માટે ટૂંકો ને ટચ જબાબ એ છે કે-**જે ક્રિયાનો અંત-સંવર અને નિર્જરામાં આવતો હોય તે ધર્મારાધનની ક્રિયા અને જેનો અંત આશ્રવ અને બંધમાં આવે તે અધર્મની ક્રિયા!** આવતા કર્મને રોકવા અને તેનો નાશ કરવો એનું નામ ધર્મ અને કર્મોને નોતરૂં આપવું અને આત્મા ઉપર તેનો બોજો લાદવો એનું નામ અધર્મ! આ પ્રમાણે સંવર અને નિર્જરાત્મક પ્રવૃત્તિ કરવામાં જ આત્માનું સાફલ્ય છે. જે આત્મા એવો ઉદ્યમ કરે છે, તેને એ આત્મા બકરીના ગળાના સ્તન જેવો ભારરૂપ નથી લાગતો.

મહાનુભાવો! ક્રિયાથી જ ધર્મ અને ક્રિયાથી જ અધર્મ એ વાત જરા વધુ સ્પષ્ટ રીતે સમજો! સમજો કે-એક માણસ બહુ ખાવાથી માંદો પડયો; હવે એને સાજો કરવાનો ઉપાય શો?, તમે બધાય સારી રીતે જાણો છો કે એ અમર્યાદિત આહારને લીધે માંદો પડ્યો છેઃ તમે એને સારામાં સારા વૈદ્ય પાસે લઇ ગયાઃ એ વૈદ્યે પણ જાણ્યું કે એ ખાવાથી માંદો પડ્યો છેઃ હવે એ વૈદ્ય શું કરવાનો? શું એને કોઈ પણ વસ્તુ ખાવાનો સર્વથા પ્રતિબંધ કરશે? નહિ જ. ખાવાથી એ માંદો પડયો; છે છતાં બીજી વસ્તુ ખવરાવીને જ એ એને સાજો કરવાનો! કેવી વિચિત્ર વાત!, આ તો પેલા ડુબેલાને ડુબાડને ઉગારવા જેવું બુદ્ધિ વગરનું લાગે છે!

જાણવા જેવું જરૂર મળે એમ છે. એક તો ઇશ્વરનેજ કર્તા હર્તા માની લઈએ તો ઉપર કહી તેવી અનંત શક્તિ આપણા સૌના આત્મામાં નહિ જ રહેવાની !; કારણ કે એ શક્તિ જન્ય તમામ કાર્ય ઇશ્વરને જ કરવાનું રહે !, બીજું ઇશ્વરને કર્તા માનીએ તો ઇશ્વરના આત્મામાં અને આપણા આત્મામાં સમાન શક્તિ રહી છે એ સિદ્ધાંત ખોટો પડે છે ! અને આપણે ઇશ્વર જેવા થઇ શકીએ છીએ એ વાત પણ પાયા વગરની ઠરે છે. કારણ કે આપણે ઇશ્વર જેવા ત્યારેજ થઇ શકીએ કે જ્યારે આપણે પણ એની માફકજ સંસારના કર્તા હર્તા બની જઇએ, અને જો આ પ્રમાણે માનીએ તો સંસારમાં કર્તાઓની હદજ નહિ રહે. અનંત આત્માઓ કર્તા થઇ જવાના, અને તો પછી દુનીયાનું શું થવાનું ? આટલાજ માટે ઇશ્વરને કર્તા માનનારા પણ કોઈ દર્શનકારે અનેક કર્તા ઇશ્વરની કલ્પના નથી કરી !, હવે આ તરફ જરા વિચાર કરો ! અગર ઇશ્વર સંસાર બનાવવાની અને તોડવાની ઉપાધિ દૂર કરવામાં આવે તો પછી આપણો આત્મા પણ ઇશ્વર જેટલીજ શક્તિવાળો છે અને તે અગર સાચો પ્રયત્ન કરે તો કોઇક દિવસ ઇશ્વર બની શકે છે એ વાત માનવામાં જરાપણ હરકત નથી આવતી !

મહાનુભાવો ! જરા વિચાર કરો કે-કોઇ પણ વ્યક્તિની ઉપાસના એટલા જ માટે કરવામાં આવે છે કે—આપણે તેના જેવા બનીએ. અગર ઉપાસના કરવા છતાં પણ જો આપણે ઇશ્વરતુલ્ય કદી પણ ન બની શકતા હોઇએ

ઈશ્વર આપણો આદર્શ છે, એ ઇશ્વર સાથે મળવું એ આપણું ધ્યેય છે, અને એ ધ્યેયની સાધના એજ સાચી સાધના છે! બાકી ઉપાધિવાળો ઇશ્વર કરતાં તો આપણે બધા લાખ દરજ્જે સારા છીએ-ભાગ્યશાળી છીએ!

ઈશ્વરની ઉપાસના! ભલા-અગર જો આ સમગ્ર દુનિયાની વ્યવસ્થા ઇશ્વરની કોઇ પણ પ્રકારની મદદ વગર જ વસ્તુમાત્રનો પોતપોતાના સ્વભાવ પ્રમાણે જ થાય છે; અને જો આ સૃષ્ટિનો રચનાર ઇશ્વર કોઈ નથી, એમ માનવામાં આવે તો પછી ઈશ્વરને માનવાની જ જરૂર શી રહી?, તો પછી ઇશ્વરને શા માટે માનવો, પૂજવો. કે એની ઉપાસના કરવી?, અગર એના વગર જ આ સૃષ્ટિની રચના સંભવિત છે, તો તો પછી પેલા ચાર્વાક મત પ્રમાણે ઇશ્વરની સત્તાનો જ ઇન્કાર કરવામાં આવે તો શું હરકત?, મહાનુભાવો! આ ગહન દેખાતી વાતનો જરાક ઉંડા ઉતરીને વિચાર કરો એટલે એનું સમાધાન તમને આપોઆપ મળી જશે કે-ઇશ્વરની સત્તા શા માટે માનવી?,

સૌથી પહેલાં એ વસ્તુ ધ્યાનમાં લેવાની જરૂરત છે કે-આ સૃષ્ટિ-દુનીયા-સંસારની મર્યાદા, જેટલી સચરાચર વસ્તુઓ આપણી આ સ્થૂલ-ચર્મચક્ષુથી જોવામાં આવે છે તેટલા પૂરતી જ નથી. આ બાહ્ય રૂપે દેખાતા સ્થૂળ સંસારની પાછળ એક મહાન્, અતિ મહાન્ અને અતિ ગહન

**સત્તા અને પૂજા માનવા અનિવાર્ય થાય છે!, આ ક્ષણભંગુર ગણાતા માનવીદેહદ્વારા જ ઇશ્વરીય આત્મસિદ્ધિની સફળતા માનવામાં જ જૈનદર્શનકારોની વિશિષ્ટતા છે!, અને એ સિદ્ધિનું સાધન ઇશ્વર ઉપાસના જ છે!**

માતાપિતા અને શિક્ષણ! મહાનુભાવો! અત્યાર સુધી તમે તત્વજ્ઞાનની સારી સારી અને મોટી મોટી વાતો તો સાંભળી!, હવે જરા તમારી પોતાની પણ વાત સાંભળતા જાઓ!–તમે બધા સમજુ છો. વણિક્-બુદ્ધિ તમારા બધાયમાં ખુબ ખુબ ભરી છે કોનું શું પરિણામ આવે એ હિસાબ તમે ઘણી સારી રીતે સમજી શકો છો! છતાં આ ધાર્મિક બાબતમાં તમે એ બુદ્ધિનો ઉપયોગ નથી કરી શકતા એ ખરેખર દુઃખની વાત છે!, તમે બધાય કબૂલ કરશો કે બાલ્યાવસ્થામાં જેવા સંસ્કાર નાખવામાં આવે તેવા જ સંસ્કાર આખાય જીવન પર્યંત ચાલુ રહે છે. છતાંય તમે તમારા બાળકોના ધાર્મિક જીવન માટે કેટલી ફીકર કરો છો?, તમારો બાળક ગાય છે કે–"સરજી પ્રભુ તેં સઘલી દુનિયા" વિગેરે. જાતે તમે એ બધું સાંભળીને દીકરો ભણવામાં આગળ વધ્યો સમજીને આનંદ પામો છો, પણ એવી કવિતાઓ ભણવામાં એના જૈનશાસનના સંસ્કારની શી વલે થવાની; એનો લેશ પણ તમે વિચાર નથી કરતા!, આનું પરિણામ એ આવે છે કે–જાતે દહાડે એને કોઈ કહે છે કે–ભાઈ–આ દુનિયાનો કોઈ કર્તા નથી, ઇશ્વર

**સાધારણ જીવનની સુગ આવે છે.** મહાનુભાવો! શું આ સ્થિતિ વધુ સમય ઈચ્છવા જેવી છે? તમારે યાદ રાખવું **કે-બાળકોના સંસ્કાર માટે માતાપિતા જ જવાબદાર છે.** અગર માતાપિતાના સારા સંસ્કાર મલ્યા હશે તો એનું આખું જીવન સુધરી જશે. બાકી કેવળ બાહ્ય શિક્ષ**ણથી કોઇ સુધરતું હોય તો તે વાત નહિ માનવા જેવી છે! પહેલાં માતાપિતાનું સુસંસ્કારી શિક્ષણ અને પછી બીજું** શિક્ષણ!

સુસંસ્કાર! મહાનુભાવો! વેપારવણજ, બુદ્ધિ-ચતુરાઇ, કળા, કૌશલ્ય એ બધી વસ્તુઓ એવી છે કે જે ભાડુતી માણસોદ્વારા પણ માણસ મેળવી શકે છે, પણ સુસંસ્કાર જ એક માત્ર એવી વસ્તુ છે કે જે કદીપણ ભાડુતી માણસોદ્વારા નથી રૂળી શકતી! એ તો લાગણીવાળા અને ચારિત્રવાળા માણસો જ પાડી શકે છે. **ભાડાને અને લાગણી કે ચારિત્રને કશું લેવા દેવા નથી.** તમે બધાય જાણો છો કે-બાળકને ઉછેરનાર ભાડુતી મળી શકે પણ બાળકને ઉત્પન્ન કરનાર-જન્મ આપનાર ભાડુતી ન જ લાવી શકાય! એજ પ્રમાણે સંસ્કારોની બાબતમાં પણ સમજવું. **અગર ખેડુત બરાબર સંભાળ ન રાખે અને ખેતરમાં ગોખરૂં ઉગી નીકળે તો એમાં કોનો દોષ?** એ તો ખેડુતેજ ધ્યાન રાખવાનું છે. એમ તમારા કુમળી વયના બચ્ચાઓના સંસ્કાર માટે તમારેજ સાવધાન રહેવાનું છે. નહિ તો આસપાસના ખરાબ સંસ્કારવાળા મિત્રો વિરૂદ્ધ

બાળક કેવો ધર્મી થાય છેઃ કેવો સદાચારી થાય છેઃ કેવો પવિત્ર થાય છે! અને તે વખતે તમને સમજાશે કે: સુસંસ્કારો એટલે જ આત્મસાધના!!! અને માનવદેહની સફળતા.





# પ્રશસ્તાપ્રશસ્ત રાગદ્વેષ

“મુનિ”નું સ્વરૂપ.

શાસ્ત્રકાર મહારાજા ન્યાયાચાર્ય શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાયજી મહારાજ ભવ્ય જીવોના કલ્યાણને માટે જ્ઞાનસાર પ્રકરણ નામનો ગ્રંથ રચતા થકા ઉપાધ્યાયજી મહારાજ આ સંસાર, પર્વતની માફક કેવો કઠોર છે,

સંસાર કેવો ભયાનક છે,

સંસારરૂપી પર્વતનું ઉલ્લંઘન ક્યાં થાય છે,

જે સ્થાનેથી સંસારરૂપી પર્વતનું ઉલ્લંઘન કરી શકાય છે, એ સ્થાન વર્તમાન મનુષ્યોના સ્થાનથી કેટલું દૂર છે,

એ સ્થાન ઉપર આવેલો મનુષ્ય કયા નામથી ઓળખાય છે,

જંજાળોથી પીડાએલો હોય, તો પણ તે મોતને ઈચ્છતો નથી; મોત આંખ સામે આવીને ઉભું રહે છે, કે દરેકને સંસારના પદાર્થો પ્રિય લાગે છે તેથી અને તેનો ત્યાગ કરવો એ તેને બહુજ મુશ્કેલ માલમ પડે છે. મનુષ્ય સો વર્ષનો થઇને પછી મરણ પામવાની અણી ઉપર આવે, કિંવા યાવત કોડપૂર્વ (એક જાતનો કાળમાપક શબ્દ) સુધી જીવતો રહી, પછી મરવાની અણી ઉપર આવે, તો પણ જે પદાર્થોથી ભવ વધે છે, તેવાજ પદાર્થો તરફ આત્માની અભિરુચિ કાયમ રહે છે. કોઇપણ આત્મા આ જગતમાં એવો નથી કે જે પોતે પાંચ વર્ષ વહેલો મરી જવાને માટે તૈયાર હોય, અથવા પોતે મેળવેલી સંપત્તિમાંથી કાંઇ છોડી જવાને તૈયાર હોય! કલ્પનાની ગમત ખાતર એમ ઉદાહરણ લો કે એક માણસ મૃત્યુશૈયા ઉપર પડેલો છે. આ માણસને મરતી વખતે ભગવાન્ આવીને કદાચ પૂછે કે, "ભાઇ! તારે આ જગતમાંથી કઇ કઇ ચીજ તારી સાથે લેવી છે.' તો ખાતરી રાખજો કે એક સોય સુદ્ધાં માણસ લઇ જવાની મૂકે નહિ! સો વર્ષ જીવેલાને, રોગીને કિંવા એવાજ બીજા દુઃખી આત્માઓને પણ જ્યારે આ સંસાર આટલો બધો પ્રિય છે, ત્યારે પછી હજી તો આશાથી જેમનું જીવન ભરેલું છે તેવાઓને તો આ સંસાર અને તેની સઘળી વસ્તુઓમાં રાગ હોય તેમાં આશ્ચર્ય પણ શું વારૂં ?

**જીવનનો અજબ મોહ!** તેત્રીસ સાગરોપમનું જીવન ધરાવનારો અનુત્તરવાસી દેવતા હોય, કિંવા સાતમી નારકીનો જીવ હોય, પરંતુ તે આવું

તેને જેવી ભૂખ લાગે છે, તેવીજ ભૂખ પાંચસો વરસ જીવ-નારને અને ત્યાં સુધી ખાઇપીને મઝા કરનારને પણ લાગ-વાનીજ!, અર્થાત્ બંનેને લાગતી ભૂખ એકજ પ્રકારની છે. બીજું એક ઉદાહરણ લો. પાંચ વર્ષ સુધી દરરોજ બરફી ખાનારો માણસ પચીસ, પચાસ કે સોમે વરસે બરફીનો ટૂકડો ખાઇ જોશે, તો પણ તેને બરફીમાં તેવીજ મીઠાસ માલમ પડશે! પાંચમે વરસે ખાધેલી બરફીની જેવી મીઠાસ હશે, તેવીજ મીઠાસ પચાસમે વર્ષે પણ કાયમ રહે છે. જેમ જીભને વરસોના વરસો પછી મીઠાઇનો સ્વાદ એક સરખો જ લાગે છે તેજ પ્રમાણે આત્માને પણ તે પાંચ વર્ષ જીવતો રહે, પચાસ વર્ષ જીવતો રહે અથવા ક્રોડપૂર્વ સુધી જીવતો રહે; તો પણ તેને ભવસાગરની મધુરતા એક સરખીજ પ્રિય લાગ્યા કરે છે. પાંચ વર્ષના બાળકને પણ બરફીનો ટૂકડો જેવો સ્વાદ આપે છે, તેવોજ મધુર સ્વાદ તેજ બરફીનો ટૂકડો સો વર્ષના ડોસાને પણ આપે છે. તેજ પ્રમાણે પાંચ વર્ષના છોકરાને જેવી જિંદગી પ્રિય લાગે છે, તેજ પ્રમાણે સો વર્ષના ડોસાને પણ જિંદગી વ્હાલી લાગે છે. એજ પ્રમાણે ક્રોડપૂર્વ જેટલો કાળ આત્માએ સગાં-વહાલાંઓનાં પ્રેમમાં અનુભવ્યો હોય છે, તો પણ એ પ્રીતિને આત્મા મરતી વખતે પણ વોસરાવી શકતો નથી. અર્થાત્ એ પ્રેમને તે વિસારી શકતો નથી.

**મોહનો ત્યાગ શક્ય છે કે નહિ?** હવે વિચાર કરો કે આત્મા જ્યારે મર-

મોહ તેના માતા, પિતા, ભાઈ, ભગિની વિગેરેને અંગે રહેલો હશે. એજ છોકરી પરણીને સાસરે જશે એટલે એનો મોહ પિતાને ત્યાંના સગાંસંબંધીઓ ઉપરથી પલટી જશે અને પતિને ત્યાંના સગાંસંબંધીઓ ઉપર તેનો મોહ વધશે! આ સંયોગોમાં તમે એમ ન માની લેશો કે છોકરીનો મોહ નાશ પામ્યો છે. મોહ નાશ પામ્યો નથી, પરંતુ મોહ પલટાઇ જવા પામ્યો છે. અત્યાર સુધી છોકરીનો મોહ પિયરના સગાંવહાલાંઓ ઉપર હતો હવે એ મોહ ત્યાંથી ઓછો થાય છે, અને પતિના સગાંવહાલાંઓ ઉપર વધ્યો છે અર્થાત્ કે મોહમાં પલટો થવા પામ્યો છે મોહનો સદંતર નાશ થવા પામ્યો નથી.” મોહ એ નાશ પામી શકે એવી ચીજ છે કે નહિ તે સંબંધીનો આ એક પક્ષનો અર્થવાદ છે. મોહ નાશ પામતો નથી પરંતુ તે માત્ર પલટી જ શકે એવી ચીજ છે, એવું વિધાન જૈનશાસને કદી માન્ય રાખ્યું જ નથી. જૈનશાસન તો એમ માને છે કે મોહ એ નાશ કરી શકાય એવી ચીજ છે. માત્ર યોગ્યવિધિપૂર્વકની ક્રિયાઓ થવાની તેમાં જરૂર છે. જો એ રીતના પ્રયત્નો થઇ શકે તો મોહને જરૂર મારી શકાય છે એવું જૈનશાસનનું વિધાન છે.

**તમારા માપથી દુનિયાને માપશો નહિ.** હવે જે લોકો એમ કહે છે કે મોહ માત્ર પલટો ખાઇ શકે છે પરંતુ તે ટાળી શકાતો નથી તેનું દૃષ્ટિબિંદુ વિચારીએ. ઝવેરીનો પંદર વરસનો છોકરો હોય તો તે છોકરો પણ હીરા, મોતી વગેરે રત્નોને

પણ જે વસ્તુની પરીક્ષા કરવી હોય તે વસ્તુનો સ્વભાવ તેના આસપાસના સંયોગો અને તેની સ્થિતિ ધ્યાનમાં લેવાવી જોઈએ. પોતાના બારણામાં આંબાનું ઝાડ હોય, એ ઝાડનું ફળ મીઠું હોય છે; તેથી જગતના તમામ વૃક્ષોના ફળો મીઠાં છે, એ માન્યતા મિથ્યા છે. તેજ પ્રમાણે હું મોહ છોડી શકયો નથી, માટે જગત પણ મોહ છોડી શકે નહિ; એમ કથન કરવામાં મહાભયાનક મિથ્યાત્વનો નિવાસ છે. સીત્તેર વર્ષનો અભણ કણબી ચાર લીટી પણ વાંચી શકતો નથી માટે તે એવું અનુમાન કરી લે કે સીત્તેર વર્ષ સુધીનો માણસ ચાર લીટી વાંચી લખી ન શકે, તો તેનો આવો તર્ક મિથ્યા છે! થોડા સમય ઉપર આવોજ તર્કવાદ કરીને એક અજૈન-ગૃહસ્થે જૈનોની મોહ સંબંધીની તત્વજ્ઞાનની દિશાપર ખોટો હુમલો કર્યો હતો. આ ગૃહસ્થે જૈન તત્વજ્ઞાન ઉપર હુમલો કરતાં જે શબ્દો ઉચ્ચાર્યા હતા, તે શબ્દો બરોબર પેલા સીત્તેર વર્ષના મજુરની યાદ આપે એવા છે! આ ગૃહસ્થે જણાવ્યું હતું કેઃ "કયો જૈન એમ કહે છે કે હું વીતરાગ થયો છું? મને સીત્તેર વર્ષના ડોસાને વીતરાગભાવ નથી આવતો, તો શું પાંચ વર્ષના જૈન છોકરાને વીતરાગભાવ આવવાનો હતો?" આ ટીકાકાર ગૃહસ્થની દયા ખાધા સિવાય બીજો ઉપાય નથી. જેને પોતાને વીતરાગ અને વૈરાગ્ય એ બે શબ્દોના અર્થભિન્નત્વનું પણ જ્ઞાન નથી તેવો માણસ જૈનાચાર ઉપર ટીકા કરવા નીકળે છે, ત્યારે સહેજે ચાળણી કરડવાને હસે છે કેઃ "તું તો કાણાવાળો છે ને!" આવી ચાળણીની મનોદશાનો ખ્યાલ આવે છે.

સીત્તેર વર્ષની ઉંમરે "હું વીતરાગ થયો નથી તો પછી શું પાંચ વર્ષના જૈન બાળકને વીતરાગ થવાનો હતો!" એવું કહેનારાની મનોદશા પણ માની લેજો.

**બીજાનો ન્યાય શી રીતે તોળી શકાય?** બીજાનો ન્યાય તોલતાં પહેલાં ન્યાયકર્તાએ તેની સ્થિતિમાં પોતે મૂકાવું આવશ્યક છે અને જો આવી રીતે સર્વમાન્ય દૃષ્ટિ ન આવી શકતી હોય તો સંસારની શાંતિ ખાતર બહેતર છે કે તેણે ન્યાય કરવાનું છોડી દેવું જોઈએ. જેઓ રાતદિવસ વિષયવિચારમાં જ પલોટાએલા અને પરોવાએલા છે, જેને જૈનત્વની સામાન્ય ઝાંખી પણ થવા પામી નથી, તેઓ જૈન બાળકોના વિચારોને કદી પણ પારખી શકવાના નથી જ, એની ખાતરી રાખજો. જૈનશાસ્ત્ર-જૈનતત્વજ્ઞાન-જૈનદર્શન ત્રિકાલાબાધિત છે અને તે એમ ખાતરીથી જાહેર કરે છે કે જૈનધર્મની ક્રિયાઓથી મોહનો વિનાશ સર્વથા થઈ શકે છે. જૈનશાસ્ત્રો મોહને શી રીતે પલટાવવો અને પછી તેનો સમૂળો નાશ કેવી રીતે કરવો તે બતાવે છે. મોહને પલટાવવાનું પહેલું પગથીયું ઉપદેશ છે. ઉપદેશ આપવો અને એ ઉપદેશ ઉપર આત્માને અભિરૂચિ પેદા કરવી એ મોહ પલટાવવાનું પહેલું પગથીયું છે. હવે તમે એવું પૂછી શકશો કે ઉપદેશ ઉપર અભિરૂચિ પેદા કરવી એ પણ એક જાતનો મોહ છે. અને જો મોહ ત્યાગવા જેવો જ માનેલો છે તો પછી શાસ્ત્ર ઉપદેશ ઉપર પણ અભિરૂચિ શા માટે રખાવે છે!" આ પ્રશ્ન દેખાવમાં સારો છે પરંતુ તે મહત્વ વિનાનો એટલે સાદી સમજણથી ઉકેલી શકાય તેવો છે.

**પ્રશસ્ત રાગદ્વેષ એટલે શું ?** મોહના બે પ્રકાર છે. અપ્રશસ્તમોહ અને પ્રશસ્તમોહ. પૌદ્ગલિક વસ્તુઓ અને તે મેળવવામાં જે પ્રીતિ તે સઘળો અપ્રશસ્તમોહ છે અને દેવ, ગુરુ અને ધર્મ ઉપરની પ્રીતિ એ પ્રશસ્તમોહ છે. જેના ઘાતિકર્મનો સમૂહ નાશ પામ્યો છે, તેવાઓને પ્રશસ્તમોહ પણ હોતો જ નથી, પરંતુ જે આત્મા ઘાતિકર્મથી બંધાએલો છે, તેવા આત્માને ઘાતિકર્મરૂપી પેટમાં રહેલા અન્નના બોજાને બહાર કાઢવા માટે પ્રશસ્તમોહરૂપી દીવેલની આવશ્યકતા છેજ !, અપ્રશસ્તમોહને ટાળવા માટે તેને બહાર કાઢવા માટે પ્રશસ્તમોહની જરૂર છે, પછી અપ્રશસ્તમોહ જ્યાં નીકળી જાય છે કે તેની સાથેજ પ્રશસ્ત મોહ પણ નીકળી જાય છે. પ્રશસ્ત રાગદ્વેષનો નાશ કરવા માટે બીજી કોઈ વસ્તુની યા ઉપદેશની જરૂર પડતી નથી. દેવાદિક ઉપરનો રાગ, જ્ઞાન, દર્શન ચારિત્ર ઉપરનો રાગ અને જગતની પૌદ્ગલિક વસ્તુઓ પરત્વેનો દ્વેષ એ સઘળાને રાગદ્વેષ કહ્યો છે, પરંતુ તે રાગદ્વેષ પ્રશસ્ત છે એવું ક્યારે માનવું તેનો વિચાર કરો.

એ રાગદ્વેષને ટાળવાને માટે જો ઉપદેશની જરૂર જ નથી પડતી તોજ એ રાગદ્વેષ એ પ્રશસ્ત રાગદ્વેષ છે અન્યથા નહિ. અરિહંત, સાધુ, બ્રહ્મચારી એ સઘળાઓમાં જે રાગ છે તે "अरिहंते सुहराओ राओ साहुसु बंभयारीसु एस पसत्थोरागो अज्जसरागाणं साहुणं" પ્રશસ્ત પણ કહેવાય છે, અને એ રાગને ટાળવાને માટે ઉપદેશની જરૂર હોતી નથી. એ સિવાયનો બીજો રાગ તે અપ્રશસ્તરાગ છે.

થાય છે અને તે જ્ઞાનની સાથે તો સમ્યક્ત્વચારિત્ર એ ક્ષાયિકાદિ ત્રણે પ્રકારનાં હોય છે; તો પણ એવું જ્ઞાન તે અજ્ઞાનવાળું જ છે ! શુદ્ધ જ્ઞાન અથવા તો જ્ઞાન માત્ર તેજ છે કે જેમાં અષ્ટપ્રવચનમાતાના ઉપાદેયપણાનો સમાવેશ થએલો છે.

**ગુન્હાને ધિક્કારો; ગુન્હેગારને નહિ!** અષ્ટપ્રવચનમાતાના ઉપાદેયપણા વિનાનું જે જ્ઞાન છે, તે જ્ઞાન જ્ઞાનાવરણીય કર્મો સર્વથા ન ખપાવવાથી થએલું જ્ઞાન હોઇ એવું જ્ઞાન તે પણ અજ્ઞાનવાળું છે. અર્થાત્ કે બારમા ગુણસ્થાનકના અંત સુધી ઔદયિક અજ્ઞાન હોય છે. કુત્સિત અજ્ઞાન તે કહેવાય છે કે જે ક્ષાયોપશમિક હોવા છતાં મિથ્યાત્વવાળું હોવાથી અજ્ઞાન છે. કર્મના ઉદયથી જ્ઞાનની જે ન્યૂનતા રહેવા પામે છે તે પણ અજ્ઞાન છે. આ રીતના મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિ આ દોષો તરફ જે અપ્રીતિ છે, તેને શાસ્ત્રકારોએ પ્રશસ્ત દ્વેષ કહેલો છે. આ સઘળા દુર્ગુણો છે અને તે સઘળા દુર્ગુણો ઉપર દ્વેષ રાખવો તે જરૂરી છે, પરંતુ દુર્ગુણી ઉપર દ્વેષ રાખવાની જૈનશાસન સાફ ના પાડે છે. જો દુર્ગુણીઓ ઉપર પણ કોઈપણ માણસ દ્વેષ કરતો ફરે, તો જગતમાં તેની જ સ્થિતિ વિચિત્ર થઈ પડે છે. જગતમાં સમકીતિ મુઠીભર થોડા જ છે અને મિથ્યાત્વીઓ તો સાગરના બુંદો જેટલા અપાર છે. એ સાગરના બુંદો જેટલા વિશાળ મિથ્યાત્વીઓમાં પણ અજ્ઞાનીઓ અપાર, વિરતિધારી અત્યંત ઓછા અને અવિરતિધારી તો જોઇએ એટલા ! હવે આવા બધા જ અવિરતિધારી મિથ્યાત્વીઓ

એમ માનીને તેનો તિરસ્કાર કરવાનો નથી પરંતુ તે અજ્ઞાની છે એમ ધારીને તે પાપમાં પડે છે માટે તેને પાપમાંથી બચાવી લેવાનો પ્રયત્ન કરીને પાપથી મુક્ત રાખવા તેની દયા ધરવી એ કારૂણ્યભાવના છે. હવે અધર્મી એનાથી પણ આગળ વધે તે મરઘી કાપવા જાય અને તમે તેને સુમાર્ગે વાળવા જાઓ; તો કહે કે, "મને ઉપદેશ આપવા આવ્યો! જા! ત્યારે આજે પચાસ બકરા વધારે કાપવાનો! આવી જ્યાં સ્થિતિ પ્રવર્તતી હોય ત્યાં સજ્જનનો ધર્મ ચોકખો જ છે કે તે પેલા કસાઈના કાર્ય તરફ ઔદાસીન્ય ભાવના રાખે છે.

**ભાવદયાનું ખંડન થવા દેશો નહિં** જે ન સુધરે એવું છે, સુધારવા જતાં જે વધારે બગડે છે ત્યાં કારુણ્યભાવ ન રાખતાં ઔદાસીન્ય-ભાવ રાખવો એ વાત સાચી છે; પરંતુ સજ્જનોની પહેલી ફરજ તો એ છે કે તેમણે જેઓ સુધરી શકતા હોય, તેવાઓને પહેલાં સુધારવાના છે, તેમને સાચે રસ્તે લાવવાનો પ્રયત્ન કરવાનો છે અને આટલું છતાં પણ જો તે ન જ સુધરે; તો પછી ત્યાં ઔદાસીન્ય રાખવું ઉચિત છે, પણ પહેલી ફરજ સુધારવાની તો ખરી જ, એ ફરજ તરફ આંખમીંચામણા થાય તે જૈનશાસન ચલાવી લેવા તૈયાર નથી, કેટલાક માણસો એવા છે કે જેમને હેતુયુક્તિપૂર્વક તમે ભગવાન્ શ્રી જિને-શ્વરદેવનો માર્ગ દર્શાવશો તો; તે તેનો શાંતિથી સ્વીકાર કરશે, જ્યારે કેટલાક એવા છે કે તેમના ઉદ્ધારને માટે પણ તમે તેમને જિનેશ્વર ભગવાનના પરમમાર્ગનો ઉપદેશ આપશો,

ઉપર લાદ્યું હતું. તેજ પ્રમાણે ભગવાન્ ઉપર તેણે ચોરીનો પણ આરોપ મૂક્યો હતો!, આટલું બધું કર્યા છતાં જાણે એ સઘળું ઓછું હોય, તેમ શ્રી તીર્થંકર ભગવાનને તે પાપીએ ફાંસીએ પણ ચઢાવ્યા હતા!, આ ઉપસર્ગો કાંઇ જેવા તેવા નથી, પરંતુ તે છતાં તેવા અધમપ્રાણીને અંગે પણ ભગવાન્ શ્રીમહાવીરદેવની દયાનું ઝરણું અખંડિત રહ્યું છે, તે ખંડિત થવા પામ્યું નથી. આ પ્રસંગે ભગવાન્ વીતરાગદશામાં નથી; સરાગપણામાં એટલે છદ્મસ્થદશામાં છે, સાતમે ગુણસ્થાનકે આરૂઢ છે, તે છતાં ભગવાનનું દયાનું ઝરણું અખંડિત રહે છે અને ભગવાન તેને અંગે એક વાર આંખમાંથી આંસુઓ વહેવડાવે છે!, કે આ બીચારો આત્મા મારા નિમિત્તે ડૂબી જાય છે. આવા અધમને માટે પણ આ શાસન કહે છે કે 'इषद्बाष्पार्द्रयोर्भद्र" આ પાપથી આ બીચારો દુર્ગતિગામી થશે, આવી ભાવદયા આવે છે." આનું નામ તે ભાવદયા છે.

**ભગવાન્ શ્રી મહાવીરની અદ્ભુત દયા** હવે આપણી સ્થિતિ કેવી હોય છે તે વિચારી જુઓ. આપણને વચનનું કોઈ એક બાણ મારે છે તો તે પણ આપણાથી સહન કરી શકાતું નથી. આપણે તળે ઉપર થઇ જઈએ છીએ અને તેનો નાશ કરવાને ઝટ તૈયાર બની જઇએ છીએ!, ત્યારે ભગવાન્ મહાવીરદેવના સંબંધમાં દેવતાએ કરેલો અત્યાચાર તો પરમાવધિનો જ ગણી શકાય, છતાં ત્યાં પણ ભગવાનની દયાશીલતાનો અંત નથી. ગોશાળાની અને સંગમ દેવતાની સ્થિતિ વિચારો.

રિદ્ધિવાળા સંગમને દેવતાલોકમાંથી દેશનિકાલની સજા કરે છે. સંગમ જ્યારે દેશનિકાલ થાય છે, ત્યારે તેનો પરિવાર તેની દેવીઓ કોઈપણ તેની સાથે જઇ શકતું નથી. ઇન્દ્રની આ સજા તેના ભગવાન્ ઉપરના રાગને લીધે હતી, છતાં કોઇ શાસ્ત્રકારદ્વારા કોઇપણ સ્થળે ભગવાન્‌ને માટે ઇન્દ્રે કરેલી સજા સારૂ, ઇન્દ્રની કે તેની સજાની પ્રસંશા કરવામાં આવી નથી, જ્યારે બીજી બાજુએ ભગવાને દર્શાવેલી દયા માટે ભગવાનની સ્તુતિ તો સ્થળે સ્થળે કરવામાં આવી છે. ભગવાને દર્શાવેલી આ દયાને "बल्ल जगत् ध्वंसन रक्षणक्षमं कृपा च सा संगमके कृतागसि" એ શબ્દો દ્વારા કલ્પસૂત્રમાં પણ વખાણવામાં આવી છે. હવે આ વખાણ કઇ ચીજના છે તે સમજવાનો પ્રયત્ન કરો. આ સઘળા ઇતિહાસમાં લાગણીના વખાણને જ સ્થાન મળેલું છે. ઇન્દ્રે કરેલા કાર્યના વખાણ કરવામાં આવ્યા નથી. ઈન્દ્રે ભગવાનની જે સેવાઓ કરી છે, ભગવાન્ પરત્વે તેને જે માન અને પ્રેમ છે, જે લાગણી છે, તે લાગણીના વખાણ કરવામાં જરાય હરકત સંભવતી નથી. લાગણી તરીકે જો પ્રશંસા કરવી હોય તો ઇન્દ્રે દર્શાવેલી લાગણીના વખાણ અવશ્ય કરી શકાય એમ છે, પરંતુ ફળ તરીકે વખાણ કરવા હોય તો તો ભગવાને દર્શાવેલી દયાના જ વખાણ કરી શકાય, તે સિવાય બીજી કોઇપણ ચીજના વખાણ કરી શકાય તેમ નથી.

**કર્મનિર્જરા ક્યારે સંભવે છે?** ભગવાને દર્શાવેલી ભાવદયા નિઃસંશય અનુમોદ-

આવ્યું હતું કે ખંધક આચાર્યે પાલકને ભવાંતરે મારવાનું નિયાણું કર્યું હતું. ખંધક આચાર્યે આ નિયાણું પોતાના કોઇ સ્વાર્થ માટે કર્યું ન હતું. પાલકે શાસનની આશાતના કરી હતી, તેને અંગે તેને શિક્ષા કરવા ભવ બગાડીને પણ ખંધક તૈયાર થયા હતા!, ત્યારે હવે આ વૃત્તિને આરાધના કહેશો કે વિરાધના કહેશો વારૂં?, આચાર્ય ખંધકની આ વૃત્તિને આરાધના ગણવામાં આવી નથીજ પરંતુ તેને વિરાધનાજ ગણવામાં આવી છે. ભગવાન્ શ્રીમહાવીરદેવના શિષ્યો પ્રત્યે જ્યારે ગોશાળો આવ્યો હતો ત્યારે ભગવાને પોતાના શિષ્યોને શી આજ્ઞા કરી હતી, તેનો વિચાર કરો. ભગવાને પોતાના શિષ્યોને આજ્ઞા કરી હતી કે ગોશાળો ગમે તેવા મારા ઉપર આક્ષેપો કરે તે છતાં તમે ઉત્તર પ્રતિ ઉત્તર કરશો નહિ! અરે જીભ પણ ચલાવશો નહિ!! હવે કોઇ એવો પ્રશ્ન કરશે કે જો ભક્તિને અંગે; લાગણી અનુમોદવા યોગ્ય છે અને તેથી કર્મનિર્જરા થાય છે, તો પછી ભગવાનના શિષ્યોએ ભગવાન્ પ્રત્યેની અને શાસનપ્રત્યેની લાગણીને વશ થઇને ગોશાળા જોડે વાદવિવાદ કર્યો હોત તો તો તેથી પણ કર્મનિર્જરા જ થવા પામત, ત્યારે ભગવાને એ વાદવિવાદ જ બંધ કરી નંખાવ્યો, અને કર્મનિર્જરાનો માર્ગ જ બંધ કરી દીધો; તેનું શું? હવે આ રીતનો પોતાના શિષ્યોને સંદેશો આપીને ભગવાને કર્મનિર્જરાનો માર્ગ જ બંધ કરી દીધો હતો કે કેમ, તે પ્રશ્ન હવે વિચારીએ.

**માધ્યસ્થભાવના ક્યાં સંભવે છે?** તમોને આગળ મોતીનું ઉદાહ-

**ઔદાસીન્ય કેવી રીતે રાખી શકાય?** માધ્યસ્થભાવના ત્યાં સંભવી શકે છે કે જ્યાં ઉપદેશ આપવાથી આત્મા બેવડો ડૂબવા માંડે! એક શ્રાવક નગરશેઠનો છોકરો હતો. છોકરો કુસંગમાં પડી ગયો અને વટલીને મુસલમાન બની ગયો! નગરશેઠનો છોકરો! મોટાનું ફરજંદ અને આવો બનાવ!! પછી તો પૂછવું જ શું? ગામલોકોમાંથી સારા સારા પાંચ પંદર માણસો ભેગા થયા અને પેલા છોકરાને સમજાવીને પાછા લાવવાના ઈરાદાથી તે છોકરાને મળવા ગયા!, આ વખતે આ નવા મિયાજી ઘરને ઓટલે બેઠા હતા! આ મંડળ ગયું, છોકરાની સામે બેઠું અને છોકરાને કહે છે, "ભાઈ! અમે તારી સાથે થોડી વાત કરવા માગીએ છીએ!" છોકરો તરત જ ઘરમાં દોડ્યો. એક રકાબીમાં સેકેલા ભુંજેલા માંસના ટૂકડા અને બીજા હાથમાં ગ્લાસમાં દારૂ લઈને બહાર આવ્યો અને બધાની વચ્ચે બેસીને આ "વિષ્ટાભક્ષણ" કરતા તેણે પેલા મંડળને ઉત્તર આપ્યો, "ફરમાવો, મુરબ્બીઓ! શું હુકમ છે!," હવે પેલા મંડળે તે શી વાત કરવી! પરિણામ એ આવ્યું કે પેલું મંડળ બિચારૂં બોલ્યા ચાલ્યા વિના જ જેવું ગયું હતું તેવું ને તેવું જ પાછું ફર્યું! જે જીવો આવી પ્રકૃતિના હોય, જે જીવો ઉપદેશથી ઉલટા વધારે પાપકર્મમાં પરોવાશે એવી સોળે સોળ આનાની ખાતરી હોય, ત્યારે તેવા સંયોગોમાં ઔદાસીન્યભાવના રાખ્યા વિના છૂટકો જ નથી પરંતુ એ ઔદાસીન્ય કેવી રીતે અને શા માટે રાખવું જોઈએ તે વિચારવાનો અને સમજવાનો પ્રશ્ન છે.

આવડતજ નથી." પ્રપંચ નહિ કરો તો પણ દોષ તમારોજ, જગત તરતજ તમોને કહી દેશે કે, "અક્કલનો છાંટો પણ ક્યાં છે જે કામ કઢાવી લે !," લોભ ન રાખશો તો એવો આક્ષેપ કરશે કે: "એનાથી શું થાય ? આ કામ કરવામાં તો છાતીમાં હામ જોઈએ" થોડું ખાશો તો કહેશે કે "હરામખોર કંજુસનો કાકો છે, એ પેટ ભરીને પુરૂં ચાંપતો પણ નથી !" વધારે ખાશો તો કહેશે કે: "જોઇ લ્યો, છપ્પનીયામાંથી આવ્યો છે તે તપેલું સાફ કરી ગયો !" દુનિયાની આ દશા છે ! હવે કહો કે દુર્જનોએ કયો ગુણ દુષિત નથી બનાવ્યો ?

**માધ્યસ્થવૃત્તિ કેવી હોઇ શકે ?** સામાન્ય જગતનો સ્વભાવજ એવો છે કે એક પણ સદ્‌ગુણને તેણે સદ્‌ગુણ તરીકે રહેવા જ દીધો નથી. આવા સ્વભાવવાળા માણસો દુર્જનો પ્રત્યે ધારણ કરવામાં આવતી ઉપેક્ષાવૃત્તિને માધ્યસ્થપણાને પણ બાયલાપણું કહીને નિંદે છે. હવે ભગવાન્ શ્રીમહાવીરદેવે પોતાના શિષ્યોને ગોશાળાના પ્રસંગમાં મૂગા રહેવાનું એટલે માધ્યસ્થપણું રાખવાનું કેમ કહ્યું છે તેનો મેળ તમોને સમજાશે. કોઇને દેડકો કરડી જાય, કરડીને દેડકો દૂર બેઠો હોય, એટલામાં સામેથી સાપ ધીમે ધીમે દેડકા તરફ ધસી આવતો હોય; એવા પ્રસંગોમાં" થવા દો, દેડકાનું જે થવાનું હશે તે થશે; મારે એમાં શી પીડા છે, મેં દેડકાને થોડું જ અહીં બેસી રહેવાનું કહ્યું છે !" એવો વિચાર કરીને દેડકાને હાંકી ન મૂકવો

**દયા અને તેના બે પ્રકાર.** દયાના બે પ્રકાર છે, ભાવદયા અને દ્રવ્યદયા. જ્યાં ઉપેક્ષાવૃત્તિ રાખવાની છે ત્યાં દ્રવ્યદયા હસ્તીમાં નથી હોતી, પરંતુ ત્યાં ભાવદયા રાખવાની છે. ભાવદયા રાખીને પાપીનું શુભ ઇચ્છીને તેનાથી દૂર રહેવામાં માધ્યસ્થવૃત્તિનો સાક્ષાત્કાર વિદ્યમાન છે. આ સઘળું વિસ્તારપૂર્વક એટલા માટે કહેવાની જરૂર પડે છે કે તમે પ્રશસ્તદ્વેષ માનીને કોઇ વ્યક્તિ ઉપર દ્વેષ રાખતા બની જાઓ નહિ !, પ્રશસ્તદ્વેષનું એજ લક્ષણ છે કે દુર્ગુણો ઉપર ગમે એટલો દ્વેષ રાખો; (દુર્ગુણો ઉપર દ્વેષ રાખવાનો જ છે,) પરંતુ દુર્ગુણી ઉપર દ્વેષ રાખવાનો નથી જ !, દુર્ગુણી કારૂણ્યભાવની કક્ષામાંથી બહાર નીકળે અને ઉપેક્ષાવૃત્તિમાં જઇ પડે; એવે પ્રસંગે પણ તેના ઉપર ભાવદયા તો ખરી જ !, હવે પ્રશસ્તરાગનું વિચારો. પ્રશસ્તરાગ તે જ ચીજ છે કે જેમાં સદ્‌ગુણો ઉપર પણ રાગ રાખવાનો છે અને સદ્‌ગુણી ઉપર પણ રાગ રાખવાનો છે. છતાં પ્રશસ્તરાગ અને પ્રશસ્તદ્વેષનું એક મુખ્ય લક્ષણ વિચારવાનું છે. **જે પ્રશસ્તરાગ અને દ્વેષ નિર્જરા સાથે સંબંધ રાખે છે તે જ રાગદ્વેષ પ્રશસ્ત છે** બીજા રાગદ્વેષને પ્રશસ્ત સમજશો નહિ ! સદ્‌ગુણી અને સદ્‌ગુણ ઉપર જેટલે અંશે તમે રાગ રાખો છો તેટલે અંશે તેનો સંબંધ નિર્જરા સાથે છે અને દુર્ગુણ ઉપર જેટલે અંશે દ્વેષ રાખો છો તેટલે અંશે તેનો સંબંધ પણ નિર્જરા સાથે જ છે. મિથ્યાત્વાદિ દુર્ગુણો ઉપર જેટલે અંશે દ્વેષ રાખો છો તેટલે અંશે તેનો સંબંધ

મલ નીકળી જાય છે એટલે શક્તિ તો આપો આપજ આવી જાય છે! દેવ, ગુરુ, ધર્મ એને અંગે જે રાગ છે તે રાગ કર્મનિર્જરા કરાવનારો છે અને જ્યાં કર્મનિર્જરા થઇ રહે છે કે આ રાગ આપોઆપ મટી જાય છે. પ્રશસ્ત રાગ દ્વેષ ટાળવો જરૂરી છે એમ જણાવી તેને માટે ઉપદેશ કે બીજા કશાની પણ જરૂરિઆત શાસ્ત્રે બતાવી નથી.

**ત્યાગી દેહ એ મોક્ષની સીડી છે.** અપ્રશસ્તમોહ, અપ્રશસ્ત દ્વેષ, પૌદ્ગલિક પ્રીતિ એના ઉપર રામબાણ ઔષધ તે પ્રશસ્ત રાગદ્વેષ છે. જ્યાં પ્રશસ્ત રાગદ્વેષ આવીને અપ્રશસ્ત રાગદ્વેષાદિને હાંકી કાઢે છે કે, પ્રશસ્ત રાગદ્વેષ એની મેળે જ ટળી જાય છે. "મોહ નાશ પામી શકતો નથી." એવી દલીલ કરનારાઓ એમ કહે છે કે જેમ છોકરી પિયરમાંથી સાસરે આવે છે ત્યારે તેનો મોહ જતો નથી પરંતુ મોહમાં પલટો આવે છે, તેજ પ્રમાણે અપ્રશસ્તમોહ એટલે પૈસા, ટકા, બૈરી, છોકરાં ઇત્યાદિ સંસારની વસ્તુઓ ઉપરનો મોહ જાય છે અને તેને સ્થાને પ્રશસ્તમોહ જન્મે છે એ મોહનો પલટો થયો છે; એ વાત કબૂલ છે, તેની કોઈ ના પાડતું જ નથી, પરંતુ બીજા પ્રકારનો મોહ એવો જ છે કે તે પોતાની મેળે જ ટળી જનારો છે. કોઇ એમ પણ કહેશે કે સાધુ જો મોહવિરોધી ઉપદેશ આપે છે તો પછી સાધુએ પોતાના શરીર ઉપર પણ શા માટે મોહ રાખવો જોઈએ. આવી દલીલથી સાધુ પોતાને શરીર-પર મોહ નથી એ દર્શાવવા માટે કાંઇ આપઘાત કરવા જવાનો

અને સરાગી છે તેથી જ સંઘાડાનો બંદોબસ્ત કરવાની સરાગી સાધુઓની ફરજ છે. દીક્ષા દેનાર આચાર્યે વા સાધુએ પણ એ વાત તો વિચારવી જ પડે છે કે હું દીક્ષા તો આપુ છું પરંતુ એ સઘળા શિષ્યોને હું ઉપકરણો વગેરે પૂરા પાડી શકીશ કે નહિ?, આ વિચારણામાં પણ મોહ છે પરંતુ તે પ્રશસ્ત રાગ છે. પ્રશસ્ત મોહની સ્થિતિ જ એ છે કે તેને નિર્જરા સાથે સીધો સંબંધ હોય છે અને તે રાગ પોતાની મેળે જ ટળી જવાના સ્વભાવવાળો હોય છે. પ્રશસ્તમોહ એ કોઈપણ રીતે ધિક્કારવા લાયક ચીજ નથી પરંતુ તે અંત્ય કોટિએ ત્યાજ્ય છતાં પૂર્વ અવસ્થામાં અવશ્ય આદરવા લાયક વસ્તુ જ છે.

**ભવરૂપી ભયંકર પર્વત.** બાળપણાના સંસ્કારો કંઈ જ કામના નથી એવું જેઓ કહે છે તેઓ માનસશાસ્ત્રને દૂર ફેંકી દઈને વાત કરનારા છે. બાળકોમાં ગૂઢ શક્તિ રહેલી છે અને તેથી જ તેમના ઉપર જે સંસ્કારો પડે છે તે સંસ્કારોને તેઓ ઝીલી લે છે. શ્રાવકના છોકરાને પાડોશમાં માંસનું તપેલું ઉકળતું હોય તો તરત જ તેની ગંધ દુર્ગંધ તરીકે પરિણમે છે, અને બીજા માંસાહારીઓને તેમ નથી થતું એનું કારણ વિચારો?, એનું કારણ એ છે કે જૈનબાળકમાં જન્મથી જ તેવા સંસ્કારો પડેલા હોય છે. જૈનબાળકને ગળથુથીમાંથી જ એવા ત્રણ સંસ્કાર નાખવામાં આવે છે કે—

(૧) આ આત્મા અનાદિનો છે.

# શાસન અને સુધારક પક્ષની તુલના

ભાગ-૨

શાસ્ત્રકાર મહારાજા ન્યાયાચાર્ય શ્રીમાન્ યશોવિજયજી મહારાજ ભવ્યજીવોના ઉપકાર માટે જ્ઞાનસાર નામક ગ્રંથ રચતાં જણાવે છે કે કમાએલાનું રક્ષણ કરવાની બુદ્ધિ જેમ સંસારમાં છે તેજ પ્રમાણે કમાએલાના સંરક્ષણની બુદ્ધિ ધર્મકાર્યપરત્વે પણ રાખવાની જરૂર છે. કોઈ માણસ દશ હજાર રૂપીઆ કમાયો હોય અને રોજના પચાસ રૂપીઆ મેળવતો હોય તો બે ચાર દિવસની કમાણી છોડીને પણ તે પહેલાં દશ હજાર રૂપીઆની રક્ષણ કરવાની ગોઠવણું કરશે. રાજા, તલવારની ધારથી કમાણી કરે છે પરંતુ એ કમાએલો પૈસો પણ તેને સળીયાવાળી જેલો બાંધીને અથવા તો તિજોરીના ઓરડાઓ ચણીને ફરજીયાત રીતે બચાવી લેવાની જરૂર પડે છે. જૈન સમાજે આ સંબંધમાં પોતાને ઘરઆંગણે ઉપસ્થિત થએલું ઉદાહરણ જ જોવાની જરૂર છે,

તે છતાં વિરોધીઓ એવું કહેવા મંડી પડયા હતા કે આ રીતે લાખો રૂપીયાનો ધુમાડો કરવો એના કરતાં જ્ઞાનની કોઈ સંસ્થા સ્થાપવી એ શું ખોટું હતું? એમની દૃષ્ટિએ જ્ઞાનની સંસ્થા એટલે શું તે વિચારી જોજો! એમની દૃષ્ટિએ જ્ઞાનની સંસ્થા એટલે કૉલેજ, હાઈસ્કૂલ, હુન્નરશાળા વગેરે સંસ્થાઓ અથવા તો દેડકા મારવા કાપવાની એમની લાડકી મેડીકલ કૉલેજ! ઉપધાનમાં જે દ્રવ્ય ખરચાય છે તે આ ભાઈઓને સાલે છે અને તેને ધુમાડો કહે છે પરંતુ છોકરાના લગ્ન ને વિવાહના પ્રસંગમાં સિનેમા, નાટક, મોટરો વગેરેની દોડાદોડીમાં અને પાર્ટીઓમાં જે દ્રવ્ય ખરચાય છે તે આ લોકોને સાલતું નથી!

**જૈનશાસનની રક્ષા માટે જ.** ઉપાશ્રયની મરામતમાં જે પૈસો ખરચાય છે, જિન મંદિરોનો જીર્ણોદ્ધાર કરવામાં ખર્ચ થાય છે કે સાધર્મિકોની ભક્તિ પાછળ જે દ્રવ્ય વપરાય છે તેને આ લોકો ધુમાડો કહે છે, પરંતુ વિલાયતમાં લક્ષ્મી હુન્નર ઉદ્યોગ આદિ કારણે ડેપ્યુટેશનો મોકલવાં, કે એવા જ બીજાં બેરીસ્ટર કે સરજન વગેરે કરવા માટે વિલાયત વગેરે સ્થાને મોકલવા અને તેમાં પૈસા વેડફી દેવા તે તેમને પૈસાનો સુમાર્ગે વ્યય થયેલો લાગે છે. વળી એવાઓની દૃષ્ટિ જ્ઞાન કોને કહે છે તે વિચારો! મોક્ષ પામવાનો માર્ગ તે જ્ઞાન નથી, કર્મોનો અને આત્માનો યોગ આ રીતે થાય છે, અમુક રીતે કર્મો છૂટે છે અને પછી સિદ્ધપદ મળે છે એવું પ્રતિપાદન કરવામાં આવશે તો કહેશે,

કરો. પહેલું તો એ બન્યું હોત કે જેનામાં પૂરતા સંસ્કારો અને જ્ઞાન નથી અથવા જેઓ વ્યાખ્યાન સાંભળવા જેવા કાર્યમાં વારંવાર રસ લેતા નથી તેવા બધા સાધર્મિક બંધુઓ સત્યવિમુખ બની ગયા હોત! અને બીજું જૈનેતર આર્યોમાં અને આર્યેતરોમાં એવી છાપ પડી હોત કે જૈનધર્મ ઠામ-ઠેકાણા વિનાનો ધર્મ છે! ધર્મપ્રિય વર્ગે કરેલા પરિશ્રમથી આ સ્થિતિ આવતી અટકી જવા પામી છે. હવે જો ધર્મપ્રિય વર્ગે કરેલો આ પરિશ્રમ અને ખરચેલું દ્રવ્ય બીજે માર્ગે વપરાયું હોત તો તે કેટલું લાભદાયી હતું તેનો વિચાર કરો. આ પૈસા વડે સેંકડો અજૈનોને જૈન બનાવી તેમના આત્માનું કલ્યાણ કરી શકાયું હોત; આમ થાત તો નિઃસંશય તે સારી વાત હતી પરંતુ તેમ ન થતાં ખરચાએલા દ્રવ્યથી અને વપરાએલા પરિશ્રમથી પણ જે કાર્ય નિષ્પન્ન થયું છે તે અત્યંત લાભદાયી તો છે જ! તમે નવું કાંઈપણ કરી શક્યા નથી તેનું કારણ જુઓ તો વિરોધીઓની સઘળી પ્રવૃત્તિઓ જ છે.

**શાસન સામે ભયંકર હુમલો.** ધર્મીવર્ગના દ્રવ્યવ્યયથી બીજું દેખીતું ફળ નથી આવ્યું એ વાત સાચી છે પરંતુ તેનો સઘળો ફલિતાર્થ એજ થયો છે કે આપણે નવું રાજ્ય જીતી શક્યા નથી, પરંતુ આપણે એક ઇંચ જેટલી પણ જમીન ખોઈ નાખી નથી. અધર્મીઓની સઘળી દુષ્ટ પ્રવૃત્તિઓના પ્રતિકારમાં ધર્મીવર્ગે જે કાંઈ ખર્ચ અને શક્તિનો વ્યય કર્યો છે તે સઘળામાં

શકનારાઓ જેઓ પોતાને સુધારક કહેવડાવે છે. તેમણે શાસન-સંચાલનના કાર્યને તોડી પાડવાના કરેલા પ્રયાસોમાં તેમનો પહેલો પ્રયાસ એવો હતો કે સાધુ સંસ્થા તોડી નાખવી અને તે ન બની શકતું હોય તો સાધુસંસ્થાને પોતાના અંકુશમાં લઇ લેવી. સુધારકોના આ મનોરથ સામે શાસન-પ્રેમીઓએ પ્રચંડ વિરોધ ઉઠાવ્યો હતો અને એ વિરોધ એટલો બધો સમર્થ નિવડ્યો હતો કે જેના યોગે કરીને સાધુસંસ્થા તૂટવાની તો બાજુએ રહી, પરંતુ ઉલટી સાધુ-સંસ્થામાં અભિવૃદ્ધિ જ થવા પામી હતી. જેમ જેમ સાધુ-સંસ્થાની સામે ઘોર અને નિંદનીય પ્રકારનું પ્રચારકાર્ય થતું રહ્યું હતું તેમ તેમ બીજી બાજુએ દીક્ષા ઝપાટાબંધ વધતી જ જવા પામી હતી. એક તરફ આ રીતે દીક્ષા વધી રહી હતી ત્યારે બીજી તરફ દીક્ષાજીવનની જ એક ઝાંખી આવૃત્તિરૂપ ઉપધાનની ક્રિયાનો ઝપાટાબંધ વધારો થઈ રહ્યો હતો. શાસનસેવકોએ માત્ર વિરોધીઓએ કરેલો સાધુસંસ્થા સામેનો હલ્લો રોકવાનો જ યત્ન કર્યો હતો. ત્યારે બીજી બાજુએ સાધુઓ તથા ધર્મક્રિયાઓની સુંદર અભિવૃદ્ધિ એ પણ તેનું પરિણામ આવી રહ્યું હતું. શાસનસેવકોએ માત્ર સંરક્ષણ બુદ્ધિથી જ જે કાર્યો કર્યા હતા તેના આ રીતે રક્ષા અને અભિવૃદ્ધિ એવાં બે સુંદર પરિણામો આવવા પામ્યા હતા. હવે આગળ જોઇએ.

**ગરીબ જૈનોનો ઉદ્ધાર.** સાધુસંસ્થાના વિનાશ સાથે સુધારકોનો બીજો મનોભાવ

**ધર્મસંસ્થાઓનો નાશ.** સુધારકોએ પોતાના ત્રીજા કાર્ય તરીકે તેમની દૃષ્ટિનો જ્ઞાનપ્રચાર નક્કી કર્યો હતો. પાંચ વર્ષની સુધારકોની પ્રવૃત્તિ દરમિયાન તેમની કેળવણી વિષયક પ્રવૃત્તિને ટાળવાનો યા તેમનો સામનો કરવાનો કોઈએ પણ પ્રયાસ કર્યો ન હતો તે છતાં સુધારકો પાંચ વર્ષમાં શિક્ષણની એક પણ નવી સંસ્થા સ્થાપી શકયા નથી અથવા જુની શિક્ષાની સંસ્થાને તેઓ પગભર બનાવી શકયા નથી! સુધારકોએ સાધુસંસ્થાને તોડી પાડવા, અને તેમના કહેવાતા બીજા કાર્યક્રમોને પોષવા ભરચક પૈસા વાપર્યા હતા અનેક સમર્થ માણસોને તેમણે પગાર અને પૈસા આપી આપીને રોકયા હતા અને બીજો પણ બહુ પરિશ્રમ કર્યો હતો છતાં તેમની સઘળી પ્રવૃત્તિનો સાર આવ્યો છે શૂન્ય! સુધારક પ્રવૃત્તિનું આ સરવૈયું છે. સુધારકોનું આ સરવૈયું તેમને માટે નિરાશાજનક છે અને તેથી તેમની પ્રવૃત્તિને લોકાદર નથી મળતો એ સાબીત થાય છે પરંતુ આ સઘળું તપાસતી વખતે એક વાત ખાસ યાદ રાખવાની છે કે આ સઘળું પરિણામ શાસનરક્ષકોએ કરેલી સત્પ્રવૃત્તિને આભારી છે. શાસનસેવકો જો યથોચિત સમયે જાગૃત થયા ન હોત અને તેમણે સંરક્ષક ચળવળો ઉપાડી ન લીધી હોત તો નિઃસંશય ધર્મક્રિયાઓ અને ધર્મસંસ્થાઓનો વિનાશ જ થઈ જાત!

**સંરક્ષણની મોટી જવાબદારી.** છેલ્લાં પાંચ વર્ષનો જ્યારે જૈનસમાજનો

કોઇપણ કારણને માટે નહિ, પણ માત્ર ભાવ અને અર્થને સ્પષ્ટ કરવાને માટે જ તેનું પ્રયોજન છે.

**વાણીયો અને ચામડીઓ.** એક ગામથી એક અનાજનો વેપારી અને બીજો ચામડીઓ બહારગામ જવા નીકળ્યા હતા. એ પ્રસંગે તેમની સાથે બીજા પણ કેટલાક પ્રવાસીઓ હતા. આ પ્રવાસીઓએ જતી વખતે પેલા દાણાવાળા વેપારીનો સંગ કર્યો અને જે ઠેકાણે જવું હતું તે સ્થળે પહોંચ્યા. આ સ્થળે પાંચ પંદર દિવસ રહ્યા. ત્યાંથી પેલા વેપારીએ અને ચામડીયાએ માલની ખરીદી કરી લીધી અને છેવટે યથા સમયે પોતાને ઘેર પાછા આવવા નીકળ્યા. આ વખતે પણ પેલા પહેલાંનાજ બીજા પ્રવાસીઓ તેમની સાથે જ હતા, પરંતુ સ્વદેશ પાછા આવતાં પેલા બીજા મુસાફરોએ દાણાના વેપારીનો સંગ ન રાખતાં ચામડીયાનો સંગ રાખ્યો! પ્રવાસીઓએ જતી વખતે દાણાના વેપારીઓનો સંગ રાખ્યો અને આવતી વખતે ચામડીયાનો સંગ રાખ્યો, એથી એક માણસને આશ્ચર્ય લાગ્યું અને તેમણે પેલા પ્રવાસીઓને આ પ્રમાણે કરવાનો મર્મ પૂછયો. પ્રવાસીઓએ જવાબ આપ્યો કે "અમે, ચામડીયો અને દાણાનો વેપારી સ્વદેશથી એક સાથે પરદેશ જવા નીકળ્યા હતા. પરદેશ જતી વખતે દાણાના વેપારીના મનમાં એવો વિચાર હતો કે વિદેશમાં વરસાદ ઘણો પડે, નદીનાળાં તર થાય, રોગની ઉપાધિઓ ન હોય અને અનાજ બહુજ પાકે

નવું જિનમંદિર બંધાવવામાં એકગણું પુણ્ય છે પરંતુ જુના જિનમંદિરનો જીર્ણોદ્ધાર કરવો કરાવવો એથી આઠગણા પુણ્યની પ્રાપ્તિ થવા પામે છે. આ રીતે શાસનપ્રેમીઓ નવું કાંઇપણ કરી શકયા જ નથી પરંતુ તે છતાં તેમણે જુનું જે હતું તેનો સંપૂર્ણ રીતે પુનરુદ્ધાર કર્યો છે અને તેથી જ તેઓ આઠગણા પુણ્યના ભાગી બન્યા છે. શાસનપ્રેમીઓએ કરેલી પ્રવૃત્તિનું શાસ્ત્રદૃષ્ટિએ તેમને મળેલું આ પરમ ફળ છે. શાસનપર આવતા સંકટોનો સામનો કરીને શાસનની સંરક્ષા કરવી એ તો જાણે કે શાસનપ્રેમીઓની ફરજ છે જ, પરંતુ એવા પ્રસંગો ઉપસ્થિત જ ન થવા દેવા એવું કરવાની શાસન-પ્રેમીઓની ખાસ જવાબદારી છે અને એ જવાબદારી તેમણે પીછાણી લેવાની ખાસ જરૂર છે. શાસનપ્રેમીઓએ શાસનપર આવેલા સંકટોનો બહાદુરીથી સામનો કર્યો છે એ વાત ન ભૂલી શકાય એવી છે પરંતુ યાદ રાખવું જોઇએ કે શાસન-વિરોધીઓ પણ જૈનોમાંથી જ પાકયા છે!

**સંસ્કાર પાડતાં સંભાળજો.** એક બીજું ઉદાહરણ લઇએ. ધારો કે એક શ્રીમંત શેઠીયો છે, રસ્તામાં ફરવા નીકળ્યો છે, માર્ગમાં સિપાઈ ઉભો છે. પેલો શેઠીયો સિપાઇને ધક્કો મારી પાડી નાખે છે, પરિણામે કેસ થાય છે અને તે કેસમાં બચાવમાં એ શ્રીમંત જોઇએ તેટલા પૈસા ખરચે છે! આ સ્થિતિમાં પેલા શેઠીયાએ પૈસાનો સદુપયોગ કર્યો છે એમ કહી શકાતું જ નથી. શેઠની ફરજ જેમ ગુન્હો ન કરવાની છે; તેમ તમારે

બંધ ખપી જાય ! આ રીતે સ્વદેશમાંથી વિદેશમાં જતી વખતે દાણાવાળાના વિચારો પ્રશસ્ત હતા અને ચામડીયાના વિચારો અપ્રશસ્ત હતા અને આવતી વખતે દાણાવાળાના વિચારો પાપી અને ચામડીયાના વિચારો વિશુદ્ધ હતા. અર્થાત્ જતી વખતે વાણીયો સજ્જન હતો માટે અમે તેનો સંગ કર્યો હતો ત્યારે આવતી વખતે વાણીયો દુર્જન બન્યો હતો અને ચામડીઓ સજ્જન બન્યો હતો માટે અમે ચામડીયાનો સંગ સેવન કર્યો હતો. અહિં પણ જેઓ એમ વિચારે છે કે જૈનોનાં બાળકો ગુજરાન કે વ્યવહારને ખાતર સ્કૂલ અને કોલેજ વગેરેનું શિક્ષણ લેવાનાજ છે, પણ તેઓ જૈનસંસ્કાર વિના તે શિક્ષણ લેતાં ધર્મહીન બને છે માટે તેઓને ધર્મસંસ્કાર માટે સંસ્થાઓની જરૂર છે એમ ધારી શુદ્ધ દેવ ગુરુ અને ધર્મના પરમ ભક્ત બનાવે તો તે કરનારાઓ જરૂર ઉત્તમ ભાવનાવાળા છે પણ તે સંસ્થામાંથી જરૂર ધર્મના ધોરીજ પાકે.

**સુધારકોની મનોદશા.** શાસનપ્રેમીઓ અને સુધારકોની સ્થિતિને સ્વદેશથી વિદેશ જતા વાણીયા અને ચામડીઆ જોડેજ સરખાવી શકાય એક ઉજમણું, ઉપધાન કે દીક્ષા થતી હતી અથવા બીજા કાંઇપણ ધર્મના કામો થતાં હતાં તો તેના શ્રવણ માત્રથીજ શાસનવાદીઓને આનંદ થતો હતો. એક દીક્ષા થતી તો શાસનવાદીઓના આનંદનો પાર રહેતો ન હતો. ઉપધાન ઉત્સવ થતા હતા તો શાસનપ્રેમીઓ અત્યંત હર્ષ અનુભવતા હતા

નવું જિનમંદિર બંધાવવામાં એકગણું પુણ્ય છે પરંતુ જુના જિનમંદિરનો જીર્ણોદ્ધાર કરવો કરાવવો એથી આઠગણા પુણ્યની પ્રાપ્તિ થવા પામે છે. આ રીતે શાસનપ્રેમીઓ નવું કાંઇપણ કરી શકયા જ નથી પરંતુ તે છતાં તેમણે જુનું જે હતું તેનો સંપૂર્ણ રીતે પુનરુદ્ધાર કર્યો છે અને તેથી જ તેઓ આઠગણા પુણ્યના ભાગી બન્યા છે. શાસનપ્રેમીઓએ કરેલી પ્રવૃત્તિનું શાસ્ત્રદૃષ્ટિએ તેમને મળેલું આ પરમ ફળ છે. શાસનપર આવતા સંકટોનો સામનો કરીને શાસનની સંરક્ષા કરવી એ તો જાણે કે શાસનપ્રેમીઓની ફરજ છે જ, પરંતુ એવા પ્રસંગો ઉપસ્થિત જ ન થવા દેવા એવું કરવાની શાસનપ્રેમીઓની ખાસ જવાબદારી છે અને એ જવાબદારી તેમણે પીછાણી લેવાની ખાસ જરૂર છે. શાસનપ્રેમીઓએ શાસનપર આવેલા સંકટોનો બહાદુરીથી સામનો કર્યો છે એ વાત ન ભૂલી શકાય એવી છે પરંતુ યાદ રાખવું જોઇએ કે શાસનવિરોધીઓ પણ જૈનોમાંથી જ પાકયા છે!

**સંસ્કાર પાડતાં સંભાળજો.** એક બીજું ઉદાહરણ લઇએ. ધારો કે એક શ્રીમંત શેઠીયો છે, રસ્તામાં ફરવા નીકળ્યો છે, માર્ગમાં સિપાઈ ઉભો છે. પેલો શેઠીયો સિપાઈને ધક્કો મારી પાડી નાખે છે, પરિણામે કેસ થાય છે અને તે કેસમાં બચાવમાં એ શ્રીમંત જોઇએ તેટલા પૈસા ખરચે છે! આ સ્થિતિમાં પેલા શેઠીયાએ પૈસાનો સદુપયોગ કર્યો છે એમ કહી શકાતું જ નથી. શેઠની ફરજ જેમ ગુન્હો ન કરવાની છે; તેમ તમારે

પરિશ્રમ ધર્મની બાબતમાં પણ લેતા હો, તો આજે ધર્મી વર્ગને જે સ્થિતિનો સામનો કરવો પડે છે તેનો સામનો ન જ કરવો પડત! હવે એક બાજુએ વેપાર રોજગારમાં કુસંસ્કાર ન પડે તે માટે તમે રાત દહાડો એક કરો છો ત્યારે બીજી બાજુએ ધર્મ સંબંધમાં તમે તદ્દન બેદરકાર છો. તમારો છોકરો નિશાળમાં જઇને રોજ એ શબ્દો ગોખે છે કેઃ—

"ઓ ઇશ્વર! તું એક છે, સરજ્યો તેં સંસાર!
પૃથિવી, પાણી, પર્વતો, તેં કીધાં તૈયાર!"

જૈનધર્મ જે ભૂમિકા ઉપર ઉભો છે તે ભૂમિકાનું—જૈન-ધર્મનું; આ શબ્દો વડે સત્યાનાશ નીકળી જાય છે પરંતુ તેની તમોને જરાપણ દરકાર નથી. હવે બીજી બાજુએ મુસલમાનોનો દાખલો લો. મુસલમાનોનો ધર્મ એવો છે કે તેઓ ઈશ્વરને કોઇના માબાપ માનતા નથી ઇશ્વર મનુષ્યોનો માતાપિતા છે એવું તેઓ કબુલ રાખતા નથી. તેમના છોક-રાઓમાં એથી ઉલટા સંસ્કાર ન પડે તે માટે તેઓ કેટલી કાળજી રાખે છે તે જુઓ! સરકારી વાંચનમાળા તરીકે ઓળખાતી "ટેક્સ્ટ્ બુક્સ કમિટિ" એમણે તૈયાર કરેલી ત્રીજી ચોપડીના આઠમા પાઠમાં ઈશ્વરની સ્તુતિની એક કવિતા છે. આ કવિતામાં પાંચમી અને છઠ્ઠી લીટીઓ નીચે પ્રમાણે હતી.

"પ્રભુ! માત ને તાત છો આપ મારા.
તમે છો પિતા! સર્વને પાળનારા!"

ત્યારે ધર્મવિનાશના જે સંસ્કારો પડે છે તે તો એવા સખ્ત છે કે જે કદીપણ ભુંસાવાના નથી, એ સંસ્કારો ધર્મના વિનાશને નોતરે છે. આજે ધર્મમાં ગ્લાનિનો આવિર્ભાવ થયેલો તમે નિહાળો છો અને આર્યભાવનાની ભયાનક વિભાવરીના દર્શન થાય છે તેનું સાચું કારણ એ જ છે કે બાળકોમાં કેવા સંસ્કાર પડે છે તે તરફ આપણું બિલ્કુલ લક્ષ જ જતું નથી. બાળક એ તો કેમ જાણે કચકડાનું એક ઢીંગલું જ ન હોય તેમ જગત તેને શોભાવે શણગારે છે, પરંતુ તેને સુધારવાનું, તેનામાં ખોટા સંસ્કાર ન પડે અને સાચા સંસ્કારો જ પડે તે નીહાળવાનું આપણે કદીપણ વિચારતા જ નથી. એનું જ પરિણામ એ છે કે ભગવાન્ મહાવીરનાં જ સંતાનો હોવાનો દાવો કરનારાઓ જૈનશાસનની જડ ખોદવા તૈયાર થાય છે. કાંતો વટલી જઇને મુસલમાન ખ્રીસ્તિ પણ બને છે ! સુધારકો ધર્મસેવાની મોટીમોટી બૂમો મારે છે પરંતુ હું તેમને પણ પૂછું છું કે સિંધ, પંજાબ, બંગાળા અને મધ્યપ્રાંતોમાં સેંકડો અહિંસાવાદી જૈનભાઇઓ રોટલાને માટે મુસલમાન થતા જાય છે, તમે તેમની શી સેવા બજાવી ? કેટલાને મદદ કરી આર્યજાતિથી ભ્રષ્ટ થતા અટકાવ્યા ? તમારા ઉદ્દેશ પ્રમાણે જે ખરૂં કરવાનું કાર્ય તે પણ તમે કરતા નથી અને ખોટાખોટા ઉન્નતિના સ્વપ્ના સેવી શાસનનો મહાન્ રથ જે શાંતિથી ચાલી રહ્યો છે તેને તોડી ફોડી નાખવા તૈયાર થાઓ છો, આ તે કઇ જાતની તમારી માન્યતા !

**નાનપણુથીજ સંસ્કાર પાડો.** "બાળક છે!" એમ કહીને બાળકના દોષો ચાલવા દેવા એ હવે પાલવે તેમ નથી. બાળકની ઉંમરનો સંબંધ શિક્ષણ સાથે છે પરંતુ સંપૂર્ણ રીતે ઉંમરનો સંબંધ વર્તન સાથે નથી જ! પાંચ વરસનો છોકરો હોય તે પણ ચોરી ખરાબ છે એમ જાણીને એ ચોરી કરે છે! સાઠ વરસનો ડોસો પણ ચોરી ખરાબ છે એ જાણવા છતાં ચોરી કરે છે. જૈનોના છોકરાને આ સાધુના વસ્ત્રોની પવિત્રતા સહેજે સમજાય છે. તે સાધુને "મહારાજજી" કહીને વંદન કરે છે ત્યારે મિથ્યાત્વીના સો વર્ષના બુઢ્ઢાને પણ સાધુની પવિત્રતાનો લેશમાત્ર એ ખ્યાલ હોતો નથી! અર્થાત્ નાના બાળકોને પણ સંસ્કાર નાનપણથી જ પાડવાની જરૂર છે. આ સંબંધમાં એક ચોર અને તેની માતાનું ઉદાહરણ બહુ જાણીતુ છે. એક ચોર હતો તે ચોરી કરવા ગયો. ચોરી કરતાં મારામારી થઇ અને તેમાં ઘરવાળો મરી ગયો. ચોર પકડાતાં ચોરને ફાંસીની સજા થઈ. સજાનો જ્યારે અમલ થવાનો વખત આવ્યો ત્યારે રાજાએ તેને પૂછ્યું કે "શું તારે કોઇને મળવું છે?" છોકરાએ જવાબ આપ્યો કે; હા! મારી માતાને મળવું છે. ચોરની અંતિમ ઇચ્છા સંપૂર્ણ કરવાના હેતુથી રાજાએ ચોરની માતાને ત્યાં હાજર કરી. પેલા ચોરે એ દરમિયાન એક છરી મેળવી રાખી હતી. જેવી પેલી ચોરની માતા ચોરને મળવા આવે છે તેવો જ ચોર આગળ ધસ્યો અને તેણે એકકે ઘાએ માતાના બંને સ્તનો કાપી નાખીને તેને તેના શરીરથી જુદાં પાડી દીધાં!

ઉપરથી એ જ સાબીત થાય છે કે છોકરાઓને જે કુસંસ્કારો પડે છે તેને માટે બીજું કોઇ નહિ પણ છોકરાઓના વાલીઓ અથવા તેના માતાપિતા જ જવાબદાર છે. એજ રીતે ધાર્મિક વિષયમાં પણ જે બાળકો કુસંસ્કારી નીકળે છે. અને ધર્મની સામે આંખો કાઢીને ઉભા રહે છે તે માટેની પણ સાચી જવાબદારી માતાપિતાની છે. આજના માબાપો બાળકોને ધર્મની કેળવણી આપે છે, નથી આપતા એમ નહિ; પરંતુ એ ધર્મની કેળવણી એવી વિચિત્ર રીતે આપવામાં આવે છે કે જેથી તમે અનાજ સેકીને વાવો છો એમ જ કહી શકાય! ધર્મની કેળવણી આપો છો ખરા, પરંતુ તે ફુરસદને વખતે. જો નવરાસ મળે તો ધર્મના બે આંકડા ભણ્યો ન ભણ્યો તે ઠીક! પણ આખો દહાડો છોકરો નિશાળે તો જવો જ જોઈએ. આવા ધાર્મિક શિક્ષણનું કશું પણ મૂલ્ય થતું નથી. દુન્યવી શિક્ષણ એ તમારી મુખ્ય ચાવી છે. મુખ્ય ધ્યેય તરીકે તમે તમારૂં દુન્યવી શિક્ષણ કાયમ રાખો છો અને વધારાના સમયમાં ધર્મના શિક્ષણની વાતો કરો છો. આવી પરિસ્થિતિ જ્યાં સુધી કાયમ છે ત્યાં સુધી શાસનના વિરાધકો જરૂર પાકયે જ જવાના છે! આ સ્થિતિમાંથી તમારે ઉગરી ગયે જ છૂટકો છે. તમે સઘળી બીજી બાબતોમાં જૈનકોમને અને અન્ય કોમને સરખાવો છો અને બૂમાબૂમ કરી મૂકો છો કે જૈનોમાં બાળવિધવાઓ વધારે છે તેનો કાંઇ રસ્તો નીકળતો નથી. ફલાણું આમ છે તેનું કાંઇ બનતું નથી પરંતુ તમે ધાર્મિક શિક્ષણની બાબતમાં તમારી જાતને બીજા સાથે સરખાવતા

દૃઢપણે આ સંસ્કાર પાડવા જ જોઇએ. જો આ સંસ્કાર તમે તમારા બાળકમાં નથી પાડતા તો સમજી લેજો કે તમે જૈન માતાપિતા ગણાવાને માટે લાયક નથી યા હકદાર પણ નથી જ. આ મહાસંસ્કાર એવા છે કે તે જગતના સઘળા દુઃસંસ્કારને આવતા રોકે છે અને ધર્મવૃત્તિને જાગૃત કરે છે.

**હિતબુદ્ધિનો જ હેતુ છે.** આત્મા, ભવ અને કર્મ અનાદિના છે એવા સંસ્કારો જ્યાં દૃઢ થાય છે કે અધર્મના સંસ્કારો પડતા જ નથી અને પડેલા હોય તો પણ તે નાસવા જ માંડે છે. આ વસ્તુ આત્મામાં ઠસી જાય છે તો તે સઘળા કુસંસ્કારોને દૂર કરે છે અને સુસંસ્કારોને પોષે છે એ કેવી રીતે થાય છે અને એથી ભવપર્વતનું ઉલ્લંઘન કેવી રીતે થાય છે તે હવે જોવું જોઇએ, પરંતુ એ જોઇએ તે પહેલાં છેવટના મુદ્દા ઉપર ફરી એકવાર નજર નાખવી જ રહી. આપણા બાળકોમાં આપણે જોઇતા સંસ્કારો નથી પાડયા તેને જ અંગે આજના સુધારકો નિપજ્યા છે અને એ સુધારકોની સઘળી પ્રવૃત્તિઓ એવી થવા પામી છે કે જેણે શાસનનો જડમૂળથી નાશ કરવાની તૈયારી કરી છે. તેમની પાંચ વર્ષની પ્રવૃત્તિનું ફળ શૂન્યથી વધારે નથી. નથી તેઓ સાધુસંસ્થાને નિર્મૂળ કરાવી શકયા, નથી તેઓ દેવદ્રવ્ય ખરચીને વિદ્યાલય બંધાવી શકયા, નથી તેઓ વિધવા બહેનોને નાતરાની જાતરાએ ચઢાવી શકયા, કે નથી તેઓ વટલીને મુસલમાન ખ્રિસ્તી બની જતાં સાધર્મિક ભાઇઓને મદદો આપી બચાવી શકયા! ત્યારે શાસનપ્રેમીઓ

આ ભવ એ એક મહાભયાનક પર્વત છે. આ ભવરૂપી પર્વતનું ઉલ્લંઘન કરવાની દરેક આત્માની ફરજ છે પરંતુ એ ભવરૂપી મહાગિરિરાજનું ઉલ્લંઘન ત્યારે જ થઈ શકે છે કે જ્યારે આત્મા છઠ્ઠાગુણસ્થાનકે આવી પહોંચે છે. જ્યાં સુધી આત્મા છઠ્ઠા ગુણસ્થાનકે આવી શકતો નથી ત્યાં સુધી તેણે ભવરૂપી ભયાનક પર્વતનું ઉલ્લંઘન કર્યું છે એમ ગણી શકાતું નથી. જીવ જ્યારે છઠ્ઠે ગુણસ્થાનકે આવે છે ત્યારે તે લૌકિક પદાર્થોમાં રાચી શકે એવી દશામાં હોતો નથી. અનાદિકાળથી લોકોએ જે સંજ્ઞા રાખી છે તે સંજ્ઞામાં તેવા આત્માને રાચવાપણું રહેતું નથી અને પૌદ્ગલિક વસ્તુઓથી રાચવાના સ્વભાવનો આત્મા ત્યાગ કરી દે છે, પરંતુ તે છતાં એવા મુનિને પણ મન અને વિચાર છોડી શકતા નથી. મનનો અંત તો છેક તેરમે અને ચૌદમે ગુણસ્થાનકે આવે છે અને જે મુનિ છઠ્ઠે ગુણસ્થાનકે પહોંચ્યો છે તેવાને મન અને વિચારો તો કાયમ જ હોય છે, ત્યારે છઠ્ઠે ગુણસ્થાનકે પહોંચેલો મુનિ કઇ વસ્તુમાં તલ્લીન હોય છે અને શી બાબતના વિચારો કરે છે તે તપાસીએ.

**તેરમા ગુણસ્થાનકની સ્થિતિ.** મન એ એવી વસ્તુ છે કે તે એક પળ પણ નવરૂં બેસી શકતું નથી. તેને અનુકૂળ પદાર્થો આપશો તો તે તેના વિચારો કરશે અને જો પ્રતિકૂળ પદાર્થો આપશો તો તે તેના વિચારોમાં પણ મશગુલ બની રહેશે પરંતુ મન નવરૂં રહી શકે એવું નથી. મનનીય પદાર્થોનું મનન ન હોય

પણ દરકાર રાખતા નથી. ભવ મળો કે મોક્ષ મળો એની પણ તેમને ચિંતા હોતી જ નથી. આ પરિસ્થિતિને અંગે કેવળી ભગવાનો વિચારો અને મનનથી મુક્ત હોય છે. કેવળી ભગવાનો મોક્ષની દરકાર રાખતા નથી એ જાણીને આપણામાંથી કોઈ એવી શંકા કરનારો પણ નીકળી આવશે કે જો કેવળી ભગવાન્ મોક્ષની દરકાર નથી રાખતા, તો પછી આપણે પણ શા માટે મોક્ષની દરકાર રાખવી જોઇએ ? કેવળીઓની સ્થિતિ આપણી દૃષ્ટિએ આધ્યાત્મિક દૃષ્ટિએ આપણા કરતાં બેહદ સારી છે. જ્ઞાનની પરમકક્ષાએ તેઓ પહોંચેલા છે અને તેમની અપૂર્વ રીતિએ ધાર્મિક ઉન્નતિ થએલી છે એવા પુરુષો પણ જો મોક્ષની દરકાર રાખતા નથી તો પછી આપણે પણ શા માટે મોક્ષની દરકાર રાખવી જોઇએ ?

આવી શંકા કરવી એ સર્વથા અસ્થાને છે, અને આવી શંકા ઉપસ્થિત કરવામાં સ્પષ્ટતઃ અજ્ઞાન જ રહેલું છે. નૌકાનો આશ્રય લઇને તરીને સામે કાંઠે ગએલો માણસ એમ કહે કે, "હવે મને સામા કિનારાની અથવા તો નૌકાની આવશ્યકતા નથી." તો તેનું તે વચન અવાસ્તવિક ગણી શકાતું નથી. તેને નૌકા વગેરેની જરૂર ન હોય એ સમજી શકાય એવું છે પરંતુ તેનું જોઇને નદીને આ કાંઠે રહેલો માણસ પણ એમજ કહે કે પેલા માણસને સામા કાંઠાની કે નૌકાની આવશ્યકતા નથી તો હવે મને પણ નૌકા વગેરેની શી જરૂર છે ? તો બીજા માણસનું આ કથન સર્વથા મિથ્યા જ છે એવું નાનો બાળક પણ કહી શકશે.

પુદ્ગલોને આધારે જે મનન કરવાપણું હોય છે તેવું મનન કરવાનું તેમને હોતું નથી. મનન કરવાની સ્થિતિનો અવકાશ ફક્ત એજ રીતે સંભવે છે. જ્ઞાનમાં ન્યૂનતા હોય કિંવા સાધ્યમાં ન્યૂનતા હોય તેવા આત્માઓનેજ મનન કરવાની સ્થિતિનો અવકાશ છે. જે આત્માને જ્ઞાનમાં પણ ન્યૂનતા રહેલી નથી અને જે આત્માને સાધ્યમાં પણ કશી ન્યૂનતા રહેલી નથી તેવા આત્માને કોઇપણ વસ્તુ કિંવા સ્થિતિ પરત્વે મનન કરવાપણું હોતું નથી. મનન કિંવા વિચાર કોને કરવા પડે તેનો વિચાર કરજો. કોઈ અજ્ઞાત વસ્તુ હોય તે જાણવા માટે અર્થાત કે ન જાણેલી વસ્તુને જાણવા માટે વિચારોની આવશ્યકતા રહે છે તેજ પ્રમાણે ન મેળવેલી વસ્તુને મેળવવી હોય તો તે માટે વિચારોને અવકાશ રહે છે સયોગિકેવળીને તેણે સઘળા પદાર્થોને જાણેલા હોવાથી, વિચાર કરવાની કશી જ જરૂર રહેતી નથી એ વાત તમે બરાબર સમજી શકશો.

**કેવળીઓ મોક્ષની પણ દરકાર રાખતા નથી.** કેટલાક શંકાકારો એવી શંકા કરે છે કે જેણે સઘળું જાણી લીધું છે તેને જાણવાનું કાંઇ બાકી ન હોવાને પરિણામે વિચાર કરવો પડતો નથી અને એ સિદ્ધાંત પ્રમાણે સયોગિકેવળી ભગવાનોને પણ કાંઇ જાણવા યોગ્ય બાકી ન હોવાથી તેને અંગે એ વિચાર ન કરે એ વાસ્તવિક છે પરંતુ અપ્રાપ્ય વસ્તુઓની સિદ્ધિને અંગે વિચાર કરવાનો હોય છે અને સયોગિકેવળી ભગવાનોએ જોકે સઘળું જાણ્યું છે તે છતાં તેમને મોક્ષ મેળવવાનો બાકી

પણ દરકાર રાખતા નથી. ભવ મળો કે મોક્ષ મળો એની પણ તેમને ચિંતા હોતી જ નથી. આ પરિસ્થિતિને અંગે કેવળી ભગવાનો વિચારો અને મનનથી મુક્ત હોય છે. કેવળી ભગવાનો મોક્ષની દરકાર રાખતા નથી એ જાણીને આપણામાંથી કોઈ એવી શંકા કરનારો પણ નીકળી આવશે કે જો કેવળી ભગવાન્ મોક્ષની દરકાર નથી રાખતા, તો પછી આપણે પણ શા માટે મોક્ષની દરકાર રાખવી જોઇએ? કેવળીઓની સ્થિતિ આપણી દૃષ્ટિએ આધ્યાત્મિક દૃષ્ટિએ આપણા કરતાં બેહદ સારી છે. જ્ઞાનની પરમકક્ષાએ તેઓ પહોંચેલા છે અને તેમની અપૂર્વ રીતિએ ધાર્મિક ઉન્નતિ થએલી છે એવા પુરુષો પણ જો મોક્ષની દરકાર રાખતા નથી તો પછી આપણે પણ શા માટે મોક્ષની દરકાર રાખવી જોઇએ? આવી શંકા કરવી એ સર્વથા અસ્થાને છે, અને આવી શંકા ઉપસ્થિત કરવામાં સ્પષ્ટતઃ અજ્ઞાન જ રહેલું છે. નૌકાનો આશ્રય લઇને તરીને સામે કાંઠે ગએલો માણુસ એમ કહે કે, "હવે મને સામા કિનારાની અથવા તો નૌકાની આવશ્યકતા નથી." તો તેનું તે વચન અવાસ્તવિક ગણી શકાતું નથી. તેને નૌકા વગેરેની જરૂર ન હોય એ સમજી શકાય એવું છે પરંતુ તેનું જોઇને નદીને આ કાંઠે રહેલો માણુસ પણ એમજ કહે કે પેલા માણુસને સામા કાંઠાની કે નૌકાની આવશ્યકતા નથી તો હવે મને પણ નૌકા વગેરેની શી જરૂર છે? તો બીજા માણુસનું આ કથન સર્વથા મિથ્યા જ છે એવું નાનો બાળક પણ કહી શકશે.

**મોક્ષનું આંગણું.** કોઈ માણસ પોતે પોતાના આંગણામાં આવીને ઉભો હોય તે માણસ આસપાસ દેખ્યા વિના ચાલતો હોય તો પણ તે માણસ સીધો પોતાના ઘરમાં જઈ પહોચે છે પરંતુ તેની અપેક્ષાએ નદીને આ પાર રહેલા અને પેલે પાર જવાની આકાંક્ષાનો અર્થી પણ નૌકાનો વિચાર ન કરે કિંવા પાદરમાં રહેલો ઘરનો વિચાર ન કરે, તો તેની દુર્દશા જ થાય ! કેવળીની સ્થિતિ કેવી છે તેનો વિચાર કરો. કેવળી સંપૂર્ણ સમ્યક્‌ત્વ અને ચારિત્ર પામેલો છે અને તેણે સંપૂર્ણજ્ઞાન પણ મેળવેલું છે. જેને સંપૂર્ણજ્ઞાન, ચારિત્ર અને સમ્યક્‌ત્વ મેળવેલું છે તે જ કેવળી ગણાય છે. હવે વિચાર કરો કે એક માણસ નદી વટાવી જાય, પાદર વટાવી ચૂકે, બજારો ઓળંગી આવે અને પોતાના ઘરને આંગણે આવીને ઉભો રહે અને પછી તે એવો પ્રશ્ન કરે ખરો કેઃ 'મારૂં ઘર ક્યાં છે ?" આંગણે આવીને ઉભો રહેલો માણસ કદી આવો પ્રશ્ન જ ન કરે અને છતાં પણ જો તે આવો અર્થહીન પ્રશ્ન કરે, તો તેની ગણના ગાંડામાં જ ગણાય ! જેમ જગતના સ્થૂલ ઘરને આંગણાં છે, તે જ પ્રમાણે મોક્ષરૂપી ઘરનું આંગણું તે તેરમું ગુણ-સ્થાનક છે.

**પરીક્ષાના વિચારો કોણ છોડી શકે ?** કેવળી ભગવાનો એ તેરમે ગુણ-સ્થાનકે પહોચેલા છે એટલે જ તેઓ મોક્ષરૂપી મહામંદિરના આંગણામાં ઉભેલા છે. આ આંગણામાં ઉભા રહ્યા પછી પણ

પરીક્ષા આપવાની બાકી છે તે પણ જો પરીક્ષાના વિચારોનો જ ત્યાગ કરી દે, તો નિઃસંશય તે માર્યો પડે.

**રખડી જવાની નિશાની શું?** કેવળી ભગવાનોની સ્થિતિ પરીક્ષા આપી ચૂકેલા માણસ જેવી જ છે. કેવળી ભગવાનને મોક્ષનાં જે સંપૂર્ણ સાધનો કરવાના હતા તે કરી લીધા છે હવે તેમને કરવાનું કાંઇ બાકી રહ્યું જ નથી અને જ્યાં તેમના આયુષ્યનો અંત આવશે કે તેમને માટે મોક્ષની પ્રાપ્તિ તો નિર્મેલી જ છે. કેવળી ભગવાનોની આવી સ્થિતિ હોવાથી તેઓ મોક્ષ મળો કે ભવ મળો તે સંબંધમાં બેદરકાર રહે તે ચાલી શકે છે, પરંતુ તેથી આપણને તે સ્થિતિ પાલવી શકે નહિ. આપણી સ્થિતિનો આપણે ખ્યાલ કરવાનો છે. આપણી સ્થિતિ ભણતા વિદ્યાર્થીના જેવી છે. આપણે હજી નિર્વિકલ્પદશાના ગુણસ્થાનકે પહોંચી શક્યા જ નથી. આ સ્થિતિમાં આપણે પણ જો મોક્ષ કે ભવના વિચારો જ છોડી દઇએ તો આપણી સ્થિતિ પણ રખડેલ વિદ્યાર્થીના જેવી જ થવાની! પરીક્ષા પસાર કર્યા પછી એટલે પરીક્ષા આપી દીધા પછી રિઝલ્ટ બહાર પડે ત્યાં સુધીમાં પરીક્ષાનો ઉમેદવાર પરીક્ષાને લગતા કાંઇપણ વિચારો ન કરે તો તે તદ્દન સ્વાભાવિક છે પરંતુ પરીક્ષા ન આપી હોય એવા ઉત્તીર્ણતાના અર્થીએ તો એ સંબંધીના વિચારો સેવવા જ ઘટિત છે. તેજ પ્રમાણે જે નિર્વિકલ્પની દશામાં નથી પહોંચ્યા તેવા બધાએ તો મોક્ષપ્રાપ્તિના વિચારો કરવા જ ઘટે છે, આવા માણસો પણ જો મોક્ષ મળે તો શું

એ સાટું ન થયું હોય તે પહેલાં પણ મોક્ષ સારો કે ભવ સારો એવો વિચાર ન કરવો યા તે પરત્વે બેદરકાર રહેવું; એમાં તો સ્પષ્ટ રીતે મૂર્ખાઇ જ સમાએલી છે. અર્થાત્ આત્માએ જ્યાં સુધી તેરમા ગુણસ્થાનકનો આશ્રય લીધો નથી ત્યાં સુધી બાકીના ગુણસ્થાનકે રહેલા આત્માઓએ ભવનિર્વેદની અને મોક્ષપ્રાપ્તિની ચિંતા અવશ્ય રાખવી જ જોઈએ.

**મનના પુદ્‌ગલોનું કાર્ય.** આત્મા ચોથા ગુણસ્થાનકે આવે છે એટલે તે મોક્ષનું સાટું કરવાના વિચારો સેવવામાં પ્રવૃત્ત બને છે. ચોથા ગુણસ્થાનકથી મોક્ષનું સાટું આરંભાય છે તે બારમા ગુણ-સ્થાનક સુધી ચાલુ રહે છે. એ સઘળા સમય દરમ્યાન આત્માએ મોક્ષનો વિચાર કરવો કર્ત્તવ્ય છે. જ્યાં બાર ગુણસ્થાનક પૂરા થાય છે અને જીવાત્મા તેરમા ગુણસ્થાનકમાં પ્રવેશ કરે છે કે તેજ પળે મોક્ષનું સાટું થઈ જાય છે. હવે તેને કાઈ-પણ વિચાર કરવાનો બાકી રહેવા પામતો જ નથી. એજ દૃષ્ટિએ સ્પષ્ટ થાય છે કે તેરમે ગુણસ્થાનકે મોક્ષ બાકી છે પરંતુ ત્યાં વિચારોને અવકાશ હોતો નથી. તેરમા ગુણસ્થા-નકે પહોંચેલા આત્માને ભાવમન હોય છે દ્રવ્યમનના પુદ્‌ગલો પણ હોય છે પરંતુ તેમને મનન કરવાપણું હોતું નથી. ત્યારે અહીં એવો પ્રશ્ન ઉપસ્થિત થશે કે "જો અહીં મનન નથી તો પછી મનના પુદ્‌ગલોનું શું કામ હોવું જોઇએ ?" આ પ્રશ્નનો ઉત્તર સમજવા જેવો છે. ઈ. સ. ૧૯૧૪ માં એટલે આજથી વીસ વર્ષ ઉપર જર્મની અને બ્રિટન વચ્ચે વિશ્વયુદ્ધ

તે માટે તેને જ્યાં સુધી શોક થતો નથી, ત્યાં સુધી તેને ચોથા ગુણસ્થાનકની પ્રાપ્તિ પણ થતી નથી. ચોથા ગુણસ્થાનકની પ્રાપ્તિ ત્યારે જ છે કે જ્યારે આત્માને પોતે કર્મસંગ્રામમાં ન ઉતરી શકાવા માટે પ્રચંડ ખેદ થાય છે! ખરી રીતે જોઈએ તો જગતમાં પણ બે જ સમૂહોનું અસ્તિત્વ છે. એક મોક્ષને ઇચ્છનારો જનસમુદાય તે મોક્ષસમૂહ અને બીજો સંસારને ઇચ્છનારો સમુદાય તે સંસારસમૂહ. ચોથે ગુણસ્થાનકે આવનારો આત્મા આરંભ, પરિગ્રહ, વિષય, કષાયને છોડતો નથી. ત્યારે હવે આવા આત્માને તમે મોક્ષસમૂહમાં રહેનારો માનશો કે સંસારસમૂહમાં રહેનારો માનશો?

**કિંમત તો આત્માની વૃત્તિની જ છે.** આત્માને આપણે મોક્ષસમૂહનો ત્યારે જ માની શકીએ જ્યારે તેને હાથે સાંસારિક કાર્યો થતાં તે પરત્વે તેને ભારે ખેદ થાય! ખરી રીતે તો આત્માની વૃત્તિ ક્યાં છે એ જ જોવાની ખાસ આવશ્યકતા છે. જો વ્યક્તિના હાથથી સાંસારિક કામો થતાં રહે અને તેની વૃત્તિ પણ સાંસારિક કાર્યોમાં જ પરોવાએલી હોય તો તેવી વ્યક્તિને આપણે મોક્ષસમૂહમાં ગણી શકીશું નહિ. મોક્ષના ઉપાસકોના સમૂહમાં તો તે જ માણસ આવી શકે છે કે જેને હાથે સાંસારિક કાર્યો થતાં હોય તે છતાં તેને એવા કાર્યો આદરતી વખતે ભારે કચવાટ અને ક્ષોભ થાય. અહીં બીજું એક ઉદાહરણ લો. યુદ્ધમાં બે પક્ષો લડે છે. એક પક્ષના માણસો રણસંગ્રામમાં શત્રુપક્ષના કેદી બને છે એ વેળાએ શત્રુપક્ષ

કાર્ય નહિ જ કરે; પરંતુ તે તેનાથી ન જ બની શકતું હોય અને તેના હાથે મોક્ષથી વિપરીત કાર્ય થવાનો જ પ્રસંગ આવે તો તેના અંતરમાં તો તે માટે પ્રચંડ શોક અને દ્વેષ થાય જ. મોક્ષથી જે કામ પ્રતિકૂળ છે તેવા કાર્યને તે પોતાના હૃદયની સંમતિ તો કદાપિ ન જ આપે! આત્મા ભલે વિષય-કષાયમાં પરોવાએલો હોય તે ભલે આરંભ-પરિગ્રહમાં જોડાએલો હોય તે ભલે સંસારમાં રહ્યો હોય અને સાંસારિક કાર્યો તેને હાથે થતાં હોય, પરંતુ તેના હૃદયમાં તો એવાં સઘળાં કામો માટે વેદના હોવી જ જોઇએ. તેને પોતાને એવી લાગણી તો થવી જ જોઇએ કે જે કાર્યો મારે હાથે થવાં જોઇએ તે થતાં નથી અને જે નથી કરવા જેવાં તે કાર્યો મારે કરવાં પડે છે. આવી લાગણી સાથે સાંસારિક કાર્યો કરતી વેળાએ આત્મામાં જો પ્રચંડ વેદના જાગૃત હોય એવા કાર્યોને હાર્દિક સહાનુભૂતિ ન હોય અને તેવાં કાર્યો પરત્વે તિરસ્કાર હોય તો માની લેજો કે તે આત્મા ચોથે ગુણ-સ્થાનકે વિદ્યમાન છે.

**ચોથા ગુણસ્થાનકે કયા શ્રાવકો છે?** ભવબંધન વધે, ગૃહસ્થાશ્રમ પુષ્ટ થાય, સંસાર પુષ્ટ થાય, એવાં જેટલાં જેટલાં કાર્યો થાય તે બધાં કાર્યો કરતી વખતે હૃદયમાં ભયંકર બળતરા થવી જોઇએ, અને મોક્ષપ્રાપ્તિ સરળ બનાવે એવાં કાર્યો કરતી વેળાએ હૃદયમાં પરમાભિમાન જાગૃત થવું જોઈએ, પોતાના પક્ષનો વિનાશ કરે એવાં કાર્યો શત્રુના હાથમાં કેદ પકડાએલો સૈનિક

**અનુકૂળ સંયોગોની મહત્તા.** એક આત્મા ઝવેરીને ત્યાં બાળક બનીને જન્મે છે અને બીજો આત્મા કોળી, દૂબળાને ઘેરે જન્મે છે. આ બંને બાળકોમાં ઝવેરીને ત્યાં જન્મેલો બાળક ભાગ્યશાળી લેખાય છે અને કોળી, દૂબળાને ત્યાં જન્મેલો હીન પંક્તિનો મનાય છે. હવે વિચાર કરો કે ઝવેરીના બાળકની કિંવા ભીલના બાળકની અત્યારે બાલ્યાવસ્થામાં તો કિંમત એકસરખી જ છે. ઝવેરાતનો હાર બંનેમાંથી ગમે તેને આપશો તો પણ તે બંનેને તેની એકસરખી જ કિંમત છે. હીરાનો હાર લઈને ઝવેરીનો બાળક પણ રમવા લાગશે અને કોળીનો બાળક પણ રમવા લાગશે. છતાં વ્યવહારમાં ઝવેરીને ત્યાં જન્મેલો બાળક ભાગ્યશાળી ગણાય છે. ઝવેરીને ત્યાં જન્મેલો બાળક એવા સંજોગોમાં મૂકાયો છે કે તે ભવિષ્યમાં ઝવેરી થવાનો છે ત્યારે કોળીનો છોકરો એવા સંજોગોમાં મૂકાએલો છે કે તેના હાથમાં મોતીનો ટુકડો પણ આવવાનો નથી! આજ કારણથી ઝવેરીને ત્યાં જન્મેલો બાળક ભાગ્યશાળી ગણાય છે. શ્રાવકકુળની પણ એ જ પ્રમાણે મહત્તા છે. શ્રાવકકુળમાં જન્મેલા બાળકને ધર્મ પામવાની સઘળી સાધનસામગ્રી મળેલી છે. જૈનકુળમાં તેણે જન્મ લીધો છે એટલે તે ધર્મ પામવા માટે લાયક છે. ધર્મની જડ શ્રાવકકુળમાં છે અને બાળક એ કુળમાં જન્મ્યો છે એટલે સ્વાભાવિક રીતેજ પેલા ઝવેરીના છોકરાની માફક તે એવા સંજોગોમાં મૂકાએલો છે કે જ્યાં ધર્મની જડ હોવાથી તે વગર પ્રયત્ને સ્વાભાવિક રીતે જ

લાને તેઓ અનુમોદના પણ આપતા હતા. એ યુગના પતિતો આ રીતના આચારપતિત હતા. અર્થાત્ તેઓ ક્રિયાથી પતિત થતા હતા પરંતુ પરિણામે પતિત થયા ન હતા. બીજી તરફ વેશ્યાની પરિસ્થિતિ સમજો. વેશ્યા તો બોલીચાલીને સમાજની અધમતાનું છેલ્લું બિંદુ. તેને ત્યાં આવેલા દસ માણસો તેને ભોગવ્યા વગર અને પૈસા આપ્યા વગર જ ચાલી જતા હતા. છતાં વેશ્યાને તે માટે ગ્લાનિ થતી ન હતી. તેણે નંદિષેણજી ઉપર નુકસાનીનો કે ભરણપોષણનો દાવો માંડ્યો ન હતો. વિષય અને વસુની દાસી એવી વેશ્યા પણ, જ્યારે પોતાને ત્યાં પગે ચાલીને વિષય અને વસુનું દાન આપનારાઓ, એ દાન આપ્યા વિનાજ પાછા ચાલી જાય, તે માટે શોક કરતી નથી; ત્યારે એ સમયના સભ્ય સમાજની તો ત્યાગ પરત્વે કેવી સુંદર નિષ્ઠા હશે તેનો ખ્યાલ કરજો.

**પ્રાચીનકાળની સમાજસ્થિતિ.** હવે સમાજની સ્થિતિ જુઓ. એકલા નંદિષેણજીને હાથે જ રોજના દસ દસ આત્માઓને પ્રતિબોધ મળતો હતો. આ સિવાય તો બીજા અનેક આચાર્યોને હાથે દીક્ષાઓ થતી હતી પરંતુ સમાજને તે માટે વાંધો ન હતો. અથવા તો નંદિષેણજી જેવા ભવિષ્યમાં પતિત થનારને પણ તેઓ પતિત થશે એવા ભયથી દીક્ષા આપવાનું બંધ કરવામાં આવતું ન હતું. આ સઘળી ચર્ચાઓ અને કથાઓ ઉપરથી એ કાળની સમાજસ્થિતિનો આપણને સારી પેઠે ખ્યાલ આવે છે. સમાજ એ વખતે શ્રીમતી ભગવતી દીક્ષાને બહુ જ પવિત્ર

હતી. આવી ઇચ્છા થતાં નંદિષેણજી ભગવાન્ શ્રી મહાવીર દેવ પાસે ગયા હતા. ભગવાન્ મહાવીર દેવે તેને કહ્યું હતું કે તેના ભોગાવલી કર્મો બાકી છે આથી જો તે દીક્ષા લેશે તો પણ તે પતિત થયા વિના રહેશે નહિ. દેવતાઓએ પણ નંદિષેણજીને એ જ વાત કહી હતી પરંતુ તે છતાં નંદિષેણજીએ ચારિત્રના વીર્યોલ્લાસ આગળ આ બધું મિથ્યા માન્યું હતું અને તેમણે દીક્ષા અંગીકાર કરી હતી. એક દિવસ નંદિષેણજી અજાણપણે ગોચરી લેવા જતાં એક વેશ્યાને ત્યાં જઈ ચડચા. અહીં જઇને તેમણે "ધર્મલાભ" કહ્યો. વેશ્યા તે સાંભળીને બહાર આવી અને તેણે નંદિષેણજીને કહ્યું કે "મહારાજ! અહીં તો ધર્મલાભ નહિ પરંતુ અર્થલાભ જ શોભે છે. નંદિષેણજીએ સ્વાત્માભિમાનથી પ્રેરાઈને સ્વબળ વડે ત્યાં સુવર્ણમહોરો વરસાવી અને તે વેશ્યાને આપી દીધી. વેશ્યાએ કહ્યું, "મહારાજ! એ સુવર્ણ મને એમ ન ખપે, જો સુવર્ણલાભ આપવો હોય તો હવે મને પોતાને જ ભોગવી લો. નંદિષેણજીએ તે પણ કબુલ કર્યું. તેમણે પતિતાવસ્થા સ્વીકારી લીધી પરંતુ તે સાથે જ તેમણે એવો પણ નિયમ લીધો કે મારે રોજ દસ આત્માઓને પ્રતિબોધ આપી ભગવાન્ શ્રી મહાવીર દેવ પાસે મોકલી આપવા. આ પ્રમાણે બાર વરસ સતત દરરોજ દસને પ્રતિબોધ કરી મોકલી આપે છે. એક દિવસ એવું બન્યું કે નંદિષેણજી નવ માણસોને પ્રતિબોધી ચૂકચા હતા એટલામાં દસમા એક સોની ભાઈ આવી પહોંચ્યા! સોનીને નંદિષેણજી ઉપદેશ આપતા હતા

લાને તેઓ અનુમોદના પણ આપતા હતા. એ યુગના પતિતો આ રીતના આચારપતિત હતા. અર્થાત્ તેઓ ક્રિયાથી પતિત થતા હતા પરંતુ પરિણામે પતિત થયા ન હતા. બીજી તરફ વેશ્યાની પરિસ્થિતિ સમજો. વેશ્યા તો બોલીચાલીને સમાજની અધમતાનું છેલ્લું બિંદુ. તેને ત્યાં આવેલા દસ માણસો તેને ભોગવ્યા વગર અને પૈસા આપ્યા વગર જ ચાલી જતા હતા. છતાં વેશ્યાને તે માટે ગ્લાનિ થતી ન હતી. તેણે નંદિષેણજી ઉપર નુકસાનીનો કે ભરણપોષણનો દાવો માંડ્યો ન હતો. વિષય અને વસુની દાસી એવી વેશ્યા પણ, જ્યારે પોતાને ત્યાં પગે ચાલીને વિષય અને વસુનું દાન આપનારાઓ, એ દાન આપ્યા વિનાજ પાછા ચાલી જાય, તે માટે શોક કરતી નથી; ત્યારે એ સમયના સભ્ય સમાજની તો ત્યાગ પરત્વે કેવી સુંદર નિષ્ઠા હશે તેનો ખ્યાલ કરજો.

**પ્રાચીનકાળની સમાજસ્થિતિ.** હવે સમાજની સ્થિતિ જુઓ. એકલા નંદિષેણજીને હાથે જ રોજના દસ દસ આત્માઓને પ્રતિબોધ મળતો હતો. આ સિવાય તો બીજા અનેક આચાર્યોને હાથે દીક્ષાઓ થતી હતી પરંતુ સમાજને તે માટે વાંધો ન હતો. અથવા તો નંદિષેણજી જેવા ભવિષ્યમાં પતિત થનારને પણ તેઓ પતિત થશે એવા ભયથી દીક્ષા આપવાનું બંધ કરવામાં આવતું ન હતું. આ સઘળી ચર્ચાઓ અને કથાઓ ઉપરથી એ કાળની સમાજસ્થિતિનો આપણને સારી પેઠે ખ્યાલ આવે છે. સમાજ એ વખતે શ્રીમતી ભગવતી દીક્ષાને બહુ જ પવિત્ર

કરતા જાય છે, પરંતુ તેમણે યાદ રાખવું જોઇએ કે શાસ્ત્ર-કારોએ આ બનાવને કોઇપણ સંયોગોમાં કદાગ્રહ કે હઠાગ્રહ કહ્યો નથી. હવે નંદિષેણજી ભગવાન્ શ્રી તીર્થંકરદેવ મહા-વીરસ્વામી પાસે દીક્ષા અંગીકારવાને જાય છે અને તેમને કહે છે કે: "મહારાજ! મને દીક્ષા આપો! ભગવાન્ નંદિ-ષેણની વિનતિ સાંભળીને તેને કહે છે: મહાનુભાવ! તારા હજી ભોગાવળી કર્મ બાકી છે માટે તે કર્મ પૂરા થયા પછી તારે દીક્ષા લેવી યોગ્ય છે: નંદિષેણજી કહે છે: મને તો દીક્ષાનો ઉલ્લાસ જાગ્યો છે અને મારે તો દીક્ષા લેવી જ છે।" હવે આ પ્રસંગ કેવો મહત્ત્વનો છે અને તે પ્રસંગે ભગવાન્ પોતે કેવી વલણ ધારણ કરે છે તેનો વિચાર કરો.

**આજે દીક્ષા રોકવી એ યોગ્ય છે કે?** અમુક માણસ દીક્ષા લેવા આવે તો તે માણસ દીક્ષા પાળી જ શકશે અથવા પતિત જ થશે એવું આજે તો દીક્ષા આપનાર જાણતા નથી, પરંતુ ભગવાન્ શ્રી મહાવીરની સ્થિતિ તો કાંઇ થોડી જ એવી હતી? તેઓ તો ત્રિકાળજ્ઞાનના ધણી હતા. નંદિષેણજીના ભોગવાળી કર્મ બાકી છે અને છતાં તે દીક્ષા લે છે એટલે તેઓ પતિત થવાના જ છે એ તેઓ જાણતા હતા છતાં જ્યારે નંદિષેણજી દીક્ષા માગે જ છે ત્યારે ભગવાન્ શ્રી મહા-વીરદેવ તેને તરત જ દીક્ષા આપી દે છે! ભગવાન્ શ્રી તીર્થંકર દેવ સર્વજ્ઞ હતા શ્રી નંદિષેણજી દીક્ષા લે છે પરંતુ તેમનું પતન થવાનું છે એ તેઓ જાણતા હતા તે છતાં તેમને દીક્ષા

તેઓ તેથી પણ વધીને આગળ જાય છે ત્યારે તેઓ ધર્મમાં વ્યાઘાત ઉભો કરે છે. ધર્મના કામો થાય તેમાં અંતરાયો નાખે છે અને ધર્મક્રિયાઓને તોડી પાડે છે આજના પતિતો એથી વિશેષ કાંઈ કરી શકતા નથી. જ્યારે પહેલાંના પતિતોની દશા તો એથી જુદી જ હતી. તેઓ જેવા જુલ્મો કરતા હતા તેવા જુલ્મો તો આજે આપણે સાંભળવાને માટે પણ અશક્ત છીએ.

**ગોશાળાની ભયાનક પતિત દશા.** દુરાત્મા ગોશાળાને તો આપણે બધા જ જાણીએ છીએ. આ મહાપાપીએ તો કાંઈ કરવાનું બાકી જ રાખ્યું ન હતું. ભગવાન્ શ્રી મહાવીરદેવને બાળી નાખવા, કાપી નાખવા કે ગમે તેવા ભયંકર દુઃખો આપવા પણ તે તૈયાર હતો. તે દુરાત્માએ ભગવાન્ ઉપર તેજોલેશ્યા મૂકી તેને બાળી નાખવાની પણ વેતરણ કરી હતી. વળી ભગવાન્ શ્રી પાર્શ્વનાથજીના શિષ્ય પરિવારમાંથી જેઓ પતિત થયા હતા તેમણે પણ ગોશાળાનું શિષ્યત્વ સ્વીકારી લીધું હતું, અને આ સુવકસંઘે ભગવાન્ શ્રી મહાવીરદેવને કલંકિત કરવાનો ભારેમાં ભારે યત્ન કર્યો હતો. હવે વિચાર કરો કે આજના પરિણામપતિતોની સામે આ ગોશાળો વગેરે કઈ સ્થિતિમાં મૂકી શકાય ? આવા અધમમાં અધમ માણસોની પણ એ કાળમાં હસ્તી હતી છતાં તેટલા જ કારણથી તે કાળનો સમાજ દીક્ષાને બાળવાને માટે તૈયાર થયો ન હતો. ખાત્રી રાખજો કે આજના પરિણામપતિતો તો કાંઇ વિસાતમાં

કરતા જાય છે, પરંતુ તેમણે યાદ રાખવું જોઇએ કે શાસ્ત્રકારોએ આ બનાવને કોઇપણ સંયોગોમાં કદાગ્રહ કે હઠાગ્રહ કહ્યો નથી. હવે નંદિષેણજી ભગવાન્ શ્રી તીર્થંકરદેવ મહાવીરસ્વામી પાસે દીક્ષા અંગીકારવાને જાય છે અને તેમને કહે છે કે: "મહારાજ! મને દીક્ષા આપો! ભગવાન્ નંદિષેણની વિનતિ સાંભળીને તેને કહે છે: મહાનુભાવ! તારા હજી ભોગાવળી કર્મ બાકી છે માટે તે કર્મ પૂરા થયા પછી તારે દીક્ષા લેવી યોગ્ય છે: નંદિષેણજી કહે છે: મને તો દીક્ષાનો ઉલ્લાસ જાગ્યો છે અને મારે તો દીક્ષા લેવી જ છે!" હવે આ પ્રસંગ કેવો મહત્ત્વનો છે અને તે પ્રસંગે ભગવાન્ પોતે કેવી વલણ ધારણ કરે છે તેનો વિચાર કરો.

**આજે દીક્ષા રોકવી એ યોગ્ય છે કે?** અમુક માણસ દીક્ષા લેવા આવે તો તે માણસ દીક્ષા પાળી જ શકશે અથવા પતિત જ થશે એવું આજે તો દીક્ષા આપનાર જાણતા નથી, પરંતુ ભગવાન્ શ્રી મહાવીરની સ્થિતિ તો કાંઇ થોડી જ એવી હતી? તેઓ તો ત્રિકાળજ્ઞાનના ધણી હતા. નંદિષેણજીના ભોગવાળી કર્મ બાકી છે અને છતાં તે દીક્ષા લે છે એટલે તેઓ પતિત થવાના જ છે એ તેઓ જાણતા હતા છતાં જ્યારે નંદિષેણજી દીક્ષા માગે જ છે ત્યારે ભગવાન્ શ્રી મહાવીરદેવ તેને તરત જ દીક્ષા આપી દે છે! ભગવાન્ શ્રી તીર્થંકર દેવ સર્વજ્ઞ હતા શ્રી નંદિષેણજી દીક્ષા લે છે પરંતુ તેમનું પતન થવાનું છે એ તેઓ જાણતા હતા તે છતાં તેમને દીક્ષા

**પતનને માટે પરિણામપતિતો જવાબદાર છે.** ભગવાને જેમ પોતાના ત્રિકાળજ્ઞાનના બળથી એ વાત જાણી લીધી હતી કે નંદિષેણજી પતિત થવાના છે તેજ પ્રમાણે તેઓશ્રી એ વાત પણ જાણતા હતા કે તેઓ પરિણામે પતિત થવાના નથી પરંતુ આચારે જ પતિત થવાના છે, માટે જો આજે તે દીક્ષા લેશે તો કાલે તે પડશે ખરો, પરંતુ આત્મમાર્ગે ચઢવાનો સ્વાદ તેને લાગ્યો હશે તો વળી તે એ માર્ગે આગળ ચઢશે. એમ ધારીને અરે; એમ જાણીને જ ભગવાને તેને દીક્ષા આપી હતી. હવે કોઇ એમ કહેશે કે જો ભગવાને છેવટે તો તેને દીક્ષા આપી જ હતી તો પછી, "તું પતિત થશે તારા ભોગાવળી કર્મ હજી બાકી છે!" એમ તેમણે નંદિષેણજીને શા માટે કહ્યું હતું? આ શંકાનો જવાબ એ છે કે પ્રભુનું નંદિષેણ પ્રતિનું કથન નંદિષેણને ચારિત્રને માર્ગે તેનો વીર્યોલ્લાસ વધારે સ્ફુરાવવાને માટે કારણભૂત થાય એ હેતુથી હતું. હવે વિચાર કરો કે આજકાલ એવા આચારપતિત કેટલા છે અને પરિણામપતિત કેટલા છે? જે આચારથી પતિત હોય તે તો બીજો ક્યારે પતિત થાય છે અને તે પણ ક્યારે મારા જેવો બને છે. એ વસ્તુ નથી જોતા. તેઓ પોતે ક્રિયાથી પતિત હોય છે છતાં બીજો પતિત ન થાય તેમજ પોતે તો ઇચ્છે છે. જે પરિણામે પતિત છે તે પોતાના સંયોગે જગતને તપાસે છે અને બીજાને પણ પાડવા યત્નો કરે છે. પતનના કારણને માટે આવા માણસો જ જવાબદાર છે.

**દીક્ષા ખરાબ છે અને સાધુઓ પઠાણ છે.**

હવે નંદિષેણજીના સંબંધમાં શું થાય છે તે આગળ જુઓ. નંદિષેણજી પોતે પડ્યા હતા. આચારપતિત થયા હતા, પરંતુ દીક્ષા જ ખરાબ છે સાધુઓ કાબુલી છે, અને આગમો થોથાં છે એવું તેમણે કદી કહ્યું કે માન્યું ન હતું. નંદિષેણજીએ પોતે પતિત થવાથી એવી પ્રતિજ્ઞા કરી હતી કે વેશ્યાને ત્યાં જે નવા ગ્રાહકો આવે તેમાંથી પ્રતિદિવસે મારે દસને પ્રતિબોધવા અને દસ વ્યક્તિઓને પ્રતિબોધીને તેઓને મારે દીક્ષા અપાવવી ત્યારે જ મારે ભોજન લેવું, તે વિના નહિ. નંદિષેણજીના મહત્ત્વને વેશ્યા જાણતી ન હતી. બીજી બાજુએ નંદિષેણજીએ કરેલી પ્રતિજ્ઞા જગજાહેર હતી. આટલું છતાં વેશ્યાને, વેશ્યાગામીઓને અથવા વેશ્યાગામીઓના માબાપોને દીક્ષાનો ડર લાગ્યો ન હતો, જ્યારે આજે એ સ્થિતિ છે કે ધર્મિષ્ઠોને પણ દીક્ષાનો ડર લાગે છે! એ યુગમાં વેશ્યાગામીઓને દીક્ષાનો ડર ન હતો. વેશ્યા જેવી વિલાસમાં જ રાચનારી અને વિલાસને જ યાચનારી સ્ત્રીને પણ દીક્ષાનો ડર ન હતો અને વેશ્યગામી જેવા પતિત પુત્રોના માબાપોને પણ દીક્ષાનો ડર ન હતો. ત્યારે આજે જેઓ ઉપાશ્રયમાં આગેવાની ધરાવે છે, સંઘમાં મોટા ગણાય છે, સંઘમાં ટીલા તણાવે છે તેવાઓને જ દીક્ષાનો ડર લાગે છે! શ્રાવકોમાં પણ દીક્ષાની વાત સાંભળતાં જ સનસનાટી ઉપજતી હોય તો પછી આજની દશા એ એક કમનસીબી નહિ તો બીજું શું છે?

કેવળ જૈન હોવાને કારણે જ ભાગ્યશાળી છે એ વસ્તુ તદ્દન સાચી છે પરંતુ જૈન માત્ર ચોથે ગુણસ્થાનકે જ છે એ માન્યતા યથાર્થ નથી જ. ત્યારે હવે ચોથે ગુણસ્થાનકે કોને મૂકવો જોઇએ તેનો વિચાર કરો.

**વાણીયાનો દીકરો "શેઠ."** એક બહુ જ સાધારણ વાત હું તમારા ધ્યાન ઉપર લાવવા માગું છું. વાણીયાના દીકરાને સામાન્ય રીતે બધા જ શેઠ કહીને ઓળખે છે. પરંતુ જે છોકરો લેવડદેવડના કામમાં સમજતો નથી તેમને તમે ગલ્લા પર બેસાડતા નથી. ચોથું ગુણઠાણું એ મોક્ષનો ગલ્લો છે એમ જ સમજજો. આ ગલ્લા ઉપર તો તે જ બેસી શકે છે કે જેનામાં મોક્ષની સાધ્યતા પ્રત્યે વિવેક હોય. જે આત્મા શ્રાવકકુળમાં જન્મ્યો છે તે આત્મા મહાભાગ્યશાળી છે; પરંતુ જે આત્મામાં મોક્ષનો વિવેક છે, મોક્ષ એ જ એક સાધ્ય છે બીજું કાંઇ સાધ્ય નથી એવું જેના આત્મામાં ઠસ્યું છે; તે જ આત્મા ચોથા ગુણસ્થાનકને માટે લાયક છે. જગતમાં આખરે મોક્ષ એ જ એક પામવા લાયક ચીજ છે બીજું કાંઇ પામવા લાયક જ નથી એ જ ઇષ્ટ છે અને એ જ ધ્યેય છે એવું જેનામાં ઠસ્યું છે, તે આત્મા જરૂર ચોથે ગુણસ્થાનકે છે એમાં કંઇ શક નથી. લડાઇના કેદી તરીકે શત્રુના કબજામાં ગએલો માણસ શત્રુના રક્ષણ માટે કિલ્લો ચણે છે પરંતુ તેના હૃદયમાં તો એ જ લાગણી જ્વલંતપણે રહેલી હોય છે કે ક્યારે લાગ મળે અને આ શત્રુના કિલ્લાને ઉડાવી દઉં ! શત્રુને તાબે

સરળ અને સમજી શકાય તેવી છે પરંતુ તે સાથે યાદ રાખવાનું છે કે જે વાત તેરમે ગુણસ્થાનકે પડતી મૂકવાની છે તેજ વાત જો પહેલેથી જ પડતી મૂકીએ તો પછી આપણો પત્તો લાગવાનો નથી. તેરમે ગુણસ્થાનકે મોક્ષ અને ભવ સરખા છે તેરમા ગુણસ્થાનકે પહોંચેલાને સાધ્ય અપૂર્ણ નથી તેમને કાંઇ સાધવાનું અથવા મેળવવાનું બાકી નથી આટલાજ કારણથી તેરમે ગુણસ્થાનકે જેઓ વિરાજમાન છે તેમને વિચારોને અંગે અવકાશ રહેલો નથી.

**મનને અવકાશ ક્યારે હોય ?** તેરમે ગુણસ્થાનકે સાધ્યની અપૂર્ણતા નથી તેમને કાંઇ મેળવવાનું બાકી નથી કોઇ જાતની ત્રુટી નથી આથી તેમને વિચારોનો અવકાશ નથી. હવે એવો પ્રશ્ન થવો સ્વાભાવિક છે કે જો તેરમા ગુણસ્થાનકવાળાને માટે વિચારણીય પદાર્થો નથી તો પછી ભાવમનની હસ્તી ત્યાં ભલે હોય પરંતુ દ્રવ્યમનની હસ્તી ત્યાં કેવી રીતે કલ્પી શકાય ? મનનને અવકાશ નથી મનન જેવી કોઇ ચીજ નથી તો પછી મનની હસ્તી છે એમ કલ્પવું અશક્ય છે. જાણવાનો ઉપયોગ નથી. જાણવા યોગ્ય પદાર્થોજ નથી છતાં જ્ઞાન છે એમ માનવું જેમ અશક્ય છે તેજ પ્રમાણે મનન નથી પરંતુ મન છે એ માનવું પણ અશક્ય છે. મનન અને મન એ બેને પરસ્પર સંબંધ છે પહેલાની ઉપર બીજું અને બીજાની ઉપર પહેલું અવલંબેલું છે તો પછી કાંતો બંનેને માનવા જોઈએ કાંતો બંનેને ન માનવા જોઈએ. આ શંકાકારને જવાબ એ છે કે જેઓ

વૈદ્ય દવા વાપરે છે તેજ પ્રમાણે મનના પુદ્ગલો તીર્થંકર મહારાજાઓ મનઃપર્યવજ્ઞાની દેવતાઓની શંકાના નિવારણને માટે જ વાપરે છે તેઓ પોતાનું સાધ્ય પૂરું કરવાને માટે મનના પુદ્ગલોને વાપરતા જ નથી. જે દેવતા મન વડે શંકાશીલ થઇને મનદ્વારા જ પ્રશ્ન કરે છે તે દેવતાના સમાધાન માટે તીર્થંકર મહારાજાઓ પોતાના મનના પુદ્ગલો પરિણમાવે છે મનનો આ પ્રકારનો ઉપયોગ અહીં સ્થિર હોવાથી દ્રવ્યમનનું અહીં અસ્તિત્વ છે. દ્રવ્યમન અને ભાવમન બંને સાથે સાથે જ રહે છે. જયાં ભાવમન છે ત્યાં દ્રવ્યમન પણ છે અને જયાં દ્રવ્યમન છે ત્યાં ભાવમન પણ હસ્તિ ધરાવે છે. તેરમા ગુણસ્થાનકમાં પણ દ્રવ્યમન હોય છે અને છઠ્ઠા ગુણસ્થાનકમાં પણ દ્રવ્યમન હોય છે. વળી આપણે ઉપર કહ્યું છે કે દ્રવ્યમન અને ભાવમન એ બંને સાથે સાથે જ રહે છે આ દૃષ્ટિએ એવું સિદ્ધ થાય છે કે છઠ્ઠે ગુણસ્થાનકે પણ દ્રવ્યમન હોય છે અને ત્યાં ભાવમન પણ હોય છે. હવે વિચાર કરો કે જો બંને મન છઠ્ઠે ગુણસ્થાનકે વિદ્યમાન છે, તો છઠ્ઠે ગુણસ્થાનકે મન પણ વિદ્યમાન હોવું જ જોઇએ.

**નવા જ પ્રકારની ભાંજગડ.** છઠ્ઠે ગુણસ્થાનકે ભાવમન અને દ્રવ્યમન બંને હોય છે. મન એવું ભાંજગડિયું અને પંચાતીયું છે કે તે નિરાંતે બેસી શકતું જ નથી. કાંઇ નહિ ને કાંઈ ભાંજગડ અથવા પંચાત તેને ઊભી ને ઊભી જ હોય છે એટલા જ માટે છઠ્ઠે ગુણસ્થાનકે મનને લોકવ્યવહારમાંથી દૂર કરેલું છે. જગતમાં

કરે છે અને રાતે પણ તેમની તે જ ભાંજગડો ચાલુની ચાલુ જ હોય છે. સાધુ નિદ્રા લે છે તે પણ એ ભાંજગડ સાથે જ. સાધુ નિદ્રા લેવાની તૈયારી કરે તે સમયે પણ અઢાર પાપસ્થાનક વોસરાવીને જ તે તે પ્રમાણે કરે છે. નિદ્રામાં કાયા ફેરવવાની હોય તો પણ પૂંજીપ્રમાર્જીને જ ફેરવવાની! સાધુને તો આ પ્રમાણે ભાંજગડ, ભાંજગડ અને ભાંજગડ જ! સૂતાં પણ ભાંજગડ! ઉંઘે ત્યાં પણ ભાંજગડ! જાગે ત્યાં પણ ભાંજગડ! સાધુ આ પ્રમાણે ચોવીસે કલાક ભાંજગડમાં જ રોકાએલો રહે છે પરંતુ સાધુની આ ભાંજગડ તે લોકોત્તર ભાંજગડ છે. એ ભાંજગડ લાડી, વાડી અને ગાડીની ભાંજગડ નથી માટે જ આ ભાંજગડ આદરણીય કહી છે. જ્યારે સંસારની ભાંજગડ એ ત્યાગ કરવા લાયક જણાવી છે. મુનિનું જીવન આ પ્રમાણેનું હોવાથી જે છઠ્ઠા ગુણસ્થાનકે વિરાજમાન છે એવો મુનિ લૌકિકસંજ્ઞા છોડી દે છે અને તે લોકોત્તરસંજ્ઞા ધારણ કરે છે. આવી વ્યક્તિ લોકોત્તરસંજ્ઞામાં લીન હોય છે. હવે ચોથા અને છઠ્ઠા ગુણસ્થાનકમાં રહેલા આત્માઓની વચ્ચે મહત્વનો શું ફેરફાર છે તેનો વિચાર કરીએ.

**અમારો જવાબ** હા　તમારી ભાંજગડ એક રીતે કહીએ
**તમારો જવાબ** ના　તો એવી છે કે શત્રુને ન આવવા દેવો અને તેનાથી રક્ષા કરવી, તમારો બચાવ કરવો. અમારી ભાંજગડ એવી છે કે શત્રુને જડમૂળથી કાપી નાખવો. શત્રુને બાળી નાખવો તથા તેનો નાશ કરવો, આ અમારી ભાંજગડ છે. હવે વિચાર કરો કે

છે, પરંતુ એ શત્રુઓ એવા નથી કે જેનો નાશ કરતાં પાપ લાગે કે હિંસા થાય ! કર્મશત્રુને બાળીએ મારીએ કે કાપીએ તો પણ તેથી હિંસા થવાની નથી જ ! આવા વિચારોવાળાઓ અને તે વિચારોને અમલમાં મૂકનારાઓ તે 'મુનિ' છે. એવા મુનિ છઠ્ઠે ગુણસ્થાનકે છે અને તે મુનિ મહાત્માઓ ભયંકર એવા ભવપર્વતને ઓળંગી ગએલા છે એમ નિશ્ચયરૂપે શાસ્ત્ર કહે છે.

હવે પ્રશ્ન એવો થશે કે આત્મા આવું મુનિપદ શી રીતે પામે છે ? કયે કયે માર્ગે તે આવું મુનિપદ ગ્રહણ કરી શકે ? પ્રશ્નનો ઉત્તર એક જ છે કે, આત્મા અનાદિનો છે, કર્મ અનાદિના છે અને કર્મસંયોગ અનાદિનો છે; એ ત્રિવિધાત્મક ગળથૂથી આત્માને બાળપણથી જ સંસ્કારરૂપે પાવી જોઇએ, એ જ આ મુનિપદ પામવાનો ધોરી માર્ગ છે અને એ માર્ગ પાળવો, એ પાળવા યત્ન કરવો, એ માર્ગ બીજાને પમાડવાનો યત્ન કરવો અને કોઈ એ માર્ગ પાળતું હોય તો તેને સહાયતા આપવી એ પ્રત્યેક આર્યનું કર્તવ્ય છે.



પછી નિશ્ચય સમ્યક્ત્વની વાત આવે છે. નિશ્ચય
સમ્યક્ત્વકોને કહેવું તેનો વિચાર કરો. આત્મા
દ્રવ્યસમ્યક્ત્વમાંથી આગળ વધીને એવો વિચાર કરે
કે: હું દેવ, ગુરુ અને ધર્મનો પૂજક છું અને દેવ, ગુરુ
અને ધર્મ એ પૂજ્ય છે પરંતુ હું પૂજક શા માટે છું અને
દેવાદિ પૂજ્ય શા માટે છે. આવા વિચારોમાં નિશ્ચય સમ્ય-
ક્ત્વનું મૂળ રહેલું છે.

**કેવળીની અને તમારી સ્થિતિ જુદી છે.**

તીર્થંકર દેવો આપણને શા માટે
પૂજ્ય છે તેનો વિચાર કરો.
મહાવીર ભગવાન્ મહાન્ હતા,
સર્વજ્ઞ હતા સર્વદર્શી હતા. વીતરાગ હતા અને બીજા ઘણા
ઘણા ગુણો તેઓ શ્રીમાનમાં વિદ્યમાન હતા, શું આટલા
માત્રથી જ તેઓ પૂજવા યોગ્ય છે એમ તમે માનો છો? જો
આટલા ગુણથી જ તેઓ પૂજવા યોગ્ય હોય તો તો કેવળી
ભગવાનોને પણ તેઓ પૂજ્ય હોવા જ જોઈએ અને આ
ગુણ ભગવાનમાં હોવાથી તેમણે પણ તીર્થંકરદેવોને પૂજ્ય
માનવા જ જોઇએ પરંતુ આપણે જાણીએ છીએ કે કેવળીઓ
તીર્થંકરોનું આદરમાન કરતા નથી તેમની સત્કારસેવા કરતા
નથી અથવા પોતે કોઈપણ રીતે તીર્થંકરો પરત્વે પૂજ્યતા
દર્શાવતા નથી એ ઉપરથી લાગે છે કે શ્રી તીર્થંકર ભગવાનો
માત્ર તેઓ ગુણવાળા છે એટલા જ કારણથી પૂજ્ય નથી પરંતુ
તેઓ પૂજ્ય હોવામાં બીજી પણ કોઈ વસ્તુ કારણભૂત અવશ્ય
હોવી જ જોઇએ. તીર્થંકર ભગવાનોનો સત્કાર સેવા ઇત્યાદિ

"નમો અરિહંતાણ"નો ઉપદેશ કેમ આપ્યો હતો?" ભગવાન શ્રી મહાવીરદેવ નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વ સાહૂણં એ નવકારમંત્ર ગણતા હતા? નહિ જ. ભગવાન્ શ્રી તીર્થંકર દેવોએ જ્યારે દીક્ષા લીધી હતી તે સમયે તેઓશ્રીએ નમો અરિહંતાણં એમ ન કહેતાં સિદ્ધ ભગવાનોને જ નમસ્કાર કર્યા હતા. તીર્થંકર ભગવાનોએ તો નથી નવકારમંત્ર ગણ્યો કિંવા નથી તીર્થંકરોને નમસ્કાર કર્યા, છતાં આપણે નવકારમંત્ર ભણવાનું કર્તવ્ય માનીએ છીએ.

**પોતે ન ભણે પણ બીજાને ભણાવે.** હવે શાંતિપૂર્વક વિચાર કરો કે તમોને નવકારમંત્ર કોણે આપ્યો છે અને તેનું ફળ પણ આપણને કોણે બતાવ્યું છે? કેવળજ્ઞાનીઓ જેઓ તીર્થંકરોને સત્કાર નથી આપતા અથવા જેઓ નવકાર મંત્ર નથી ગણતા તેમણે જ આપણને એ ઉપદેશ આપ્યો છે. નવકારમંત્ર કેવળીઓએ જણાવ્યો છે માટે જ તેને ધર્મમાં સ્થાન છે. જો આ મંત્ર કેવળીઓએ ન જણાવ્યો હોત તો તેની ગણના પણ કપોલકલ્પિત વસ્તુઓમાં જ થવા પામી હોત. એ ઉપરથી કોઇ એમ ન સમજશો કે હું નવકારમંત્રને કપોલકલ્પિત કહું છું. કેવળી ભગવાનોએ જો નવકારમંત્ર ન આપ્યો હોત તો જ તે કપોલકલ્પિત થાત પરંતુ આ મંત્ર તો કેવળી ભગવાને આપ્યો છે એટલે તેમાં કલ્પિતત્વને તો સ્થાન જ નથી! દેવો એમ કહે છે કે જે માણસ પોતે જે વસ્તુને આદરતો

ઉપદેશ આપે છે તો પછી તેઓ પોતે શા માટે તેને આચરતા નથી ? એક રીતે કહીએ તો કેવળીઓ રસોઈ કરી ચુકયા છે ત્યારે તમારે અમારે રસોઇ કરવાની બાકી છે. કેવળીઓ ક્ષીણમોહની દશામાં છે અને આ ક્ષીણમોહની દશામાં હોવાથી તેમને હવે નમસ્કારનું ફળ લેવાનું નથી તેથી જ તેઓ નવકારમંત્ર ગણતા નથી. જેને જમવાની આકાંક્ષા છે જેણે હજી રસોઇ કરી નથી તેવો માણસ ચુલો સળગાવે છે પરંતુ તેની રસોઇ થઇ રહે છે કે તે પોતાનો ચુલો થંડો કરે છે ! રસોઈ થઈ રહ્યા પછી પણ જો પોતાનો ચુલો કોઇ સળગતો રાખી જ મૂકે તો આપણે તેને મૂર્ખો કહ્યા વિના રહેતા નથી પરંતુ રસોઈ થઇ હોય તે પોતાનો ચુલો થંડો કરે તે જોઇને જેની રસોઇ તૈયાર ન થઈ હોય તે પણ પોતાનો ચુલો બંધ કરે તો તે ભૂખે મરવા વિના ન જ રહે.

**કાર્ય કારણનો સંબંધ સમજો.** કેવળજ્ઞાનીઓ કેવળજ્ઞાન મેળવવા માગતા હતા તેમને કેવળજ્ઞાનરૂપી ભોજનની જરૂર હતી તેટલા માટે તેમણે ભક્તિરૂપી ચૂલો ચેતવી દીધો હતો હવે તેઓ કેવળજ્ઞાન મેળવી ચુકયા છે એનો લૌકિક દૃષ્ટિએ કહીએ તો એવો અર્થ થઇ શકે છે કે તેમની રસોઈ તૈયાર થઈ ગઇ છે. પોતાની રસોઈ તૈયાર થઈ ગયા પછી તેઓ પોતાનો ભક્તિરૂપી ચુલો સળગતો બંધ કરે એજ વ્યાજબી છે અને તેથી જ હવે તેઓને નવકારમંત્ર આદિની જરૂર રહી નથી, પરંતુ તેમનું જોઇને જેની રસોઈ તૈયાર થઈ નથી તેવો માણસ પણ રસોઇ

કાર્ય છે, અર્થાત્ કાર્ય સિદ્ધ થઇ ગયું એટલે કારણની આવશ્યકતાનો એની મેળે જ અંત આવે છે. તેજ પ્રમાણે પંચ પરમેષ્ઠીને નમસ્કાર કર્યાથી જેણે એ નમસ્કાર ફળ મેળવી લીધું છે તેને માટે હવે પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરવારૂપ કારણની આવશ્યકતા જ નથી! હવે શંકાકાર પોતે જ વિચારી લે કે આવા કેવળજ્ઞાનીઓ નવકારનો જે ઉપદેશ આપે છે તે આપણે કે જેમના ઘાતિકર્મોનો નાશ થયો નથી તેમણે માનવો કે અવમાનવો? જો તમે શાંતિથી વિચારશો તો સામાન્ય બુદ્ધિએ પણ તમે એટલું જાણી શકશો કે એ ઉપદેશ ઘાતિકર્મોનો નાશ ન થયો હોય તેમણે માનવોજ વાસ્તવિક છે. જે શંકાકારનો અથવા તેમના સમૂહનો અથવા તેમના અનુયાયીઓનો એવો આગ્રહ હોય કે ઉપદેશક પોતે જે વસ્તુ કરે છે તેજ વસ્તુનો તેણે ઉપદેશ કરવો અને એવીજ વસ્તુ ઉપદેશાય તોજ તેનો સમાજે સ્વીકાર કરવો, તેમનો આ આગ્રહ આ ઉદાહરણથી પર્યાયે ખોટો ઠરે છે. તેમનો આગ્રહ કેવળ વ્યર્થ, અજ્ઞાનથી ભરેલો અને પરિણામે અનર્થને આપનારોજ છે એમ કહેવામાં જરા પણ સંકોચ રાખવાની આવશ્યકતા નથી.

**નવકારમંત્ર ગણવાની આપણી ફરજ છે.** ભગવાન્ શ્રી મહાવીરદેવ જ્યારે છદ્મસ્થ અવસ્થામાં હતા ત્યારે તેઓ દેશના (ઉપદેશ) આપતા ન હતા. હવે જે જિનબિંબપૂજાના વિરોધીઓ છે અને તેઓ પ્રભુએ જે કર્યું હતું તે જ કરવું યોગ્ય છે અને તેનાથી બીજું

**પરાધીન ધર્મને ઉપદેશે છે તે તીર્થંકર નથી.** આજે અમે સાધુઓ કાઉસગ્ગ કરીએ છીએ, પરંતુ આજે કાઉસગ્ગ કર્યો, ત્યાંથી તે આવતી કાલે બપોર સુધી કાઉસગ્ગની દશામાં જ રહેવાની અમારી શક્તિ નથી. આ શક્તિના અભાવને લીધે તીર્થંકર ભગવાનોએ અમારે માટે જે કાંઇ યોગ્ય એવું આદરવાની અમોને આજ્ઞા કરી છે તે આજ્ઞા માન્ય રાખે જ અમારો છૂટકો છે. જેના મોહનીકર્મનો અંત આવી ગયો છે અર્થાત્ જેના ઘાતી કર્મોનો નાશ થયો નથી. ત્યાં સુધી ઘાતી કર્મોનો નાશ કરવા માટે ઉપાય કરવો જ જોઇએ એ અમારી ફરજ છે, અને એ ઉપાય તરીકે જ તીર્થંકર દેવો અગર કેવળી ભગવાનો પંચપરમેષ્ઠીનું ધ્યાન નથી કરતા તે છતાં તેમનું ધ્યાન કરવાની અમોને આવશ્યકતા રહેલી છે. તીર્થંકર દેવોએ પંચપરમેષ્ઠીનું ધ્યાન અમોને કરવાનું કહ્યું છે તેનું એક જ કારણ છે કે તેઓશ્રીએ ઘાતી કર્મોનો નાશ કરવાના ઉપાય રૂપ અમોને પંચપરમેષ્ઠિને નમસ્કાર કરવાનું ફરમાવ્યું છે, અને અમારા ઘાતી કર્મો બાકી રહેલા હોવાથી એ નમસ્કાર અમારે માટે કર્તવ્ય રૂપ છે. તીર્થંકર ભગવાનો પોતે છદ્મસ્થ અવસ્થામાં દેશના કેમ આપતા ન હતા તેનો હેતુ વિચારી જુઓ. તીર્થંકરો પરાધીન ધર્મનો ઉપદેશ આપી શકતા નથી અને જે પરાધીન ધર્મનો ઉપદેશ આપે છે તે તીર્થંકર નથી.

**છદ્મસ્થપણામાં તીર્થંકરો દેશના આપતા નથી.** હવે સ્વાધીન ધર્મ શું અને પરાધીન ધર્મ એટલે શું તેનો વિચાર કરો. તીર્થંકર ભગ-

શાસ્ત્રોએ કહેલી વાતો જ તેમણે સમાજને કહેવાની છે. એ સિવાય નવી દેશના તેમણે આપવાપણું હોતું નથી. શાસ્ત્રોને આધીન રહીને જે દેશના અપાય છે તે પરાધીન દેશના છે અને તેથી એવી પરાધીન દેશના જ સાધુઓને આપવાની હોવાથી તેઓ છદ્મસ્થાવસ્થામાં દેશના આપી શકે છે, તીર્થંકરોને છદ્મસ્થદશામાં દેશના આપવાની હોતી જ નથી તેનું કારણ એ છે કે તેઓ સ્વતંત્ર ધર્મ કહેનારા છે. તીર્થંકરો અને સાધુઓ માટે દેશના આપવાના નિયમો આજ કારણથી જુદા જુદા છે.

**જે તીર્થંકરો માટે નિશ્ચય છે તે આપણને માટે નથી.** જે ભવ્યાત્માઓને કેવળ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તે પછી તેમને મોક્ષે જવામાં માત્ર અંતર્મુહૂર્ત જેટલો અવકાશ હોય છે એટલે એ સ્થળે કોઈનું પણ ધ્યાન કિંવા જાપ કરવાની આવશ્યકતા શાસ્ત્ર માનતું નથી. હવે કોઈ એવો પ્રશ્ન કરીને ઉભો રહે કે આવા મોટા તીર્થંકર દેવ તે પોતે પણ જ્યારે ધ્યાન કિંવા જાપ કરતા નથી તો પછી આપણે શા માટે ધ્યાન કિંવા જાપ કરવા જોઈએ, તો શું આ પ્રશ્નમાં તદ્દન મૂર્ખાઈ જ રહેલી જણાઈ આવતી નથી. M. A. થએલો પ્રોફેસર પહેલી ચોપડી ન વાંચે એ સમજી શકાય એવું છે પરંતુ શું તેટલા ઉપરથી કોઈપણ બુદ્ધિશાળી માણસ એવું કહી શકશે કે પ્રોફેસર પહેલી ચોપડી વાંચતો નથી માટે તે પહેલી ચોપડી ભણનારા શિક્ષાણાર્થીને પહેલી ચોપડી વાચવાનો

છે તે સઘળું આપણને માટે આદરણીય છે અને અનુકરણીય છે પરંતુ તે સાથે તેઓશ્રીએ ભલે કર્યું હોય કે ન કર્યું હોય, તો પણ તેમણે આપણને માટે જે કરવા યોગ્ય જાણીને આપણને કરવાનું ફરમાવ્યું છે તે પણ સઘળું આપણે કરવું જ યોગ્ય છે. અલબત્ત કેવળી ભગવાનોએ અથવા તીર્થંકર દેવોએ જે કાંઇ કર્યું હોય અને તે આપણે શક્તિના અભાવે ના કરી શકતા હોઇએ તો તે એક જુદી વાત છે, પરંતુ તેમણે કર્યું છે તેજ કરવા યોગ્ય હોઈ તેમણે કહ્યું છે તે કરવા યોગ્ય નથી એમ અનુમાનવું સર્વથા ખોટું જ છે.

**કેવળીઓનું કૃત્ય અનુકરણીય તો છે જ.**

જેઓ કેવળજ્ઞાન પામી ચૂકેલા છે તેવા કેવળી મહાત્માઓ જે કાંઇ કરે છે તે આપણે કરવું જ જોઈએ એવો નિયમ ઠરાવી શકાતો નથી પરંતુ એ વાત તો સર્વથા ચોકખી જ છે કે કેવળી ભગવાનોએ જે કાંઈ કર્યું છે તે અનુકરણીય તો અવશ્ય છે જ. ભગવાને છ મહિનાનું તપ આદર્યું હતું એ રીતે આપણે પણ તપ આદરીએ, પછી તે ન થઇ શકે તો આપણે એમ કહી શકીએ કે એ આપણી શક્તિ નથી, પરંતુ ભગવાને જે કર્યું છે તેને આપણે યોગ્ય અવસ્થાએ અનુકરણીય તો જરૂર માનવાનું જ છે. ભગવાને તપસ્યાના વ્રત પૂર્ણ કર્યા આપણે એવી તપસ્યા લઇને તે પૂરી કરી ન શકીએ તો પછી એકાસણાં વગેરે તપસ્યા કરી શકીએ છીએ. ભગવાનના જેવી ઉગ્ર

પરંતુ તેઓ જાણે છે કે આપણા ઘાતિકર્મોનો નાશ થયો નથી એટલા જ માટે તેઓ આપણને નવકારાદિનો ઉપદેશ આપે છે અને તે ઉપદેશ આપણે માનવો એજ આપણું કર્તવ્ય છે. ધારો કે એક નદીમાં પાંચ પચ્ચીસ માણસો સાથે તરે છે એટલામાં ભયંકર પૂર ઉભરાઇ આવે છે અને નદીમાંથી તરનારાઓ જેમ બને એમ જલદી તરીને સામે કાંઠે જવાનો પ્રયત્ન કરે છે. આ તરનારાઓમાં જે આગેવાન છે તે તરીને બહાર નીકળી જાય છે અને બીજા માણસો તરવાની અણ-આવડત અથવા અશક્તિને કારણે નદીમાં રહી જાય છે. હવે તેમનો જે આગેવાન તરીને નદીને સામે કાંઠે પહોંચી ગયો છે તે આગેવાન જો તેઓનો સાચો મુખી-સાચો નેતા હશે, તો પોતાની પાછળ રહેલા તેના અનુયાયીઓને તે નદીમાં ગમે ત્યાં ગમે તે રીતે અથડાવા કૂટાવા દેશે નહિ પરંતુ તેમના તારણને માટે તે તુંબડા, હોડકાં વગેરે મોકલવાની વ્યવસ્થા જ કરશે.

તીર્થંકર ભગવાન્ એ એવા જ આપણા કુશળ આગેવાન છે અને તેઓ તરી જવાને શક્તિ ધરાવતા હોઈ આ મહા-ભયાનક સંસારસાગરને તરી ગયા છે પરંતુ તેમણે પોતાની પાછળ રહેલા આપણે સઘળાં કે જેઓ તેમના જેટલી શક્તિ ધરાવતા નથી તેમને માટે નવકાર, જપ ઈત્યાદિ સાધનો પૂરા પાડયા હોઇ તેના અવલંબનથી આપણે તરી જવાનો યત્ન કરવો જોઇએ. અલબત્ત આપણામાં પણ તેમની માફક તરી જવાની શક્તિ ધરાવતા હોઇએ, તો પછી આપણને પણ

થયો ન હોઈ આપણે ઘાતિકર્મોનો એ સાધનો દ્વારા નાશ કરવા માગીએ છીએ. એજ રીતે જિનબિંબ પૂજા એ પણ સર્વ આરંભાદિક કર્મોનો ત્યાગ કરવા માટેજ છે, અને જેમણે સર્વ આરંભાદિકનો ત્યાગ કર્યો છે તેમને માટે શ્રી જિનબિંબ પૂજાની જરૂર રહેવા પામતી નથી એ સ્વયંસિદ્ધ છે. સર્વ આરંભાદિકનો જેમણે ત્યાગ કર્યો છે તેમને જિન. પૂજાની જરૂર નથી પરંતુ તે ઉપરથી જેમણે સર્વ આરંભા. દિકનો ત્યાગ નથી કર્યો તે પણ જો પોતે શ્રી જિનપૂજાની જરૂર નથી એવું કહેવાને તૈયાર થાય તો તેની મૂર્ખાઇ સિવાય બીજું કશું જ નથી. કુંભાર ચાક ઉપર પીંડો મૂકીને પછી ચાક ફેરવવા માંડે છે, હવે જ્યાં ચાક ઉપર પીંડામાંથી વાસણ તૈયાર થાય કે તેજ ક્ષણે તે ચાક ફેરવવાનું બંધ કરે છે પરંતુ તે ઉપરથી જો જેના પીંડામાંથી વાસણ નથી ઉપજ્યું તેવા કુંભારો પણ ચાક ફેરવવાનું બંધ કરી દે તો તેમની શી દશા થાય તેનો વિચાર કરો! વાસણ તૈયાર થયા પહેલાં જ બીજાનું જોઇને ચાક બંધ કરી દેનારાને આપણે મૂર્ખા સિવાય બીજા કશાની ઉપમા આપી શકતા નથી, એજ સ્થિતિ અહિં પણ પ્રવર્તે છે એમ સમજી લેવાનું છે.

**ભણેલાને ભણવાની જરૂર નથી.** ધર્મક્ષેત્રને વિષે પૂજા એ કુંભારના ચાકને સ્થાને સમજો અને સર્વથા આરંભ, પરિગ્રહ, વિષય, કષા. યના ત્યાગને ઘડાને સ્થાને સમજો. જેનો ઘડો તૈયાર થઇ ગયો છે અર્થાત્ જે સર્વથા આરંભ, પરિગ્રહ, વિષય, કષાય

સર્વવિરતિની પ્રાપ્તિ કરી લીધી છે તે આત્માને માટે દેવપૂજા એ છઠ્ઠી ચોપડીનું શિક્ષણ છે અને તે પોતે સાતમી ચોપડી ભણી ગએલો છે! હવે વિચાર કરો કે સર્વવિરતિવાળાને માટે શું દેવપૂજાની જરા પણ જરૂર છે કે? નહિ જ! જો સર્વવિરતિવાળો દેવપૂજારૂપ છઠ્ઠી ચોપડીમાં જાય તો તે પાછો પહેલો જ ગણી શકાય. દુનિયાદારીની દૃષ્ટિથી આરંભ, સમારંભ એ પાંચમી ચોપડીનો વર્ગ છે તેથી જ પાંચમી ચોપડીનો વર્ગ પસાર કરેલાને છઠ્ઠી ચોપડીરૂપ દેવપૂજા જરૂરી છે પરંતુ સર્વવિરતિરૂપ સાતમી ચોપડીવાળાને એ છઠ્ઠી ચોપડી જરૂરી નથી, દુનિયાદારીમાં તો વિષયાદિકને અંગે ઉદ્યમ કરવામાં આવતો હતો એ પાંચમી ચોપડીનું સ્થાન હતું તેથી જ ત્યાં સ્થાન પામેલાને છઠ્ઠી ચોપડીરૂપી દેવપૂજાની જરૂર હતી. સર્વવિરતિમાં તો વિષય, કષાયાદિકને અંગે ઉદ્યમ થવાપણું જ નથી ત્યાં તો સમ્યગ્દર્શનાદિનું જ આરાધન થાય છે પછી જ્યાં આરંભ, પરિગ્રહને જ સ્થાન નથી ત્યાં આરંભ, પરિગ્રહ વગેરેને નિવારવા માટે ઠરાવેલી દેવપૂજાને તો સ્થાન જ કેવી રીતે હોઇ શકે? આ ઉપરથી તમે સહેલાઇથી સમજી શકશો કે દેવપૂજા એ સર્વવિરતિનું કારણ છે અને જ્યાં સર્વવિરતિની જ પ્રાપ્તિ થઈ ગઈ છે ત્યાં દેવપૂજાની જરૂર જ રહેતી નથી છતાં જો તેમાંથી કોઇ દેવપૂજામાં પ્રવેશ કરે તો તે પાછો પડેલો જ ગણી શકાય!

**માર્ગ ખોટો છે એમ ન માનો.** ઉપરના સઘળા વિવેચન ઉપરથી એવો

**તીર્થંકરદેવોની પૂજા શા માટે?** પોતાનું અજ્ઞાન, પોતાની અશક્તિ અથવા એવા જ બીજા કારણથી કાશ્મીર ન પહોંચી શકનારો માણસ કાશ્મીરનો રસ્તો જ છોડી દે તો તે એની ભૂલ જ છે તે જ પ્રમાણે પૂજાથી પુનિતપંથ નથી મળતો માટે પૂજા જ છોડી દેવી જોઇએ એવું કહેનારો પણ ખોટો છે. કાશ્મીર જવા નીકળે તે કાશ્મીરમાં ચાર દહાડે પહોંચે કે ચારસોમે દહાડે પહોંચે તેનો કાંઈ સવાલ જ નથી. મતલબ એટલી જ છે કે તેણે ગ્રહણ કરેલો રસ્તો કાશ્મીરનો જ રસ્તો હોવો જોઇએ. જો રસ્તો બરાબર હોય તો કોઇની વધારે ગતિ હોય તો તે જલદી કાશ્મીર પહોંચી શકે અને કોઇની ઓછી ગતિ હોય તો તે મોડો પહોંચી શકે, પરંતુ રસ્તો વ્યાજબી હોવો જોઈએ તે જ પ્રમાણે અહીં પણ ભગવાનની પૂજા એ ત્યાગનો રસ્તો છે કે નહિ તે તપાસવાનું છે. આપણે તીર્થંકરની પૂજા કરીએ છીએ તે શા માટે કરીએ છીએ તેનો વિચાર કરો. શું તીર્થંકરો આપણા વડવાઓ હતા, તે માટે આપણે તેમને પૂજીએ છીએ? અથવા શું તેમની પાસે મોટા ચક્રવર્તી રાજ્યોની માલિકી હતી તે માટે આપણે તેમને પૂજીએ છીએ? અથવા શું તેઓ છ મહિના ઉપવાસ કરી શકયા તે માટે આપણે તેમને પૂજીએ છીએ? નહિ જ! ત્યારે હવે આ પ્રશ્નનો ઝીણવટથી વિચાર કરો કે આપણે તીર્થંકરદેવોને શા માટે પૂજીએ છીએ?

**ભગવાનના કાર્યોની પૂજા** આપણે તીર્થંકર દેવોને પૂજીએ છીએ તેનું એ જ

અનુયાયીઓની દશામાં રહેવાનું નથી. હોળીમાં રાજા બનીને તે આગળ ચાલે છે અને પાછળ તેના અનુચરો ચાલે છે આવા રાજા બનવાનો તમારો વારો આવે છે તો તમે નાસભાગ કરી મૂકો છો. હોળીના રાજાની પાછળ ચાલવાને માટે બધા તૈયાર છે પરંતુ રાજા થવાને માટે કોઈ પણ તૈયાર નથી. જો એ જ પ્રમાણે આપણામાં ત્યાગની બુદ્ધિ ન હોય અને આપણે તીર્થંકર ભગવાનોને પૂજીએ તો આપણે પણ તેમને હોળીના રાજા માનીએ છીએ અથવા તેવો જ તેમનો સત્કાર કરીએ છીએ એ જ તેનો અર્થ થાય ! આપણે કહીએ છીએ કે તીર્થંકર ભગવાનો સાચા છે તેમણે ગ્રહણ કરેલો માર્ગ સાચો છે અને એ માર્ગ ગ્રહણ કરવા માટે આપણે તેમને પૂજીએ છીએ, પરંતુ એમણે જે અવસ્થા ગ્રહણ કરી હતી તે જ અવસ્થા જો આપણને સ્વીકારવાનું આવે અને ત્યારે આપણે નાસભાગ કરીએ, મોઢું સંતાડીએ અને એ સ્થિતિથી દૂર રહેવાનો પ્રયત્ન કરીએ તો પછી આપણે હિસાબે પણ તીર્થંકર દેવ એ સાચા રાજા બને છે કે હોળીના રાજા બને છે તેનો વિચાર કરો. જે ત્યાગના જ અર્થી છે સંસારને દુષ્કર કીચડ કાદવથી ભરેલો અને તેથી જ છોડવા યોગ્ય એવો જે જે માને છે તેમને તો તીર્થંકર ભગવાનો એ જરૂર રાજા છે પરંતુ બીજાઓની દાનત ક્યાં હોય છે તેનો વિચાર કરો. દેશનું, મુલકનું રાજાપણું લેવાનું હોય ત્યાં કોઇ ના પાડતું નથી ત્યાં સર્વ કોઇ નાસભાગ કરતું નથી, અથવા પોતાને બદલે ત્યાં કોઇ બીજાને ઉભા કરી આપતું

કે જેટલો આનંદ તમોને આખા જગતની પ્રેસિડેન્ટશિપ મળે તો પણ ન થાય! તમારી ભાવના જો સોએ સો ટચની હોય તો જગતની પ્રેસિડેન્ટશિપની પ્રાપ્તિ કરતાં પણ તમોને વધારે-લાખગણો આનંદ-ત્યાગનો પ્રસંગ આવે ત્યારે થવો જોઇએ. હવે વિચાર કરો કે તમોને કદી આવો આનંદ થયો છે-થાય છે?

**અક્કલનો ઇજારદાર.** આપણને અધિકારની પ્રાપ્તિ થતાં આપણે રાજી થઇએ છીએ તેના કરતાં સેંકડોગણું રાજી થવાપણું ત્યાગને પ્રાપ્ત થતી સમયે હોવું જ જોઇએ. આ સઘળી વાત તો શ્રાવકથી-શ્રાવકપણાથી પણ હલેકી કોટીના આત્માને માટે કહી છે. જેણે જગતને સારૂં માન્યું હોય, જગતનો પૈસો અધિકાર, એ સઘળું સારૂં માન્યું હોય તેમને હિસાબે તેમને તો ત્યાગની વખતે અપૂર્વ આનંદ થવો જ જોઇએ, તમે (૦) શૂન્યને સો વડે ગુણશો તો શું આવશે? શૂન્યનો ઢગલો જ આવવાનો!! હજી એકને સો વડે ગુણી જોશો તો તો સો પણ આવશે પણ જે શૂન્યને જ સો વડે ગુણવા બેસે છે તેને ગુણાકારનો કાંઇ સંબંધ જ રહેતો નથી. જે અજ્ઞાનપણે દુનિયાદારીમાં મહત્ત્વ ગણે છે જેની આંખોએ દુનિયાદારીમાં મહત્ત્વ છે તેને હજારો અને લાખો ગણો આનંદ શ્રી તીર્થંકરદેવે ઉપદેશેલા ત્યાગને માર્ગે પગલાં માંડતાં થવો જોઇએ, પરંતુ શ્રાવકની સ્થિતિ તો એનાથી સારી છે. શ્રાવકને તો તેની મૂળ સ્થિતિમાં એટલે શ્રાવકપણાની સ્થિતિમાં જ રાજી

જ છૂટકો છે. તમે એવી કલ્પના કરો કે તમારે નાનો બાળક છે, તેની યોગ્ય વયે તેને દાંત ઉગ્યા છે અને તે દાંત તમારે ઘસીને કાઢી નાંખવા છે. શું તમારો જીવ એ કાર્યમાં ચાલે ખરો કે ? તમારે પ્રત્યક્ષ દાંત ઘસી નાંખવા નથી આત્ર કલ્પનાજ કરવાની છે પરંતુ એ કલ્પના પણ તમે નથી કરી શકતા ત્યારે ચાણક્યનો પિતા કાનસ લઇને તેના દાંત ઘસી નાખે છે એ સ્થિતિની મહત્તા વિચારી જુઓ. ચાણક્યના દાંત તેના પિતાએ ઘસી નાંખ્યા પછી તે જ્યોતિષીને પૂછે છે કે હવે રાજગાદી ઉપર કોણ બેસશે ? જ્યોતિષી જવાબ આપે છે કે હવે ચાણક્યને સ્થાને એનું પૂતળું ગાદીએ બેસશે ! અર્થાત્ પૂતળા જેવા રાજાને ગાદીએ બેસાડી રાજ્ય વ્યવસ્થા પોતાના હાથમાં રાખશે. ચાણક્યનો પિતા જ્યારે આવો જવાબ સાંભળે છે ત્યારેજ તેને સંતોષ થાય છે !

**લક્ષ્મી ચાંદલો કરવા આવે....''** સાચું શ્રાવકપણું એટલે શું અને તે કઇ જગાએ છે તે વસ્તુ તમે આ ઉદાહરણ ઉપરથી સારી રીતે સમજી શકશો ! શ્રેણિકમહારાજા અને અભયકુમારના ઉદાહરણને હવે વિચારી જુઓ. મગધ દેશમાં જે વખતે મહારાજા શ્રેણિક રાજ્ય કરતા હતા તે વખતે આખા દેશમાં મગધનું રાજ્ય એ મહારાજ્ય ગણાતું હતું. આજે આખી દુનિયામાં કાંઈ અંગ્રેજોનું રાજ નથી તે છતાં સ્થિતિ એ છે કે ગ્રેટ બ્રિટનમાં એક પાંદડું પણ હાલે છે એટલે આખી દુનિયા તેના તરફ કાન માંડીને સાંભળી રહે છે, તે સમયે મગધની એ સ્થિતિ

છે ત્યાં મહાનુભાવ કલ્પકને એવો વિચાર ઉદ્‌ભવે છે કે મને ખાવાને માટે અન્ન અને પહેરવાને માટે વસ્ત્રો તો મળ્યા જ કરે છે તો પછી મારે નરકના સ્થાનરૂપ આ અમાત્યપદને વળી શા માટે ગ્રહણ કરવું? મહાનુભાવો! વિચાર કરજો કે આ શાનો પ્રભાવ છે? કઇ મનોદશા આવો વિચાર લાવે છે વારૂ? આ શ્રાવકકુળનો પ્રભાવ છે. આ બનાવ ઉપર ટીકા કરતાં ભગવાન્ શ્રી કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યજી મહારાજ જણાવે છે કે શ્રાવકપણામાં સંતુષ્ટપણાની હદ ક્યાં છે તે આથી સમજાય છે. રાજા પોતે બોલાવીને પ્રધાનપદ લેવા માટે આગ્રહ કરે છે છતાં કલ્પક તેનો એ ભાવનાથી પ્રતિકાર કરે છે કે મને ખોરાક-પોષાક તો મળે છે પછી વળી મારે પ્રધાનપદરૂપ પાપપંકમાં પડવાની શી જરૂર છે? હવે વિચાર કરો કે આ કેવી સ્થિતિ છે?

**સાચા પિતાનું કર્તવ્ય.** કલ્પક પોતે રાજાને પ્રધાનપદ લેવાની ના પાડે છે તેથી રાજા ગુસ્સે થશે તેનો પણ તે વિચાર નથી કરતો અને પોતાની ફરજ બજાવે જાય છે એ જૈનકુળની મહત્તાની જ ખૂબી છે. પરિશિષ્ટપર્વમાં વધુમાં ચાણક્ય અને ચંદ્રગુપ્તનું ઉદાહરણ પણ નોંધવામાં આવ્યું છે. ચાણક્યના પિતાને ત્યાં જ્યારે ચાણક્યનો જન્મ થયો ત્યારે ચાણક્યના મોઢામાં દાંત હતા. દાંત સાથે જ પુત્રને જન્મેલો જોઇને ચાણક્યના પિતાએ જ્યોતિષીને બોલાવ્યો અને જ્યોતિષીને કહ્યું કે આ બાળક દાંતની સાથે જ જન્મ્યો છે એનું ફળ શું હોવું જોઇએ?

જ છુટકો છે. તમે એવી કલ્પના કરો કે તમારે નાનો બાળક છે. તેની યોગ્ય વયે તેને દાંત ઉગ્યા છે અને તે દાંત તમારે ઘસીને કાઢી નાંખવા છે. શું તમારો જીવ એ કાર્યમાં ચાલે ખરો કે? તમારે પ્રત્યક્ષ દાંત ઘસી નાંખવા નથી માત્ર કલ્પના જ કરવાની છે પરંતુ એ કલ્પના પણ તમે નથી કરી શકતા ત્યારે ચાણુક્યનો પિતા કાનસ લઈને તેના દાંત ઘસી નાંખે છે એ સ્થિતિની મહત્તા વિચારી જુઓ. ચાણુક્યના દાંત તેના પિતાએ ઘસી નાંખ્યા પછી તે જ્યોતિષીને પૂછે છે કે હવે રાજગાદી ઉપર કોણ બેસશે? જ્યોતિષી જવાબ આપે છે કે હવે ચાણુક્યને સ્થાને એનું પૂતળું ગાદીએ બેસશે! અર્થાત્ પૂતળા જેવા રાજાને ગાદીએ બેસાડી રાજ્ય વ્યવસ્થા પોતાના હાથમાં રાખશે. ચાણુક્યનો પિતા જ્યારે આવો જવાબ સાંભળે છે ત્યારેજ તેને સંતોષ થાય છે!

**લક્ષ્મી ચાંદલો કરવા આવે....”** સાચું શ્રાવકપણું એટલે શું અને તે કઈ જગાએ છે તે વસ્તુ તમે આ ઉદાહરણ ઉપરથી સારી રીતે સમજી શકશો! શ્રેણિકમહારાજા અને અભયકુમારના ઉદાહરણને હવે વિચારી જુઓ. મગધ દેશમાં જે વખતે મહારાજા શ્રેણિક રાજ્ય કરતા હતા તે વખતે આખા દેશમાં મગધનું રાજ્ય એ મહારાજ્ય ગણાતું હતું. આજે આખી દુનિયામાં કાંઈ અંગ્રેજોનું રાજ નથી તે છતાં સ્થિતિ એ છે કે ગ્રેટ બ્રિટનમાં એક પાંદડું પણ હાલે છે એટલે આખી દુનિયા તેના તરફ કાન માંડીને સાંભળી રહે છે, તે સમયે મગધની એ સ્થિતિ

હતા એટલે તરત જ તેમણે રાજલક્ષ્મીરૂપ લાકડીથી આઘા ખસવા માંડયું. તેઓ રાજપુત્ર હતા. યુવરાજ હતા. રાજગાદીના અધિકારી હતા હવે પિતા તેમને રાજગાદી આપવાને પાટે રોકવા જાય છે ત્યાં ધર્મવીર અભયકુમાર પિતાને જરા થોભવાનું કહે છે અને તે સીધો ભગવાન્ શ્રી મહાવીરદેવ પાસે આવીને હાજર થાય છે. મહાનુભાવો! આ અભયકુમારની દશા સાથે તમે તમારી દશા જરા સરખાવી તો જુઓ કે તમે કયાં છો તેની તમોને ખબર પડે! રાજકુમાર રાજગાદીનો હકદાર છે, મહારાજા શ્રેણિકનો ઉત્તરાધિકારી છે મગધદેશ જેવી સુવર્ણપુરી પોતાની સામે છે, તે છતાં અભયકુમાર એ રાજ્યલક્ષ્મીને લાકડી માને છે. આ સ્થિતિ તમારી કયારે આવશે! તમારી આ સ્થિતિ આવે કે ન આવે, પરંતુ તમારી આ સ્થિતિ આવો એવું તમો ઈચ્છો છો પણ ખરા કે? આખા મગધદેશની રાજ્યલક્ષ્મીને લાકડી ગણવી એ કેવી સુંદર દશા છે તેનો ખ્યાલ કરજો, હવે અભયકુમાર ભગવાન્ શ્રી મહાવીરદેવ પાસે આવે છે અને ભગવાનને પૂછે છે કે મહારાજ! આપની પાસે જે મુકુટધારી રાજાઓ દીક્ષા લે છે અથવા લેશે તેમાં છેલ્લો કયો રાજા હશે? ભગવાન્ શ્રી મહાવીરદેવ ઉત્તર આપે છે: હે રાજકુમાર! મહારાજા ઉદાયન એ છેલ્લો રાજર્ષિ છે.

**દીક્ષા આગળ તાજ નકામો છે.** રાજકુમાર અભયકુમારે ભગવાન્ શ્રી મહાવીર-

**શ્રાવકપણાની સફળતા.** મહાનુભાવો ! અભયકુમારે મગધના મહારાજ્યને લાત મારી, ચાણક્યના પિતાએ પોતાના નાહાન બાળકના દાંત ઘસી નાંખ્યા અને કલ્પકે તો ચાલી આવેલા પ્રધાનપણાને પણ લાત મારી. આ બધા કાર્યોમાં તેમની પરિણતિ કેવી હશે તેનો વિચાર કરો એટલે તમોને શ્રાવકપણાની સ્થિતિ કેવી હોવી જોઇએ તે બરાબર સમજાશે. જેની આવી સ્થિતિ છે, જે આત્માની આવી ભવ્ય પરિણતિ છે, તેને દુનિયાદારીની વસ્તુઓથી તીર્થંકર ભગવાનોનો જ્ઞાનવૈભવ માપવાપણું હોય જ નહિ! જેને મન આંકડો અવશેષ ન હોય, જે દુનિયાની સમૃદ્ધિને આંકડો નહિ પણ શૂન્ય જ માનતો હોય તેને મન તો શૂન્યને ગમે તેટલાએ ગુણો તેનો કાંઈ અર્થ જ નથી પરંતુ જેને દુનિયાદારીના વૈભવની કિંમત હોય એ કિંમત તરીકે જે એકડો મૂકતો હોય તેને જ એ એકડા સાથે બીજા આંકડાઓ માંડીને ગુણાકાર કરવાનો બાકી રહે છે. જેના મનમાં દુનિયાદારીના વૈભવની કિંમત છે તે જ માણસ એ વૈભવ કરતાં ત્યાગનો વૈભવ કેટલા ગણો છે એવો પ્રશ્ન વિચારવા બેસી શકે છે પરંતુ જેના આત્માને એ વાત કબુલ છે કે આ દુનિયાદારીનો વૈભવ તે તો મોટું '૦' (શૂન્ય) છે તે આત્માઓ તો તીર્થંકર દેવોનું કેટલું માન રાખે તેની માત્ર કલ્પના જ કરવી બસ છે. 'જે આત્મા એમ સમજે છે કે નિર્ગ્રંથ પ્રવચન એ જ એક કલ્યાણ કરનારી વસ્તુ છે અને બીજું બધું આ સંસારમાં જે કાંઈ છે તે

એ ખુલ્લું કરો અને ત્યાગીને પુજો છો એ સાચા રાજા તરીકે નથી પુજતા પણ આગળ જણાવ્યું તેમ હોળીના રાજા તરીકે પૂજો છો એ વાત જાહેર કરી દો. જેઓ તીર્થંકર ભગવાનોને આવા હોળીના રાજા ન ગણતા હોય, તેમને સાચા રાજા માનતા હોય અને તેમને જગતના ઉદ્ધારક માનતા હોય તે તો તેમને પુજતાં પૂજતાં ગમે ત્યારે પણ એ ત્યાગને મેળવવાના છે એ વાત સ્પષ્ટ છે. ઘોડેસવાર કન્યાકુમારીથી કાશ્મીર જવા નીકળશે તો તે જલદી પહોંચશે અને કોઈ ડોશીમા ડગલાં ભરતાં ભરતાં જાય તો પાંચ વરસે પહોંચશે; પરંતુ જો તે ખરે રસ્તે ચાલ્યા જ કરશે તો ગમે ત્યારે પણ તે ડોશીમા કાશ્મીર પહોંચવાના તો છે જ, એ વાત નિશ્ચય છે.

**સોનું એ શોભીતી બેડી છે.** એજ પ્રમાણેની તમારી દશા છે. તમારામાં જોઇએ તો ત્યાગની તીવ્રતા ન થઇ હોય તમે જોઇએ તો દીક્ષા લેવાના જ ઇરાદે દેવપૂજા ન કરતા હો છતાં જો તમે એમ માનતા હશો કે જગતની સંપત્તિ એ સઘળી સોનેરી બેડી છે અને ત્યાગ એ જ એક અક્ષયધન ભંડાર છે તો તમે લાખો વખત યા કરોડો વખત દેવપૂજા કર્યાથી ત્યાગના તાત્પર્યમાં તો જરૂર આવશો જ ! અલબત્ત ફેર એટલો જ પડશે કે જે પેલા ઘોડેસ્વારની માફક શક્તિવાળો હશે તે જલદી પહોંચી જશે અને જે ઓછી ગતિવાળો પેલી ડોશીના જેવો હશે તે હજારોવાર લાખોવાર કરોડોવાર દેવપૂજા કર્યા પછી

પૂજા કરવાની જરૂર જ રહેતી નથી. હવે એક માણુસ કાશ્મીર પહોંચી ગયો છે તે માણુસ દિલ્હીમાં રહેનારા કોઇ મિત્રને એવો કાગળ લખે કે ભાઈ, જો તારે કાશ્મીર આવવું હોય તો દિલ્હીથી ફલાણી ફલાણી ગાડીમાં બેસીને આવ, એ ગાડીમાં તું બેસશે તો તારાથી કાશ્મીર આવી શકાશે !" આવો કાગળ વાંચીને દિલ્હીમાં રહેનારો માણુસ કાશ્મીરવાળા માણુસને માટે એમ કહે કે "જો સાઇસાહેબ પોતે તો કાશ્મીર જવા માટે ગાડીમાં બેસવાનો નથી અને મને ગાડીમાં બેસવાનું કહે છે ! જા ! તું તો એ ગાડીમાં બેસતો નથી માટે હું પણ ગાડીમાં નથી બેસવાનો !!" મહાનુભાવો ! હવે વિચાર કરો કે તમે આ દિલ્હીવાસીને પાગલ ગણુશો કે તેને બીજો કોઇ ખિતાબ આપશો ? એ જ સ્થિતિ તમે અહીં પણ લાગુ પાડજો. જેમણે ત્યાગરૂપ સાધુપણું મેળવ્યું છે સર્વારંભ પરિગ્રહ કષાય એનો જેમણે ત્યાગ કરી દીધો છે તેવાઓને અલબત્ત આગગાડી રૂપ દ્રવ્યપૂજાની જરૂર નથી પરંતુ જેઓ ત્યાગમાં જઇ પહોંચ્યા નથી અને જેઓ ત્યાગ સ્વીકારી ચૂકયા નથી, તેઓ જો સાધુઓ દ્રવ્યપૂજા નથી કરતા તો પછી અમારે દ્રવ્યપૂજા કરવાની શી જરૂર છે" એવું કહે તો તેનું સ્થાન પણ મૂર્ખાઓના વર્ગમાં જ ગણી શકાય !!

**દ્રવ્યપૂજાની અનિવાર્ય જરૂર.** સર્વવિરતિ જેમણે અંગીકાર કરી છે તેવો સમુદાય દ્રવ્યપૂજાની ટીકીટ ન લે તો બેશક તેમને તેની જરૂર જ નથી,

ઉપદેશના પાલનને માટે પણ શાસ્ત્રીયદૃષ્ટિએ જ જરૂર જવાબદાર છે.

**દેવપૂજાનું પ્રયોજન શું?** સાધુઓનો આદેશ પામીને જૈનો દેવપૂજા કરે છે પરંતુ એ દેવપુજા શા માટે કરવામાં આવે છે તે વિચારો. શુદ્ધ દેવાદિને આપણે શા માટે પૂજવા યોગ્ય માન્યા છે તે તપાસો! આપણે એમને પૂજ્ય માન્યા છે તેનું કારણ એટલું જ છે કે જે છોડવા લાયક છે તે તેમણે છોડયું છે જે મેળવવા લાયક છે તે તેમણે મેળવ્યું છે અને આપણે હજી પગથીયે ઉભા છીએ, આ ભાવના તેનું જ નામ ભાવ સમ્યક્ત્વ અથવા નિશ્ચયસમ્યક્ત્વ છે. તીર્થંકર ભગવાન્ ચઢી ગયા છે, તેમણે ત્યાગની પ્રાપ્તિ કરી લઈ મોક્ષની પણ પ્રાપ્તિ કરી છે અને તેમણે પોતે જ માર્ગે ચઢયા હતા તે માર્ગ પણ દર્શાવ્યો છે. આ માર્ગ આ ચઢવાના સ્થાનકો પહેલાં ધ્યાનમાં લેવાવાં જોઇએ. જે વ્યક્તિ પ્રથમ એ સ્થાનકો ધ્યાનમાં લે છે, તે પછી તે આ ભવને મહા ભયંકર પર્વત માને છે અને છેવટે તેને ઓળંગવાની જરૂરીયાત માનીને તેને ઓળંગે છે, તેજ વ્યક્તિ મુનિપણાને પામે છે. આ મુનિપણાને જે પામે છે તે લોકોત્તર સંજ્ઞામાં પ્રવેશ કરે છે.

નથી. સર્વજ્ઞપણું તે કહેવાય છે કે સઘળા પદાર્થોને યથાવિધ જાણવા. જે આત્મા સઘળા પદાર્થોને યથાવત જાણે છે તે સર્વજ્ઞ છે. સમ્યક્ત્વમાં પણ એ જ સ્થિતિ છે. જે સર્વ પદાર્થોને જાણે છે તેને જ સમ્યક્ત્વની પ્રાપ્તિ થએલી છે એમ કહી શકાય છે અને જ્યારે સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે ત્યારે જ તેના પછી સર્વજ્ઞપણાની પ્રાપ્તિ થાય છે અર્થાત્ સમ્યક્ત્વ થયા વિના સર્વજ્ઞત્વની પ્રાપ્તિ થવી અશક્ય છે.

**સમ્યક્ત્વ પછી સર્વજ્ઞતા.** જ્યારે સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે ત્યારે જ તેના પછી સર્વજ્ઞપણું મળે છે. ચારિત્ર અને સમ્યક્ત્વ એ બંને સાથે જ હોય છે. ઘણીવાર અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન પણ સમ્યક્ત્વની સાથે જ હોય છે પરંતુ કેવળજ્ઞાન કદી સમ્યક્ત્વની સાથે જ હોતું નથી. ચારિત્રની પ્રાપ્તિ થતાં પહેલાં સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. સમ્યક્ત્વ મળે છે તે પછી ચારિત્ર ધારણ થાય છે. ચારિત્રની પ્રાપ્તિ થયા પછી મોહનીકર્મ તોડવાનો આરંભ કરવામાં આવે છે તે પછી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાયકર્મ તોડવામાં આવે છે અને એ બધાને અંતે જ સર્વજ્ઞપદની પ્રાપ્તિ થાય છે. હવે કોઇ એવી દલીલ કરશે કે સર્વજ્ઞપદની પ્રાપ્તિ થયા વિના સઘળા પદાર્થોને જાણવાનું બની શકતું નથી અને (સર્વજ્ઞ થઇ) સઘળા પદાર્થોને ન જાણીએ ત્યાં સુધી સમ્યક્ત્વની પ્રાપ્તિ થતી નથી. વળી બીજી બાજુએ સર્વજ્ઞની પ્રાપ્તિ પહેલાં જ સમ્યક્ત્વની પ્રાપ્તિ થવી જોઈએ એમ કહેવામાં આવ્યું છે ત્યારે હવે

ભવિષ્યમાં સોના તરીકે જન્મ પામનારા સુવર્ણનામક પદાર્થને તે જાણી જાય છે. રતી સોનાનો કસ જાણનાર સોનાના સઘળા તોલોને અથવા સોનાના સઘળા આકારોને જાણતો નથી. જગતમાં કેટલું સોનું છે, એ સોનું ક્યાં ક્યાં છે અથવા તે કોના હાથમાં છે તેમાંનું કશું તે જાણતો નથી છતાં સોનાની એક રતિ લઇને તે કસી જોનારો તમામ સોનાને જાણી લે છે. અર્થાત્ સોનાના ગુણધર્મને જાણવાને માટે એક રતી સોનું પણ બસ છે અને એક રતિ સોનાનો કસ તપાસી જોનારો આખા જગતના તમામ સોનાને જાણી લે છે. એ કેવળ સ્વાભાવિક અને વ્યવહારે સ્વીકારેલું વિધાન છે.

**સમ્યક્ત્વ એ સર્વગત છે.** જેમ રતી સોના ઉપરથી આખા જગતનું સોનું જાણી લઇ શકાય છે તે જ રીતે સમ્યક્ત્વ પામેલો જીવ લક્ષણ દ્વારાએ સઘળા પદાર્થો જાણી લે છે. જીવનું, પુદ્ગલનું, ધર્માસ્તિકાયનું, અધર્માસ્તિકાયનું, આકાશનું, કાળનું વગેરે સર્વ વસ્તુઓનું, લક્ષણ શું છે તે સમ્યક્ત્વ પામનારો જાણે છે અને તે ઉપરથી તે લક્ષણ દ્વારાએ સર્વ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, સર્વજીવાસ્તિકાય, સર્વ પુદ્ગલાસ્તિકાય અને સર્વકાળને જાણી લે છે. સર્વ ધર્માસ્તિકાય, સર્વ અધર્માસ્તિકાય, સર્વ આકાશાસ્તિકાય, સર્વ જીવાસ્તિકાય, સર્વ પુદ્ગલાસ્તિકાય અને સર્વકાળ એ છએ પદાર્થોના લક્ષણો જ્યાં સુધી જાણવામાં આવતા નથી ત્યાં

ણુંને જાણનારો માત્ર લક્ષણુથી જ આખા જગતના સોનાને જાણે તે બીજી રીતે સોનાને જાણી શકતો નથી. તે તોલથી યા આકારથી આખા જગતના સોનાને જાણી શકતો નથી. રતી સોનાને પારખનારો હોય તેની પાસે ક્ષેત્રાંતરનું ગમે તેટલું સોનું પરખાવો તો પણ તે તે સઘળાં સોનાને પારખી આપે છે કારણ કે એક રતી સોનાના જે લક્ષણો છે તે જ લક્ષણો તમામ સોનાને વ્યાપીને રહેલા છે. જેમ એક રતી સોનામાં થએલો અનુભવ સઘળા સોનામાં વ્યાપીને રહેલો છે, અને રતિ સોનાને જાણનારો તમામ સોનાને લક્ષણ-દ્વારાએ જાણી લે છે તે જ પ્રમાણે જે સમકિતી આત્મા છ દ્રવ્યના અને પંચાસ્તિકાયના લક્ષણોને જાણી શક્યો છે તે લક્ષણદ્વારાએ બધા પદાર્થોને અને બધા અસ્તિકાયોને જાણી શકયો છે.

जे एगं जांणइ से सव्वं जाणइ — આચારાંગ સૂત્રમાં જણાવ્યું છે કે "जे एगं जाणइ से सव्वं जाणइ, जे सव्वं जाणइ से एगं जाणइ" જે આત્મા પોતાના એક જીવને સ્વરૂપ અને લક્ષણથી જાણે છે તેણે જગતના સઘળા જીવોને જાણી લીધા છે અર્થાત સ્વરૂપ અને લક્ષણથી જેણે પોતાનો જીવ જાણ્યો છે તેણે સમસ્ત સંસારના સઘળા જ જીવો જાણી લીધા છે. "એકને જાણે છે તે સર્વને જાણે છે અને જે સર્વને જાણે છે તે એકને જાણે છે." એ સૂત્ર જે વખતે સમ્યક્ત્વને અંગે લગાડીએ છીએ ત્યારે તેનો અર્થ લક્ષણદ્વારાએ લેવાનો છે. અહીં

સીધી હોય તે પણ આંગળીજ છે અર્થાત્ આંગળીપણું સ્થિર છે. જેમ આંગળીમાં વાંકાપણું ઉત્પન્ન થાય છે એટલે સીધા૰ પણું નાશ પામે છે અને આંગળીપણું સ્થિર રહે છે તેજ પ્રમાણે દરેક પદાર્થમાં પણ સમજવાનું છે. દેવતામાંથી ચ્ય૰ વીને કોઇ મનુષ્ય થાય છે. મનુષ્યપણાનો ઉત્પાત થાય છે અને દેવતાપણાનો નાશ થાય છે છતાં જીવપણું તો કાયમનું જ રહે છે. અર્થાત્ ઉત્પાત, વ્યય અને ધ્રૌવ્ય આ ત્રણ વસ્તુઓ વસ્તુમાત્રને વિષે દરેક કાળે, દરેક સ્થળે અને દરેક સ્થિતિમાં કાયમ જ હોય છે. કોઈ પણ સ્થાન તમોને એવું જડવાનું નથી કે જ્યાં તમોને એકલી ઉત્પત્તિ અથવા એકલા વ્યયના જ દર્શન થશે અથવા જ્યાં એકલી ઉત્પત્તિજ હોય નાશ ન હોય!

**જ્યાં ઉત્પત્તિ છે ત્યાં નાશ છે.** જ્યાં ઉત્પત્તિ છે ત્યાં નાશ પણ છે અને જ્યાં નાશ છે ત્યાં ઉત્પત્તિ પણ છે. આંગળીનું સીધાપણું નાશ પામે છે ત્યારેજ તેને વાંકાપણાની પ્રાપ્તિ થાય છે અને સીધાપણાની પ્રાપ્તિ થાય છે એનો અર્થ એ છે કે વાંકાપણાનો નાશ થયો છે. "ઉત્પત્તિ થઈ" એવો શબ્દ આપણે બોલીએ છીએ તેની સાથેજ આપણે એ વાત સમજી લેવાની છે કે આગલી સ્થિતિનો નાશ થયો છે અને "નાશ થયો" એવા શબ્દો જ્યાં બોલીએ છીએ ત્યાં એમ સમજવાનું જ છે કે નવી કોઇપણ સ્થિતિનું સર્જન થયું છે. વાંકાપણાનો નાશ એટલે સીધાપણાની ઉત્પત્તિ અને સીધાપણાની ઉત્પત્તિ

ચઢાવી શકો છો, તે સિવાય તમે રંગ ચઢાવી શકતા નથી એ જ આધ્રુવપણું છે. એ ઉપરથી માલમ પડે છે કે જગતના હરકોઈ પદાર્થના ત્રણ સ્વભાવ છે કે ઉત્પત્તિ, નાશ અને નિશ્ચળતા. કોઈપણ પદાર્થ એવો નથી કે જે ઉત્પત્તિ, નાશ નિશ્ચળતા વિનાનો હોય! હવે એક પદાર્થનું આવું લક્ષણ છે એ તમે જાણો લો છો કે પછી તમે જગતના તમામ પદાર્થોની સ્થિતિને તે ઉપરથી જાણી શકો છો. એક પદાર્થ ત્રણ ગુણવાળો છે તો જગતના સઘળાજ પદાર્થો ત્રણ ગુણ-વાળા છે એ સ્પષ્ટ જ છે. આથી જ શાસ્ત્રકારોએ એમ કહ્યું છે કે જે એકને જાણે છે તે બધાને જાણે છે. એક પદાર્થના ઉત્પાદ, વ્યય અને સ્થિરતાને જેઓ જાણે છે તેઓ સઘળા જ પદાર્થોના ઉત્પાદ, વ્યય અને સ્થિરતાને જાણે છે એ આ ઉપરથી પ્રત્યક્ષ થાય છે. કસોટી ઉપર એક રતી સોનાને કસો છો તેથી તમારો નિશ્ચય થાય છે કે અમુક કસ વાળું સોનું છે. આથી તમે જગતના તમામ સોનાને જાણી શકો છો કે જેમાં અમુક કસ રહ્યો છે તે સોનું છે. તે જ પ્રમાણે એક પદાર્થને તમે જાણો છો એટલે પછી જગતના તમામ પદાર્થોને પણ તમે જાણી શકો છો.

**યુક્તિથી જૈનતત્વજ્ઞાન ખોટું છે.** તમે હાથમાં એક રતી સોનું લો છો અને તેની જ પરીક્ષા કરી જુઓ છો પરંતુ તે ઉપરથી તમે જગતના તમામ સોનાનો નિશ્ચય કરી શકો છો તે જ પ્રમાણે તમે આંગળી કે જીવને તપાસો છો અને તેને જાણો છો

જતા નથી અને માત્ર જેઓ વાદના વિષયમાં જ આનંદ પામે છે તેઓ જ એવી દલીલ કરી શકે છે કે, "જો તમે જીવાત્માની ઉત્પત્તિ અને નાશ નહિ માનશો તો પછી પદાર્થ માત્રને ઉત્પત્તિ, વિનાશ અને નિશ્ચળતા છે, એ તમારો સિદ્ધાંત તમારે હાથે જ તમે ખોટો ઠરાવો છો. હવે તમે આત્માની ઉત્પત્તિ નથી એવું કહેશો તો પણ શંકાકાર તો તમોને એમ જ કહેશે કે એથી તમે જૈનદર્શનને માનનારા છો એમ ગણી શકાતું નથી કારણ કે જૈનતત્ત્વજ્ઞાન તો પદાર્થ માત્રને ઉત્પત્તિ, સ્થિતિ અને વિલય છે એમ માની રહ્યું છે. અર્થાત તમે ઉત્પત્તિ, સ્થિતિ અને નાશને માનો છો તો પણ તમે જૈન નથી અને તમે ઉત્પત્તિ, સ્થિતિ અને લયને નથી માનતા તો પણ તમે જૈન નથી ! મહાનુભાવો ! ત્યારે હવે વિચાર કરો કે તમારૂં જૈનત્વ કેવી રીતે સાબીત થઇ શકે એમ છે? આવા શંકાકારોને ઉત્તર એ છે કે ત્રિલોકેશ્વર ભગવાન્ શ્રી મહાવીરદેવનું શાસન તો એવું પુનિત શાસન છે, એટલું બધું સાયન્ટિફિક શાસન છે અરે, એટલું બધું તત્ત્વદર્શી શાસન છે કે તેમાં જરા પણ આક્ષેપને અવકાશ નથી. જૈનશાસન એકલી ઉત્પત્તિને માનતું જ નથી. જેમ જૈનશાસન એકલું ઉત્પત્તિને નથી માનતું તેજ પ્રમાણે તે એકલું નાશને પણ માનતું નથી. વળી જેમ તે એકલું ઉત્પત્તિ અથવા એકલું નાશને માનતું નથી તેજ પ્રમાણે માત્ર તે ઉત્પત્તિ અને નાશ એ બંને વસ્તુને પણ માનતું નથી પરંતુ તે તો ઉત્પત્તિ, નાશ અને નિશ્ચલતા એ ત્રણે વસ્તુને જ એક સાથે માને છે.

**સ્યાદ્વાદનો મર્મ સમજો.** તત્ત્વજ્ઞાન સમજવું એ બહુજ સહેલી વાત નથી. પદાર્થ-વિદ્યાના સિદ્ધાંતો સમજવા માટે બુદ્ધિ, અનુભવ અને શ્રદ્ધા એ ત્રણેની જરૂર છે. એ ત્રણેનો ઉપયોગ કરીને જે જરાક સરખી પણ વધારે બુદ્ધિ ચલાવશે તે આ સિદ્ધાંતમાં રહેલો હૃદયંગમ મર્મ જરૂર સમજી શકશે. હવે અહીં પેલા આંગળીના દૃષ્ટાંતને ફરીથી યાદ કરો. સીધી હોય તો પણ તે આંગળી છે અને આંગળી વાંકી હોય તો પણ તે આંગળી છે. સીધાપણું નાશ પામે છે એટલે વાંકાપણું જન્મે છે અને વાંકાપણું નાશ પામે છે એટલે સીધાપણું જન્મે છે. હવે એ સીધાપણું અને વાંકાપણું આંગળીથી જુદા છે કે એક તેનો વિચાર કરો. આપણે કહીશું કે અમુક અપેક્ષાએ એ બન્ને જુદા પણ છે અને અમુક અપેક્ષાએ એ એક પણ છે કે જેવી રીતે છોકરો એ અમુક અપેક્ષાએ છોકરો પણ છે અને અમુક અપેક્ષાએ તેની સ્ત્રીનો પતિ પણ છે. આંગળી-પણાથી સીધાપણું અથવા વાંકાપણું એ જુદા નથી જ. હવે આંગળીને જે વક્રતા થાય છે તે વક્રતા આંગળીથી એક છે કે આંગળીથી ભિન્ન છે? વાંકાપણું અથવા વક્રતા થાય છે તેથી કાંઇ નવા આંગળીપણાની ઉત્પત્તિ થતી નથી. આ ભેદાભેદરૂપી સ્યાદ્વાદને જેઓ લક્ષણપૂર્વક વિચારે છે તેને નાશ, ઉત્પત્તિ અને નિશ્ચલતાનો સાચો મર્મ સમજાય છે. એ મર્મ માત્ર શંકા, વાદવિવાદ કે અભ્યાસ વિના અને પ્રયત્ન વિનાજ સમજી શકાતો નથી,

**શ્રદ્ધા નથી ત્યાં સમ્યક્ત્વ નથી.** આ એક દાબડી છે. એને પ્રથમ તમે દાબડી તરીકે ઓળખો છો. જ્યારે તમે આવી એક વસ્તુને દાબડી કહો છો ત્યારે તમારો નિશ્ચય થાય છે કે જે વસ્તુને અમુક આકાર હોય, તેની અમુક પ્રકારની ગોઠવણ હોય, તેમાં અમુક પ્રકારની સગવડ હોય તેવી ચીજ તે દાબડી છે અને તેથી એ જાતની જગતની બધી ચીજો તે દાબડી કહી શકાય છે। હવે એકને તમે દાબડી કહો છો અને તેવી દાબડી બનાવવાનો તમે કારખાનાવાળાઓને ઓર્ડર આપો છો એવી જરા કલ્પના કરો. પછી કારખાનામાંથી તૈયાર થઇને તમારે ત્યાં દાબડીનો જત્થો આવે છે. હવે એ જત્થામાંની એક ચીજ ઉપાડીને પણ તમે તેને દાબડી તરીકે વેચો છો. એક રતી સોનામાં કેવો કસ કસ છે તે પ્રથમ તમે શોધી કાઢો છો પછી એક રતી સોનાના કસ ઉપરથી તમે એવું નક્કી કરો છો કે અમુક અમુક જાતનો કસ હોય તેવી સઘળી વસ્તુઓ સોનું છે. અર્થાત એકનું જ્ઞાન થાય છે એટલે સર્વનું જ્ઞાન થાય છે અને સર્વનું જ્ઞાન થાય છે એટલે એકનું પણ જ્ઞાન થાય છે એ સ્પષ્ટ છે. એજ રીતે તમે એક પદાર્થને ઉત્પાદાદિરૂપે નક્કી કરો છો એટલે આખા જગતના તમામ પદાર્થો ઉત્પાદાદિરૂપે છે એ નક્કી થાય છે. આ વસ્તુ જ્યારે તમારા બરાબર ધ્યાનમાં આવશે ત્યારે તમારે જરૂર કબુલ રાખવું જ પડશે કે જે મનુષ્ય એક વસ્તુને જાણે છે તે મનુષ્ય બધી વસ્તુને જાણે છે। આ દૃષ્ટિએ સમ્યક્ત્વ એ સર્વ

મોતીને બરાબર સાચા તરીકે પારખે પરંતુ તે છતાં જો તેમાંથી એકને પણ કલચર કહી દે અર્થાત્ સાચા મોતીના ઢગલામાંના એક પણ મોતીને ઉંચકીને તે મોતીને તે બનાવટી મોતી કહે તો તે જ ક્ષણે તેના ઝવેરીપણા ઉપર પાણી ફરી વળે છે! ચોકસી કે ઝવેરી બધા ઝવેરાતની, બધા અલંકારોની, બધા દાગીનાની બરાબર કિંમત કરે પરંતુ એક જ હીરાનો કંઠો સાચો છે એમ ધારીને દસ લાખની અવળી કિંમતે ખરીદી લે, તો તેને રાતના જ ઝેર ખાવું પડે, તે જ પ્રમાણે એક પણ પદ, એક પણ અક્ષર અથવા એક પણ સૂત્ર અવળું લેવાયું એટલે કે તેનો અવળો અર્થ થયો તો તે અર્થ કરનારાના સમ્યક્ત્વમાં શૂન્ય છે!

पयमक्खरं च इक्कंपि जो न रोएइ 'सुत्तनिद्दिट्ठं' सेसं

रोयंतोऽविहु मिच्छद्दिट्ठी जमालिव्व ॥

**મિથ્યાદૃષ્ટિ કોણ છે?** શાસ્ત્રકાર મહારાજાઓએ તો સ્પષ્ટ રીતે કહ્યું છે કે જે એક પણ પદ, અક્ષર અને સૂત્રોની રુચિ નથી રાખતો અને બાકીનાની રુચિ રાખે છે તે "મિથ્યાદૃષ્ટિ" છે. કોઈ ઝવેરીની પેઢીમાં પારેખ-રત્નપારખી-પગારથી રાખ્યો હોય, હજારો રત્નોને તે રોજના પારખતો હોય અને તેની કિંમત કરતો હોય તે છતાં જો કોઇ દિવસથી એકાદ ખોટો હીરો ખરો માનીને ખરાની કિંમતમાં લઈ લે છે તો તેને ઠપકો વેઠવો જ પડે છે. અનેક ખરા હીરા પારખી શકે છે માટે તે દશહજારનો એક ખોટો હીરો લઈ લે તે ચલાવી શકાતું નથી. અલબત્ત ખોટો

માટે સર્વ પદાર્થોનું સ્વરૂપ જાણવું અને તેની શ્રદ્ધા રાખવી એને જરૂરી માન્યું છે. સઘળા પદાર્થોનું સ્વરૂપ જાણવું અને તેની શ્રદ્ધા રાખવી તે સાથે ભવનું સ્વરૂપ ન જાણવું એ નકામું છે. જેણે ભવનું સ્વરૂપ જાણ્યું છે, તેણે સઘળા જીવો અને પુદ્ગલોનું સ્વરૂપ જાણ્યું છે, પરંતુ જેણે બધું જાણ્યું છે છતાં ભવનું સ્વરૂપ જાણ્યું નથી તેનું બધું જાણેલું નકામું છે, હવે આ સઘળું જાણવાની શી જરૂર છે, તેનો વિચાર કરજો. કોઈ કહે કે મારે B. A. થવું છે, કોઇ કહેશે કે મારે M.A. થવું છે, કોઇ કહેશે કે. ભાઇ હું તો L. L. B. થવાનો છું, કોઇ કહેશે કે મારે B. E. થવું છે, કોઇ કહેશે કે મારે B. T. થવું છે, આ સઘળું થવામાં દરેકનો મુદ્દો તો કાંઇ ને કાંઇ હોય છે જ! કોઈ જ્ઞાન મેળવવા ખાતર, તો કોઇ પૈસો મેળવવા ખાતર આ સઘળી ઉપાધિ સેવે છે, ત્યારે અહીં ધર્મક્ષેત્રમાં સઘળું જાણવાને અંગે મુદ્દો શું છે તે વિચારો

**કર્મબંધ ક્યાં સુધી હોય છે?** નવતત્ત્વ, છ દ્રવ્ય અને પાંચ અસ્તિકાય એ સઘળાનું સ્વરૂપ જાણવાનું અને તેમાં શ્રદ્ધા રાખવાનું કહ્યું છે. આ શ્રદ્ધા રાખવાપણું અને માનવાપણું શા માટે છે તેનો વિચાર કરો. આત્મા કર્મબંધ કરી રહ્યો છે તે ચાર કારણથી કરી રહ્યો છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ. આ ચાર કારણથી આત્મા કર્મનો બંધ કરી રહ્યો છે. મિથ્યાત્વ, એ કદી પણ સંવરરૂપ કે નિર્જરારૂપ બની શકતું નથી. કોઈ પણ

બનાવી દો, તો તે વખતે તમે એ લગડીને સોના તરીકે જ સમજો છો, પરંતુ લગડી જ્યાં કસ ઉપર ચડે ત્યાં તેમાં સોનું કેટલા ભાગ છે અને ચાંદી કેટલા ભાગ છે તે આપણા જાણવામાં આવે છે. સોનાનો રંગ પીળો છે અને પીળાનો પ્રભાવ ભારે છે, તેથી લોકો તો પીળું એટલું સોનું માની લે છે, પરંતુ જેને કસ કાઢવો છે તેનાથી પીળું એટલું સોનું માની શકાય નહિ! જો તે પણ પીળું એટલું સોનું એવો જ હિસાબ રાખવા જાય તો તેને દુકાને તાળાં જ દેવાં પડે!! કસવાળાએ કસ લેતી વખતે તો વિચાર કરવો જ જોઇએ કે લગડીમાં આટલા ભાગ સોનું છે અને આટલા ભાગ ચાંદી અથવા રૂપું છે. તેજ પ્રમાણે પ્રશસ્તરાગમાં કર્મનિર્જરા થાય તો બુદ્ધિમાનોએ તો એમ સમજવું જ જોઈએ કે એમાં આટલો અંશ બંધનો છે અને આટલો અંશ નિર્જરાનો છે.

**બંધ અને નિર્જરા એક સાથે શકય છે?** હવે કોઇ એવો પ્રશ્ન ઉઠાવશે કે પ્રકાશ અને અંધકાર બંને લૌકિક દૃષ્ટિએ સાથે રહી શકતા નથી, એક જ અંશમાં સત્ય અને અસત્ય સાથે રહી શકતા નથી, અથવા એક જ અંશમાં પાપ અને પુણ્ય પણ લૌકિક આંખે સાથે રહેલા જણાતા નથી તો પછી કર્મબંધ અને કર્મનિર્જરા એકી સાથે કેવી રીતે રહી શકે છે? જરા વધારે વિચાર કરશો તો માલમ પડશે કે કર્મબંધ અને કર્મનિર્જરા બંનેને સાથે રહેવામાં કોઇપણ જાતનો વાંધો સંભવતો નથી. કોઈ પણ આત્મા આ સંસારમાં એવો નથી કે તે બંધ

ચૌદમા ગુણસ્થાનકમાં પણ જો કર્મનો બંધ હોય તો પછી મોક્ષની દશા અસંભવિત જ થાય. મોક્ષની પ્રાપ્તિ પહેલાં અમુક ટાઇમે એ કર્મનો બંધ રોકાવો જ જોઇએ છે. એટલે ચૌદમું ગુણસ્થાનક એ જ એક એવી દશા છે કે જ્યાં નિર્જરા હોય છે પરંતુ બંધ હોતો નથી. ચૌદમા ગુણસ્થાનક સિવાય બીજી એક પણ દશા એવી નથી કે જ્યાં એકલી કર્મનિર્જરા જ હોય, અને ત્યાં બંધ ન હોય !! ચૌદમા ગુણસ્થાનક વિનાનું કોઈપણ સ્થાન કર્મનિર્જરા અને કર્મબંધ એ બંને વિનાનું હોતું નથી.

**સંવર અને નિર્જરાનું કારણ.** મિથ્યાત્વને બંધ કે સંવરનું કારણ આપણે માની શકતા નથી, તેજ પ્રમાણે અવિરતિ, કષાય કે યોગને પણ આપણે સ્વતંત્ર સંવર કે નિર્જરાનું કારણ માની શકતા નથી, જો એથી ઉલટી માન્યતા આપણે રાખવા જઇએ છીએ તો સંવર અને નિર્જરાના ભેદોમાં પણ આપણે નવા નવા ભેદો વધારવા પડે છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ એમ કરવું તદ્દન અશક્ય છે. તેરમા ગુણસ્થાનકની સ્થિતિનો વિચાર કરજો. તેરમે ગુણસ્થાનકે પહેલા સમયમાં કર્મ બાંધવામાં આવે છે, બીજા સમયમાં તેનો ભોગવટો થાય છે અને ત્રીજા સમયમાં તેનો નાશ પણ થાય છે. તેરમા ગુણસ્થાનકે બંધ અને નિર્જરા ઇચ્છાપૂર્વકના નથી, પરંતુ તે પોતાની મેળે જ થયા કરે છે. તેરમે ગુણસ્થાને પણ બંધ હોય છે પરંતુ એ બંધ ઇચ્છાપૂર્વકનો હોતો નથી. તે છતાં પણ એ બંધને આપણે બંધ માનવો જ

એવો તમારો વિચાર નથી. તમે પોતે પરૂ કરવા માગતા નથી, "ગુમડામાં પરૂ થાઓ! પરૂ થાઓ!" એવાં વચનો પણ મોઢેથી તમે બોલતા નથી પરંતુ તે છતાં ઉંઘમાં હો તો પણ એ ગુમડામાં પરૂ થવા પામે છે. હવે તમારી ઈચ્છા વિરૂદ્ધ એ પરૂ કેવી રીતે થયું તેનો વિચાર કરો. તમારા શરીરમાં જે વિકાર ઉભો છે તે વિકારને પરિણામે આપોઆપ તમે જાગૃત હો કે નિદ્રામાં હો તો પણ પુદ્દગલો ખેંચાઈ આવે છે અને તેને પરિણામે પરૂ તૈયાર થાય છે. એ જ પ્રમાણેની દશા આત્માની પણ સમજી લેવાની છે. દરેક જીવે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગોનો વિકાર કર્યો છે અને તેને જ પરિણામે તમે જાગૃત હો કે નિદ્રામાં હો, સુષુપ્તિમાં હો કે બીજી કોઈ દશામાં હો, પરંતુ તે છતાં કર્મના પુદ્દગલો ખેંચાઈ આવીને તમારે માટે કર્મબંધ ઉભો કરે છે.

**વિકારનો વ્યાપાર ચાલુનો ચાલુ.** રસોળીને બંધ કરવી હોય તો ત્યાં તમારી જાગૃતિ કે વિચારશક્તિ કામ લાગતી જ નથી. રસોળીને કપાવી નાખો, તે જગ્યા સાફ કરો અને પછી તેજાબથી બાળી નાખો ત્યારે જ ત્યાં પુદ્દગલો રસોળીરૂપે આવતા બંધ પડે છે, એથી આગળ વધો, ગુમડું થયું હોય તો તેને પણ ઓપરેશન કરાવીને અંદરનું પરૂ કઢાવી નાખો અને પછી મલમપટા કરીને ગુમડાના વિકારને બાળી સાફ કરો ત્યારે જ પરૂરૂપે ત્યાં પુદ્દગલો આવતા બંધ પડે છે. એ ઉપરથી

ફોલ્લો ફોડીને પરૂ કાઢી નાખો અને પછી સુઇ જાઓ તેથી તમે જાગતા નથી અને સુઈ ગયા છો એ સબબથી કદી તમારો ફોલ્લો પરૂ થઈને પાછો તર થઈ આવ્યા વિના રહેવાનો છે? નહિ જ રહે!!

તમારો ફોલ્લો પરૂથી ન ભરાય એવું તમે ઈચ્છતા હો તો એનો સૌથી સહેલો સાદો ઉપાય એ છે કે તમારે ફોલ્લા સાફ કરી નાખવા જોઈએ. એ જ પ્રમાણે આત્મા પણ જો પોતાના કર્મબંધ રૂપી પરૂને કાઢી નાખવા માગતો હોય તો એણે પોતાના ગુમડા વગેરે સાફ કરી નાખવા જોઇએ. આહાર, ભય, મૈથુન, પરિગ્રહ, આરંભ, વિષય, કષાય આ બધા આત્માના વિકારો છે, આત્માને થએલા મહાભયંકર વ્રણો અને ક્ષતો છે એટલે ખરી જરૂર આ બધા વ્રણો અને ક્ષતો પરૂઓથી ન ભરાયા કરે તે માટે તેને સાફ કરી રસી નિર્મૂળ કરવાની છે.

**હાથનો ઉપયોગ અટકાવો** એ ગુમડાઓને અને એ વ્રણોને સાફ કરવાની સૌથી પહેલી ફરજ છે, તેને સ્થાને દુનિયા એ વ્રણને ચોળવા અને ચુંથવા મંડી પડી છે. સાધારણ રીતે આપણે જોઇએ છીએ કે વ્રણને અથવા ફોલ્લાને આંગળી વડે ખજવાળીએ છીએ તેથી કાંઇ એ વ્રણ મટી જતો નથી પરંતુ તે ઉલટો વધારે જબરો બને છે. વધારે જગાને ઘેરી લે છે અને આખું શરીર પણ ધીમે ધીમે પકવી નાખે છે તેથી આપણે કહીએ છીએ કે આંગળી ઝેરી છે અને આ રીતે આંગળીનું ઝેર આખા શરીરમાં ન પસરી જાય તે માટે આપણે હાથને દૂર

જશે તો વિષયકષાયાદિ ગુમડાઓ એની મેળે જ કરમાવા પામશે. તમે વિરતિરૂપ ટીંક્ચર લગાડતા નથી તેનો સ્વીકાર કરતા નથી અને પછી એવો પ્રશ્ન કરો છો કે રસોળી કેમ જતી નથી તો તમારા એ પ્રશ્નને અવકાશ જ સંભવતો નથી. તમારે સંસારમાં આરંભાદિક વધારવા છે તેમાંથી જરાપણ ઓછું થાય તો નખોદ જાય એવી તમારી માન્યતા તમારે ચાલુ રાખવાની છે અને વળી પૂછો છો કે અમારા આત્માનું કલ્યાણ કેમ થતું નથી! તો હવે તમારો આ પ્રશ્ન જ કેવો અસ્થાને છે તે વિચારી જુઓ. આત્મા પોતે સમજે છે-મનુષ્ય પોતે જાણે છે કે રસોળી તેજાબ લગાડવા વિના જતી નથી, તે જ પ્રમાણે સમકિતી આત્માએ એમ સમજવું જોઇએ કે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર ચીજો આત્માને રસોળીની માફક વળગેલી છે. ગુમડું અથવા રસો-ળીને વધારવાની અથવા તેને પુષ્ટ કરવાની કોઈ દરકાર કરતું નથી અથવા ચિંતા રાખતું નથી, તે જ પ્રમાણે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર ચીજોને પુષ્ટ કરવાની પણ દરકાર સમકિતી જીવ રાખતો નથી. તમે ખોરાકનું ખાતું ચાલુ રાખો છો એટલે રસોળી અને ગુમડાં પણ એની મેળે વધતાં જ જાય છે તે જ પ્રમાણે મિથ્યાત્વાદિ વિકારોને તમે ખાતારૂપે ચાલુ રાખ્યા છે ત્યાં સુધી કર્મબંધ પણ એની મેળે જ ચાલુ રહેવા પામે છે.

**કર્મબંધ ક્યારે અટકે છે?** આત્માને જ્યાં સુધી મિથ્યા-ત્વ, અવિરતિ, કષાય અને યોગો લાગેલા છે ત્યાં સુધી આત્મા બંધ વગરનો હોય એ

એને દરેક રીતે વખોડી કાઢયું છે! આવા હરણના શિકારના
કે એવા બીજા બારીક પ્રસંગે અસત્ય બોલવાની મતલબ
એ છે કે જો તમે એકાંત રીતે સત્ય બોલવાને જ વળગી
રહીને એ ક્રૂર શિકારીને સાચો માર્ગ બતાવી આપો તો
એ તમારા સત્ય બોલવાના કારણે એ બીચારા સાવ નિર્દોષ
પ્રાણીને પોતાના પ્રાણનો ભોગ આપવો પડે! એટલે સત્ય
બોલો તો તમે અને પરિણામ ભોગવવું પડે પેલા બીચારા
સાવ નિરપરાધ ભોળા પ્રાણીને! આ સ્થિતિ ખરેખર બહુ જ
દુઃખભરી છે, અને એટલા માટે જ આવા **નિર્દોષોનો
નિરર્થક સંહાર અટકાવવા માટે શાસ્ત્રકારોએ એ
આપવાદિક અસત્યનું વિધાન કર્યું છે!**

**અપવાદનું મહત્ત્વ.** આ સ્થાને એક પ્રશ્ન ઉઠે છે કે કોઈપણ
માણસ કોઈના આત્માને તો બચાવતો
જ નથી કારણ કે આત્માનો નાશ કોઈ કરી શકતું નથી,
અને જેનો નાશ જ ન થતો હોય એને બચાવવાનું હોય જ
શાનું! ત્યારે પેલા મુનિરાજ પોતાના સંયમધર્મમાં અપ-
વાદ સેવીને પણ જે કંઈ બચાવી શકે છે તે કેવળ અમુક
પ્રાણીના દ્રવ્યપ્રાણ જ અને સંયમ ધર્મનું ઉલ્લંઘન એ એક
પ્રકારે ભાવ પ્રાણનો નાશ જ લેખાય; તો આમ એ હરણ
જેવાના દ્રવ્યપ્રાણ બચાવવા પોતાના ભાવ પ્રાણ રૂપ સંય-
મની હિંસા કરવી એનો અર્થ શો? આ તો એક પ્રકારે
ઓલામાંથી ચૂલામાં પડયા જેવું થયું, બીજાને દ્રવ્યહિંસાથી

બચાવવા જતાં સ્વયં ભાવહિંસા કરી બેઠા તો પછી એ આપવાદિક અસત્ય શા માટે બોલવું?,

મહાનુભાવ! વાત સાચી છે; પણ જરા સ્થિર ચિત્તે વિચાર કરો! શાસ્ત્રકાર મહારાજે દરેક વસ્તુનું વિધાન લાભાલાભનો વિચાર કરીને જ કર્યું છે. આ ઠેકાણે થોડોક અપવાદ સેવવા છતાં મોટો લાભ સમાયેલો છે, અને એટલો અપવાદ ન સેવવામાં આવે તો એક મહાન્ અનર્થના નિમિત્ત કારણ આપણે થઈ પડીએ. પુષ્પ તોડવા, સ્નાન કરવા વિગેરેમાં પણ અમુક હિંસા અવશ્ય થાય છે. છતાં શ્રી જિનેશ્વર-દેવની પૂજા કરવામાં જે લાભ થાય છે એની અપેક્ષાએ એટલી હિંસા તરફ દુર્લક્ષ્ય કરવું જ રહ્યું! મોટો લાભ કરવો હોય તો તમારે પણ ક્યાં થોડીક રકમ દાણ પેટે નથી આપવી પડતી? આજ પ્રમાણે અહિં પણ સમજવાનું છે, અને અપવાદનું ખરૂં રહસ્ય પણ આવા કારણ પ્રસંગોને લીધે જ છે. **અપવાદ—એટલે મૂળ સાંભળ વસ્તુથી ઉલટું વર્તન!** અને આની છુટ જ્યારે જ્યારે આપવામાં આવતી હોય ત્યારે સમજવું જોઈએ કે એમાં કોઈ થોડા નુકશાને મોટો લાભ હોવો જોઈએ અથવા તો પરિસ્થિતિ જ કોઈ એવી અનિવાર્ય હોય કે એવી છૂટ લીધા વગર છૂટકો ન હોય! અને આનું નામ જ અપવાદ. જો કે દ્રવ્ય-હિંસાનું કારણ બનનારો કે તેને નહિ ટાળનારો જો અન્ય પ્રાણિયોના દ્રવ્યપ્રાણના નાશનું કારણ બને છે પણ તેજ બનાવ આત્માના ભાવપ્રાણોને નુકશાન કરનાર છે, જો એમ

ન હોય તો અસંયમ અને યોગનું દુષ્પ્રણિધાન વગેરે છકાયનાં
શસ્ત્ર ગણાઈ ભાવપ્રાણનાં ઘાતક બનત નહિ. અર્થાત્ ભાવ-
પ્રાણનું રક્ષણ દ્રવ્યપ્રાણના રક્ષણપૂર્વક છે એ વાત લક્ષ્યમાં
રાખવી જરૂરી છે. વળી આ સ્થાને પ્રાણિના બચાવની બુદ્ધિ
તે ભાવપ્રાણનું રક્ષણ અને સામા જીવનું રક્ષણ છે તે દ્રવ્ય-
પ્રાણનું રક્ષણ હોવાથી એકે પ્રાણનો નાશ નથી. વળી ધ્યાન
રાખવું કે વ્યાવહારિક અસત્યનો નિષેધ બાહ્ય અને આન્તર
પ્રાણોની રક્ષાના ઉદ્દેશથી જ હોઇ પ્રથમ મહાવ્રતને અનાજ
તરીકે અને સત્યાદિને વાડ તરીકે ગણેલ છે. અનાજની
આપત્તિને ટાળવા વાડનું થતું નુકશાન ક્ષમ્ય હોય એ સ્વા-
ભાવિક છે ને તેથી જ શાસ્ત્રકારોએ પણ આ અપવાદવાક્ય
પ્રાણિરક્ષા માટે કહ્યું છે. આત્માને સર્વથા નહિ મરવાવાળો
માનવો તે પણ મિથ્યાત્વ જ છે. કથંચિત્ અમરણ ધર્મવાળો
જૈનશાસ્ત્ર પ્રમાણે મનાય છે અને તે પ્રમાણે તેના મરણાદિ
ટાળવાને તેથી જ મહાવ્રતો પાળવા એવો ઉપદેશ સફલ થશે.
અને એમ હોવાથી આ સમગ્ર વિધાન યુક્તિયુક્ત જ છે. બાકી
અપવાદમાર્ગનું ઘડીએ અને પળે પાલન કરવામાં
આવે તો એનું મહત્ત્વ રહે જ નહિ. કાદાચિત્ક-
પણામાં જ અપવાદનું મહત્ત્વ જળવાઇ રહે છે!

બાકી સાવ નજીવા પ્રસંગોએ કહેવાતી દ્રવ્યહિંસા અટ-
કાવવા માટે સંયમનો ભોગ દેવાનો છે જ નહિ જેમ કોઈ
દીક્ષા લેતો હોય અને પોતાના માતાપિતા કે સગાંસંબંધીને
થતા દુઃખથી દ્રવ્યહિંસાનો વિચાર કરીને દીક્ષા લેવાનું

માંડી વાળે તો એ શાસ્ત્રવિરુદ્ધનું વર્તન કહેવાય! કારણ કે એમાં કોઇના ભલાનો સવાલ નથી પણ કેવળ સંસારના મોહનું પોષણ રહેલું છે, અને મોહના પોષણના કાર્યને શાસ્ત્રકારો વખાણેજ કેવી રીતે? આવા પ્રસંગો માટે અપવાદનું વિધાન છે જ નહિં. ખરી રીતે આવા અપવાદને બરાબર સમજવો એ બહુ કઠિન છે અને એ અપવાદ સેવવા યોગ્ય સંયોગને સમજવો એ એથીય કઠિન છે. એ બરાબર જે સમજે એજ એનો શાસ્ત્રસંમત સાચો ઉપયોગ કરી શકે! બાકી ન સમજે એ તો બાળકના હાથમાંના શસ્ત્રની માફક એનો પણ દુરુપયોગ કરી બેસે અને લાભને બદલે હાનિ વહોરી લ્યે! માટે મહાનુભાવો! અપવાદના ઉપયોગમાં ઉત્સુકતા બતાવતાં પહેલાં **અપવાદને અને અપવાદના મહત્ત્વને બરાબર સમજવાં જોઇએ!**

**આપવાદિક ચોરી.** ચોરીમાં પણ સ્યાદ્વાદનો સિદ્ધાંત સાંભળીને સ્વાભાવિક રીતે કેટલાક માણસોને પ્રશ્ન થઈ આવે છે કે હિંસા અને અસત્યમાં તો કદાચ સ્યાદ્વાદ માની શકાય કારણ કે એમાં એકમાં સંયમના પાલનનો વિચાર રહેલો છે અને એકમાં પ્રાણી બચાવવાનો વિચાર રહેલો છે, પણ ચોરી જેવી ભયંકર વસ્તુમાં પણ સ્યાદ્વાદનું વિધાન કરવામાં આવ્યું છે અને તે પણ શ્રી જિનેશ્વર ભગવાનના પવિત્ર શાસનમાં અને એ ચોરીનો કરનાર પણ પાછો શ્રી જિનેશ્વર ભગવવાનની આજ્ઞાનો પાલક ગણાય એ ખરેખર ગળે ન ઉતરે એવી જ વાત છે. આવી વાત

ગળે ન ઉતરે કે માનવામાં ન આવે; એમાં કંઈ નવાઇ નથી તેમ ખરાબ પણ નથી!; કારણ કે એથી એ સાબીત થાય છે કે તમને ચોરી પ્રત્યે સખ્ત અણગમો છે! અને એટલા માટે એ એક પ્રકારનો આનંદનો જ વિષય છે. છતાં શાસ્ત્રની બારીક વાતો તત્કાળ સમજવામાં નથી આવતી. અને એ સમજવામાં ઉતાવળ કરવામાં આવે તો કેટલીક વખત અર્થનો અનર્થ થઈ જાય છે. એટલા માટે અહિં પણ જરા વિચાર પૂર્વક જોશો તો બધું આપોઆપ સમજવામાં આવશે અને શાસ્ત્રકાર મહારાજના એ પવિત્ર શબ્દોમાં કંઇ પણ કહેવા-પણું નહિ લાગે.

એક વાત એ જરા સમજી લ્યો કે જયાં સુધી એક વસ્તુને અત્યંત ખરાબ-અધમ માનવામાં ન આવે ત્યાં સુધી એના **આપવાદિક** સેવનનું વિધાન કરવામાં ન આવે! કારણ કે જે વસ્તુ સ્વયં ખરાબ ન હોય તેનો નિષેધ કર-વાની જરૂર જ ન હોય, અને તેથી એના આપવાદિક સેવ-નની પણ જરૂર ન હોય પણ જે વસ્તુના આપવાદિક સેવનનું કહેવામાં આવે તે માટે એ સાફ વાત છે કે એ વસ્તુને બહુ જ ખરાબ માનવામાં આવી છે. એટલે ચોરીમાં પણ શાસ્ત્રકારોએ જે આપવાદિક વિધાન કર્યું છે એ બતાવી આપે છે કે શાસ્ત્રકારોનો એ ચોરી પ્રત્યે કેટલો સખ્ત અણગમો હતો. માત્ર અમુક અનિવાર્ય પ્રસંગના કારણે; આપદ્ ધર્મ તરીકે જ એની છૂટ આપવામાં આવી છે, પણ એટલા માત્રથી એમ કહી ન કહેવાય કે એ મૂળ વસ્તુ સારી

છે કે આદરણીય છે. નહિ તો અપવાદનો અર્થ જ કંઇ ન રહે! દીક્ષાની જ વાત લ્યો! શાસ્ત્રમાં કહ્યું છે કે સોળ વરસથી ઓછી ઉમરનાને એના માતાપિતાની રજા વગર દીક્ષા આપવામાં આવે તો શિષ્યચોરીનો અદત્તાદાનનો દોષ જરૂર લાગે; હવે સમજો કે એક સાધુ મુનિરાજ અતીન્દ્રિયજ્ઞાની છે, એમની પાસે અતિશય છે, નિમિત્તનું સારૂં જ્ઞાન ધરાવે છે આવા મહાજ્ઞાની મુનિરાજની દૃષ્ટિ એક બાળક ઉપર પડી; એમણે પોતાના ઉત્કૃષ્ટજ્ઞાનના જોરથી જોઇ લીધું કે આ બાળક ઉત્તમ જીવ છે. એ પોતે તરે અને પારકાને તારે એવા સામર્થ્યવાળો છે, અને આને જો હું એના માતા-પિતાની રજા વગર પણ દીક્ષા આપીશ તો પણ એને કોઈ પછી દીક્ષામાંથી પાછો નહિ ખસેડી શકે. હવે એ મુનિરાજે શું કરવું?,

શ્રી શાસ્ત્રકાર મહારાજનું ફરમાન છે કે એમણે રજા વગર પણ દીક્ષા આપી દેવી અને અમુક અંશે ચોરીના દોષનું સેવન કરી લેવું. બસ **આનું નામ તે આપવાદિક ચોરી!**, આ ચોરી દેખીતી રીતે ચોરી જ લાગે છે, છતાં એ ક્રિયાની પાછળનો આશય એક ચોરના જેવો તો નથી જ હોતો! એ આશય તો પરમ કરુણાને પારકાના ઉપર ઉપ-કાર કરવાનો અને એક ઉત્તમ પ્રકારના જીવન એને યોગ્ય માર્ગ બતાવવાનો છે; અને આટલા માટે જ શાસ્ત્રકાર મહા-રાજે એ ચોરીની છૂટ આપી છે, અને એને **આપવાદિક ચોરી** તરીકે સ્વીકારી છે, પણ આવી આપવાદિક ચોરીનો

અર્થ કોઇ એવો તો ન જ કરે કે એથી પારકાના ધનમાલ, મિલ્કત ઉઠાવી લેવામાં પણ હરકત નથી. આમ માનવામાં આવે તો તો પછી આપવાદિક ચોરીનો અર્થ જ કંઇ ન રહે!

આપવાદિક પરિગ્રહ. હવે સાથે સાથે આપવાદિક પરિગ્રહ સંબંધી પણ થોડોક વિચાર કરી લઇએ. હિંસા, અસત્ય અને ચોરી જેવી ભયંકર વસ્તુઓમાં પણ અપવાદનુ વિધાન સમજ્યા અને સ્વીકાર્યા પછી પરિગ્રહમાં અપવાદ સમજવો કઠિન નથી આ આપવાદિક **પરિગ્રહનો અર્થ એ છે કે–ધર્મકરણીની સાધનાને માટે જે જે વસ્તુઓ અનિવાર્ય રીતે જરૂરી હોય તે તે વસ્તુઓ રાખવાની છૂટ!** આનો અર્થ એ નથી કે–ધન, માલમિલ્કત, હાટહવેલી જેવી નિરર્થક અને પાપની પોષક વસ્તુઓ પણ રાખી શકાય! કારણ કે એ જંજાળ જેમ જેમ વધતી જાય છે તેમ તેમ આત્મા એમાં અટવાતો જાય છે અને વધારે ને વધારે કલુષિત વાતાવરણમાં ફસાતો જાય છે. જ્યારે ધર્મનું વિધાન તો એટલા માટે કરવામાં આવ્યું છે કે એ આત્મા એ ફેરામાંથી ધીમે ધીમે વધારે ને વધારે મુક્ત થતો જાય. એટલા માટે એ બધી વસ્તુઓનો સંગ્રહ કદી પણ શાસ્ત્રસંમત ન જ ગણાય. ?

પરિગ્રહ એ પરિગ્રહ જ છે. ભલે પછી એ થોડો હોય કે ઘણો, ઘઉં તો મુઠીભર હોય તો ઘઉં જ કહેવાય અને ઢગલો હોય તોય ઘઉં જ કહેવાય! ફરક માત્ર એટલો જ

કે એ વસ્ત્રપાત્રાદિનો પરિગ્રહ કેવળ ધર્મપાલનની દૃષ્ટિએ ધર્મબુદ્ધિથીજ રાખવામાં આવે છે, અને એટલા માટે પરિગ્રહમાં સ્યાદ્વાદનું વિધાન કરવામાં આવ્યું છે.

**શાસનની વૃદ્ધિ.** પણ અત્યારે દુઃખની વાત તો એ છે કે લોકો સંયમને ઉપયોગી વસ્તુઓને સાધુઓના લોભ તરીકે વર્ણવે છે. સંયમને શાસનની વસ્તુ ન માનતાં સાધુની વસ્તુ માને છે. દીક્ષાની ક્રિયાને શિષ્યલોભનું અપવિત્ર નામ આપે છે, પણ આ વાત સાચી નથી! મહાનુભાવો એ ખૂબ યાદ રાખજો કે એ **સંયમની વૃદ્ધિમાંજ શાસનની વૃદ્ધિ છે.**

**મૈથુન અને અપવાદ.** મહાનુભાવો શાસ્ત્રકાર મહારાજે હિંસા, અસત્ય, ચોરી અને અપરિગ્રહ એ બધાયમાં સ્યાદ્વાદ બતાવીને દરેકમાં આપવાદિક વિધાન કર્યું છે પણ મૈથુનની બાબતમાં એમ કેમ નહિ કર્યું હોય ?; એ જરા સમજવા જેવું છે. પહેલી તો વાત એ કે જે વસ્તુ માટે આપવાદિક વિધાન કર્યું હોય અને એ અપવાદનું સેવન કરવામાં આવે, તો તે માટે કોઇપણ પ્રકારનું પ્રાયશ્ચિત કરવાનું નથી હોતું, અને જે માટે કોઈપણ પ્રકારનો અપવાદ રાખવામાં આવ્યો ન હોય અને છતાંય એના પાલનમાં અપવાદ લાગે તો તે આપવાદ માટે પ્રાયશ્ચિત કરવું પડે છે! કારણ કે તે અપવાદનું સેવન શાસ્ત્રની આજ્ઞા બહારનું છે. હિંસાદિક ચાર અને મૈથુનમાં પણ આ વસ્તુ છે. પહેલા ચાર માટે પ્રાયશ્ચિત્ત નથી. જ્યારે

મૈથુનમાં તો જરા પણ અપવાદ જણાય કે તરત પ્રાયશ્ચિત કરવાનું કહ્યું છે!,

વળી બહુ જ બારીક દૃષ્ટિએ તપાસીએ તો એ મૈથુનના સેવનમાં માણસના આત્માનું બહુ જ પતન થાય છે અને વળી વધુ બારીકીથી તપાસીએ તો એના સેવન કરવામાં બીજા બધાય પાપોનું સેવન કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. વળી સંસારમાં એવું એકેય કાર્ય બુદ્ધિશાળી માણસના જોવામાં નથી આવતુ કે જે કાર્ય મૈથુનનું સેવન ન કરવામાં આવે તો નાશ પામતુ હોય! જ્યારે અમુક સંયોગમાં હિંસાદિક ચારનું આપવાદિક દૃષ્ટિએ પાલન કરવામાં ન આવે તો અમુક નુકશાન અવશ્ય થાય છે. અને એ નુકશાનથી બચવા માટે એને ઇચ્છા વગર પણ સેવવા પડે છે. જ્યારે મૈથુન સેવવાનું કાર્ય એવું કદી પણ નથી કે જેનું સર્વથા સેવન કરવામાં ન આવે છતાં કોઇપણ પ્રાણીને નુકશાન થાય. ઉલટું મૈથુન સેવન કરવાથી જ પોતાનું અને પારકાનું પતન થાય છે સર્વ નાશ થાય છે, અને આટલા માટે જ શાસ્ત્રકારોએ એમાં કોઇપણ પ્રકારની બારી રાખી નથી. **જે માર્ગથી પોતાનું કે પારકાનું લેશમાત્ર પણ ભલું ન થતું હોય અને ઉલ્ટું બન્ને પાપના ખાડામાં પડતા હોય ત્યાં શાસ્ત્રકાર અપવાદ શી રીતે આને? અને મૈથુનમાં આજ વસ્તુ રહેલી છે.**

સુદર્શન બનો. પણ મહાનુભાવો! જેમાં જરા સરખો પણ આપવાદ રાખવાનું શાસ્ત્રકાર મહારાજે

યોગ્ય નથી ગણ્યું એ મૈથુન જેટલું ભયંકર છે એટલું જ એનું પાલન—બ્રહ્મચર્ય આત્માનો ઉદ્ધાર કરવામાં બળવાન્ છે બીજા કોઈ નિયમોમાં જે શક્તિ નથી તે આ એક જ ગુણમાં રહેલી છે. મહાનુભાવો ! એ **સુદર્શન** શેઠની શૂળીનું સિંહાસન બનવાની પુણ્યઘટના આજે તમને યાદ આપવાની જરૂર નથી. તમે બધા એ જાણો છો ! એ એક જ ઉદાહરણ એ બ્રહ્મચર્યનું મહાત્મ્ય બતાવવા બસ છે. તમે એ બ્રહ્મચર્યનું રહસ્ય સમજો, તમારા સંતાનોને સમજાવો, અને એ પવિત્ર નિયમ તમારા આચરણમાં ઉતારી તમે પણ **સુદર્શન** બનો !

卐

અપવાદ માર્ગનું ઘડીએ-ઘડીએ, પળે-પળે પાલન કરવામાં આવે તો એનું મહત્ત્વ રહેજ નહીં, કાદાચિત્કપણામાં જ અપવાદનું મહત્ત્વ જળવાઈ રહે છે....

સંયમની વૃદ્ધિમાં જ શાસનની વૃદ્ધિ છે...!

# બ્રહ્મદત્ત ચક્રવતી.

## ધર્મની કિંમત ક્યારે?

મહાનુભાવો! શાસ્ત્રકાર મહારાજ ઠેકાણે ઠેકાણે વર્ણન કરી ગયા છે કે—

આ સંસાર કઇ ચીજ છે?,

એ કેવી ભયંકર વસ્તુ છે?

એ સંસાર મહાસાગરનું ઉલ્લંઘન ન કરતાં એમાં જ ડૂબકી મારવામાં આનંદ માણનાર માણસ કેવા પ્રકારની સ્થિતિમાં પડ્યો રહે?

અને કેવા પ્રકારની ઉત્તમ સ્થિતિ, કેવા પ્રકારના ઉત્તમ સુખો અને કયાં કયાં સુખોથી એને વંચિત રહેવું પડે છે?

અને કયો જીવ આ સંસાર સાગરની ભૂતાવળમાં ફસેલો જ રહે છે?

ભલા આ બધી કાળી બાજુને ઠેકાણે ઠેકાણે આમ વિસ્તાર પૂર્વક શા સારૂ વર્ણવી હશે? એ આપણા રોજના અનુભવની વાત છે કે એક વસ્તુની સામેની વસ્તુને આપણે જ્યાં સુધી સંપૂર્ણ રીતે ઓળખતા ન થઇએ ત્યાં સુધી એ મૂળ

વસ્તુનું મહત્ત્વ આપણે જરા પણ નથી સમજી શકતા! એક માણસની સાચી બહાદુરી જાણવી હોય તો જે કાર્ય તેણે કરી બતાવ્યું હોય તે તપાસવું જોઇએ। અને એ કાર્ય જેટલા અંશે વધુ કઠિન હોય એટલા અંશે એની બહાદુરી વધારે મોટી સમજવી. એક યુદ્ધના વિજયની સાચી કિંમત આંકવી હોય તો સામા દુશ્મનના લશ્કરનું બરાબર માપ કાઢવું જોઈએ એજ પ્રમાણે શાસ્ત્રકારોનો ઉદ્દેશ મનુષ્યોના હૃદયમાં ધર્મની સ્થાપના કરવાનો છે; ધર્મ એ કેવી ઉત્તમ વસ્તુ છે અને ધર્મમાં કેટલું મહાત્મ્ય સમાયેલું છે એ બતાવવાનો છે. અને એટલા જ માટે એ ધર્મ કયા રાક્ષસથી માણસને-પ્રાણીને મુક્ત કરે છે એ બતાવવા માટે ઠેર ઠેર ભવનું, સંસારનું અને સંસારની વિચિત્રતાનું દર્શન કરાવ્યું છે, અને એ બીલકુલ ઠીક જ છે.

જો આપણે એ ભવની ભયંકરતા બરાબર સમજીએ તો ધર્મનું મહત્ત્વ આપણે સમજી શકીએ અને સાથે સાથે સૌથી વધારે મહત્ત્વની વાત તો એ છે કે આપણને આ સંસારમાંથી મુક્ત થવા માટે ધર્મપ્રાપ્તિની પવિત્ર ભાવના ઉત્પન્ન થાય! અનાજની ખરી કિંમત સમજવી હોય તો પહેલાં ભૂખનું દુઃખ સમજવું જોઇએ જે માણસનું પેટ ભરેલું હોય યા જેને ભૂખ ન લાગતી હોય તે અનાજને બરાબર ન ઓળખી શકે અને ભૂખ્યો માણસ તો ગમે તે આપો તો પણ સાકર જેવું ગણીને જમી લે, આપણામાં કહેવત પણ છે કે 'ભૂખ ન જુએ ખાટી છાશ' ભૂખ્યા આગળ

ખાટી છાશ અને ત્રણ દિવસના સુકાઈ ગયેલ રોટલા મૂકો તો પણ તે બહુ જ મીઠાશથી આનંદ પૂર્વક જમી જવાનો. એટલા માટે **આપણે સંસારરૂપી ભૂખના દુઃખને બરાબર જાણીએ તો ધર્મરૂપ અનાજની કિંમત બરાબર આંકી શકીએ!**

**સાચી પરીક્ષા.** જો તમે ધર્મની કિંમત તમારા સંસારવ્યવહારના કાર્યોની દૃષ્ટિએ તથા સાંસારિક સફળતા અને વિફળતાની દૃષ્ટિએ તપાસવા પ્રયત્ન કરો તો તમારો પ્રયત્ન નિષ્ફળ જવાનો અને તમે ધર્મને બરાબર નહિ ઓળખી શકવાના! સોનાને ચાંદીની દૃષ્ટિએ તપાસનાર માણસ સો જન્મમાં પણ સોનાનું કે ચાંદીનું સાચું પરીક્ષણ ન જ કરી શકે! ભૂખ, તરસ, વિષય, હાટ હવેલી, એવં ગાડી, વાડી ને લાડી એ બધી સંસારની લીલાઓ છે અને લીલાઓના વિલાસની કસોટી ઉપર ધર્મ-સુવર્ણનું પરીક્ષણ એ એક પ્રકારનું ગાંડપણ જ છે. ધર્મને ખરો સમજવો હોય તો ધર્મદૃષ્ટિએ જ સમજો! નહિ તો તમારી પરીક્ષા અફળ જશે અને તમે ધર્મ અને સંસાર એકેયનો ઉકેલ નહિ મેળવી શકો! ચક્રવર્તીના ચક્રની કીંમત લોઢાની દૃષ્ટિએ કદી પણ ન જ થઈ શકે! અને લોઢાને ધ્યાનમાં રાખીને જો કિંમત કરવા જઈએ તો તો ખત્તા જ ખાવાના!, કારણ કે લોઢાની દૃષ્ટિએ એ ચક્રની કિંમત સાવ નહિ જેવી જ થવાની! ત્યારે સાચી રીતે જોતાં એ ચક્રની કિંમત સોના કરતાંય કયાંય વધારે છે, અને તે એ ચક્રની કાર્ય સાધવાની શક્તિની

દૃષ્ટિએ ! એ ચક્ર લોઢાનું બનેલું હોવા છતાં એનો પ્રભાવ અજબ હોય છે, શત્રુને સતાવી નાંખવાની, રાજ્યનું રક્ષણ કરવાની, પોતાના માલીકને બચાવવાની અને એવી અનેક પ્રભાવભરી શક્તિઓ એ નાના સરખા લોઢાના ટુકડા જેવા લાગતા ચક્રમાં હોય છે. અને એ જ ચક્રનું મહત્ત્વ છે ! એ મહત્ત્વ તો એના કરતાં દસ, વીસ કે પચાસ ગણો મોટો લોઢાનો કકડો પણ નથી મેળવી શકતો ! આમ એક, બે નહિ પણ **દરેક વસ્તુની પરીક્ષા કરવાની ખાસ રીત છે** ! અને એ રીતિનું અનુસરણ કરવામાં આવે તોજ એની ખરી પરીક્ષા થઇ શકે છે ! જ્યારે જગતની તમામ વસ્તુઓ માટે આ સાધારણ નિયમ છે તો ધર્મને પણ એ કાં ન લાગુ પડે ! **ધર્મની પરીક્ષા પણ એની દૃષ્ટિએ જ થવી જોઇએ !!**

મિથ્યાદૃષ્ટિ. અલબત્ત; ધર્મનું આચરણ કરનારને અમુક અંશે, પોતાને ઈષ્ટ સંયોગો અને પોતાને ગમતા સંસારસુખો મળે છે. પણ સાચો ધર્મી માણસ એટલા માત્રથી ધર્મની સફળતા નથી માનતો કે પોતાને હૃદયમાં ધર્મીપણાનો સંતોષ પણ એને નથી થતો. એવી સંસાર-સુખની પ્રાપ્તિ તો એને મન પેલા ચક્રમાંના લોઢા જેટલી કિંમતની હોય છે. બાકી સાચી ધર્મપ્રાપ્તિ તો એ ત્યારે જ માને છે કે જ્યારે એ, પેલા ચક્રના સાચા કાર્યની માફક, સંસારસુખ કરતાં કોઈ પરમ અલૌકિક અને અવિનાશી સુખ મેળવવાને પંથે પ્રયાણ કરવા માંડે છે, કારણ કે સંસારસુખની પ્રાપ્તિમાં

ધર્મની પરાકાષ્ઠા માનનાર માણસ છેવટે ધર્મને છોડીને સંસારને વળગી પડે છે અને એ ધર્મત્યાગના કારણે ભવારણ્યમાં વધુ ભૂલો પડે છે, અને એટલા જ માટે સંસારસુખને ધર્મ કહીને સંબોધનાર માણસને શાસ્ત્રકારોએ સાચો સમકીતિ નહિ પણ મિથ્યાત્વી કહ્યો છે! આમ કહેવાનું કારણ એ છે કે-જેમ ચક્રની કિંમત લોઢાની દૃષ્ટિએ કરનાર માણસ કોઈના કોઈ દિવસે વધુ વજનદાર લોઢાના કકડાના લોભમાં ચક્રને છોડી દેવાની ભયંકર મૂર્ખતા કરે, તે જ પ્રમાણે સંસારસુખને ધર્મ માનનાર માનવી ધર્મ ધર્મ કરતાં છેવટે જ્યાં વધારે પ્રમાણમાં સંસારસુખ મળતું દેખાય, એ વસ્તુને ધર્મ માની લે અને સાચા ધર્મને સદાને માટે છોડી દે!, જે વૃક્ષની માણસને છાંય મળતી હોય, અથવા જે વૃક્ષની ડાળી ઉપર બેઠા બેઠા માણસે આનંદ માણ્યો હોય તે જ વૃક્ષને ખોદીને ઉઠાવીને ફેંકી દે એ માણસ સાચી દૃષ્ટિવાળો કેમ ગણાય? અને **જેની પાસે સાચી દૃષ્ટિ ન હોય તે ખોટી દૃષ્ટિવાળો કે મિથ્યાદૃષ્ટિ-મિથ્યાત્વી કેમ ન ગણાય?,**

માણસ અને સંયોગ? સમજો કે તમે રોજ સામાયિક. પૂજા, પ્રતિક્રમણ આદિ શુભ ક્રિયાઓનું પાલન કરવાનો પવિત્ર નિયમ લીધો છે. તમે સવારમાં દુકાને ગયાઃ પૂજાનો વખત થયોઃ અને પૂજા કરવા માટે રવાના થવાની તૈયારી કરો છોઃ એટલામાં એક ઘરાક આવ્યુંઃ એની સાથે માથાકૂટ કરવામાં પૂજાનો સમય વીતી ગયોઃ અને એ

માથાકૂટના પરિણામે એ ઘરાક સાથેનો મોટો સોદો નક્કી થયો અને તમને હજાર બે હજારનો દેખીતો ફાયદો થયો!

મહાનુભાવો, જરા તમારા હૃદય ઉપર હાથ રાખીને જવાબ આપો કે એ વખતે તમારા મનમાં શું થાય છે? એ પૂજા ન કર્યાનો શોક તમારા મનોમંદિરના એક પણ ખુણામાં નહિ મળવાનો; અને ઉલટું એ સાંસારિક અણધાર્યો નફો કરવાના કારણે તમારૂં હૃદય આનંદસરથી ભરપૂર થઇ જવાનું! આનું કારણ શું?, કહો કે તમારા મનમાં હજુ ધર્મનું મહત્ત્વ વસ્યું નથી!, ભલે તમે પોપટજીના રામરામની માફક મોઢાંની ધર્મ એ સર્વોત્તમ માર્ગ છે, મોક્ષ એ જ એક મેળવવા લાયક ચીજ છે વિગેરે સારી સારી વાતો બોલતા હો પણ એ વાતોની પાછળ રહેલો ધર્મનો ખરો મર્મ હજુ સુધી તમારામાં વસ્યો નથી!, નહિ તો તમે સંસારની લીલાના વિલાસમાં રાજી ન થાઓ અને ધર્મપાલનમાં થયેલી ક્ષતિના કારણે તમને દુઃખ થયા વગર ન રહે!,

કેટલાક ભલા માણસો આવા પોતાને કરવા પડતા સાંસારિક કાર્યો માટે સંયોગોને આડે ધરે છે અને કહે છે કે ભાઈ, અમે શું કરીએ અમારા સંયોગો એવા હતા કે જેથી અમારે એ પ્રમાણે કરવું પડયું! ખેર, કદાચ ક્ષણભર માટે એ વાત સાચી માનીએ છતાં એ સંયોગોના લીધે તમારી બાહ્ય પ્રવૃત્તિ ફરે પણ એ સાથે સાથે તમારા અંતઃકરણના ભાવો તો; જો એ પાકા અને સાચા હોય તો, ન જ ફરવા જોઇએ, કારણવશ થઇને તમે પૂજાનો ટાઇમ જતો કરીને

હજારની કમાણી કરી એ ઠીક; પણ ત્યાર પછી તો તમને એ કમાણી આનંદનું જ ધ્યાન ન આવતાં ધર્મમાં થયેલ વિક્ષેપના કારણે તમારા અંતરમાં દુઃખ પણ થવું જ જોઈએ, પણ આ નથી થતું, એ તમારા ધર્મપ્રેમની કચાશનો પ્રત્યક્ષ પુરાવો છે.

તમારી આબરૂનો સવાલ ઉપસ્થિત થાય તો તમે એક પલમાત્રમાં જ લાખને રાખમાં મેળવી દો પણ ધર્મના આરાધન માટે તમે જરા પણ આર્થિક કે એવું બીજું સાંસારિક નુકશાન ઉઠાવવા તૈયાર ન હો એ શું બતાવે છે?, અને વળી સંયોગોનું જે બહાનું કાઢવામાં આવે છે એ ખરી રીતે સાવ પાયા વગરનો બચાવ છે. **"માણસ સંયોગોને બનાવે છે, નહિ કે માણસ સંયોગોનો ગુલામ છે"** આ વાત માણસના હૃદયમાં ઉતરી હોય તે ગમે તેવા કપરા સંયોગ ઉભા થાય છતાં પોતાના કલ્યાણના માર્ગનો ત્યાગ નથી કરતો, અને આ પ્રમાણે સંયોગોનો સામનો કરીને પણ ધર્મને વળગી રહે એજ ખરો ધર્મી! બાકી **જો સંયોગો ઉપર જ બધો આધાર રાખવામાં આવે તો તો માણસ કંઇ જ ન કરી શકે!**

બ્રહ્મદત્ત ચક્રવર્તી. મહાનુભાવો! એ સંસારની તાજુડીથી ધર્મનું તોલ ન કરો! એ લોઢાના ટુકડા સાથે એ ચક્રની કિંમત ન આંકો! નહિ તો તમે કંઇના બદલે કંઇ લઇ લેશો. ધર્મની ખરી મહત્તા આ ભયંકર ભવ-

ભ્રમણ અટકાવવામાં છે. આત્માના છુપાયેલા ગુણોને પ્રગટ કરવા; કર્મની નિર્જરા કરવી; મોક્ષની પ્રાપ્તિ કરવી; આમાંજ ધર્મની સફળતા છે, અને આની પ્રાપ્તિ જેટલા અંશે વધુ થાય એટલા અંશે સમજવું કે તમને ધર્મનો રંગ વધારે લાગ્યો છે. સાચો ધર્મી કદી પણ સંસારના કુકા અને રોડા સમાન ધનદોલતને વધતી જોઇને આનંદ ન માને! અને આ વસ્તુમાં જ્યાં સુધી આનંદનો અનુભવ થતો હોય ત્યાં સુધી સમજવું કે ધર્મનું રહસ્ય તમે બરાબર સમજ્યા નથી. જેમ અનાજની કિંમત ભૂખ્યાને; પાણીની કિંમત તરસ્યાને હોય છે, એ જ પ્રમાણે ધર્મની કિંમત પણ જે માણસ ભવની ભયંકરતા બરાબર સમજે તેને હોય છે.

જો દુનિયાદારીના પદાર્થોના આધારે ધર્મની કિંમત ગણાતી હોત તો-બ્રહ્મદત્ત ચક્રવર્તી જેણે પોતાના પૂર્વભવમાં ચક્રવર્તીપણાનું નિયાણું કર્યું હતું, તે સારો ગણાવો જોઇએ. કારણ કે એ નિયાણું બાંધીને એણે સંસારની વૃદ્ધિ માગી લીધી હતી; અને એનો જ ભાઈ જેણે નિયાણું બાંધવાનું કાર્ય કર્યું ન હતું તે ખરાબ ગણાવો જોઇએ. આ કથા એવી છે કે-

બ્રહ્મદત્ત ચક્રવર્તી અને એનો ભાઈ-એ બન્નેને સાથે જ સંસાર ઉપરથી વૈરાગ્ય ઉત્પન્ન થયો, અને બન્નેએ સાથે ભાગવતી દીક્ષા અંગીકાર કરી; સાથે જ આહારવિહાર કર્યો! સાથે જ તપશ્ચરણ કર્યું; હમેશાં સાથે જ રહ્યા અને છેવટે અનશન પણ સાથે જ કર્યું; અને એ અનશન દરમ્યાન એક

ભાઈએ-બ્રહ્મદત્ત ચક્રવર્તીના જીવે નિયાણું કર્યું, અને બીજો કોઈપણ પ્રકારની ઐહિક સુખની ઈચ્છાના પાશમા સપડાયા વગર નિયાણું કર્યા વગર જ રહ્યો. હવે ત્યાંથી બન્ને જણા કાળધર્મ પામીને પેલો નિયાણું બાંધનાર બ્રહ્મદત્ત ચક્રવર્તી તરીકે ઉત્પન્ન થયો: અને બીજો ભાઈ જેણે નિયાણું બાંધ્યું ન હતું તે એક સામાન્ય શેઠીયાના કુળમાં પુત્રરૂપે ઉત્પન્ન થયો. હવે મહાનુભાવો! જવાબ આપો કે એ બેમાં કોણે વધારે સારી સ્થિતિ પ્રાપ્ત કરી?, એ બેમાં કોણ વધારે ભાગ્યશાળી ગણાય?, કે એ બન્નેમાંથી કોને વધારે પુણ્યનું ફળ મલ્યું?, હવે સંસારવ્યવહારની દૃષ્ટિએ તો એ સાવ દેખીતું છે એક ચક્રવર્તી અને એક સામાન્ય શેઠની સમૃદ્ધિમાં આકાશપાતાળ જેટલું અંતર છે. એકની સત્તા સાર્વભૌમ છે એકની સત્તા ઘરના ચાર ખુણા પુરતી જ છે, અને એ સાર્વભૌમ સત્તા પણ આજકાલ કહેવાય છે એમ નામમાત્રની નહિ, અને અધુરી પણ નહિ, સર્વભૂમિમાં જેની માલીકી કબૂલ કરાતી હોય તેનું નામ સાર્વભૌમ સત્તા. જેનો એક પણ હરીફ ન હોય; જેની આજ્ઞા ઉથાપવાનું સામર્થ્ય એકમાં પણ ન હોય, જેનું એક છત્ર સામાન્ય આખાય છ ખંડો ઉપર એકધારૂં પ્રવર્તતું હોય, તેનું નામ સાચો સાર્વભૌમ કે સાચો ચક્રવર્તી. જેની ઋદ્ધિ સમૃદ્ધિનો કોઈ આરો ન હોય. એ ચક્રવર્તી અને એક સાધારણ શેઠ એ બેમાં શી રીતે સરખાપણું હોય! અને સંસારવૈભવ અને સત્તાની પ્રાપ્તિમાં આટલું મહાન્ અંતર પડવાનું કારણ તે એક માત્ર નિયાણું! નિયાણું

બાંધ્યું તે ચક્રવર્તી થયો, ન બાંધ્યું તે સાધારણ માણસ રહ્યો! તો હવે એમાં ઉંચું કોણ ?,

કર્મક્ષયના મુદ્દાથી, આત્માના ગુણોની અપેક્ષાએ, ભવભ્રમણની ભયંકરતાની અપેક્ષાએ ને ધર્મની સાચી મહત્તાની દૃષ્ટિએ જો આ પ્રશ્ન વિચારીએ તો તો શાસ્ત્રકાર મહારાજ સાફ કહે છે કે એ ચક્રવર્તી કરતાં એ શેઠીયાનો પુત્ર હજાર દરજ્જે વધુ ભાગ્યશાળી છે. પણ આ વાત ક્યારે મગજમાં ઉતરે ? જ્યારે આપણે પુણ્યપાપના બંધનની દૃષ્ટિએ વિચારીએ ત્યારે !, નિયાણાનો બંધ કરીને મેળવેલ ચક્રવર્તિપણાને આપણે ઘાસ જેટલું તુચ્છ ગણી કાઢીએ ત્યારે !, કારણ કે શાસ્ત્રમાં નિયાણું બાંધવું એ જિનઆજ્ઞાની વિરુદ્ધનું પગલું ગણવામાં આવ્યું છે. કેમકે એ નિયાણાના બંધથી ગમે તેવી મહાન તપશ્ચર્યાનું ફળ મર્યાદિત થઇ જાય છે અને તે પણ ફળ કેવળ સાંસારિક સુખ-વૈભવ અને ઉપભોગો પુરતું જ !; કે જે ઉપભોગોનું સેવન કરતાં એ પુણ્યની પુંજી ચવાઇ જાય છે અને પાપનો પુંજ એકઠો થાય છે. જે માણસને સાંસારિક સુખ-વિલાસની લાલસા ન હોય તે કદી પણ નિયાણાનું બંધન નજ કરે ! અને જે ધર્મપાલનમાં, કે જે તપશ્ચરણમાં આવી અધમભાવના સમાયેલી હોય તેને શાસ્ત્રકારો પોતાની મહોર છાપ કેમ મારી શકે !, આટલા જ માટે એ પેલા સામાન્ય શ્રેષ્ઠીના પુત્ર કરતાં એ ચક્રવર્તીની કિંમત ઓછી ગણી. ટૂંકમાં કહેવું હોય તે કહી શકીએ કે સંસારવૈભવ અને ભવ વધારવાના સાધનની દૃષ્ટિએ વિચા-

રીએ તો ચક્રવર્તી મોટો અને આત્મિક ઋદ્ધિ અને પુણ્યની
પ્રાપ્તિની દૃષ્ટિએ વિચારીએ તો એ શેઠીયાનો પુત્ર વધારે
ભાગ્યશાલી ગણાય !, અલબત જો ચક્રવર્તી પણ પોતાના
ચક્રવર્તીપણાની અસારતા સમજીને પોતાની મેળે જ એનો
ત્યાગ કરીને વૈરાગ્યના પવિત્ર પંથે ચાલી નીકળે તો એની
વાત જ શી થઈ શકે ?

**ધર્મની શરાણ.** હવે જરા વિચાર કરો કે એ બ્રહ્મદત્તે
પોતાના પૂર્વભવની તપશ્ચર્યાના ફળરૂપે
ચક્રવર્તીપણું માગી લીધું અને એ એને મળ્યું પણ ખરૂં, એમાં
તાત્વિક દૃષ્ટિએ એણે એવી માંગણી કરવામાં મૂર્ખતા જ વાપરી
હતી ! પણ આ વસ્તુ તમારા મગજમાં બરાબર કેવી રીતે
ઠસી શકે ?, અરે ચક્રવર્તીપણું મળવું એ કોઈ રમત વાત છે ?
અરે સામાન્ય રાજા કે રાજ્યનો વિચાર કરીને એવા થયું
એ પણ બહુ મુશ્કેલ છે, તો પછી ચક્રવર્તીપણાની તો વાત
જ શી થઈ શકે ? કે પછી આપણે, પેલા દ્રાક્ષ નહિ મેળવી
શકેલા શીયાળે કહેલ "દ્રાક્ષ ખાટી છે" ની માફક, આપ-
ણને એ ચક્રવર્તીપણું નથી મળ્યું તેથી એની ઈર્ષ્યા કરીને
એની ખોટી વગોવણી તો નથી કરતાને ?; કારણ કે જે ચક્રવર્તી-
પણાની પ્રાપ્તિને આપણે મૂર્ખતાનો વિલાસ કહીને વખોડી
કાઢીએ છીએ, એ માટે દુનિયામાં આપણા અનુભવમાં આપણે
જુદો જ અનુભવ કરીએ છીએ. એ જ રાજ્ય, એ જ સત્તા
અને એજ ચક્રવર્તીપણા આગળ આપણે હજારો લાખો માણ-
સોને ઝુકી ઝુકીને સલામ કરતા ઉભેલા આપણે જોઈએ છીએ.

અરે તમે પોતે પણ વખત આવે એ રાજા મહારાજા, કે ચક્રવર્તીને બહુમાન અતિબહુમાન આપવા તૈયાર થાઓ છો!, તો પછી એ ચક્રવર્તીપણું એ મૂર્ખતા કઈ રીતે?, પણ જેમ ભૂતોનો નાચ ત્યાં સુધી રહે કે જ્યાં સુધી એના ઉપર મંત્ર-પ્રયોગ કરવામાં ન આવે!, જે ક્ષણે પ્રબળ મંત્રનો પ્રયોગ થયો કે તરતજ ભૂત-પલીત બધા પલાયન કરી જવાના!, એજ પ્રમાણે અહિં પણ જ્યાં લગી આપણે સંસારના વૈભવથી અંજાઈને વાતો કરીએ; ત્યાં સુધી એ પણ આપણને મોહક, ગ્રહણ કરવા લાયક અને વખાણવા લાયક લાગવાનું, પણ જે ક્ષણે એ **બધી વસ્તુઓને ધર્મની શરાણ ઉપર ચડાવી કે તરતજ એની પરીક્ષા થઇ જવાની** અને પેલા ભૂતોની માફક ધર્મસૂત્રોરુપ મહામંત્રોથી તમારી મોહનિદ્રા ઉડી જવાની અને એજ **આકર્ષક લાગતો સંસારીસુખવિલાસ તમને આપત્તિરૂપ લાગવાનો અને એજ ચક્રવર્તીપણું બોજારુપ લાગવાનું!.**

**ધર્મનો સ્વાદ.** આ તો બધી થઇ પારકી પંચાયતની વાત! હવે જરા તમારીજ વાત કરું!, સમજો કે કોઈ સ્વર્ગનો દેવ તમારા ઉપર પ્રસન્ન થયો. અને એણે તમને વરદાન માગવાનું કહ્યું: અને કહ્યું: કે "ભાઈ! ભવાંતર મેળવી આપવાની તો મારી શક્તિ નથી પણ આ ભવમાંજ તમને એવા સંયોગો મેળવી આપું કે તમે યા તો ચક્રવર્તીપણું મેળવી શકો યા ધર્મના સાધનના ઉત્તમ સાધનો તમને મળે; આ બેમાંથી તમને જે એક ઇષ્ટ હોય તે હું તમને

મેળવી આપી શકું !, ભાઈ !, હવે તમારી પાસે જવાબ માગું છું કે તમે કયો રસ્તો લેવા લલચાશો, ધર્મનો કે કર્મનો ?, અરે ભલા માણસ, જે મનુષ્ય કૃત્રિમ લડાઇમાં પણ **પોતાની વીરતા દેખાડવા તૈયાર ન હોય તે સાચી લડાઇમાં શું દળદર ફેડવાનો હતો ?,** આ તો માત્ર પ્રશ્ન જ છે; આમાં ન તો કંઇ આવું દેવતા આપી શકે છે. કે નતો તમને આવી ચીજ મળી શકે છે !, આ તો માત્ર નકલી લડાઇ છે, પણ યાદ રાખો કે એ નકલી લડાઇના બહાને તમારા આખાય હૃદયના ભાવોની પરીક્ષા થવાની છે !, પણ આમ છતાંય એકદમ ધર્મસાધનાને તમે ઉંચે આસને નહિ જ સ્થાપવાના !, એજ બતાવી આપે છે કે તમારા હૃદયમાં ધર્મની લાગણીઓ કેટલી ઉંડી ઉતરેલી છે. જે માણસ કોટીધ્વજપણાની કલ્પનાને પણ વેગળી કરવા તૈયાર ન હોય તે સાચા કોટીધ્વજપણાને શી રીતે દૂર કરી શકે ?, અરે એ કોટીધ્વજપણાને દૂર કરવું તો અળગું રહ્યું પણ એને દુષ્ટ ગણવાને પણ તમે તૈયાર નહિ થાઓ !, પણ ખરી વાત એ છે કે-આ બધો આ સંસારનો ખેલ છે. એ સંસાર નાટકમાં બધા જીવો નટરૂપે છે. અને એક રૂપ છોડે છે અને બીજું ધારણ કરે છે. બાકી ધર્મનો જેને સાચો સ્વાદ લાગ્યો હોય તે કદી પણ સંસારના ગંધાતા ટોપલામાં મોઢું નાખે જ નહિ ! પણ તે કયારે ? જ્યારે ખરો સ્વાદ લાગ્યો હોય ત્યારે ! એમને એમ નહિ, અને એ પણ નક્કી છે કે **ધર્મનો સ્વાદ મેળવનાર બીજા સ્વાદોને ઇચ્છે**

**જ નહિ! જેને અમૃત મળ્યું હોય એ બીજાની ઇચ્છા શા માટે કરે?**

સંસાર-કારાવાસ. મહાનુભાવો! આ સંસારની જુદી જુદી અવસ્થાઓ એ થોડે યા ઘણે અંશે કેદખાનું જ છે. ઘરસંસાર, કુટુંબ કબીલા, એ કાંટાનું કેદખાનું છે અને બધા સગાવહાલાં વિગેરે તમારી મુક્તિમાં કંટક સમાન છેઃ રાજ્યવૈભવ એ મોટું કેદખાનું છે, અને ચક્રવર્તી-પણું કે એવી મોટી સ્થિતિ એક પ્રકારનું કિલ્લાથી ઘેરાયલું કેદખાનું છે કે જેમાંથી નીકળવાની આશા જ ન રખાય!, યાદ રાખજો કે એ શરૂઆતના નાના કેદખાનાનો ચૂરો કરીને તમે બહાર નીકળવાની ચેષ્ટા નહિ કરો, તો ધીમે ધીમે તમે વધારે પાકી કેદમાં સપડાવાના!, અને છેવટે એવી સ્થિતિ થવાની કે એ કેદખાનામાંથી મુક્ત થવાનો ઉપાય જ તમારા મગજમાં નહિ આવી શકે! માટે **આ સંસારકારાવાસને તોડવા માટે જેમ બને તેમ જલ્દી અને જેટલો બને તેટલો વધુ મજબૂત પ્રયત્ન આદરો.** એમાં જ તમારી મુક્તિ છેઃ તમારૂં કલ્યાણ છે.

જો વધતા રોગને મૂળથી જ નહિ છેદી નાખો તો એ દર્દ જીવલેણ એવું ઉગ્ર સ્વરૂપ ધારણ કરશે, અને પછી તમને નહિ સૂઝે કે હવે શું કરવું? તમે જ એ સંસાર-કારાવાસને પણ એના નાના રૂપમાં જ નાશ નહિ કરો તો આગળ ઉપર તમને એનું ભાન જ નહિ રહેવાનું અને જ્યારે ભાન થશે

ત્યારે એનો ઉપાય તમારા હાથ બહાર ગયેલો લાગશે !,
અથવા તો એ ઉપાયને અમલમાં મૂકતાં તમારે આકાશ-
પાતાળ એક કરવા પડશે આપણામાં કહેવત છે કે "ઉગતા
રોગ અને વધતા વૈરીને શરૂઆતમાં જ દાબી દેવા" અને
**માણસને માટે કારાવાસ કરતાં વધારે ભયંકર
દુશ્મન બીજો કોણ હોઇ શકે?** કે જે માણસની તમામ
શક્તિને બુંઠી બનાવી નાખે છે.

**સંસારની અનોદશા.** જે માણસ ધર્મનું આરાધન કરવામાં
કે ત્યાગનો પંથ સ્વીકારવામાં અનુકૂળ
સમયની રાહ જોતો ઉભો રહે છે, તે ધીમે ધીમે સંસારની
માયાવી જાળમાં વધુ ને વધુ ફસાતો જાય છે. અને એના
સંયોગો પણ અનુકૂળતાને બદલે પ્રતિકૂળતાનું રૂપધારણ
કરતા જાય છે, એક રાજાનાં જ વંશની વાત કરો !, એક
નાનો રાજકુમાર જેટલી સહેલાઈથી દીક્ષા લઇ શકે એટલી
સહેલાઈથી રાજકાર્યમાં ગુંથાયેલો પાટવી રાજકુમાર ન લઈ
શકે !, અને જેટલી આસાનીથી એ પાટવી લઇ શકે એટલી
સરળતાથી રાજયનો વહીવટ કરતો રાજા ન લઈ શકે !, એ
જ્યાં સંસારત્યાગની વાત કરે, કે એને સ્વજન, પ્રજા, મંત્રી,
પ્રધાન વિગેરે અનેક બલાઓ વળગવાની !, અરે, દુશ્મન
પણ દુશ્મનાવટ યાદ કરીને રસ્તામાં કાંટા પાથરવાનો !,
દંડક ઋષિ સંસારનો ત્યાગ કરીને સાધુ થયા. છતાં કૌરવો
પોતાનું પહેલાનું વેર ન ભૂલી શક્યા, અને એ વેર વાળવાના
ગાંડા આવેશમાં એમના ઉપર પત્થરોનો વરસાદ વરસાવ્યો !,

ભલા જે સંસારત્યાગીને પણ આમ હેરાન કરવામાં પાછી પાની ન કરે એ, એક માણસને પોતાની અફીણચીની ટોળી-માંથી સત્સંગીઓની ટોળીમાં જતો કેમ જોઇ શકે ?, એતો એમજ ચાહે કે આખુંય જગત અમારા જેવું પાપ કાર્યમાં રાચ્યું માચ્યું રહે, અમારીજ માફક ભવભ્રમણના ફેરામાં સડ્યા કરે અને અમારીજ માફક કર્મનો કાદવ આત્મા ઉપર લાધાજ કરે! **આ સંસારની મનોદશા છે; પણ એ સાચી તો નથીજ!!!**

**પંડિત મરણ.** મહાનુભાવો! પશુઓમાં પણ કેટલાક પશુઓ એટલા બધા ચાલાક, સમજુ અને બુદ્ધિશાળી હોય છે કે જેઓ એક પારકા ખેતરમાં ચરતા હોય અને પકડાઇને ડબ્બામાં પુરાવાના ભય જેવું કંઈ પણ લાગે તો એકદમ વાડ કુદીને પણ બહાર નીકળી જાય છે. જ્યારે તમારામાંના કેટલા એ પશુ કરતાં પણ બુદ્ધિમાં ઉતરતા હોય છે કે જેઓ ડબ્બામાં પુરાવાનો ભય તો શું પણ સામેથી સાક્ષાત્ ખેતરના માલીકને આવતો જૂએ, છતાં ખાવાનો સ્વાદ ન છોડી શકે!, અને પરિણામે એ માલીકના હાથનો માર ખાય અને વધારામાં ડબ્બામાં પુરાય! શ્વાસોચ્છ્વાસ પૂર્ણ થવા આવ્યા હોય, આયુષ્યની ઘડીઓ ગણાતી હોય, મરણ પથારીએ પડ્યો હોય અને છેલ્લી અવસ્થા આવી પહોંચી હોય, છતાં પણ બધું વોસરાવી દેવાનું સૂઝે છે?, સમજે છે કે હવે ઘડી બે ઘડીમાં મારૂં આ જીવન હતું ન હતું થઈ જવાનું છે, આ મારી આસપાસમાંનું કંઈ પણ મારી

સાથે નથી આવવાનું, છતાં એનો ત્યાગ કરવાની ભાવના
જાગે છે ?, આવાને તો પેલી ગાય જેવો જ ગણવો જોઇએ
કે જે ગળામાં લાકડું પડવા છતાં ઠેકાણે ન આવે! મરવાનો
વખત સાવ પાસે આવી પહોંચ્યો છતાં ધર્મનું સ્મરણ નથી
આવતું, ચઉસરણ અંગીકાર કરવાનું નથી સૂઝતું ! અરે ત્યારે
પણ માતા પિતા અને વહુ બેટા-બેટીમાં જ મન રમે છે!

હે ભગવાન્ ! કેવી કઠોર મનોદશા ?, એવાઓનું શું
થવાનું ? અહિં નહિ ચેતનારને પરભવમાં માર સહન કરવો
પડવાનો ! અને ત્યારે આંખ ઉઘડી જવાની ! નરકના પર-
માધામિઓ કે નિગોદની અનંત વેદનાઓએ આ ભવમાં
સવેળા નહિ ચેતનારા માટે સજારૂપ છે ! માણસ ચેતે યા
ન ચેતે છતાં પરિણામ તો આવ્યા વગર રહેતું જ નથી. માત્ર
ફરક એટલો છે કે ચેતનાર પરિણામના માઠા ફળમાંથી બચ-
વાનો માર્ગ શોધી શકે છે અને નકામા મારમાંથી બચી
જાય છે. સમજો કે શહેરના વ્યવસ્થાપક અધિકારીઓએ
જાહેર કર્યું કે આવતી કાલે નદીમાં ભારે પૂર આવવાનું છે.
માટે દરેક પ્રજાજને ચેતી જવું ! અને પોતાના જાનમાલની
રક્ષા માટે બરાબર બંદોબસ્ત કરી લેવો. આ વાત જાણવા
છતાં કોઇ માણસ ચેતે નહિ અને એમને એમ આળસુની
માફક પડ્યો રહે, તો પુરમાં તણાયા વગર બીજો શો માર્ગ
છે ?, તો મહાનુભાવો! એ પુર તો આ ભવમાંજ નુકશાન
કરે છે, પણ **આ મરણનું પુર જે તમારા ઉપર ફરી
વળવાનું છે,** તે તો જો તમે પહેલાંથી નહિ ચેતો તો

તમારા અનેક ભવનું ગાડું ઉંધું વાળી નાખશે ! અને **આ ભવની નાની સરખી જણાતી ભૂલનું પરિણામ તમારે ભવોભવમાં ભોગવવું પડશે !** માટે એ મરણને નિર્ભય રીતે ભેટવાનો માર્ગ જ ગ્રહણ કરજો ! અને આ પ્રમાણે **મરણથી જરાય ડર્યા વગર આનંદપૂર્વક મરણને ભેટવું એનું જ નામ એક પંડિત મરણ!** આ મરણ પામનારને મરણ માટે પશ્ચાત્તાપ કરવાનો નથી હોતો ! કારણ કે એ મરણ એના સ્થૂલદેહને નુકશાન કરવા ઉપરાંત બીજું આત્મિકદૃષ્ટિએ લેશમાત્ર પણ નુકશાન નથી કરી શકતું !

ત્યારે અને અત્યારે. અને એ મરણનો ભય જિતવાનો સૌથી ઉત્તમ માર્ગ તે દીક્ષાનો માર્ગ છે !,

મહાનુભાવો ! જરા પહેલાંના અને અત્યારના દીક્ષાપાલનની કઠિનતા અને સરળતાનો જરા વિચાર કરો ! પછી તમને સમજાશે કે અત્યારનો દીક્ષાપાલનનો માર્ગ પહેલાં કરતાં કેટલોય સરળ છે. એ પૂર્વના સમયના રસ્તાઓની કલ્પના કરો: આજે એકેય એવો ઉજ્જડ માર્ગ નહિ મળે. એવા માર્ગ ઉપર મુનિઓ અનેક કષ્ટો ઉઠાવીને કાંટા અને કાંકરાઓથી ભરેલા માર્ગમાં વિચરતા હતા: અને તમારા માટે ઘરના આંગણા જેવી, અરે તેથી ય સુંવાળી સડકો છે ! એ પહેલાંના સમયના ભયંકર જંગલો ક્યાં અને આજનો ભયમુક્ત માર્ગ ક્યાં ? અરે પહેલાંના સમયમાં તો રહેવાને માટે પૂરતાં મકાનો પણ ક્યાં મળતાં હતાં. જરા શાસ્ત્ર તપાસો ! એ પવિત્ર શાસ્ત્રો આ વાતની સચોટ સાક્ષી પૂરે છે;

મૃગાવતી અને જયંતીએ ભગવાનને ઉતરવા માટે વસતિ
આપી એમાં તો એનું નામ પ્રથમ શય્યાતર તરીકે અગ્રપદને
પામ્યું અને એના એ પુણ્ય કાર્યની યશોગાથાઓ ઠેર ઠેર
ગવાઈ, આ શું બતાવે છે. જે દેશમાં શેર, બશેર જેટલું
પણ અનાજ આપનારનો જયજયકાર બોલાતો હોય તે દેશ
માટે સમજવું કે ત્યાં ભયંકર દુષ્કાળ પ્રવર્તતો હોવો જોઈએ!
નહિ તો શેર, બશેર અનાજની શી વિસાત! એ જ પ્રમાણે
એ મહાદેવીઓની શાસ્ત્રોમાં આટલી કીર્તિ ગાવામાં આવી છે
એ જ બતાવે છે કે એ વખતમાં વસતિ આપવાનું કાર્ય કેટલું
મહત્વનું હતું?, અને લોકો વસતિ આપવામાં કેટલા સંકો-
ચાતા હતા! બાકી ખરી રીતે જોતાં વસતિ આપવી એમાં
કયું મહાન્ કાર્ય રહેલું છે?, ન તો એમાં કંઈ આપવાનું
છે કે ન તો કંઈ ત્યાગ કરવાનું છે; છતાં એની આટલી
કિંમત ગણાઈ!

મહાનુભાવો! એ તો તમને પણ ધ્યાનમાં હશે જ કે
એક વસ્તુનું મૂલ્ય એ વસ્તુના પોતાના ઉપર હોતું નથી. પણ
એ વસ્તુના વધારા ઘટાડા ઉપર હોય છે. વસ્તુ વધી જાય
તો એનું મૂલ્ય ઓછું થાય! અને વસ્તુ ઘટે એટલે કિંમત
વધે! તો અહિં પણ વસતિદાનનું બહુ મૂલ્ય બતાવે છે કે
એ વખતમાં દરેક માણસ આ કરવા માટે તૈયાર ન હતા!
અરે વસતિ મેળવવી એ એક પ્રકારનું મુશ્કેલીભર્યું કાર્ય
હતું! અને આજે?, આજે તો તમારા માટે ઠેર ઠેર સુંદર
સ્થાનો છે. લોકો પણ તમને સત્કારવા માટે તૈયાર છે!

જરા આર્યસુહસ્તિનો સમય પણ વિચારો! એ મહાન્ આચાર્ય વિહાર કરતાં કરતાં અવંતી નગરીના ઉદ્યાનમાં આવી પહોંચ્યા. અવંતીમાં મકાનોનો તોટો નથી. જ્યાં જુઓ ત્યાં ઉંચાં મહેલો દેખાય છે: આચાર્ય મહારાજ સાધુઓને વસતિની તપાસ કરવા મોકલે છે, અને ઘણી ઘણી તપાસના અંતે અવંતીસુકુમાળની યાનશાળા એટલે કે ઘોડાગાડી રાખવાનો તબેલો ઉતરવા માટે મળે છે! આજે એવી સ્થિતિ છે? જરાય નહિ! આજે તો લીલાલ્હેર છે! એવા પ્રકારની કોઇ ઉપાધિ અનુભવવાની નથી! આહારપાણી, વસ્ત્ર પાત્ર અને ઔષધાદિકનો પ્રબંધ પણ આજે જોઈએ તેવો છે. આમ દેખીતી રીતે શરીરને તકલીફ પડે એવી કશી પરિસ્થિતિ નથી: છતાં તમને એ રાજમાર્ગ ઉપર સ્વેચ્છાથી ચાલી નીકળવાનું મન નથી થતું, તો પછી એ પહેલાના જમાના જેવી કાંટાકાંકરાવાળી ભૂમિ પગ તળે ખેડવી પડશે ત્યારે શું કરશો? માટે એ પુરાણી તકલીફોનું તમારી દૃષ્ટિ આગળ ચિત્ર ખેંચીને તમારી અત્યારની સ્થિતિની સરળતા સમજીને એ પવિત્ર પંથે ચાલી નીકળવા વિચાર કરો! ત્યારે જે કુષ્ટ-લભ્ય હતું તે અત્યારે સાવ સુલભ છે!

**વહેલો તે પહેલો.** પણ કેટલાક ભાગ્યશાળી જીવો એવા પણ નીકળે છે કે જેઓ એ સાધુપણાના પવિત્ર માર્ગ ઉપર અશ્રદ્ધાની દૃષ્ટિએ જુએ છે એટલું જ નહિ પણ કોઇ કોઈ વખત તો એની વગોવણી પણ કરવાનું ભૂલતા નથી! આવાઓને માટે, જો તેમનામાં જરા જેટલી પણ તત્વ સમજવાની બુદ્ધિ હોય તો પરમાત્મા મહાવીરદેવના એ પરમ

પવિત્ર શબ્દો યાદ આપવા બસ થશે કે-" હે ગૌતમ આ
પાંચમા આરામાં અને આતા સાધુપણામાં પણ
ઘણા એકાવતારી સાધુઓ છે. એટલા માટે આ
સાધુપણામાં શું પડ્યું છે એવી માન્યતા રાખનાર
ખરેખર ભીંત ભૂલે છે. મહાનુભાવો! ગમે તેમ ગણો!
પણ સાધુમાર્ગ એ આત્મકલ્યાણનો અતિ સરળ માર્ગ છે.
એ માર્ગે આત્મા પોતાની સિદ્ધિ ઘણી જલ્દી સાધી શકે છે.
અત્યારે એ માર્ગ તમારા માટે રાજમાર્ગ જેવો છે. આજે
એના ઉપર ચાલવા તૈયાર નહિ થાઓ તો કાલે ખાડાટેકરા
અને ઝાળાઝાંખરાવાળો વિકટ માર્ગ તમારી સામે ખડો થશે;
તે વખતે તમે શું કરશો?, એટલું તો દરેક જણ યાદ રાખે
કે વહેલા યા મોડા છેવટે એ પવિત્ર મુનિમાર્ગનું અનુસરણ
તો કરવું જ પડશે! વહેલો થશે તે ખુશીમાં મ્હાલશે!
મોડો થશે તે પસ્તાશે!

**હવામાં બાચકા**

વળી જે લોકો આવા વિચાર કરતા હોય
કે જે કાળ દુઃષમ છે; જેમાં સંઘયણનું
ઠેકાણું નથી; જ્યાં એવું ઉગ્ર તપશ્ચરણ નથી; ન જ્યાં અવિ-
ચ્છિન્ન સ્વાધ્યાય થઇ શકતો, જ્યાં નિરતિચાર ચારિત્રનું પાલન
નથી, જ્યાં પરિષહોને સહન કરવાની હામ નથી અને જ્યાં
ઉપસર્ગોને હસતે મુખડે વધાવી લેવાની હિંમત નથી. આવા
કફોડા સંયોગો વચ્ચે સંયમ લેવા કરતાં શ્રી તીર્થંકર ભગ-
વાનના સમયમાં અવતરીને, તે વખતે જ્ઞાનધ્યાનનું શુદ્ધ
આરાધન થઇ શકે એવા પ્રકારનું સાધુપણું મળી શકશે, માટે

ત્યારે જ સાધુપણું લઇશું; વળી અત્યારનું સાધુપણું વિરાધના અને પ્રમાદથી ભરેલું છે. એટલા માટે એ પરમ પ્રભુ જ્યારે સાક્ષાત્ વિચરતા હશે ત્યારે જ ચારિત્ર ગ્રહણ કરીને આત્મ-કલ્યાણ કરીશું. આ અને આવા વિચાર કરીને અત્યારે ચારિત્રની વાતને માંડી વાળતા હોય તેમને માટે શ્રી ધર્મદાસ ગણિ સાફ નિરૂપણ કરી ગયા છે કે—

लद्धिल्लियं च बोहिं, अकरेंतोऽणागयं पत्थिंतो ।
अन्नं दाइं बोहिं, लब्भिसि कयरेण मुल्लेण ॥ १ ॥

એટલે કે જે ધર્મમાર્ગ તને અત્યારે પ્રાપ્ત થયો છે, તેનું આચરણ તું કરતો નથી અને અસ્થિર અને તારા હાથની બહારના અનાગત-ભવિષ્યત્-કાળમાં ધર્મનો લાભ લેવાનો વિચાર કરે છે! કેવું વિચિત્ર વર્તન? હાથમાંનું નાખી દેવું છે અને પછી હાથ લાંબા કરીને આકાશમાં બાચકા ભરવા છે, પણ **આકાશમાં-હવામાં બાચકા ભરવાથી કદી હાથમાં કંઇ પણ આવે ખરૂં?**, ખરી વાત એ છે કે જો એ પ્રમાદ રહિત ચારિત્રને મેળવવાની સાચી જ ઇચ્છા હોય તો તે માટે અત્યારથી જ પ્રયત્ન કરવા લાગવું જોઇએ! નહિ તો એ કોઇ એવી રસ્તે પડી ચીજ નથી કે સહેજમાં હાથમાં આવી જાય અરે જેને લક્ષાધિપતિ થવું હોય એને થોડી થોડી રકમ ભેગી કરવી પડે કે નહિ?, થોડી થોડી રકમ ભેગી કર્યા વગર એકદમ કંઇ લક્ષાધિપતિ થવાય છે ખરૂં?, એજ પ્રમાણે અહિં પણ એ

પરમવિશુદ્ધ ચારિત્રના પાલન માટે અને પ્રાપ્તિ માટે અત્યારથી જ અભ્યાસ કરવો જોઇએ. બાકી કોઇપણ પ્રકારનું ક્રિયાત્મક આચરણ કર્યા વગર સીધે સીધું એ ચારિત્ર મેળવવાની વાત કરવી એ કેવળ વાણીના જ વિલાસ છે અને એનું પરિણામ હવામાં બાચકા ભરવા જેવું જ આવે.

**ઉજજવળ ભવિષ્યનો માર્ગ.** પાસે એક પૈસાનું પણ સાધન ન હોય અને વાતો કરે આખો બજાર ખરીદવાની!, એવાને તો લોકો પેલી કહેવત જ લાગુ પાડે છે કે-"હાથમાં નહિ કોડી અને ઉભી બજારે દોડી" દુનિયામાં માલ ગમે તેટલો ભર્યો હોય, કરોડો અબજોનો ભર્યો હોય; પણ તેમાં તમારે શું?, તમારી પાસે પૈસો હશે તો તમને એમાંથી કાંઇક મળશે. નહિ તો "જોઇ જોઇને હરખો મારા લાલ" જેવું જ થાય! તીર્થંકર મહારાજના સમયમાં આધ્યાત્મિકવાદનો આખોય બજાર અનેક પ્રકારના ઉત્તમ ઉત્તમ પદાર્થોથી ભરપૂર હોવાનો. શ્રી તીર્થંકર મહારાજ, શ્રી ગણધર મહારાજ અને કેવળી ભગવન્ વિગેરે બધાય ત્યાં મૌજુદ હોવાના. છતાં તેથી તમારૂં શું વળવાનું? પાડોશીને ત્યાં કરોડોનો માલ હોય પણ એમાં આપણે શું કામનું?, આપણા કામમાં તો આપણું હોય તે જ લાગે!, એ જ પ્રમાણે તે વખતે પણ બજાર એવા ભરપુર હોવા છતાં તમારી પાસે પુણ્યની પુંજી નહિ હોય તો તમે શું કરી શકો? એટલા માટે ભર બજારમાંથી તમને "ઘોયા મૂળા" જેવું વીલે

મોઢે પાછું ફરવું ન પડે તે માટે અત્યારથી જ તૈયારી કરવા લાગો અને એવા પ્રકારનું બની શકે એવા પ્રકારનું **ચારિત્ર પાળીને તમારા પુણ્યના પુંજને સમૃદ્ધ બનાવો! એમ કરવામાં જ તમારું ભવિષ્ય ઉજવળ થશે અને તમારું કલ્યાણ થશે!**

**એ વિનાશનો પંથ.** અલબત્ત! એક વાત જરૂર માનવા જેવી છે કે ચારિત્ર પાલન કરતી વખતે, એ પરમશુદ્ધ એવું નિરતિચાર અને પ્રમાદાદિ દોષ રહિત ચારિત્રને આદર્શ તરીકે રાખીને, અત્યારના આપણા ચારિત્રમાં તે તે દોષો થઈ શકે તેટલા અંશે વધારે પ્રમાણમાં દૂર કરવાને માટે હંમેશાં પ્રયત્નશીલ રહેવું, પરંતુ વિરાધના લાગી જાય છે; અતિચારસેવન થઇ જાય છે; પ્રમાદિનું સેવન થયા વગર રહેતું નથી, માટે અત્યારે ચારિત્ર જ ન ગ્રહણ કરવું એ માન્યતા તો સાવ ભુલાવનારી અને અવળે માર્ગે દોરી જનારી છે. જૈન શાસ્ત્રકારોને એ વાત પાલવતી નથી! અને કોઇ પણ સમજદારબુદ્ધિનો માણસ આ માને પણ નહિ! અરે ભલા માણસ, આ તો પેલા દયાનંદ સરસ્વતીના સિદ્ધાંત જેવું થયું! પરમાત્માની-ભગવાનની પ્રતિમા ઉપર એકાદ વખત કીડી, મંકોડી કે ઉંદરડી જોઇને ભાઇને વિચાર આવ્યો કે ભગવાનની મૂર્તિ ઉપર આ પ્રમાણે જીવજંતુ ફરે એ ઠીક ન કહેવાય, અને આના માટે એમણે ઉપાય શોધવાની વિચારણા ચલાવી! અને એ વિચારણામાંથી એમણે એક ઉપાય ગોતી કાઢયો, પેલા "કોથળામાંથી પાંચશેરી," કાઢે

તેમ લોકોને ઉપદેશ આપ્યા કે એ દેવની મૂર્તિ જ માનવી નહિ. પછી કીડી, મંકોડી ક્યાંથી ચઢવાની !, વાહ ભાઈ વાહ ! કેવો મજાનો ઉપાય ! શરીરમાં દર્દ થયું એટલે એ શરીરને જ કાપી કે બાળી નાખવું. એટલે પછી દર્દ જ નહિ થાય ! ખરૂં ભાઇ ખરૂં ?, કપડામાં જું પડે એટલે કપડું જ ફેંકી દેવું અને નાગાપુગા ફર્યા કરવું !, પણ મહાનુભાવો ! આ કંઇ સારો રસ્તો ન કહેવાય ! **આ તો વિનાશનો પંથ છે.** એ માર્ગે જનાર તો વગર માગ્યે વિનાશ જ વહોરી લેવાનો. માટે એ વિનાશના પંથથી વેગળા રહીને "ન્હાયા એટલું પુણ્ય" એ વાત યાદ રાખીને બની શકે એટલું ચારિત્રનું આરાધન કરવું ઘટે !.

**સાચી નીડરતા.** હવે પાછા આપણી મૂળ વાત ઉપર આવીએ. જે માણસ નાની નાની વસ્તુઓનો ત્યાગ કરીને આ અસાર સંસારમાંથી સાર ખેંચી લેવા માટે વિચાર અને આચાર નથી કરી શકતો, એ મોટા વૈભવો અને મોટી સત્તાઓનો ત્યાગ કરી શકશે એ વાત કેમ માની શકાય ? અત્યારે તમારી પાસે ન તો એવા મહાન્ વૈભવ, વિલાસો છે, ન તો તમારે રાજ્યના રક્ષણની ચિંતા કરવાની છે, કે ન તો તમને ચક્રવર્તીની ઋદ્ધિ મળી છે. છતાં જો સંસારનો ત્યાગ કરવા તૈયાર નહિ થાઓ તો પછી ક્યારે થશો ?, જે માણસ પૈસા બે પૈસાનું દાન કરી ન શકે એ લાખોની સખાવત શી રીતે કરવાનો ? આપણા જેવા સાધારણ માણસોની વાત તો જુદી જ છે કે વખત આવ્યે

આપણે કોઇ વસ્તુ કોઇને આપીએ પણ ખરા અને વખત આવ્યે બીજા પાસેથી માગીએ પણ ખરા !, એટલે ભીખ માંગવામાં આપણને એટલી બધી નાનપ નથી જ ! પણ જે ચક્રવર્તી હોય, જેના મગજમાં ચક્રવર્તીની ઋદ્ધિની રાઈ ભરાયેલી હોય એને ભીખનો વિચાર જ ક્યાંથી આવે ?, વળી તમને જેમ દીક્ષા લઇને ભિક્ષા માગવાનું કહી શકાય છે એમ એને કહે પણ કોણ ? છતાં દુનિયામાં એવા બેપરવા સાધુઓ પણ છે અને હતા જ કે જેઓએ એવા ચક્રવર્તીની મહાન્ ઋદ્ધિથી લેશ પણ અંજાયા વગર બેધડક રીતે એમને દીક્ષા લઈને ભિક્ષા ઉપર ઉદર નિર્વાહ કરવાનો ઉપદેશ આપ્યો છે !, ભલા વિચાર કરો કે એ ચક્રવર્તી જેવાને ભિખનું કહેનાર સાધુ કેટલો નીડર હશે ?, પણ ખરી વાત એ છે કે જ્યાં સુધી સંસારની વાસનાઓ તમારા હૃદયમાં ઘર કરી રહી છે ત્યાં સુધી એ નીડરતા તમારા ખ્યાલમાં નહિ જ આવે ! બાકી આત્માની દૃષ્ટિએ તો એવા ઋષિ મહર્ષિઓએ એ ઋદ્ધિને કોડી જેટલી પણ નથી ગણી, અને આવી ભાવનામાંથી જ સાચી નીડરતાનો પાઠ મળી શકે છે. એ નીડરતા મેળવનારને સંસારમાં કોઇનો ડર હોતો નથી !, એ નીડરતા એટલે આત્મદર્શનનું પ્રથમ સોપાન !,

**શાસ્ત્રોનો સૂર.** હવે તમે સમજી શકશો કે એ ચક્રવર્તી કરતાં એ સાધારણ શેઠનો પુત્ર વધારે ભાગ્યશાળી હતો. એ બાહ્ય રીતે સુંદર દેખાતા ચક્રવર્તી-

પણા પાછળ અનેક યાતનાઓ છુપાયેલી છે !, એ યાતનાઓ સહન કરવી પડે ત્યારે ખાધેલું ઓકવા જેવું દર્દ થાય ! શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમાં એક વાક્ય આવે છે કે-

'नरिंदजाई अहमा नराण'

સમગ્ર માનવ જાતમાં રાજાનો દરજ્જો સૌથી છેલ્લો છે ! કેવું વિચિત્ર ? આ સંસારવ્યવહારમાં તો તમને રાજા જેવો કોઇ સુખી માણસ નથી દેખા, એના જેટલો માન-મર્તબો કોઇનો નથી સચવાતો; એના જેટલા વૈભવ-વિલાસ અને અમન-ચમન ઉડાવવા કોઇને નથી મળતા; એના જેટલી સત્તા કોઈની પાસે નથી; આ બધું છતાં શાસ્ત્રકારો એના માટે આવો અભિપ્રાય કેમ આપતા હશે ?, એક જ દષ્ટિએ કે એ બધી આકર્ષક દેખાતી સુંદરતાની પાછળ પાપનો પુંજ એકઠો કરવાની મલિન શક્તિ રહેલી છે. તો પછી એવા રાજાપણાને શાસ્ત્રકારો કઇ રીતે વખાણે ?, ટૂંકમાં વાત એ છે કે તમે પૈસાદાર હો કે ગરીબ હો, શાસ્ત્રને એ જાણવાની જરૂર નથી; તમે રાજા હો કે મહારાજા હો, શાસ્ત્રને મન એ મહત્વ વગરનું છે ! તમે ચક્રવર્તી હો કે બલદેવ-વાસુદેવ હો, શાસ્ત્રને એની સાથે કશી નિસ્બત નથી ! તમે આનંદ-વિલાસમાં ડૂબ્યા રહેતા હો કે સાધારણ જીવન ગાળતા હો, શાસ્ત્રને એની ફીકર નથી !, તમે પૈસાદાર હશો તો તરશો અને ગરીબ હશો તો ડુબશો એવો મલિન પક્ષપાત શાસ્ત્રમાં ક્યાંય નથી: તમે હો તે હો: ગમે તે હો:, શાસ્ત્રને એ સાથે કંઇ સંબંધ નથી; એ તો એક જ વસ્તુ કહે છે કે તમે ગમે

તેવા હો, ગમે ત્યાં હો, ગમે તેવી પરિસ્થિતિમાં હો. તમારે સદાય કાળ ધર્મકરણી કરતાં રહેવું. આ સંસારની જાળને એક પ્રકારની ઇંદ્રજાળ સમજીને એનાથી બચતા રહેવું!

'સંસારમાં પડશો તો ફસશો, ધર્મ કરશો તો તરશો!'

આ બધાય શાસ્ત્રનો સાર છે બધાય શાસ્ત્રોનો બોધપાઠ છે: અને બધાય શાસ્ત્રોનો સૂર છે. એ સૂર સાંભળશે તે ભાગ્યશાળી થશે! અને સાંભળીને એ પ્રમાણે આચરશે તે મહાભાગ્યશાળી થશે! શાસ્ત્રોના સૂરનો આ પ્રભાવ છે!! એ પવિત્ર સૂરને ઝીલો અને તમારૂં કલ્યાણ સાધો!





# ભ વ સા ગ ર

મહાનુભાવો ! તીર્થંકરો, ગણધરો, ગીતાર્થો અને તે બધાના અક્ષરદેહરૂપે અમર બનેલા શાસ્ત્રો–એ બધાય તરવાનો ઉપાય બતાવે છે. અરે! એ તરવાના ઉપાયો બતાવવામાં જ એ સૌની મહત્તા એવં સાર્થકતા રહેલી છે. એ એક સાવ સામાન્ય બુદ્ધિમાં ઉતરી શકે એવી બીના છે–એક માણસ તરવાનો ઉપાય બતાવતો હોય તો તરતા શિખાય યા ન શિખાય; એ ઉપાયોનો અમલ કરીને લાભ ઉઠાવી શકાય યા ન પણ ઉઠાવી શકાય; તરવાનું બની શકે યા ન બની શકે. છતાં એ તરવાના ઉપાયોના પ્રતિપાદન અને દર્શનથી એટલું તો જરૂર સિદ્ધ થાય છે કે સંસારમાં કોઇ પણ વસ્તુ એવી તો અવશ્ય હશે જ કે જે તરવા લાયક હોય અને જેને તરવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં જો તરવાની કળા ન આવડતી હોય તો ડૂબી મરવાનો કમનસીબ બનાવ પણ બખતે બની જાય ! તો પછી ધર્મશાસ્ત્રો અને શાસ્ત્રકારો જો તરવાના ઉપાયો સૂચવવામાં જ પોતાની કૃતકૃત્યતા માનતા હોય તો તેમની–શાસ્ત્રોની–દુનિયામાં પણ કોઇ નદી, નાળાં કે સમુદ્ર જેવી ચીજ હોવી જ જોઇએ ! કે જે તરવા માટે એમણે ઉપાયો બતાવ્યા છે ! ભલા આ સમુદ્ર કયો ?

એટલે કે જેમાં પ્રાણીઓ કર્મને આધીન થઇને રહે તેનું નામ ભવ !, ભલા ભૂ ધાતુને अल પ્રત્યય લગાડવાથી भव શબ્દ બને છે. તો પછી એ भव શબ્દની વ્યુત્પત્તિમાં कर्मवशवर्तिनः प्राणिनः' એવું પદ ક્યાંથી આવ્યું ?, ન તો એમાં कर्मवशवर्ती એવું પદ મળે છે કે ન એમાં પ્રાણી શબ્દનો સમાવેશ થાય છે. છતાં એને અહિં લેવાનો શો અર્થ !

મહાનુભાવો ! આ વાત શરૂઆતમાં ઉપર કહી ગયા કે અમુક શબ્દનો મર્યાદિત ઈષ્ટ અર્થ કરવામાં અમુક વધારાના શબ્દોનો પ્રયોગ કરવો પડે છે. આ તો તમારા રોજના અનુભવની વાત છે, અને વળી અહિં તો સૂત્ર, સિદ્ધાંતની વાત છે, એટલે **સૂત્રોની વ્યાખ્યામાં તો અનેક શબ્દો અધ્યાહાર સમજવા પડે છે !**, જો આ અધ્યાહાર માનવાનો નિયમ કાઢી નાખવામાં આવે તો કોઈપણ સૂત્રની યથાસ્થિત વ્યાખ્યા ન જ થઇ શકે ! જ્યાં જ્યાં જેવા શબ્દોની અનિવાર્ય આવશ્યકતા હોય ત્યાં ત્યાં તે શબ્દો ઉપરથી સમજી જ લેવા પડે છે. દાખલા તરીકે-આપણે બધાય બોલીએ છીએ કે "धम्मो मंगलमुक्किट्ठं:" હવે આ પદને બરાબર સમજવા માટે એની વ્યાખ્યા કરતી વખતે ક્રિયાવાચક કોઈપણ શબ્દ આપણે ઉપરથી સમજી લેવો પડે છે, કારણ કે-ક્રિયાપદ વગર વાક્ય બની જ શકતું નથી. સિદ્ધાંતકારોનું પણ વચન છે કે- 'सोपस्काराणि सूत्राणि' એટલે કે સૂત્રોમાં હંમેશાં (અમુક વસ્તુ) અધ્યાહાર હોય જ છે ! એટલે સૂત્રોની વ્યાખ્યા કરતી વખતે એ અધ્યાહાર પદો ઉમેરી લેવા પડે છે,

આ સ્થાને એક વાત જરૂર સમજવાની છે કે-અમુક સૂત્રોમાં કયા પદો અધ્યાહાર લેવા એ સમજવું બહુ કઠિન છે. એ **અધ્યાહાર પદોને શોધી કાઢવાનું કાર્ય દરેક માણસની બુદ્ધિ માટે શકય નથી.** એટલાજ માટે સૂત્રોની વ્યાખ્યા કરનાર માણસ મહાજ્ઞાની જોઈએ અને સાથે સાથે ચારિત્રશીલ જોઈએ કે જેથી સૂત્રના પ્રતિપિત્સિત અર્થને બરાબર સમજી શકે અને તેને અનુકૂળ જ શબ્દો અધ્યાહાર તરીકે સમજે !, **ગમે તે સૂત્રમાં ગમે તે પદ અધ્યાહાર લેવામાં આવે તો તો સંસારમાં સૂત્ર નામની કોઈ વસ્તુ જ ન રહી શકે ?,** કારણ કે તો પછી તો દરેક માણસ પોતાને ગમતા સિદ્ધાંત (?) નું પ્રતિપાદન થઈ શકે તેવા શબ્દો ઉમેરીને ગમે તે સૂત્રોમાંથી ગમે તેવા અર્થ ઉપજાવી શકે !, કહેવાનું તાત્પર્ય એ છે કે એક શબ્દ યા સૂત્રનો ઇચ્છિત અર્થ બરાબર સમજવા માટે અમુક પ્રકારના શબ્દો અધ્યાહાર માનવા જ પડે છે. એટલા માટે ભવ શબ્દનો પણ બરાબર અર્થ સમજવા માટે અમુક અનિવાર્ય શબ્દોને અધ્યાહાર માનીને તેનો ઉપયોગ કરવામાં કશી હરકત જેવું નથી ! એટલે ભવ શબ્દનો ઉપર કર્યો તે પ્રમાણે-**જેમાં પ્રાણીઓ કર્માધીન બને તેનું નામ ભવ.** એ અર્થ બરાબર અને સંગત છે !

**એનું વિશેષ સ્પષ્ટીકરણ.** મહાનુભાવો ! ઉપર તમે સાંભળી ગયા તે भवन्ति कर्मवशवर्तिनः प्राणिनः अस्मिन् इति भवः ની વ્યાખ્યામાં એટલા બધા પદોની

મહાનુભાવો! એ સમુદ્ર તે સંસારસમુદ્ર, જેને આપણે બધા ભવસાગર કહીએ છીએ તે જ! ન્યાયાચાર્ય શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી મહારાજ આ સંબંધી ઉપદેશ કરતાં શ્રી જ્ઞાનસાર પ્રકરણમાં જણાવી ગયા છે કે:—ભવ કંઇ વસ્તુનું નામ છે: એનું સ્વરૂપ શું છે: એ ભવ ઉલ્લંઘન થયો ક્યારે ગણાય: એને ઉલ્લંઘન કરતી વખતે માનવીનું મન કેવા વિચારોના પરિણામોમાં સ્થિર હોય: કેવી કેવી નબળી ભાવનાઓથી મન વેગળું રહે: અને કેવા કેવા રૂપો બદલ્યા બાદ કાર્યમાં સફળતા મળે! અગર એ ભવરૂપી સમુદ્રનું અસ્તિત્વ મટી જાય તો એને તરવા વિગેરેના ઉપાયો શોધવાની ઉપાધિ પણ ન રહે! પણ એનું અસ્તિત્વ મટવાની કલ્પના એ કલ્પના જ રહેવાની! એ કલ્પના કદી પણ મૂર્ત સ્વરૂપ નહિ જ ગ્રહણ કરે! અને એટલા જ માટે ધર્મકરણી રૂપે એના ઉપાયોની પણ એટલી જ આવશ્યકતા રહેવાની! એ સંસાર-સમુદ્રની ગહનતા માટે એટલું જ કહેવું બસ થશે કે એ **ભવસાગરની ગહનતા, ગંભીરતા અને વિકટતા આગળ જેને આપણે સીમા વગરનો સાગર કહીએ છીએ તે તો ગાગર સરખો બની જાય છે!!!**

**ભવ એટલે શું?** ભલા, જે ભવનો દરેક શાસ્ત્રોમાં આટલો બધો ઉહાપોહ કરવામાં આવેલો છે અને જે ભવને પાર કરવા માટેજ ધર્મની સ્થાપના કરવામાં આવી છે, એ ભવ શું ચીજ છે તે જરા વિચારીયે!, વ્યાકરણશાસ્ત્રના આધારે શબ્દોની વ્યુત્પત્તિના સામાન્ય નિયમ પ્રમાણે તો

"भवतीति भवः" એટલે કે "જે બને તે ભવ" એવી ભવની વ્યાખ્યા થાય છે, પણ આ તો એક સામાન્ય વ્યુત્પત્તિ માત્ર જ છે. એટલી વ્યુત્પત્તિમાત્રથી એ શબ્દનો પ્રાયોગિક અને સાચો અર્થ આપણે સમજી શકતા નથી. આ વાત કેવળ અહિં જ લાગુ પડે છે એમ નથી. એ તો તમામ શબ્દોની વ્યુત્પત્તિમાં એવું જ બને છે. કેવળ શુષ્ક વૈયાકરણીય શાબ્દિક વ્યુત્પત્તિ પ્રમાણે દરેક શબ્દનો એવો જ અમર્યાદિત અર્થ થાય છે, પણ **અમુક શબ્દ અમુક પ્રકારનો મર્યાદિત અર્થ કરવામાં આવે ત્યારે જ એ શબ્દ એના અર્થને બતાવી શકે છે!** અન્યથા તો ગમે તેને એ શબ્દ લગાડી શકાય! જેમકે "ગો" "गच्छतीति गौः" "જાય (ચાલે) તે ગાય" એ પ્રમાણે માણસને પણ એ શબ્દ લાગુ પડી શકે, કુતરા બિલાડા અને ઘોડા ગધેડા જેવાને પણ એવી જ રીતે લાગુ પડે. છતાં આવો ઉપયોગ આપણે વ્યવહારમાં નથી જ અનુભવતા. એટલે ગો શબ્દનો અર્થ કેવળ ગાય, બળદમાં જ મર્યાદિત કરવામાં આવ્યો છે!

એજ પ્રમાણે અહીં પણ 'भव' શબ્દથી આપણને ઇષ્ટ અર્થ કાઢવા માટે કેવળ એની શુષ્ક વ્યુત્પત્તિનેજ માત્ર ન વળગી રહેતાં એના ભાવમાં જવાની જરૂર રહે છે, અને એ ભાવ બરાબર સમજવા માટે એની વ્યુત્પત્તિમાં અમુક શબ્દો વધારવા પડે છે! એટલે આ પ્રમાણે જૈનશાસ્ત્રકારે ભવની વ્યુત્પત્તિ કરતાં ફરમાવ્યું છે કે—

"भवन्ति कर्मवशवर्तिनः प्राणिनो अस्मिन् इति भवः"

એટલે કે જેમાં પ્રાણીઓ કર્મને આધીન થઇને રહે તેનું નામ ભવ !, ભલા भू ધાતુને अल પ્રત્યય લગાડવાથી भव શબ્દ બને છે. તો પછી એ भव શબ્દની વ્યુત્પત્તિમાં कर्मवशवर्तिनः प्राणिनः' એવું પદ ક્યાંથી આવ્યું ?, ન તો એમાં कर्मवशवर्ती એવું પદ મળે છે કે ન એમાં પ્રાણી શબ્દનો સમાવેશ થાય છે. છતાં એને અહિં લેવાનો શો અર્થ !

મહાનુભાવો ! આ વાત શરુઆતમાં ઉપર કહી ગયા કે અમુક શબ્દનો મર્યાદિત ઇષ્ટ અર્થ કરવામાં અમુક વધારાના શબ્દોનો પ્રયોગ કરવો પડે છે. આ તો તમારા રોજના અનુભવની વાત છે, અને વળી અહિં તો સૂત્ર, સિદ્ધાંતની વાત છે, એટલે **સૂત્રોની વ્યાખ્યામાં તો અનેક શબ્દો અધ્યાહાર સમજવા પડે છે !**, જો આ અધ્યાહાર માનવાનો નિયમ કાઢી નાખવામાં આવે તો કોઇપણ સૂત્રની યથાસ્થિત વ્યાખ્યા ન જ થઇ શકે ! જ્યાં જ્યાં જેવા શબ્દોની અનિવાર્ય આવશ્યક્તા હોય ત્યાં ત્યાં તે શબ્દો ઉપરથી સમજી જ લેવા પડે છે. દાખલા તરીકે-આપણે બધાય બોલીએ છીએ કે "धम्मो मंगलमुक्किट्ठं:" હવે આ પદને બરાબર સમજવા માટે એની વ્યાખ્યા કરતી વખતે ક્રિયાવાચક કોઇપણ શબ્દ આપણે ઉપરથી સમજી લેવો પડે છે, કારણ કે-ક્રિયાપદ વગર વાક્ય બની જ શકતું નથી. સિદ્ધાંતકારોનું પણ વચન છે કે-'सोपस्काराणि सूत्राणि' એટલે કે સૂત્રોમાં હંમેશાં (અમુક વસ્તુ) અધ્યાહાર હોય જ છે ! એટલે સૂત્રોની વ્યાખ્યા કરતી વખતે એ અધ્યાહાર પદો ઉમેરી લેવા પડે છે,

આ સ્થાને એક વાત જરૂર સમજવાની છે કે-અમુક સૂત્રોમાં કયા પદો અધ્યાહાર લેવા એ સમજવું બહુ કઠિન છે. એ **અધ્યાહાર પદોને શોધી કાઢવાનું કાર્ય દરેક માણસની બુદ્ધિ માટે શક્ય નથી.** એટલા જ માટે સૂત્રોની વ્યાખ્યા કરનાર માણસ મહાજ્ઞાની જોઇએ અને સાથે સાથે ચારિત્રશીલ જોઇએ કે જેથી સૂત્રના પ્રતિપિપાદિત અર્થને બરાબર સમજી શકે અને તેને અનુકૂળ જ શબ્દો અધ્યાહાર તરીકે સમજે!, **ગમે તે સૂત્રમાં ગમે તે પદ અધ્યાહાર લેવામાં આવે તો તો સંસારમાં સૂત્ર નામની કોઇ વસ્તુ જ ન રહી શકે?,** કારણ કે તો પછી તો દરેક માણસ પોતાને ગમતા સિદ્ધાંત (?) નું પ્રતિપાદન થઇ શકે તેવા શબ્દો ઉમેરીને ગમે તે સૂત્રોમાંથી ગમે તેવા અર્થ ઉપજાવી શકે!, કહેવાનું તાત્પર્ય એ છે કે એક શબ્દ યા સૂત્રનો ઇચ્છિત અર્થ બરાબર સમજવા માટે અમુક પ્રકારના શબ્દો અધ્યાહાર માનવા જ પડે છે. એટલા માટે ભવ શબ્દનો પણ બરાબર અર્થ સમજવા માટે અમુક અનિવાર્ય શબ્દોને અધ્યાહાર માનીને તેનો ઉપયોગ કરવામાં કશી હરકત જેવું નથી! એટલે ભવ શબ્દનો ઉપર કર્યો તે પ્રમાણે-**જેમાં પ્રાણીઓ કર્માધીન બને તેનું નામ ભવ.** એ અર્થ બરાબર અને સંગત છે!

એનું વિશેષ સ્પષ્ટીકરણ. મહાનુભાવો! ઉપર તમે સાંભળી ગયા તે भवन्ति कर्मवशवर्तिनः प्राणिनः अस्मिन् इति भवः ની વ્યાખ્યામાં એટલા બધા પદોની

શી જરૂરત છે તે જરા સમજો. સૂત્રોની વ્યાખ્યા કરતાં કે કોઈપણ શબ્દની વ્યુત્પત્તિ કરતી વખતે કોઈપણ શબ્દ નિરર્થક વધારે ન આપવો એવું સિદ્ધાંતકારોનું કથન છે. એટલા માટે એમાં જે કંઈપણ લખાય એટલે કે અધ્યાહાર તરીકે માની લેવાય તે બધું અનિવાર્ય જ હોવું જોઈએ. નહિ તો ઉપર કહી ગયા તે પ્રમાણે અધ્યાહાર માનીને વધારવાના પદોની કોઇ પણ મર્યાદા જ ન રહે! અને એમ થાય તો પછી એ સૂત્ર કે શબ્દનો પણ અમુક ઉદ્દિષ્ટ અને મર્યાદિત અર્થ પણ ન રહી શકે!

હવે એ વાત અહિં મવ શબ્દની વ્યુત્પત્તિમાં વિચારીએ!

સૌથી પહેલાં આપણે એ વિચારીએ કે—ઉપરના વાક્યમાંથી "પ્રાણિનઃ" એ પદ કાઢી નાખીએ તો શું હરકત ઉભી થાય? તમે બધા ય એ વાત સારી રીતે જાણો છો કે દરેક ક્રિયાપદનું કોઈ પણ વાક્ય કર્તાના ઉલ્લેખ વગર સંપૂર્ણ નથી થઈ શકતું, અને સાથે સાથે એ પણ જાણો છો કે **કોઇપણ ક્રિયાપદના કર્તા તરીકે નામ યા સર્વનામનો જ ઉપયોગ કરવાનો હોય છે.** એ સિવાયના બીજા શબ્દો કર્તા તરીકે નથી વાપરી શકતા. હવે અહિં ઉપરના વાક્યમાં મવન્તિ એ ક્રિયાપદ છે એટલે એનો પણ કોઇ કર્તા હોવો જ જોઈએ! એજ પદમાં કર્મવશવર્તિનઃ એવો શબ્દ છે, પણ એ તો વિશેષણ છે, એટલા માટે એ કર્તા તરીકેનું કામ ન કરી શકે. ત્યારે હવે એ વાક્યમાં બીજું પ્રાણિનઃ પદ જ એવું છે કે કર્તા તરીકે મૂકી શકાય, અને એ

કર્તાની જગ્યા પૂરવા માટે જ એને ઉપરના વાક્યમાં સમાવેશ કરવામાં આવ્યો છે. અસ્તુ. ત્યારે હવે कर्मवशवर्तिनः એ શબ્દ ન આપવામાં આવે તો શું હરકત ?

કર્તા તરીકે 'प्राणिनः' અને ક્રિયાપદ તરીકે 'भ्रमन्ति' એ બે પદોનો ઉપયોગ કરવાથી વાક્ય પૂર્ણ થઈ શકે એમ છે, તો પછી 'कर्मवशवर्तिनः' એવું ત્રીજું પદ નિરર્થક શા માટે આપવામાં આવ્યું ?, મહાનુભાવો જરા શાંત ચિત્તે વિચાર કરો ! અને એ બધાના ગુણદોષનો બરાબર વિચાર કરીને પછી કોઇપણ નિર્ણય કરો-જુઓ, અલબત ઉપર કહ્યું તે પ્રમાણે કર્તા અને ક્રિયાપદથી વાક્ય બને છે ખરૂં, છતાં એ વાત કદી પણ ભૂલવી ન જોઇએ કે **કોઇપણ વાક્યની રચના કેવળ વાક્ય બનાવવાના જ હેતુથી કરવામાં નથી આવતી પરન્તુ એ વાક્ય પોતાને ઇષ્ટ વસ્તુનું પ્રતિપાદન કરવા માટે જ બનાવવામાં આવે છે.** અગર વાક્ય બનાવવા છતાં પોતાના ઇષ્ટ વક્તવ્યની સિદ્ધિ ન થતી હોય તો એ વાક્ય બનાવવું જ નકામું છે. એટલા માટે એક વાક્ય બનાવવામાં કેવળ કર્તા, ક્રિયાપદ કે કર્મથી જ કામ નથી સરતું પણ પોતાનો કહેવાનો આશય બરાબર સાફ તરી આવે એટલા શબ્દો તો વાપરવા જ પડે છે, અને વળી જે વાક્ય બનાવવાથી કે બોલવાથી પોતાના સિદ્ધાંત વિરૂદ્ધની જ વાતની પ્રરૂપણા થતી હોય તો એ વાક્ય કેવળ વાક્યરચનાની દૃષ્ટિએ કે વ્યાકરણશાસ્ત્રની દૃષ્ટિએ ગમે તેટલું નિર્દોષ હોવા છતાં એ હળાહળ સમાન છે,

અહિંયા એવું શું છે તે જુઓ. અહિંયા કેવળ કર્તા તરીકે प्राणिनः અને ક્રિયાપદ તરીકે भवन्तिः એ બેજ પદોને લઇને भवन्ति प्राणिनः अस्मिन् એટલે કે જેમાં પ્રાણીઓ થાય (બને) છે, એવી વ્યુત્પત્તિ કરવામાં આવે તો તો શાસ્ત્રકારના મુખ્ય સિદ્ધાંતની વિરુદ્ધ જ પ્રરૂપણા થાય છે, કારણ કે ઉપર પ્રમાણે પ્રાણીઓ થાય છે. જેમાં એવી વ્યુત્પત્તિ કરવા જતાં એ વાત માની લેવાય છે કે જીવ ઉત્પન્ન થાય છે અને એ માન્યતા કેવળ જૈનશાસ્ત્રકારનેજ નહિ કિન્તુ તમામ આસ્તિક દર્શનકારોને અસ્વીકાર્ય છે, કારણ કે જૈન, વૈશેષિક, **નૈયાયિક, સાંખ્ય ઇત્યાદિ કોઇપણ આસ્તિક દર્શનકારો જીવની ઉત્પત્તિને માનતા જ નથી.** દરેકે જીવને અનાદિ માન્યો છે. હવે જે વસ્તુ અનાદિ હોય તે ઉત્પન્ન થાય છે એમ કેમ કહી શકાય?, **યા તો ઉત્પન્ન થતી હોય યા તો અનાદિ હોય!** પણ બન્ને વાત એક સાથે તો નજ બની શકે ને? એક અનાદિ અને બીજું આદિવાળું એ બે મીયાં મહાદેવની જોડીને કદી પણ મેળ ખાય ખરો કે?, એટલે ઉપર પ્રમાણેનું कर्मवशवर्तिनः વિશેષણ કાઢી નાખવામાં સિદ્ધાંત વિરુદ્ધ પ્રરૂપણાની મહાન્ આપત્તિ આવી પડે છે!, એ આપત્તિ દૂર કરવા માટે એ વિશેષણની અનિવાર્ય આવશ્યકતા છે.

મહાનુભાવો! હવે તમે બરાબર સમજી શક્યા હશો કે ઉપર પ્રમાણે જે 'भव' શબ્દની વ્યુત્પત્તિ કરવામાં આવી છે, તે બરાબર અને દોષમુક્ત છે. હવે સાથે સાથે એટલું પણ જાણી લ્યો કે એ વિશેષણાત્મક પદનો અહિં કેવી રીતે

ઉપયોગ કરવામાં આવ્યો છે. તમે બધાય એ વાત તો જાણતા હશો જ કે બધાય સત્તાવાચક ક્રિયાપદો અકર્મક હોય છે. હવે જ્યાં એવા સત્તાવાચક ક્રિયાપદો કેવળ અમુક વસ્તુના અસ્તિત્વને જ બતાવવા માટે વાપરવામાં આવ્યા હોય છે ત્યાં તો બીજા કશા પદની જરૂરત નથી, પણ જ્યાં કેવળ સત્તાવાચકજ ન હોય ત્યાં એ વાક્યનો પૂર્ણ અર્થ સમજવા માટે કર્તા અને ક્રિયાપદ ઉપરાંત બીજા પદો વાપરવાજ પડે છે. આ પ્રમાણે વાપરવામાં આવતા પદોને ક્રિયાપૂરક તરીકે વ્યાકરણમાં ઓળખાવવામાં આવેલ છે અને આવા ક્રિયાપૂરક તરીકે નામ યા વિશેષણનો જ ઉપયોગ કરવામાં આવે છે. અહિં પણ 'કર્મવશવર્તિનઃ' એ પદનો કેવળ વિશેષણ તરીકે ઉપયોગ કરવામાં નથી આવ્યો પણ એનું મુખ્ય કામ અહિં 'भवन्ति' ક્રિયાપદના ક્રિયાપૂરક તરીકેનું છે.

સાથે સાથે એ પણ વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે કે જ્યાં જ્યાં આવા ક્રિયાપૂરકવાળા વાક્યો બતાવવામાં આવે છે ત્યાં ત્યાં ક્રિયાપૂરક તરીકે વાપરવામાં આવેલ શબ્દજ આખાય વાક્યના વિધેય તરીકેનું કામ કરે છે. આ માટે એક સામાન્ય દાખલો લ્યો: કોઈ માણસ બોલ્યો કે-નેમિનાથ બાળબ્રહ્મચારી હતા, હવે અહીં આખા વાક્યનું વિધેય શું છે?, બાળ બ્રહ્મચારી!, કારણ કે એ વાક્ય બોલનાર માણસનો ઉદ્દેશ એ તો નથીજ કે નેમિનાથ હતા. યાને નેમિનાથ નામના કોઈ મહાપુરુષ થઇ ગયા, પણ એનો મુખ્ય ઉદ્દેશ એજ હતો કે નેમિનાથ નામના મહાપુરુષ

બાલબ્રહ્મચારી હતા. એ વાક્યનો ઉપયોગ કરવાનો એનો આશય એજ બતાવવાનો છે કે તેઓ બાલબ્રહ્મચારી હતા. એજ પ્રમાણે અહિં પણ 'प्राणिनः भवन्ति' એમ નહિ પણ 'प्राणिनः कर्मवशवर्त्तिनः भवन्ति' એમ કરવાથી "પ્રાણીઓ બને છે જેમાં" એવો અનિષ્ટ અર્થ ન કરતાં "જેમાં પ્રાણીઓ કર્મને આધીન (થાય) છે" એવો અર્થ કરવાથી દરેક પ્રકારના દોષનું નિરાકરણ થઇ જાય છે, કારણ કે સંસારના જીવો બધા ય કર્મના આશ્રયમાં જ નાચે છે એ વાતનો કોનાથી ઇન્કાર થઈ શકે એમ છે? અસ્તુ.

**પ્રવૃત્તિનું ફળ.** ભવ શબ્દની આટલી વિસ્તૃત છતાં આવશ્યકીય વિવેચના કર્યા પછી હવે તમે એનો અર્થ બરાબર સમજી ગયા હશો!, પણ મહાનુભાવો! આમ છતાં ય અને તમે બધા ડગલેને પગલે "ભવ" શબ્દનો શાબ્દિક ઉપયોગ કરવાને ટેવાઈ ગયા છો, છતાં ય જ્યાં સુધી એ શબ્દની અંદર રહેલો ગંભીર ભાવ તમારા હૃદયના ઉંડાણમાં ગડસથલ મચાવી ન મૂકે ત્યાં સુધી તમારે સમજી રાખવું કે એ શબ્દ બરાબર સમજ્યા નથી, પણ પેલા પઢાવેલ પોપટના 'રામ રામ'ની માફક માત્ર એ શબ્દનો ઉચ્ચાર જ કરી જાણો છો. જે માણસ "ભવ"નું ખરૂં રહસ્ય સમજતો હોય; તેની પ્રવૃત્તિઓ કેવી હોવી જોઇએ?; એનો જરા વિચાર કરો!, વાઘ આવ્યા વગર માત્ર ખોટી "વાઘ આવ્યો રે વાઘ આવ્યો" એવી બૂમો મારવાથી વાઘના સાચા ભયનું ભાન નથી થતું, પણ જ્યારે નજરો નજર વાઘને નિહાળો

ત્યારે જ ખબર પડે છે કે એ કેવો મહાભય છે. ભવ પણ એક પ્રકારનો વાઘ જ છે. અરે એ વાઘ કરતાંય વધારે ભયંકર છે, પણ જ્યાં સુધી એના સાચા ભાવનું તમને ભાન ન થાય ત્યાં સુધી તમે તેનો સાચો ભય નહિ સમજવાના. એટલુંજ નહિ પણ પેલા, વાઘ જોયા વગર જ વાઘ આવ્યોની બૂમ પાડીને એનો આનંદના સાધન તરીકે ઉપયોગ કરનારની માફક અનેક બાબતોમાં ભવનો તમે તમારી અવળી પ્રવૃત્તિ-ઓની અંદર બચાવના સાધન તરીકે ઉપયોગ કરવાના!,

છ બાર મહિનાનું કે બે ત્રણ વરસનું હોય તેને બાળક કહેવામાં આવે છે, અને એની કોઈ પણ ભૂલ તરફ આંખ-મિંચામણી કરીને એને માફ કરવામાં આવે છે. હવે કોઇ મોટો માણસ પણ પોતાનો ગુન્હો જતો કરવા માટે બાળક હોવાનો ઢોંગ કરે, અને એ બાળકપણાના બહાના નીચે પોતાના ગુન્હાઓ છુપાવવા માગે, એ જ પ્રમાણે આપણે પણ ભવ, સંસાર અને એવા બધા શબ્દોનો છૂટવાની બારી તરીકે ઉપયોગ કરીએ છીએ. કોઇ ગૃહસ્થને એની અમુક પ્રકારની ખોટી પ્રવૃત્તિ માટે કંઈ પૂછવામાં આવે તો એ કહેશે કે અમે સંસારી છીએ. કેવું વિચિત્ર ?, શું સંસારી થયા એટલે બારે દરવાજા મોકળા થયા ?, મહાનુભાવો જે વસ્તુનો પોતાના ભલા માટે ઉપયોગ કરવાનો છે એનો જ ઉપયોગ આ પ્રમાણે પાપનું પોષણ કરવામાં આવે છે એ કેટલી શોકની વાત છે! ખરી વાત એ છે કે-એ ભવનું **રહસ્ય સમજીને પોતાના આત્માનું જેમાં વધુ હિત**

**થાય એવી પ્રવૃત્તિ આદરવી ઘટે !** બાકી શુષ્ક પ્રવૃત્તિ માર્ગ તો એવો જ છે કે ગમે તે બહાના નીચે પોતાની અવળી પ્રવૃત્તિને પોષવા ચાહે છે પણ એ ધ્યાન રાખવું જોઈએ કે **કુમંરાજાની દુનિયામાં કોઇપણ છુપી કે ખુલ્લી પ્રવૃત્તિનું ફળ મળે છે.** એટલા માટે એવી અવળી પ્રવૃત્તિ છોડીને સારામાં પ્રવૃત્ત થવું જોઈએ !

ખોટો બચાવ ! મહાનુભાવો તમે બધાય જાણો છો કે આ દુનિયાનો પ્રવાહ અનુકરણશીલ છે. અમુક વસ્તુ પોતાની સ્થૂલ દૃષ્ટિથી નીહાળે: એ પ્રવૃત્તિમાં પોતાના અમુક પ્રકારના સ્વાર્થોનું, પોતાની અમુક પ્રકારની વાસનાઓનું પોષણ થતું જૂએ અને પછી તો શું પૂછવું જ ? આંખ મીંચીને એનું અનુકરણ કરી નાખવું: પણ આવું અંધ અનુકરણ માણુસને કેટલીયે વખત મૂર્ખામાં ખપાવે છે અને પોતાના સાચા ગુણદોષોના ભાનથી વેગળો રાખે છે. સમજો કે—એક ચાર છ વરસના બાળકથી અમુક પ્રકારનું નુકસાન થઇ ગયું, પણ એ બાળકની અજ્ઞાનતાના કારણે એ ગુન્હા બદલ એને સજા કરવામાં ન આવી, અને એને નિર્દોષ ગણી છોડી મૂકવામાં આવ્યો. હવે એ પ્રસંગનો વિચાર કરીને એક ૧૮—૨૦ કે ૨૨ વર્ષનો યુવાવસ્થામાં ડોકીયું કરતો બાળક પોતાના ગુન્હાને એજ બાળકપણા અને એજ અજ્ઞાનના પડદા તળે છુપાવવા ચાહે તો એ સફળ થાય ખરો?, કદી જ નહિ !. કારણ કે એની બુદ્ધિનો દરેકને પરિચય થઈ ગયો હોય છે, અને એ બુદ્ધિના કારણે એ ગુન્હેગાર બને છે.

હવે આજ પ્રથાણે તમારો વિચાર કરો. બીજા લોકોની દેખાદેખી તમે પણ ઉપર કહ્યા પ્રમાણે "સંસારી" હોવાથી નિર્માલ્ય બહાના તળે તમારા પાપાચરણો અને અવળી પ્રવૃત્તિઓ છૂપાવવા ચાહો એ કેવું મૂર્ખતાભર્યું લેખાય ? તમારે ભૂલવું નથી જોઈતું કે તમે સંસારી હોવા છતાં સમ્યક્ત્વના પરમ ઉપાસક અરે સમકિતધારી છો, પરમાત્મા મહાવીરદેવની આજ્ઞાઓને માથે ચઢાવવાનું પરમ સૌભાગ્ય તમને પ્રાપ્ત થયું છે! સંસારી હોવાના બહાના નીચે પાપનું પોષણ કરવું એ તો મિથ્યાદષ્ટિનું કામ છે. **સમકિતધારી તો એ માર્ગને** નવગજના નમસ્કાર કરે! અને **કદાપિ એવા ખોટા બહાના નીચે પોતાની ખોટી પ્રવૃત્તિને ચાદર ન જ ઓઢાડે!** યાદ રાખજો કે **ખોટા બચાવથી કદાપિ આત્માનું રક્ષણ નથી જ થતું! ખોટું એ તો છેવટે ખોટું જ રહે!** પિત્તળ કદી સોનું બન્યું સાંભળ્યું ?

**શિયાળનો માર સિંહને !!!** મહાનુભાવો! વિકરાળ વનરાજ કેસરી સિંહ શિયાળીયાની ગુલામી સ્વીકારે, શિયાળીયાની સેવા, શુશ્રૂષા કરે, શિયાળીયાની આગળ રાંક બકરા જેવો બની જાય-અરે છેવટે એ નમાલા નિર્બળ શીયાળીયાથી માર પણ ખાય, એ કલ્પના કદી તમને આવી છે ?-કે એ કલ્પનામાં તમને સત્ય ભાસે છે ખરૂં ? નહિ જ !, આવી વાત કરનારને પણ તમે બધાય હસી જ કાઢો! અને એ વાત પણ ઠીક જ છે કે-એક સિંહની આવી સ્થિતિ એ કલ્પનાતીત વસ્તુ છે!, પણ મહાનુભાવો!

આ અનંત વિચિત્રતાઓથી ભરેલા સંસારમાં કલ્પના પણ જ્યાં ન પહોંચી શકે એવી વસ્તુઓ પણ બને છે જ! જરા તમારા આત્માનો જ વિચાર કરો! અને તમને આપોઆપ સમજાઈ જશે કે એક સિંહ શિયાળીયાના હાથે માર ખાય એમાં લેશમાત્ર પણ અતિશયોક્તિ નથી.

શાસ્ત્રકારોએ ફરમાવ્યું છે કે-આ તમારા, મારા અને બધાય પ્રાણીઓના શરીરમાં વસતો આત્મા અનંત-જ્ઞાન, અનંત દર્શન, અનંતવીર્ય અને અનંત સુખથી ભરેલો છે! આત્માની શક્તિનો કોઇ પાર નથી! એક તરફ આવો મહા સમર્થ આત્મા અને બીજી તરફ હવે કર્મને તપાસો! સ્વભાવે જડ! પત્થર જેવા જડ! ન તો કોઈ પ્રકારનું જ્ઞાન કે ન કોઇ પ્રકારની સારી ખોટી લાગણીઓ! ન એમાં કંઇ વીર્ય કે ન તો કોઈ સુખ! આટલું છતાંય એ જડ-માટીના ઢેફા જેવા કર્મને આધીન થઇને, એ અનંત શક્તિઓના ધણી આત્માને, એના નચાવવા પ્રમાણે નાચવું પડે છે!, એનું અનંત જ્ઞાન ક્યાંક ઢંકાઈ જાય છે; એનું અનંતદર્શન કયાંય છુપાઈ જાય છે, એનું અનંતવીર્ય-અપૂર્વ શક્તિ-ક્યાંય પલાયન થઇ જાય છે અને એ આત્મા કસાઈખાનાના રાંક બકરાની માફક કર્મરાજાનો ચાબૂક, નીચી નજરને, પોતાના શરીર ઉપર સહન કરી લ્યે છે. કર્મ મૂર્ખ રાખે તો મૂર્ખ બને છે! કર્મ જન્મ આપે તો જન્મ લ્યે છે!; કર્મ મરણ આપે તો મરે છે. કર્મ બેસાડે તો બેસે છે અને ઉઠાડે તો ઉઠે છે!; ટૂંકમાં કહીએ તો આ આંસારી

**દશામાં, એ પરમ જ્ઞાન-દર્શન અને વીર્યવાન્ આત્મા પોતાનું રાજતન્ત્ર ભૂલી જાય છે અને પોતાના સ્વામી તરીકે કર્મનો સ્વીકાર કરીને એના કહેવા પ્રમાણે જ નાચે છે!** કહો મહાનુભાવો! હવે સિંહે શિયાળના હાથે માર ખાધો એ કલ્પના શા માટે ખોટી ગણાય? સંસારની આ વિચિત્રતા છે-લીલા છે! **સંસાર છે ત્યાં સુધી આ આત્મારૂપી સિંહ કર્મરૂપી શિયાળના હાથે માર ખાવાનો જ ખાવાનો!**

એ પવિત્ર લાગણીઓ! મહાનુભાવો! સિંહ જેવા સમર્થ પ્રાણીને શિયાળ જેવા નમાલા પ્રાણીના હાથે માર ખાતો જોઇને તમને જરૂર સિંહની કંગાળ હાલત ઉપર દયા ઉત્પન્ન થાય! એજ પ્રમાણે જો આ સંસારનું અને સંસારની અસારતાનું રહસ્ય સમજનારા અને આત્માની અનંત શક્તિઓનો સાક્ષાત્કાર કરનારા એ પરમ જ્ઞાનવાન્ શાસ્ત્રકારોને, તમને કર્મના ગુલામ થયેલા અને અનેક પ્રકારની પ્રવૃત્તિઓમાં રાચેલા જોઇને, તમારા ઉપર દયાભાવ ઉત્પન્ન થાય તો તેમાં શું નવાઈ ભર્યું છે? આજકાલ કેટલાક ઉતાવળી પ્રકૃતિના માણસોના દિલમાં એ સવાલ ઘર કરી ગયો છે કે-એ શાસ્ત્રકારોને, એ તીર્થંકરોને કે એ પરમ જ્ઞાનવાન્ મહાપુરુષોને સંસારના બીજા પ્રાણીઓની આટલી બધી "પારકી પંચાત" કરવા શી જરૂર? પણ એ બધાય ઉતાવળીયાઓ સમજી લ્યે કે-નબળા થયેલા ઉપર કે નબળા બનીને પારકાના હાથે નિરર્થક માર ખાતા

ઉપર દયાભાવની લાગણીઓ સહૃદય માણસોને માટે એક સહજ વસ્તુ છે. તમે બધા ય જાણો છો કે–**લાગણીઓનો પ્રવાહ એ એક પ્રકારનો સ્વયંભૂ પ્રવાહ છે!!!** કોઇપણ દિવસે લાગણી જેને આપણે સાચી લાગણી કહી શકીએ તે–પરાણે ઉત્પન્ન કરી શકાતી નથી કે થતી લાગણીઓના પ્રવાહને રોકી શકાતો નથી. એ તો કોઈ ગિરિકંદરાઓના ઢાળબંધ માર્ગેથી ધસારાબંધ વહેતી સરિતાની માફક અદશ્ય અને સ્વેચ્છાચારી છે, તો પછી એ **પરમજ્ઞાનવાન્ તારકો આપણા જેવા પામરો ઉપર દયાર્દ્રહૃદય થાય અને આપણને કુવામાંથી બહાર નીકળવાનો માર્ગ બતાવે એ સાવ સ્વાભાવિક છે અને સાથે સાથે એટલું જ જરૂરી છે!** એક બીજું દૃષ્ટાંત જુઓઃ–એક કરોડાધિપતિ! એની સમૃદ્ધિનો કોઇ પાર નહિઃ એનાં વૈભવ, વિલાસના સાધનોની સીમા નહિં. એના ધન્યધાન્યના ભંડારો ભરપૂર! આવો માણુસ પોતાની છતી બધી સંપત્તિને ગમે તે કારણુસર યા લોભવશ થઇને તાળામાં બંધ કરી રાખે અને પોતાના આ એક વેંતના ઉદરનો ખાડો પૂરવા માટે અનેક પ્રકારની ગુલામી કરવા તૈયાર થાય! છતી સંપત્તિએ પાઈ, પૈસા માટે બીજાનાં કડવાં વચનો અને તિરસ્કાર સહન કરેઃ એક કંગાળ ભીખારીની માફક ચીંથરેહાલ સ્થિતિમાં લોકોના ઘરેઘરે ભટકે! ભલા–એક તરફ પોતાની જ માલીકીની અઢળક સંપત્તિ અને બીજી તરફ પરમલોભના કારણે ભીખારી જેવી હાલતઃ અને આ બન્ને વસ્તુ એક જ માણુસમાં! ભલા

તે વખતે તમારૂં હૃદય તેના પ્રત્યે કેવું લાગણીભર્યું અને દયાભીનું થવાનું! ઠીક એજ વસ્તુ આપણી અને એ પૂજ્ય શાસ્ત્રકારોની વચ્ચે છે. **એ પરમ તારકોની પવિત્ર લાગણીઓના આધારે જ આપણે સંસારસાગર તરવાનો માર્ગ મેળવીએ છીએ! એ લાગણીઓ એટલે અદૃશ્ય દરિયાનું વહાણ, ભૂખ્યાનું ભાતું અને મરતાનું અમૃત!**

**સાચી અને ખોટી દૃષ્ટિ!** કેટલાક માણસોના હૃદયમાં એક પ્રશ્ન ઘણી વખત ઊઠે છે કે-

એક સમ્યક્ત્વધારી જીવ અને એક મિથ્યાદૃષ્ટિ જીવ-એ બન્ને કર્મવાળા હોય છે. બન્ને ખાય છે, પીએ છે, સૂવે છે કે બેસે છે. બન્ને જન્મે છે અને મરે છે. બન્નેને કર્મનું ફળ ભોગવવું પડે છે. તો પછી સમ્યગ્દૃષ્ટિ સારો અને મિથ્યાદૃષ્ટિ ખોટો એવો સારાસારનો ભેદ શા માટે રાખવો?, અલબત્ત બન્ને જીવો કેટલીયે ક્રિયાઓ એકસરખી જ કરે છે એ ખરૂં છે. બન્ને ખાય પીએ અને જન્મે મરે છે. એ પણ સાચું છે. છતાં બન્નેમાં એક મહાન્ ફરક છે, અને તે ફરક કોઈ બાહ્ય ફરક નથી પણ અંતરની ભાવનાનો ફરક છે. મહાનુભાવો! **એક જ સરખી ક્રિયા કરવા છતાં તેનું એક જ સરખું ફળ નથી આવતું, કારણ કે એ ક્રિયા પાછળનો હૃદયનો નાદ એક સરખો નથી હોતો.** એ વાત તમે બધા સમજો છો. બે માણસોએ એક જ ઝાડ ઉપરથી એકજ સાથે પુષ્પો ચૂંટ્યાં. છતાં એનું ફળ બન્નેને જૂદું જ મળે છે.

ત્યારથી જ એણે કર્મરાજાના રાજ્યનો ધ્વંસ કરવાનું ધ્યાનમાં રાખીને પોતાની પ્રવૃત્તિઓને એ-સાચે-માર્ગે જ દોરે.

**પંચમહાવ્રત: દીક્ષા.** ઉપર જે પ્રમાણે ભવની વ્યાખ્યા-વ્યુત્પત્તિ કરી અને તેનું વિવેચન કર્યું" તેવું જ વિવેચન "સંસાર"નું પણ થાય છે. એટલે "ભવ" અને 'સંસાર" એ આટલા અંશે એક જ અર્થને બતાવે છે. આમ હોવા છતાં સાધુઓને સંસારી કહેવામાં આવે છે તો તે વાત તે શા માટે સહન નથી કરતા ? શું તેઓ આ સંસાર-સાગરના એક ભાગરૂપ મનુષ્યગતિમાં નથી ? અને છે તો પછી એને સંસારી કહેવામાં હરકત શી ? અલબત એક દૃષ્ટિએ જોતાં સાધુઓ પણ મનુષ્યગતિનો અનુભવ કરવાના કારણે સંસારી ખરા ! છતાં તેમની આંતરિક ભાવનાઓની દૃષ્ટિએ તેઓ સંસારી નજ ગણાય ! કારણ કે-સંસારમાં રહેવા છતાં, **સંસારની કેટલીક ખાવાપીવાની અનિવાર્ય પ્રવૃત્તિઓ કરવા છતાં એક સાધુનું સાચા સાધુનું-હૃદય કદાપિ એ વાતોમાં કે કર્મરાજાની ગુલામી ચાલુ રહે એવી નીચ ઇચ્છામાં પરોવાયેલું નથી રહેતું** ! એ બધામાં પડવા છતાં એનું હૃદય જળ-કમળની માફક અલિપ્ત રહેવું જોઈએ ! એને હંમેશાં પોતાના આત્માની મુક્તિનો ખ્યાલ રહેવો જોઈએ ! સદાય એનું હૈયું કર્મની ગુલામીના ડંખથી છેદાતું હોવું જોઈએ !

આ પ્રમાણે જે હોય તે જ સાચો સાધુ.

સાચા આત્માનો સાધક, સાચો વૈરાગી! અને આટલાજ માટે સાધુ સંસારમાં રહેવા છતાં કર્મરાજાના હથિયાર રૂપ જે પ્રવૃત્તિઓ હોય છે તેને ફેંકી દે છે, અને એક હથિયાર વગરના રાજામાં કેટલું બળ હોય શકે એ કલ્પના કરવી કંઇ કઠિન નથી. હથિયાર ગયા એટલે બળ ગયું અને બળ ગયું એટલે પોતે બકરા જેવો રાંક બની જવાનો.

મહાનુભાવો યાદ રાખો કે-જ્યાં સુધી આ કર્મરાજાના હથિયારનો તમે નાશ નથી કર્યો, ત્યાં સુધી કર્મનો નાશ થવો અશક્ય છે. હથિયારોથી સુસજ્જિત થયેલા યોદ્ધાને કેદ કરવાનું બહુ જ કપરૂં છે. એટલે સૌથી પહેલાં એના હથિયારો મૂકાવી દેવાં જોઇએ! હથિયાર લઈ લીધા એટલે કદાચ અસ્તિત્વ રૂપે હયાત રહે છતાં એટલું બધું બળ નજ દેખાડી શકે!

ભલા એ કર્મરાજાના મૂળ હથિયાર કયાં કે જેને ફેંકી દેવાથી સાધુઓ સંસારમાં હોવાં છતાં સંસારી નથી કહેવાતા! એ અઢાર પાપસ્થાનકમાંના પહેલાંના પાંચ એ કર્મરાજાના મુખ્ય હથિયાર છે. હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ. એ પાંચના કારણે જ જીવ અનેક પ્રકારના કર્મોનું ઉપાર્જન કરે છે. આ સિવાયના બીજા તેર પાપસ્થાનકો તો સાવ કમજોર છે, અને આ પાંચ આગેવાનોના પરાજયમાં એ તો બીચારા સાવ બલહીન બની જાય છે! અને આટલાજ માટે એ પાંચ પાપસ્થાનોના સર્વથા પરિત્યાગ રૂપે દરેક

એકને શુભ બંધ થાય છે. બીજો પાપનો ભાગી બને છે. કારણ કે એકનો પુષ્પ ચૂંટવાની ક્રિયા પાછળનો આશય પ્રભુપૂજાનો હતો જ્યારે બીજાનો આશય કેવળ સુંઘીને આનંદ લેવાનો હતો ! આટલા ન્હાના ઉદાહરણ ઉપરથી તમારે સમજવું ઘટે કે એ બન્ને સમ્યગ્દષ્ટિ અને મિથ્યાદષ્ટિ જીવો કદાચ ઉપરથી એક સરખા દેખાતા હોય છતાં એ લોકોનો આંતરો બહુ જ ભિન્ન હોય છે, **અને આધ્યાત્મિક દુનિયામાં દરેક પ્રકારના ભેદોનો મુખ્ય પાયો અંતરની પ્રેરણા ઉપર જ રાખવામાં આવે છે.** એટલે એક સરખી ક્રિયા કરવા છતાં સમ્યગ્દષ્ટિનું અંતર જુદા પ્રકારનું હોય છે અને મિથ્યાદષ્ટિનું જુદા પ્રકારનું હોય છે. **સમ્યગ્દષ્ટિ પ્રાણી, કર્મને કારણે ફળ ભોગવવા છતાં અને ક્રિયાઓ કરવા છતાં નિરંતર એજ ધ્યાન રાખે છે કે ગમે તેમ કરીને કર્મની સાંકળના ટુકડા કરી નાખવા અને પોતાના આત્માને મુક્ત કરવો.** જ્યારે બીજી તરફ **મિથ્યાદૃષ્ટિને મન તો આ સંસારમાં સર્વસ્વનો સમાવેશ થાય છે.** અને એની વૃદ્ધિને જ એ પોતાની ઉન્નતિ સમજે છે. મહાનુભાવો ! **આત્માની ઉન્નતિ એ પોતાની ઉન્નતિ છે અને સંસારની ઉન્નતિ એ પારકાની ઉન્નતિ છે ? પોતાની ઉન્નતિમાં રાચે એ સમ્યગ્દૃષ્ટિ-સાચી દષ્ટિવાળો-ખરા જ્ઞાનવાળો !** અને **પારકાની ઉન્નતિમાં આનંદ માનીને એને પોતાની ઉન્નતિ માને એ મિથ્યાદૃષ્ટિ-ખોટી દૃષ્ટિવાળો-ઉલટા**

જ્ઞાનવાળો. ધગધગતી રેતીમાં ઉઠતી અગ્નિની લહરીઓને
પાણીનો પ્રવાહ માનનારનું જ્ઞાન તો ખોટું જ કરે છે.
દુનિયામાં બે પ્રકારના નોકરો જોવામાં આવે છે. એકનું
લક્ષ્ય આ જીવન નોકરી કરીને જીવવાનું હોય છે અને
બીજાનું લક્ષ્ય અમુક અનિવાર્ય સમય માટે નોકરી કરીને
છેવટે પોતાનો વ્યાપાર ખેડવાનું હોય છે. સમ્યગ્દૃષ્ટિ જીવ
દહાડે કર્મની ગુલામી ફેંકી દેવાનું જ લક્ષ્ય રાખે છે અને
વખત આવે ફેંકી જ દે છે. અનંત તીર્થંકરો, ગણધરો અને
કેવળીઓ આ વાતની સાક્ષીરૂપ છે; અને મિથ્યાદૃષ્ટિ કર્મની
ગુલામીમાં જ પડ્યો રહે છે. વાસુદેવ અને પ્રતિવાસુદેવના
દૃષ્ટાંતથી આ વાત વધુ સ્પષ્ટ રીતે સમજાશે :-વાસુદેવ શરૂ
આતમાં તો પ્રતિવાસુદેવને આધીન હોય છે, પણ એ પરા-
ધીનતામાં પણ વાસુદેવનું લક્ષ્ય તો એક જ હોય છે કે-
વખત આવ્યે પોતાનું પરાક્રમ ફોરવીને પ્રતિવાસુદેવને ઉખાડી
નાખવો, અને છેવટે વાસુદેવ પોતાની ઈચ્છા સિદ્ધ કરે જ
છે ! એજ પ્રમાણે સાચી દૃષ્ટિવાળો આત્મા કર્માધીન
હોવા છતાં કર્મ નાશ કરવાનો જ વિચાર કરે !
અને પોતાને મોક્ષ ન મળે ત્યાં લગી એ ભાવનાનો જ જાપ
જપ્યા કરે !, વાસુદેવને જેમ પોતાના વાસુદેવપણાનું ભાન
થાય ત્યારથી તે સમજણો થયો કહેવાય અને ત્યારથી તે
પ્રતિવાસુદેવના નાશનો જ વિચાર કરે, તે પ્રમાણે આ જીવને
જ્યારે સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય ત્યારથી તે સમજણો થયો
કહેવાય. ત્યારપછી બાળકપણાનો બચાવ કામ ન લાગે, અને

ત્યારથી જ એણે કર્મરાજાના રાજ્યનો ધ્વંસ કરવાનું ધ્યાનમાં રાખીને પોતાની પ્રવૃત્તિઓને એ-સાચે-માર્ગે જ દોરે.

પંચમહાવ્રત: દીક્ષા. ઉપર જે પ્રમાણે ભવની વ્યાખ્યા-વ્યુત્પત્તિ કરી અને તેનું વિવેચન કર્યું" તેવુંજ વિવેચન "સંસાર"નું પણ થાય છે. એટલે "ભવ" અને 'સંસાર" એ આટલા અંશે એક જ અર્થને બતાવે છે. આમ હોવા છતાં સાધુઓને સંસારી કહેવામાં આવે છે તો તે વાત તે શા માટે સહન નથી કરતા? શું તેઓ આ સંસાર-સાગરના એક ભાગરૂપ મનુષ્યગતિમાં નથી? અને છે તો પછી એને સંસારી કહેવામાં હરકત શી? અલબત એક દૃષ્ટિએ જોતાં સાધુઓ પણ મનુષ્યગતિનો અનુભવ કરવાના કારણે સંસારી ખરા! છતાં તેમની આંતરિક ભાવનાઓની દૃષ્ટિએ તેઓ સંસારી નજ ગણાય! કારણ કે-સંસારમાં **રહેવા છતાં, સંસારની કેટલીક ખાવાપીવાની અનિવાર્ય પ્રવૃત્તિઓ કરવા છતાં એક સાધુનું સાચા સાધુનું-હૃદય કદાપિ એ વાતોમાં કે કર્મરાજાની ગુલામી ચાલુ રહે એવી નીચ ઇચ્છામાં પરોવાયેલું નથી રહેતું!** એ બધામાં પડવા છતાં એનું હૃદય જળકમળની માફક અલિપ્ત રહેવું જોઈએ! એને હંમેશાં પોતાના આત્માની મુક્તિનો ખ્યાલ રહેવો જોઈએ! સદાય એનું હૈયું કર્મની ગુલામીના ડંખથી છેદાતું હોવું જોઈએ!

આ પ્રમાણે જે હોય તે જ સાચો સાધુ.

સાચા આત્માનો સાધક, સાચો વૈરાગી! અને આટલા જ માટે સાધુ સંસારમાં રહેવા છતાં કર્મરાજાના હથિયાર રૂપ જે પ્રવૃત્તિઓ હોય છે તેને ફેંકી દે છે, અને એક હથિયાર વગરના રાજામાં કેટલું બળ હોય શકે એ કલ્પના કરવી કંઇ કઠિન નથી. હથિયાર ગયા એટલે બળ ગયું અને બળ ગયું એટલે પોતે બકરા જેવો રાંક બની જવાનો.

મહાનુભાવો યાદ રાખો કે-જ્યાં સુધી આ કર્મરાજાના હથિયારનો તમે નાશ નથી કર્યો, ત્યાં સુધી કર્મનો નાશ થવો અશક્ય છે. હથિયારોથી સુસજ્જિત થયેલા યોદ્ધાને કેદ કરવાનું બહુ જ કપરૂં છે. એટલે સૌથી પહેલાં એના હથિયારો મૂકાવી દેવાં જોઇએ! હથિયાર લઈ લીધા એટલે કદાચ અસ્તિત્વ રૂપે હયાત રહે છતાં એટલું બધું બળ નજ દેખાડી શકે!

ભલા એ કર્મરાજાના મૂળ હથિયાર ક્યાં કે જેને ફેંકી દેવાથી સાધુઓ સંસારમાં હોવાં છતાં સંસારી નથી કહેવાતા! એ અઢાર પાપસ્થાનકમાંના પહેલાંના પાંચ એ કર્મરાજાના મુખ્ય હથિયાર છે. હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ. એ પાંચના કારણે જ જીવ અનેક પ્રકારના કર્મોનું ઉપાર્જન કરે છે. આ સિવાયના બીજા તેર પાપસ્થાનકો તો સાવ કમજોર છે, અને આ પાંચ આગેવાનોના પરાજયમાં એ તો બીચારા સાવ બલહીન બની જાય છે! અને આટલા જ માટે એ પાંચ પાપસ્થાનોના સર્વથા પરિત્યાગ રૂપે દરેક

હિંસા, અસત્યાદિકનો સર્વથા ત્યાગ કરવામાં આવ્યો છે!, આ જ પ્રમાણે બીજા બધા ય પાપસ્થાનકોમાં સમજવાનું!,

મહાનુભાવો! તમારે એ યાદ રાખવું કે-પંચમહાવ્રતની રચના એ કોઇ તરંગી માણસની કલ્પનાનો વિહાર નથી પણ શુદ્ધ આત્મતત્વની દૃષ્ટિએ, ખૂબ આત્મમંથનના અંતે, મહાજ્ઞાનવાન્ પુરુષોએ ગોતી કાઢેલો ઉત્તમ માર્ગ છે!, અને આટલાજ માટે એ પંચમહાવ્રતધારી મુનિનું સ્થાન આટલું બધું ઉંચુ ગણવામાં આવ્યું છે.

આશ્રવના ૪૨ ભેદ હોવા છતાં; એમાંના મુખ્ય પાંચજ બંધ કરવાથી બીજા બાકીના ૩૭ આશ્રવ હોવા છતાં અનાશ્રવી કહેવામાં આવે છે એ પણ આ જ દૃષ્ટિએ!, તમે બધા ય જાણો છો કે-ઠેઠ બારમા ગુણઠાણાના છેડા સુધી ઇંદ્રિયોનો ઉપયોગ હોય છે, દસમાના છેડા સુધી કષાયો હોય છે અને છેક તેરમા ગુણઠાણાના છેડા સુધી પણ જોગ હોય છે અને ક્રિયાઓ હોય છે. આમ એ દરેક ગુણસ્થાનકમાં યોગ, ક્રિયા, કષાય કે ઇંદ્રિયો હોવા છતાં અને એ ૪૨ આશ્રવોમાંથી કેવળ પાંચ છોડવા છતાં, બીજા ૩૭ આશ્રવોની હયાતીમાં પણ, એ ગુણસ્થાનવર્તીને અનાશ્રવી કહેવામાં આવે છે. આમાં મુખ્ય ઉદ્દેશ એજ છે કે મૂળ ઉપર કુઠારઘાત થયો એટલે ડાળા પાંદડી તો બીચારા આપોઆપ ઠેકાણે પડી જવાના. અથવા તો એનો નાશ કરવા માટે કોઈ ખાસ વિશેષ પરિશ્રમ નહિ કરવો પડવાનો! એક શહેરનો

કિલ્લો તોડી નાખો, એટલે પછી એ શહેરનું તમામ બળ ઉડી જવાનું અને તમે ધારો તેવી સ્થિતિ તે શહેરની કરી શકો !,

મહાનુભાવો ! તમારી સામે જ સંસારમહાસાગર ઘુઘવાટા કરી રહ્યો છે. કર્મરાજાના સિપાઇઓ તમને જેલમાં જ ગોંધી રાખવા રાતદિવસ તૈયાર રહે છે. આ અવસ્થામાં તમારે શું કરવું ઘટે એનો વિચાર કરો ! **એ કર્મરાજાના મૂળપાયા રૂપ પાંચ પાપસ્થાનકોનો ત્યાગ કરો અને પછી જુઓ કે તમારો આત્મા કેવો ઉન્નત બને છે !**

जो जागत है सो पावत हैं। આજકાલની દરેક દેશો પોતાનું શાસન ચલાવવાની રાજ-

નીતિનો વિચાર કરતાં પણ કંઇક તમને આત્મઉન્નતિના માર્ગમાં મદદ મળે એમ છે. તમે બધા ય જાણો છો કે **અત્યારની રાજ કરવાની પ્રણાલી કેવળ શાસ્ત્રોના બળ ઉપર જ નથી રચાઇ, પરન્તુ એમાં જેટલો શાસ્ત્રોનો હિસ્સો છે તેટલો જ-અરે કેટલીક વખત તો તેથીય વધારે હિસ્સો વેપાર-વણજનો છે.** જે દેશો શાસ્ત્રોથી ન માનતા હોય તેવા દેશોને વ્યાપારી નીતિને અત્યાર કરવાથી ઘડીના છઠ્ઠા ભાગમાં ઠેકાણે લાવ્યાના ઉદાહરણોનો આ જમાનામાં તોટો નથી ! આત્માની સાધનામાં પણ આ વાત ખ્યાલમાં રાખવા જેવી છે કે પંચ મહાવ્રતને ગ્રહણ કરવાથી એટલે કે પાંચ મોટા પાપસ્થાનકોનો ત્યાગ કરવાથી કર્મરાજાના

સાધુએ પંચ મહાવ્રતનું યથાર્થ પાલન કરવાનું હોય છે! એ પાંચ મહાવ્રત એ આત્માના રક્ષણમાં મોટામાં મોટા કિલ્લા સમાન છે. **જેટલા અંશે પંચમહાવ્રતનું પાલન વધારે કરીએ, એટલા અંશે આત્માનું વધારે જતન! મહાનુભાવો! આ પંચમહાવ્રતનું મહત્વ એટલે ભાગવતી દીક્ષાનું મહત્વ એ વાત તમે ન ભુલશો! ગમે તેવા ભયંકર ભવસાગરથી તારવાનું મહાસામર્થ્ય એ દીક્ષામાં છે.!**

મૂળ ઉખેડો !! આ ઉપરથી પંચમહાવ્રતનું રહસ્ય જરા વિસ્તારથી સમજો! તમે બધા ય સારી રીતે જાણો છો કે-એક વસ્તુનો જો નાશ કરવો હોય તો સૌથી પહેલાં એ વસ્તુનું મૂળ શેમાં રહેલું છે એ શોધી કાઢવું પડે છે. જે વસ્તુમાંથી એ વસ્તુ પોતાનું પોષણ મેળવતી હોય એ વસ્તુને ગોતી કાઢવી એ સૌથી પ્રથમનું અને સૌથી મહત્વનું કાર્ય છે!, સમજો કે-એક માણસને ખાંસીનું દર્દ થયું. હવે એ માણસ પોતાને ખાંસી શા કારણથી થઈ એની તપાસ નથી કરતો, અથવા તો તપાસ કરીને કારણની જાણ થવા છતાં એ કારણને દૂર કરવા તૈયાર નથી; અને એક બહુ જ હોશિયાર વૈદ્યની દવા લાવે છે! એક તરફ એ દવા ખાય છે અને બીજી તરફ ભજીયા અને ચેવડો ઉડાવે છે!; ભલા એ માણસનું ખાંસીનું દર્દ કદી પણ નાબુદ થશે ખરું કે ?, નહિ જ !,

કારણ કે એણે નવું પાણી આવવાનો માર્ગ બંધ કર્યો

વગર જ જૂના પાણીને ઉલેચવાનો પ્રયત્ન આદર્યો છે. જો કુવો ખાલી કરવો હોય તે પહેલાં નવું પાણી આવવાના રસ્તા રોકવા જોઇએ!, એજ પ્રમાણે શાસ્ત્રકારો એક તરફ એ ફરમાન કાઢે છે કે કર્મનો સંયોગ એ આત્માના માટે મહાન્ રોગ સમાન છે. અરે!, એક પ્રકારનો પક્ષાઘાત છે, કે જેના કારણે આત્મા સ્વયં સાવ શક્તિહીન અને પાંગળો બની જાય છે, અને બીજી તરફ એજ રોગથી આત્માને મુક્ત કરવા માટે સૌથી પ્રથમ એ રોગ વધવાના મુખ્ય કારણને રોકવાનો ઉપદેશ કરે છે અને બીજી તરફથી એ હયાત રોગને નાબુદ કરવાના પ્રયત્નો સૂચવે છે. **નવી ભરતી બંધ થઈ એટલે જુનાનો નાશ અવશ્ય થવો જ જોઇએ!,**

આ કર્મરોગ વધવાના મુખ્ય કારણરૂપે શાસ્ત્રકારોએ પ્રથમ પાંચ પાપસ્થાનોને નિર્દેશ્યા છે. એ પાંચની હયાતીમાં કર્મ ખૂબ ખૂબ જોર કરી શકે છે, અને એ પાંચ ચાલ્યા જાય કે પછી કર્મનું જોર વધવાનું કારણ જ રહેતું નથી!, એ પાંચને ટાળ્યા એટલે પછી બીજા ૧૩ માંના ગમે તે પાપસ્થાનકો ગમે તેટલું જોર કરે; છતાં આત્માને દબાવવામાં તે ન જ ફાવી શકે, સમજો કે-એક પંચમહાવ્રતધારી મુનિની આગળ રાગે પોતાનું નૃત્ય શરૂ કર્યું પણ એની અસર એ મુનિરાજ ઉપર શી થવાની? એણે પૈસો ટકો કે વાડીલાડીને લાત-મારીને ફગાવી દીધી છે! એટલે પછી રાગ નકામો જ નીવડ-વાનો!, એજ પ્રમાણે દ્વેષ પણ ન ફાવી શકે! કારણ કે

હિંસા, અસત્યાદિકનો સર્વથા ત્યાગ કરવામાં આવ્યો છે!, આ જ પ્રમાણે બીજા બધા ય પાપસ્થાનકોમાં સમજવાનું!,

મહાનુભાવો! તમારે એ યાદ રાખવું કે-પંચમહાવ્રતની રચના એ કોઇ તરંગી માણસનો કલ્પનાનો વિહાર નથી પણ શુદ્ધ આત્મતત્વની દૃષ્ટિએ, ખૂબ આત્મમંથનના અંતે, મહાજ્ઞાનવાન્ પુરુષોએ ગોતી કાઢેલો ઉત્તમ માર્ગ છે!, અને આટલા જ માટે એ પંચમહાવ્રતધારી મુનિનું સ્થાન આટલું બધું ઉંચુ ગણવામાં આવ્યું છે.

આશ્રવના ૪૨ ભેદ હોવા છતાં; એમાંના મુખ્ય પાંચ જ બંધ કરવાથી બીજા બાકીના ૩૭ આશ્રવ હોવા છતાં અનાશ્રવી કહેવામાં આવે છે એ પણ આ જ દૃષ્ટિએ!, તમે બધા ય જાણો છો કે-છેક બારમા ગુણઠાણાના છેડા સુધી ઇંદ્રિયોનો ઉપયોગ હોય છે, દસમાના છેડા સુધી કષાયો હોય છે અને છેક તેરમા ગુણઠાણાના છેડા સુધી પણ જોગ હોય છે અને ક્રિયાઓ હોય છે. આમ એ દરેક ગુણસ્થાનકમાં યોગ, ક્રિયા, કષાય કે ઇંદ્રિયો હોવા છતાં અને એ ૪૨ આશ્રવોમાંથી કેવળ પાંચ છોડવા છતાં, બીજા ૩૭ આશ્રવોની હયાતીમાં પણ, એ ગુણસ્થાનવર્તીને અનાશ્રવી કહેવામાં આવે છે. આમાં મુખ્ય ઉદ્દેશ એજ છે કે મૂળ ઉપર કુઠારઘાત થયો એટલે ડાળા પાંદડી તો બીચારા આપોઆપ ઠેકાણે પડી જવાના. અથવા તો એનો નાશ કરવા માટે કોઈ ખાસ વિશેષ પરિશ્રમ નહિ કરવો પડવાનો! એક શહેરનો

કિલ્લો તોડી નાખો, એટલે પછી એ શહેરનું તમામ બળ ઉડી જવાનું અને તમે ધારો તેવી સ્થિતિ તે શહેરની કરી શકો !,

મહાનુભાવો ! તમારી સામે જ સંસારમહાસાગર ઘુઘવાટા કરી રહ્યો છે. કર્મરાજાના સિપાઇઓ તમને જેલમાં જ ગોંધી રાખવા રાતદિવસ તૈયાર રહે છે. આ અવસ્થામાં તમારે શું કરવું ઘટે એનો વિચાર કરો ! **એ કર્મરાજાના મૂળપાયા રૂપ પાંચ પાપસ્થાનકોનો ત્યાગ કરો અને પછી જુઓ કે તમારો આત્મા કેવો ઉન્નત બને છે !**

जो जागत है सो पावत है। આજકાલની દરેક દેશો પોતાનું

શાસન ચલાવવાની રાજ-

નીતિનો વિચાર કરતાં પણ કંઇક તમને આત્મઉન્નતિના માર્ગમાં મદદ મળે એમ છે. તમે બધા ય જાણો છો કે **અત્યારની રાજ કરવાની પ્રણાલી કેવળ શસ્ત્રોના બળ ઉપર જ નથી રચાઇ, પરન્તુ એમાં જેટલો શસ્ત્રોનો હિસ્સો છે તેટલો જ-અરે કેટલીક વખત તો તેથીય વધારે હિસ્સો વેપાર-વણજનો છે.** જે દેશો શસ્ત્રોથી ન માનતા હોય તેવા દેશોને વ્યાપારી નીતિને અત્યાર કરવાથી ઘડીના છઠ્ઠા ભાગમાં ઠેકાણે લાવ્યાના ઉદાહરણોનો આ જમાનામાં તોટો નથી ! આત્માની સાધનામાં પણ આ વાત ખ્યાલમાં રાખવા જેવી છે કે પંચ મહાવ્રતને ગ્રહણ કરવાથી એટલે કે પાંચ મોટા પાપસ્થાનકોનો ત્યાગ કરવાથી કર્મરાજાના

મૂળ હથિયારનો નાશ જરૂર થાય છે, પણ એટલા માત્રથી જ બધું કાર્ય નથી સરતું !,

એ હથિયારો છીનવી લેવાની સાથે જ એનો વેપાર પણ નાબુદ થાય એ ધ્યાનમાં રાખવું ઘટે !,

અગર એ વેપાર ચાલતો રહે તો પાછું એનું જોર વધી જાય અને પાછા બીજા હલકા ગણાતા પાપસ્થાનકો ઉંડા ખાડામાં ગબડાવી પાડવાનું ન ચૂકે !, એટલા માટે કર્મનો કોઈપણ પ્રકારનો વ્યાપાર ન ચાલે એમ સમજીને એની દરેક પ્રકારની પ્રવૃત્તિઓ ઉપર અંકુશ મેળવવો જોઇએ! અને આટલા જ માટે એક પંચ મહાવ્રતધારી સાધુમુનિરાજ માટે અનેક પ્રકારની ક્રિયાઓનું અને અનેક પ્રકારના નિયમોનું વિધાન કરવામાં આવ્યું છે કે જેથી કોઇપણ પ્રકારના કર્મનું પોષણ થાય તેવી પ્રવૃત્તિમાં મગ્ન ન થઇ જવાય !,

તમે યાદ રાખજો કે આ સંસારની વાસનાઓ અને લાલચો એવી છે કે માત્ર ક્ષણભરના પ્રમાદમાં જ આત્માને ઘેરી લ્યે છે અને આત્માની મોટી સાધનાને કોઈ કોઈ વખત માટીમાં મેળવી લે છે !, અને આટલા જ માટે શાસ્ત્ર-કારોએ પ્રમાદને મહા પાપનું કારણ માન્યું છે. જ્યાં પ્રમાદ પેઠો ત્યાંથી આત્મવિચારણા પલાયન થવાની !

આળસુ માણસનું કંઈ ભલું થાય છે?, આળસના ઉપા-સકો તો પેલા વાજદલ્લીશાહના એદીઓની માફક પડ્યા પડ્યા જ પુરા થવાને સર્જાયા હોય છે આળસુ માણસનું જગતમાં કેવું સ્થાન છે એ વાત તમને વધારે સમજાવવી

પડે એમ નથી! ઉદ્યમશીલની જ દુનિયા છે. ઉદ્યમ કરનાર માણસ પત્થરમાંથી પાણી કાઢી બતાવે છે અને ધૂળમાંથી ધાન પેદા કરે છે. એ વાત જગજાણીતી અરે! જુગ જુની છે! જ્યાં સંસારવ્યવહારમાં પણ ઉદ્યમશીલ અને જાગ્રત રહ્યા વગર ન ચાલતુ હોય ત્યાં આત્મ-ઉદ્ધારના પંથમાં તો એની અથાગ અનેક ગણી જરૂરત હોય એ 'બેને બે ચાર જેવું' સ્હેજે સમજી શકાય એવું સત્ય છે. જાગનાર મેળવે અને ઉંઘનાર ગુમાવે છે! એ કર્મના પંજામાં ન પડી જવાય એ માટે સદૈવ સચેત રહેવું! અને એમાં જ આત્માનું શ્રેય છે!

વેષનું મહત્વ! કેટલાક માણસોની, દીક્ષાની અત્યંત આવશ્યકતા નહિ હોવામાં, એવી દલીલ છે કે–

દીક્ષા લીધા છતાં એટલે કે સાધુ વેશધારણ કરવા છતાં પણ જો એ પાંચ મહાવ્રતનું બરાબર પાલન કરવામાં ન આવે અને અનેક પ્રકારની પ્રવૃત્તિઓમાં મગ્ન રહીને જીવન વીતાવવામાં આવે તો એ દીક્ષા લીધા છતાં પણ શું ભલું થવાનું?, અને બીજી તરફ જે માણસના હૃદયમાં સંસારની વાસનાઓ ઉપર સાચો જ અણગમો પેદા થયો હોય તે માણસ એ પંચમહાવ્રતનું ઘરે બેઠા બેઠા પણ પાલન કરે અને દીક્ષાનો લેબાસ પહેર્યા વગર પણ આત્મકલ્યાણ કરે તો પછી દીક્ષાની શી જરૂરત?, ટૂંકમાં એ લોકોનું કહેવું એવું છે કે–'મન ચંગા તો કથરોટમેં ગંગા' મન સારૂં હોય તો દીક્ષા વગર પણ કલ્યાણ કરી શકાય છે!

મહાનુભાવો! આ આખીય દલીલનો એક જ જવાબ છે કે-આસપાસના સંયોગો અને આસપાસની સામગ્રી માણસના આત્મા ઉપર મોટી અસર કરે છે. ઘણીએ વખત એ સામગ્રીઓની અસરે આત્મા ઉપર વિજય મેળવ્યો છે, અને આત્માને સ્વકલ્યાણના પંથેથી પાછો વાળ્યો છે. એટલા માટે જે વસ્તુને આપણે ખરાબ માની, જે વસ્તુને આપણે આત્મઘાતક માની એ વસ્તુથી આપણે એટલા બધા વેગળા થઈ જવું કે જેથી એ વસ્તુનો પડછાયો પણ આપણા ઉપર ન પડવા પામે!, અરે મહાનુભાવો! તીર્થંકર જેવા સમર્થ પુરુષો કે જેમનો મોક્ષ એ ભવમાં અવશ્યંભાવી છે, એવાને માટે પણ ગૃહત્યાગનું-દીક્ષાનું વિધાન કરવામાં આવ્યું છે, અને એવા પરમશક્તિશાળી પુરુષોને પણ ઘર સંસારનો સર્વથા ત્યાગ કરીને દીક્ષાના માર્ગનું અનુસરણ કરવું પડ્યું હતું. તો પછી આપણા જેવા પામર આત્માઓની તો વાતજ શી કરવી?,

મહાનુભાવો! દીક્ષાના પ્રશ્નના અંગે એક વેષ અને રૂપમાં કેટલી બધી અસર સમાયેલી હોય છે એ સમજવા જેવું છે. એક ઠેકાણે એવી કથા આવે છે કે-સીતાને રાવણ હરણ કરી ગયો. એ હરણ કરવા પાછળ રાવણની બીજી કોઈ ભાવના ન હતી, પણ માત્ર પોતાની વિષયવૃત્તિથી ઉત્તેજિત થઇને જ તેણે આવું અપકૃત્ય કર્યું. સીતાને લઈ ગયા પછી તેને પોતાની જાળમાં ફસાવવામાં રાવણે અનેક કાવાદાવાઓ અને પ્રયત્નો કર્યા પણ એકેમાં એને સફળતા

ન મળી! છેવટે એણે વિચાર કર્યો કે જો હું સીતાજી પાસે રામ જેવા વસ્ત્રો પહેરીને અને રામનું રૂપ બનાવીને જાઉં તો જરૂર સીતા મારા ફાંસામાં ફસાશે! રાવણે રામનું રૂપ ધારણ કર્યું અને સીતા પાસે ગયો, પણ અત્યંત આશ્ચર્ય વચ્ચે એણે અનુભવ્યું કે એ રામના વેષ અને રૂપના કારણે એની વિષયવૃત્તિ, તે વખતે, સમૂળગી દૂર થઈ ગઇ, અને વિષયની ઉત્તેજનાના અભાવે એને સીતાજીને ફસાવવાનો વિચાર સરખો પણ ન આવ્યો!,

મહાનુભાવો! આ વેષનો પ્રભાવ છે! તો પછી **દીક્ષાના વેષમાં એવો જ કોઇ મહાન ચમત્કાર સમાયેલો હોય એમાં શી નવાઇની વાત છે?** અનેક વખત એક પડતો માણસ કેવળ વેષના કારણે જ પોતાના આત્માનું જતન કરી શકે છે! આટલા જ માટે જ્યારે વૈરાગ્યવાસિત હૃદય થાય તે વખતે દીક્ષાનો પંથ ગ્રહણ કરીને, ઘરસંસારનો ત્યાગ કરીને સાધુનો વેષ ધારણ કરી લેવો જોઇએ!, તમારે એ પણ જાણવું જોઇએ કે દરેક **વેષની પાછળ અમુક પ્રકારની ભાવના રહી હોય છે!**, એક કમજોર અને નબળો માણસ પણ જો સિપાઇનો ડ્રેસ પહેરે તો એ રાજ્યમાં એક નિશાનરૂપ ગણાય છે, અને એનું અપમાન એ રાજ્યનું અપમાન કરવા જેટલું ભયંકર છે. એજ પ્રમાણે **સાધુવેષનું રહસ્ય એ છે કે કર્મને આધીન હોવા છતાં કર્મની ગુલામી એ માણસને સ્વીકાર્ય નથી,** કર્મની ગુલામીને એ તોડવાનો જ પ્રયત્ન કરે છે! મહાનુભાવો! વેષનું

આટલું મહત્વ સમજનાર કોઇ પણ સહૃદય અને સદ્‌વિચારક માણસ દીક્ષાનો ઈન્કાર કરી જ ન શકે !.

કર્મ સાથેનું યુદ્ધ ! તમે બધાય એ વાત જાણો છો કે-જ્યાં સુધી એક વ્યક્તિને પોતાની વસ્તુનું ભાન ન થયું હોય ત્યાં સુધી એ માણસ એ મેળવવાનો પ્રયત્ન કરે એ તો ઠીક, પણ જેને ભાન થયું હોય તે જો પ્રયત્ન કરે તો ખરેખર એ મૂર્ખ જ ગણાય !, જેને પોતાના આત્મતત્ત્વનું ભાન થયું હોય તે તો કર્મરાજા સાથે પોતાનું યુદ્ધ શરૂ જ કરી દે !, એ યાદ રાખવું જોઇએ કે-**છીનવીને પોતાની બનાવેલી વસ્તુ કોઇપણ માણસ એમને એમ માગવાથી કે રહેલાઇથી નથી આપી દેતો,** પણ એના માટે લડાઇ જ કરવી પડે છે. અલબત્ત દરેક લડાઇમાં કેટલીક વખત પોતાને પણ હારવું પડે છે, **પણ એક વખત હારનાર બીજી, ત્રીજી કે પાંચમી વખત પણ જરૂર વિજયી બનશે !** કર્મની સાથેની લડાઇમાં આત્મા કેટલીક વખત પાછો પણ પડે. છતાં જો લડાઇ ચાલુ રહે તો એનું શુભ પરિણામ આવ્યા વગર ન જ રહે !, અને વળી બીજું એ પણ આનંદજનક છે કે-તમારા સંસારીઓની લડાઇમાં તો કેટલીક વખત કેવળ હારવું જ પડે છે, **પણ કર્મ સાથેની આત્માની આધ્યાત્મિક લડાઇમાં તો આત્માને ખોવાપણું કશું હોતું જ નથી !** જે કંઇ પણ લાભ થવાનો તે આત્માના હકમાં જ થવાનો ! **વળી જે લડાઇમાં વિજયની વરમાળ પોતાના જ**

ગળામાં ઝડવાની હોય તે લડાઇ કોણ મુર્ખો ન લડે! અને એક વખત વિજયના ડંકાનિશાન વાગી ગયા એટલે તો પછી એ આત્માનો પરાજય કરવાની તાકાત જ કોનામાં છે! કર્મની સામે એક વખત મોરચા માંડો અને પછી જુઓ કે એ એક વખત સબલ લાગતા કર્મો કેવા રાંક બની જાય છે, અને એ યુદ્ધમાં આત્મા કેવો સુંદર વિજય મેળવે છે!

એ સિંહને જગાડો! મહાનુભાવો! શિયાળીયાથી માર ખાતા તમારા સિંહને જગાડો! હવે તો એની ઉંઘ ઉડાડવી જ ઘટે!, અત્યારે નહિ જાગો તો ક્યારે જાગશો?, યાદ રાખજો કે સમ્મૂર્છિમ દેડકાના રાઈ રાઇ જેવા કકડા કરવા છતાં થોડાક પાણીનો છંટકાવ થતાં એમાંથી અનેક દેડકા ફુટી નીકળે છે, તેમ કર્મનો થોડો પણ અંકુર બાકી રહે તો પાછો કદીક આખો ય સંસાર ફરી ભમવાનો પ્રસંગ પણ આવી જાય!, આટલાજ માટે તો શાસ્ત્રકારોએ કર્મોનો સમૂળગો-જડમૂળથી નાશ કરવાનો ઉપદેશ આપ્યો છે, એ અનાદિ કર્મો, પોતાના આત્મા સાથેના અનાદિના સંબંધને કારણે, આત્માને અનાદિકાળથી આ સંસારમહાસાગરમાં ગોથા ખવરાવ્યા કરે છે. એ અનાદિકર્મ, અનાદિકર્મ સંયોગ, અને અનાદિનો ભવ, એ અનાદિત્રયની ત્રિપુટીનો નાશ કરવો જ જોઇએ!

મહાનુભાવો! અત્યારે તમારા હાથમાં મનુષ્યદેહ, ઉત્તમ કુળ, અને જૈન ધર્મ જેવો પરમ ધર્મ, આવવા છતાં અને પવિત્ર ગુરુનો યોગ મળવા છતાં; જો તમે તમારા આત્માના

કલ્યાણનો વિચાર ન કરો તો આના કરતાં બીજો કયો વધારે સારો યોગ તમને મળશે કે જ્યારે તમો તમારા આત્માનું કલ્યાણ સાધી શકશો ?, યાદ રાખો કે **શુભયોગ વારંવાર મળતા નથી !** અને આવેલા પ્રસંગને ગુમાવી દેનારના નસીબમાં, માથે હાથ દઈને રોયા સિવાય કશું બાકી નથી રહેતું ! માટે મહાનુભાવો ! હજુયે ચેતો, જાગો અને તમારા આત્મકલ્યાણ માટે તૈયાર થાઓ. આ **ઝાંઝવાના નીર સમા સંસારની મોહકતામાં ફસાયા તો યાદ રાખજો કે તમારો સિંહ સમાન બળવાન્ આત્મા એક શિયાળ કરતાં પણ વધારે નમાલો અને કંગાલ બની જશે !** એ સિંહને જગાડવામાં તમારૂં શાશ્વત કલ્યાણ છે, અને એ **આત્મારૂપી સિંહની ગર્જનાઓમાં જ કર્મરૂપ શિયાળીયાનો નાશ રહેલો છે !** આત્મા જાગશે ત્યારે સંસારના પાયા થરથરવા માંડશે ! આત્માનો વિજય એ અખંડ અને શાશ્વતો વિજય છે. મહાનુભાવો ! મહાન્ બળવાન સિંહ સમાન તમારા આત્માને જગાડો અને તમારૂં કલ્યાણ સાધો ! ! !



# માનવદેહની મહત્તા

સાધનોની જરૂર.

શાસ્ત્રકાર મહારાજ ન્યાયાચાર્ય શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાયજી મહારાજ શ્રી જ્ઞાનસાર અષ્ટકની રચના કરતાં થકા સૂચવી ગયા છે કે–

સમસ્ત સંસારના જીવ માત્ર કઈ કઇ રીતિએ કયા કયા પ્રકારે અને કેવા કેવા પ્રકારે આ અનાદિ ગણાતા સંસાર-મહાસાગરમાં અસંખ્ય ભવરૂપી મહા ભ્રમણનાં–વમળમાં ભમ્યા કરે છે, ગોથા ખાધા કરે છે, અને પોતાના આત્મતત્વનું સાન–ભાન–સાન ભૂલી બેસે છે, અને સાથે સાથે એ મહા વમળામાં ફસાયેલો જીવ એ ભયંકર વમળોના પાશમાંથી મુક્ત થઇ તે પોતાના આત્મસ્વરૂપને પ્રાપ્ત કરવા ચાહે તો તેણે કયા કયા સાધનો દ્વારા કયા કયા ગુણો પ્રાપ્ત કરવાના હોય છે, અને એ ગુણોની પ્રાપ્તિ ક્યારે થાય છે, અને એ ગુણોની સદ્ભાગ્યે પ્રાપ્તિ થયા પછી દરેક જીવ કયા કયા ગુણઠાણામાં કેવા કેવા પ્રકારની વિશિષ્ટ દશા ભોગવે છે. વગેરે પ્રસંગોનું વર્ણન જોઈએ.

મહાનુભાવો ! શાસ્ત્રકારો, તત્વજ્ઞાનીઓ અને આત્મ-તત્વના ઉપાસકો આ સંસારને આત્માના માટે એક મહાન્

કલ્યાણનો વિચાર ન કરો તો આના કરતાં બીજો કયો વધારે સારો યોગ તમને મળશે કે જ્યારે તમો તમારા આત્માનું કલ્યાણ સાધી શકશો ?, યાદ રાખો કે **શુભયોગ વારંવાર મળતા નથી !** અને આવેલા પ્રસંગને ગુમાવી દેનારના નસીબમાં, માથે હાથ દઈને રોયા સિવાય કશું બાકી નથી રહેતુ ! માટે મહાનુભાવો ! હજુયે ચેતો, જાગો અને તમારા આત્મકલ્યાણ માટે તૈયાર થાઓ. આ **ઝાંઝવાના નીર સમા સંસારની મોહકતામાં ફસાયા તો યાદ રાખજો કે તમારો સિંહ સમાન બળવાન્ આત્મા એક શિયાળ કરતાં પણ વધારે નમાલો અને કંગાલ બની જશે !** એ સિંહને જગાડવામાં તમારૂં શાશ્વત કલ્યાણ છે, અને એ **આત્મારૂપી સિંહની ગર્જનાઓમાં જ કર્મરૂપ શિયાળીયાનો નાશ રહેલો છે !** આત્મા જાગશે ત્યારે સંસારના પાયા થરથરવા માંડશે ! આત્માનો વિજય એ અખંડ અને શાશ્વતો વિજય છે. મહાનુભાવો ! મહાન્ બળવાન સિંહ સમાન તમારા આત્માને જગાડો અને તમારૂં કલ્યાણ સાધો ! ! !



સાધન તરીકે મનુષ્ય જન્મને ગણવામાં આવેલ છે દેવપણું એ કોઈ અપેક્ષાએ મનુષ્યપણા કરતાં જરૂર ચઢિયાતું ગણવામાં આવેલ છે. પરંતુ તે તો કેવળ-લગભગ ઐહિક સુખવૈભવ અને સાંસારિક આનંદ વિલાસની દૃષ્ટિએજ: એટલે કે કેવળ ભૌતિક દૃષ્ટિએજ. જો કેવળ **આધ્યાત્મિક દૃષ્ટિને લક્ષ્યમાં રાખીને આ બન્નેનું નિરીક્ષણ કરવામાં આવે તો નિર્વિવાદપણે મનુષ્યપણું જ સર્વોત્તમ ગણાય !,** દેવપણું ગમે તેટલું ભોગવે છતાં ત્યાંથી સંસારની મુક્તિ ન થઈ શકે. એ તો મનુષ્ય થાય ત્યારેજ બની શકે છે, અને આટલા માટેજ શાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે મનુષ્યપણાને એક ઉચ્ચ-અતિઉચ્ચ અવસ્થા તરીકે ગણવામાં આવેલ છે.

મહાનુભાવો ! એ શાસ્ત્રકાર મહારાજાએ મહાન્ ગણેલ મનુષ્યપણું એ કોઈ ઉધાર લઈ શકાય એવી વસ્તુ નથી કે જેને જીવ મનમાં આવે ત્યારે મેળવી શકે અને મનમાં ફાવે ત્યારે પાછું આપી શકે. એ તો પૂર્વની કોઇ મહાપુણ્યાઇના ફળ રૂપે, નદીઘોળપાષાણ ન્યાયે કરીને, સ્વયં પોતાની મેળેજ મળતી વસ્તુ છે, **અનંત આત્માઓએ આ સાધારણ દેખાતા માનવદેહથી પોતાના આત્માની મુક્તિ મેળવી છે, અનંત આત્માઓ મેળવે છે અને અનંત મેળવશે !!!**

અને આટલા જ માટે એ માનવદેહને મહામૂલ્યવાન્ અને દુર્લભ ગણવામાં આવે છે. સંસારમાં કોઇપણ વસ્તુ એવી નથી કે જેનું મૂલ્ય એના કોઈપણ પ્રકારના ઉપયોગનું નિરીક્ષણ કર્યા વગર થઈ શકતું હોય. ખરી રીતે તો દરેક વસ્તુના

બંધનરૂપ વર્ણવી ગયા છે. જ્યાં સુધી એ સંસાની એને લપ વળગેલી રહે ત્યાં સુધી એ પરમાત્મા બનવાની પરમ શક્તિ-વાળો આત્મા પણ, પાંજરામાં પુરાયેલા મહાન્ બળશાળી કેસરીની માફક, સાવ રાંક અને બળહીન બની રહે છે. એટલા માટે એ આત્મતત્વનો અને એ પરમશક્તિનો સાક્ષાત-કાર કરવા ઈચ્છનાર માણસે સૌથી પહેલાં એ આત્મશક્તિનો અવરોધ કરી રાખનાર સંસારની બેડીના ટૂકડે-ટૂકડા કરી નાખવા ઘટે, અને એટલા જ માટે શાસ્ત્રોમાં એ બેડીને તોડવાના અથવા તો એ સંસાર મહાસમુદ્રને ઓળંગવાના સાધનોનું ખૂબ ખૂબ વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે. એટલે એ તો સાવ દેખીતી વાત છે કે, નાનાથી લઈને મહાન્માં મહાન્ કાર્ય સુધીનું, કોઇ પણ કાર્ય એવું નથી કે જે કોઇ પણ પ્રકારના સાધનોનો ઉપયોગ કર્યા વગર માત્ર એમને એમ સિદ્ધ થઇ શકે એટલે સૌથી પહેલું કાર્ય, દરેક પ્રાણીનું એ જ થાય છે કે આવા ઉત્તમ સાધનોને ગોતી કાઢીને એનો ઉપયોગ શરૂ કરવો. સાધન હશે તો સાધ્ય મળશે. જ્યાં સાધન જ નહિ હોય ત્યાં સાધ્યનો પડછાયો પણ ક્યાંથી મળવાનો? ઝાડ હોય તો જ કેરી મળે એ સાવ દેખીતું સત્ય છે, અને સાધનો બતાવવામાં જ આપણા પવિત્ર શાસ્ત્રોની સફળતા છે!!!

**માનવ દેહ.** એ પરોપકારી શાસ્ત્રકારોએ આ સંસારસમુદ્રને તરવાના જે જે ઉપાયો અને સાધનોનું વર્ણન કર્યું છે. એ બધામાંથી સૌથી પ્રથમ અને સૌથી મહત્વના

સાધન તરીકે મનુષ્ય જન્મને ગણવામાં આવેલ છે દેવપણું એ કોઈ અપેક્ષાએ મનુષ્યપણા કરતાં જરૂર ચઢિયાતું ગણવામાં આવેલ છે. પરંતુ તે તો કેવળ-લગભગ ઐહિક સુખવૈભવ અને સાંસારિક આનંદ વિલાસની દૃષ્ટિએજ: એટલે કે કેવળ ભૌતિક દૃષ્ટિએજ. જો કેવળ **આધ્યાત્મિક દૃષ્ટિને લક્ષ્યમાં રાખીને આ બન્નેનું નિરીક્ષણ કરવામાં આવે તો નિર્વિવાદપણે મનુષ્યપણું જ સર્વોત્તમ ગણાય!,** દેવપણું ગમે તેટલું ભોગવે છતાં ત્યાંથી સંસારની મુક્તિ ન થઈ શકે. એ તો મનુષ્ય થાય ત્યારે જ બની શકે છે, અને આટલા માટે જ શાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે મનુષ્યપણાંને એક ઉચ્ચ-અતિઉચ્ચ અવસ્થા તરીકે ગણવામાં આવેલ છે.

મહાનુભાવો! એ શાસ્ત્રકાર મહારાજાએ મહાન્ ગણેલ મનુષ્યપણું એ કોઈ ઉધાર લઈ શકાય એવી વસ્તુ નથી કે જેને જીવ મનમાં આવે ત્યારે મેળવી શકે અને મનમાં ફાવે ત્યારે પાછું આપી શકે. એ તો પૂર્વની કોઈ મહાપુણ્યાઈના ફળ રૂપે, નદીઘોળપાષાણ ન્યાયે કરીને, સ્વયં પોતાની મેળે જ મળતી વસ્તુ છે, **અનંત આત્માઓએ આ સાધારણ દેખાતા માનવદેહથી પોતાના આત્માની મુક્તિ મેળવી છે, અનંત આત્માઓ મેળવે છે અને અનંત મેળવશે!!!**

અને આટલા જ માટે એ માનવદેહને મહામૂલ્યવાન્ અને દુર્લભ ગણવામાં આવે છે. સંસારમાં કોઈપણ વસ્તુ એવી નથી કે જેનું મૂલ્ય એના કોઈપણ પ્રકારના ઉપયોગનું નિરીક્ષણ કર્યા વગર થઈ શકતું હોય. ખરી રીતે તો દરેક વસ્તુના

મૂલ્યને નિયામક જ એનો ઉપયોગ છે. **જે વસ્તુનો ઉપયોગ જેટલો મહાન્ એટલી જ એ વસ્તુ વધુ મહત્ત્વની !**, ભલે પછી દેખાવમાં એ વસ્તુ ગમે તેવી લાગતી હોય. આજ હિસાબ માનવદેહ માટે છે. **માનવદેહની સાધના અતિ મહાન છે. યાવત્ મોક્ષ મેળવવા સુધીની એ સાધનાની મર્યાદા છે,** અને આજ એ માનવદેહની મહત્તા સમજવીઃ જેટલી સાધના મોટી એટલી મહત્તા પણ મોટી ! ! ! અને તેથી જ એ માનવદેહની પ્રાપ્તિ દુર્લભ એ પણ બહુ જ મુશ્કેલી ભરી છે.

એ મુશ્કેલ કેમ ? ભલા આ માનવદેહની પ્રાપ્તિને આટલી બધી મુશ્કેલ શા માટે માનવામાં આવે છે ? કારણ કે આપણા સામાન્ય સંસારવ્યવહારમાં તો આપણે એજ વસ્તુને મુશ્કેલભરી માનીએ છીએ કે જે યાતો અલભ્ય હોય એટલે કે એ વસ્તુનો સંસારમાં મોટા પ્રમાણમાં અભાવ હોય-યાને-એ વસ્તુ મળતી જરૂર હોય પણ બહુ જ ઓછા પ્રમાણમાં મળતી હોય. જેવી રીતે કે સોનું કે હીરા, ઝવેરાત વિગેરે, અથવા તો એ વસ્તુની માલીકી બીજી કોઈ વ્યક્તિ વિશેષની હોય અને એની પાસેથી બળજબરીથી અથવા એની ખુશામત કરીને એના કઠોર હૈયામાં ઉદારતાની ભાવના, ગમે તેમ કરીને પણ, પ્રગટાવીને એને રીઝવીને મેળવવાની હોય. આ બે પ્રકારમાંથી એક વાત હોય તોજ એક વસ્તુની પ્રાપ્તિમાં મુશ્કેલીનો સામનો કરવો પડે, પણ જ્યાં આમાંથી એક પણ સ્થિતિ વિદ્યમાન ન હોય એટલે કે જે વસ્તુ મોટા

પ્રમાણમાં મળી શકતી હોય અને જેની કોઇપણ વ્યક્તિવિશેષની માલીકી પણ ન હોય તેની પ્રાપ્તિમાં કોઇપણ પ્રકારની મુશ્કેલી નજ સંભવી શકે ? અને મનુષ્યપણું પણ આવા પ્રકારની જ વસ્તુ છે. સંખ્યાની દૃષ્ટિએ શાસ્ત્રોકારોએ મનુષ્યની સંખ્યા ક્રોડ, અબજ કે પરાર્ધ જેટલી ન રાખતાં એના કરતાં ય વધી જાય તેટલી રાખી છે કે સંખ્યાના આંકડા ૨૯ જેટલા રાખવામાં આવ્યા છે એટલે મનુષ્યની સંખ્યામાં તો કોઈપણ પ્રકારની ઉણપ નથી જ દેખાતી ! અને એ મનુષ્યપણાની માલીકી પણ કોઈ વ્યક્તિ વિશેષની નથી જ ! કારણ કે જૈન શાસનમાં કર્તા ઇશ્વર જેવી કોઇ વસ્તુની કલ્પના જ નથી કરવામાં આવી કે જે મનુષ્યપણાની માલીકીને ભોગવી શકે !, આપણા રોજના વ્યવહારમાં તો જરૂર જોઈએ છીએ કે અમુક વસ્તુનો માલીક અમુક માણસ છે- આ દાબડી દેવદત્તની છે: આ પેટી ઉપર યજ્ઞદત્તનો અધિકાર છે. આ મકાન ઉપર ગોપાળની માલીકી ચાલે છે, પણ મનુષ્યપણું એ અમુકની પોતાકી મિલકત છે એવું આપણે કદી સાંભળ્યું નથી. એટલે કે-ટૂંકમાં મનુષ્યપણાની ન તો ઓછપ છે કે ન તો કોઇ વ્યક્તિવિશેષની પોતાની સંપત્તિ છે. છતાં પણ મનુષ્યપણાની પ્રાપ્તિને મુશ્કેલ કેમ ગણવામાં આવી છે ? આ આખાય લાંબા સવાલનો એક ટૂંકો અને સચોટ જવાબ આ સુવર્ણના દૃષ્ટાંતથી સ્હેજે સમજાઇ જશે. જમીન નીચે-ખાણમાં-રહેલા સોનાની દુનિયામાં કશી ખામી નથી. હજારો મણ સોનું બહાર કાઢવામાં આવ્યું છે અને હજીએ નીકળ્યે જ જાય છે;

વ્યક્તિ હોય છે. જેમ ચોરી કે ખુન કરનાર માણસ પોતાના અપકૃત્યનું ફળ પોતાની મેળે જ નથી મેળવતો પણ ન્યાય-મંદિરમાંથી ન્યાયાધીશ એ માણસના કર્મને અનુકૂળ ફળ આપે છે. તેવી જ રીતે અહિં કર્મ અને તેના ફળની બાબતમાં-પણ એ પ્રમાણે જ વ્યવસ્થા છે એટલે કે-કર્મ માણસ-પ્રાણી કરે છે અને તેનું યોગ્ય ફળ ઇશ્વર આપે છે. ગુન્હેગારોને સજા કરવા માટે કાયમ કરવામાં આવેલ ન્યાયાધીશોની માફક કર્મનું ફળ આપનાર તરીકે ઇશ્વરને ન માનવામાં આવે તો સંસારની વ્યવસ્થામાં બહુ જ અસંમજસતા ઉભી થાય!

વળી ફળ આપવાની બાબતમાં પણ ઇશ્વરની પોતાની ઇચ્છા જેવું પણ ખાસ કંઇ નથી હોતું. ખરી રીતે વિચાર કરતાં તો જેવું પ્રાણીનું કર્મ હોય છે તેવું જ ઇશ્વર તેને ફળ આપે છે. એમાં ઇશ્વરને પોતાને મનગમતું કશું હોતું જ નથી. જ્યારે એ ઇશ્વર કરેલા કર્મ પ્રમાણે ફળ આપે છે તો સંસારની વ્યવસ્થા જાળવતા ન્યાયાધીશની માફક એને કર્મના ફળ આપનાર તરીકે સ્વીકારવામાં પણ કશી અડચણ ન જ હોય!

કરેલા કર્મ જો કોઇને ઉધાર આપેલી થાપણ જેવી વસ્તુ છે. ગમે ત્યારે પણ એ થાપણ પાછી મળે જ છે, અને એમાં કશો પણ વધારો ઘટાડો પણ નથી થતો. એટલા જ માટે ઇશ્વરને કર્તા તરીકે માનવામાં કશી હરકત નથી આવતી.

હવે જરા આનો જવાબ સાંભળો-સૌથી પહેલાં એ વાત સમજી જઇએ કે-ઇશ્વર સંબંધી કોઇ પણ પ્રકારનો વિચાર એ એક આધ્યાત્મિક વિચાર છે, નહિ કે ભૌતિક. એટલે

જ્યારે જ્યારે ઇશ્વર સંબંધી કોઈ પણ પ્રકારનો વિચાર કરવામાં આવે ત્યારે એ ભૌતિક વિચારણાને સદંતર વેગળી રાખીને, કેવળ આધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી જ એ વિચાર ચલાવવો જોઇએ. જો ભૌતિક દૃષ્ટાંત અને દલીલો ઉપર આધ્યાત્મિક સવાલોનો નિર્ણય કરવામાં આવે તો તો કોઈ પણ આધ્યાત્મિક સિદ્ધાંત પોતાની મૌલિકતા સિદ્ધ કરી શકે કે કેમ-અને પોતાનું અસ્તિત્વ કાયમ રાખી શકે કેમ-એ શંકાભર્યું છે. એટલે ચોરીના ગુન્હા અને કોર્ટ, કચેરીના દૃષ્ટાંતથી ઈશ્વરને ફળ આપનાર માનવો એ સાવ ભૂલભરેલું છે. આપણા સંસારવ્યવહારમાં એવા પણ કેટલાય કાર્યો છે કે જેનું ફળ આપણને-દલાલ તરીકેની કોઇ પણ બીજી વ્યક્તિની ઉપસ્થિતિ વગર જ-સીધે સીધું મળી જાય છે. દાખલા તરીકે સળગતી આગ. તમે ભૂલથી એ અંગારા ઉપર પગ મૂકો અને તરત જ તમને એનું ફળ મળી જવાનું, તમે ભૂલથી વીજળીના ખુલ્લા તારને હાથ લગાવો કે તરત જ તમારા શરીરમાં આચકો લાગવાનો જ !, એટલે આવા પરસ્પર વિરોધી સિદ્ધાંતોનું પોષણ કરી શકે એવા દૃષ્ટાંતોનો દુનીયામાં તોટો નથી, પણ **કેવળ બાહ્ય દૃષ્ટાંતો ઉપર જ જો કોઇ સિદ્ધાંત કાયમ કરવામાં આવે તો તે સિદ્ધાંત કદી** પણ સ્થિર થઈ શકતો નથી. એટલે ઇશ્વરના કર્તાપણાનો વિચાર પણ આવો ઉપર ચોટીયા દૃષ્ટાંતો ઉપરથી જ ન કરતાં સાવ સ્વતંત્ર રીતે અને કેવળ તાત્વિક દૃષ્ટિથી જ કરવો જોઇએ.

ઇશ્વરને કર્તા તરીકે માનનારાઓ પણ એ વાતનો તો

બીજી તરફ એ જમીનની ખાસ કોઈની માલીકી પણ નથી હોતી અને હોય તો પણ એ જમીન મેળવવાનું મુશ્કેલ નથી. છતાં દુનિયામાં કેટલા માણસો સોનું કાઢી શકે છે? કરોડની સંખ્યાવાળા માનવસમુદાયમાંથી ગણ્યાગાંઠ્યા મુઠીભર માણસો જ એ કાર્યમાં સફળતા મેળવી શકે છે. કારણ કે એમાં ઘણા મહાન્ મહાન્ સાધનોની અપેક્ષા રહે છે. ઘડી ઘડીમાં નવી નવી યુક્તિઓ શોધી શકે એવા ફળદ્રુપ ભેજાની જરૂરત રહે છે; સફળતાને જોઈને ગાંડા ન બની જવાનું અને અફળતાનો આસ્વાદ થતા ભગ્નહૃદય નહિ થવાનું મહાન્ મનોબળ જોઈએ છીએ; અવિરત પરિશ્રમ કરવાની અને તાઢતડકા વેઠવાની શરીર શક્તિ જોઈએ છે; અને આ બધાય ઉપરાંત એ કાર્યમાં જરૂરી પડતા પૈસા વેરવાની આર્થિક યોગ્યતા જોઈએ છે. જ્યારે આ બધાય બાહ્ય સાધનો આવી મળે ત્યારે જ એ સુવર્ણની પ્રાપ્તિ શક્ય બને છે. જ્યારે સુવર્ણ જેવી ભૌતિક વસ્તુને મેળવવામાં આટલી બધી મહેનત ઉઠાવવી પડે છે તો મનુષ્યપણારૂપ મહાન્ વસ્તુની સિદ્ધિમાં અનેક સામગ્રીઓની જરૂરત પડે એમાં શી નવાઈ? કેટલુંય પુણ્ય સંચિત કર્યું હોય; કેટલીય શુભ પ્રવૃત્તિઓ આદરી હોય અને કેટલુંય તપ કર્યું હોય ત્યારે આ મનુષ્યપણું પ્રાપ્ત થાય છે, અને આટલા જ માટે એને મુશ્કેલ માનવામાં આવે છે.

એ પ્રશ્ન શા માટે? બાકી-એ માનવદેહની પ્રાપ્તિ એક તરફથી આટલી બધી મુશ્કેલી ભરી હોવા

છતાં એ આપવા લેવાનો અધિકાર, બીજા દર્શનકારોની માફક, જૈનશાસ્ત્રે કોઇ વ્યક્તિવિશેષને આપી નથી રાખ્યો કે જે મનમાં આવે તેને અને મનમાં આવે ત્યારે આપે અને પાછું પોતાનો વિચાર તરંગ ઉઠતાં છીનવી લ્યે!, પ્રાણીએ કરેલા કર્મ અને એ કર્મના બદલારૂપે પ્રાણીને મળવાનું ફળઃ આ બે વસ્તુઓ (કર્મ અને ફળ) વચ્ચે દલાલીનું **કામ કરનાર વ્યક્તિ તરીકે ઇશ્વરને વચમાં પાડવાની મૂર્ખતા જૈનશાસ્ત્રકારોએ કરી જ નથી.** ખરેખર ઇશ્વરને જગતકર્તા તરીકેનું લફરૂં વળગાડીને એ અન્ય દર્શન. કારોએ ઇશ્વરને ગળે એક મહાન્ આફત જ વળગાડી દીધી છે, કે જે આફતનો ગંભીરપણે વિચાર કરતાં કેવળ એવા ઇશ્વર માનનારા માટે ભાવદયાની લાગણી જ ઉત્પન્ન થાય છે; એટલું જ નહિ. પણ બહુ બારીક દૃષ્ટિથી તપાસતાં તો એ ઇશ્વરમાંથી ઇશ્વરપણાનો જ નાશ થઇ જાય છે. એટલે પેલી "હવેલી લેતાં ગુજરાત ખોઇ" ની કહેવત જેવું પરિણામ આવે છે!

જરા આ વસ્તુ વધુ સ્પષ્ટતાથી સમજીએ-જે લોકો ઇશ્વરને કર્તા તરીકે માને છે તેઓનું કહેવું છે કે-કર્મ કરવા એ જીવની પોતાની મરજીની વાત છે. એ પોતાના મનમાં આવે તેવા પ્રકારના કર્મો કરે. સારા ય કરે અને ખોટા ય કરે, પણ એ કર્મને અનુકૂળ ફળ મેળવવા માટે જીવ સ્વતંત્ર નથી. એ કર્મોનું ફળ એ પોતાની મરજીમાં આવે તેમ નથી મેળવી શકતો, પણ એ કર્મને અનુકૂળ ફળ આપનાર કોઇ જુદી જ

વ્યક્તિ હોય છે. જેમ ચોરી કે ખુન કરનાર માણુસ પોતાના અપકૃત્યનું ફળ પોતાની મેળે જ નથી મેળવતો પણ ન્યાય-મંદિરમાંથી ન્યાયાધીશ એ માણુસના કર્મને અનુકૂળ ફળ આપે છે. તેવી જ રીતે અહિં કર્મ અને તેના ફળની બાબતમાં-પણ એ પ્રમાણે જ વ્યવસ્થા છે એટલે કે-કર્મ માણુસ-પ્રાણી કરે છે અને તેનું યોગ્ય ફળ ઇશ્વર આપે છે. ગુન્હેગારોને સજા કરવા માટે કાયમ કરવામાં આવેલ ન્યાયાધીશોની માફક કર્મનું ફળ આપનાર તરીકે ઇશ્વરને ન માનવામાં આવે તો સંસારની વ્યવસ્થામાં બહુ જ અસંમજસતા ઉભી થાય!

વળી ફળ આપવાની બાબતમાં પણ ઇશ્વરની પોતાની ઇચ્છા જેવું પણ ખાસ કંઇ નથી હોતું. ખરી રીતે વિચાર કરતાં તો જેવું પ્રાણીનું કર્મ હોય છે તેવું જ ઇશ્વર તેને ફળ આપે છે. એમાં ઇશ્વરને પોતાને મનગમતું કશું હોતું જ નથી. જ્યારે એ ઇશ્વર કરેલા કર્મ પ્રમાણે ફળ આપે છે તો સંસારની વ્યવસ્થા જાળવતા ન્યાયાધીશની માફક એને કર્મના ફળ આપનાર તરીકે સ્વીકારવામાં પણ કશી અડચણ ન જ હોય!

કરેલા કર્મ જો કોઇને ઉધાર આપેલી થાપણ જેવી વસ્તુ છે. ગમે ત્યારે પણ એ થાપણ પાછી મળે જ છે, અને એમાં કશો પણ વધારો ઘટાડો પણ નથી થતો. એટલા જ માટે ઇશ્વરને કર્તા તરીકે માનવામાં કશી હરકત નથી આવતી.

હવે જરા આનો જવાબ સાંભળો-સૌથી પહેલાં એ વાત સમજી જઇએ કે-ઇશ્વર સંબંધી કોઇ પણ પ્રકારનો વિચાર એ એક આધ્યાત્મિક વિચાર છે, નહિ કે ભૌતિક. એટલે

જ્યારે જ્યારે ઈશ્વર સંબંધી કોઈ પણ પ્રકારનો વિચાર કરવામાં આવે ત્યારે એ ભૌતિક વિચારણાને સદંતર વેગળી રાખીને, કેવળ આધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી જ એ વિચાર ચલાવવો જોઈએ. જો ભૌતિક દૃષ્ટાંત અને દલીલો ઉપર આધ્યાત્મિક સવાલોનો નિર્ણય કરવામાં આવે તો તો કોઈ પણ આધ્યાત્મિક સિદ્ધાંત પોતાની મૌલિકતા સિદ્ધ કરી શકે કે કેમ-અને પોતાનું અસ્તિત્વ કાયમ રાખી શકે કેમ-એ શંકાભર્યું છે. એટલે ચોરીના ગુન્હા અને કોર્ટ, કચેરીના દૃષ્ટાંતથી ઈશ્વરને ફળ આપનાર માનવો એ સાવ ભૂલભરેલું છે. આપણા સંસારવ્યવહારમાં એવા પણ કેટલાય કાર્યો છે કે જેનું ફળ આપણને-દલાલ તરીકેની કોઈ પણ ત્રીજી વ્યક્તિની ઉપસ્થિતિ વગર જ-સીધે સીધું મળી જાય છે. દાખલા તરીકે સળગતી આગ. તમે ભૂલથી એ અંગારા ઉપર પગ મૂકો અને તરત જ તમને એનું ફળ મળી જવાનું, તમે ભૂલથી વીજળીના ખુલ્લા તારને હાથ લગાવો કે તરત જ તમારા શરીરમાં આચકો લાગવાનો જ !, એટલે આવા પરસ્પર વિરોધી સિદ્ધાંતોનું પોષણ કરી શકે એવા દૃષ્ટાંતોનો દુનીયામાં તોટો નથી, પણ **કેવળ બાહ્ય દૃષ્ટાંતો ઉપર જ જો કોઈ સિદ્ધાંત કાયમ કરવામાં આવે તો તે સિદ્ધાંત કદી** પણ સ્થિર થઈ શકતો નથી. એટલે ઈશ્વરના કર્તાપણાનો વિચાર પણ આવો ઉપર ચોટીયા દૃષ્ટાંતો ઉપરથી જ ન કરતાં સાવ સ્વતંત્ર રીતે અને કેવળ તાત્વિક દૃષ્ટિથી જ કરવો જોઈએ.

ઈશ્વરને કર્તા તરીકે માનનારાઓ પણ એ વાતનો તો

સ્વીકાર કરે જ છે કે ઇશ્વર કોઇપણ જીવને પોતાને ગમે તેવું ફળ નથી આપતો; પણ જેવા પ્રકારનું કર્મ એ જીવે કર્યું હોય, તેવા પ્રકારનું ફળ તેને આપે છે. જીવ પોતાની મેળે જ કર્મ કરે છે એ વાત તો આપણે જેમ માનીએ છીએ તેવી જ રીતે એ લોકો પણ માને છે. હવે માત્ર વિચારવાનું એજ રહે છે કે-એ કર્મનું ફળ આપવા માટે ઇશ્વર જેવી દલાલી કરનાર વ્યક્તિની જરૂર ખરી કે કેમ ?, સૌથી પહેલાં એ જાણવું જોઇએ કે-જીવ જે કર્મ બાંધે છે અને એ કર્મનું એ જે ફળ મેળવે છે; એ ફળ આપવામાં બીજા જીવો ભાગ ભજવે છે ?, એટલે કે **એક જીવ પોતાના કરેલા સારા અથવા ખરાબ કર્મોનું ફળ બીજા જીવોના આધારે જ મેળવે છે !** કદાચ ઉપલક દૃષ્ટિથી આ વિચાર અધુરો લાગે ખરો, છતાં બારીક દૃષ્ટિએ વિચાર કરતાં આ વાત બીલકુલ સાચી લાગે છે.

સમજો કે-એક માણસે એક કર્મ કર્યું; હવે એ કર્મનું જ ફળ એવું આવે છે કે દેવદત્ત એ માણસના પુત્ર તરીકે જન્મ લેવો, અને સમજો કે દેવદત્તે એ માણસના પુત્ર તરીકે પોતાના બીજા ભવમાં જન્મ પણ લીધો જ. હવે આ વસ્તુનો આટલા પુરતો જ વિચાર કરીએ અને કહીએ કે ઇશ્વરે વચમાં પડીને દેવદત્તને એ માણસના પુત્ર તરીકે ઉત્પન્ન કર્યો તો ઇશ્વરને-પેલા ગુન્હાની સજા કરનાર ન્યાયાધીશની માફક-કર્તા માનવામાં મન લલચાય ખરૂં !,

પણ આજ પ્રશ્નની ઢાલની બીજી બાજુ તપાસશો તો

બધી વસ્તુ આપો આપ સમજાઈ જશે અને કર્તા તરીકે ઈશ્વર જેવી વસ્તુની કલ્પના પણ નહિ કરવી પડે. એ વસ્તુ આ છે:-જેમ પેલા માણસે દેવદત્ત એના પુત્ર તરીકે ઉત્પન્ન થાય એવા પ્રકારનું કર્મ કર્યું હતું તેવી રીતે દેવદત્તે પણ કોઇ એવું કર્મ કર્યું હતું કે નહિ કે જેના ફળરૂપે એને પેલા માણસના પુત્ર તરીકે ઉત્પન્ન થવું પડયું ?, આ આખા ય પ્રશ્નની ખરી જડ અહિં જ રહેલી છે. જો દેવદત્તે એવા પ્રકારનું કોઈ કર્મ કર્યું જ ન હતું તો તો એ કર્તા ઇશ્વરને શું અધિકાર હતો કે કોઇપણ જાતના દેવદત્તના કર્મ વગર જ એને પેલા માણસના પુત્ર તરીકે ઉત્પન્ન કરે, અને જો દેવદત્તે એવું કર્મ કર્યું જ હતું કે જેના ફળરૂપે એ પેલા માણસના પુત્ર તરીકે ઉત્પન્ન થાય છે. તો પછી ઈશ્વરની વચમાં જરૂર જ શી રહી, એક એના પિતા તરીકેનું કર્મ કર્યું અને બીજાએ એના પુત્ર તરીકે ઉત્પન્ન થવાનું કર્મ કર્યું. બસ ખતમ; વાત આપોઆપ પતી ગઈ, અને કામ પણ આપો આપ થઈ ગયું. હવે બાકી કયું કાર્ય રહ્યું કે જે માટે ઇશ્વરને નિરર્થક વચમાં નાખવાની કલ્પના કરવી !, જે કાર્યનું ફળ કર્તાને આપોઆપ જ પેલા અગ્નિ ઉપર પડેલા પગની માફક મળી જતું હોય; ત્યાં સજા કરનાર ન્યાયાધીશની કલ્પના કેટલી બધી પાયા વગરની અને હાસ્યાસ્પદ છે !.

આજ વસ્તુના સમર્થનમાં આપણે અનેક દૃષ્ટાંતો અને દલીલો આપી શકીએ સંસારની દરેક વસ્તુઓ અમુક અંશે

કાર્ય રૂપ હોય છે અને અમુક અંશે કારણરૂપ હોય છે, અને આટલા જ માટે સંસારનો કોઇ કર્તા નથી અને સંસાર અનાદિનો છે. અગર કેવળ કાર્ય રૂપ જ એક વસ્તુ હોય, યા માત્ર કારણરૂપ જ હોય તો તો ઈશ્વરની કદાચ કલ્પના કરવી પડે, પણ જ્યાં એમ નથી ત્યાં એવી કલ્પના કરીને ઇશ્વરના પવિત્ર નામને કલંક શા માટે લગાડવું ?, વળી કાયદાનો આશ્રય લઇને જે કાર્ય કરવામાં આવે છે તેમાં માણસ ગુન્હેગાર ઠરતો નથી. જેમ એક માણસે ખૂન કર્યું: એને પોલીસે પકડયો: એના ઉપર કેસ ચાલ્યો. અને એને ફાંસીની સજા થઈ. વસ્તુ સ્થિતિ એ છે કે આ માણસે ખૂન કર્યું હતું; અને "પ્રાણના સાટે પ્રાણ" એ ન્યાય પ્રમાણે એને ફાંસીની સજા થઇ. હવે બીજી તરફ એ ફાંસીના હુકમનો અમલ કરનાર જલ્લાદ એ માણસને ફાંસીએ લટકાવીને મારી નાખે છે. છતાં એ જલ્લાદ ઉપર કેસ કેમ નથી ચાલતો ?, એટલા જ માટે કે એણે કોર્ટના હુકમ પ્રમાણે કામ કર્યું હતું. હવે આ તરફ જો ગોપાલે ઈશ્વરની પ્રેરણાથી યજ્ઞદત્તને ઘા મારી તો પછી પેલા જલ્લાદની માફક જ, એને પણ એ થપ્પડ મારવાનું ફળ શા માટે મળવું જોઇએ !, જો ઇશ્વરની પ્રેરણાથી જ એ કાર્ય થયું હોય તો એમાં ફળ મેળવવાનું રહે જ નહિ, છતાં એને ફળ મળે જ છે, એ વાતનો કોઇનાથી પણ ઇન્કાર થઈ શકે એમ નથી. એટલે-ઉલટું ઇશ્વરને કર્તા માનવામાં તો સંસારની વ્યવસ્થા જળવાવાના બદલે ઉલટી ગડબડ જ પેદા થાય છે.

કારણ કે ઇશ્વરને કર્તા માનનાર દરેકે માનવું પડશે કે જીવ જે કંઈ સારૂં ખોટું કાર્ય કરતો રહે છે તેની પાછળ ઇશ્વરનો જ હાથ, અને ઇશ્વરની જ પ્રેરણા રહેલી છે, અને એ ઇશ્વરની પ્રેરણા પ્રમાણે કામ કરનાર પોતે શા માટે દુઃખી થાય ?, અથવા એને શા માટે પોતાના દુનીયાની દૃષ્ટિએ અપકૃત્યરૂપ દેખાતા કાર્યનું ફળ મળવું જોઇએ ?; આ પ્રમાણે જ એક કસાઇ બકરીને મારે છે; એક માણસ ચોરી કરે છે; એક વ્યભિચાર કરે છેઃ ભલા શું આ બધાની પાછળ ઇશ્વરની મરજી રહેલી છે ?, અને જો નથી, તો પછી બીજાની પાછળ છે, એમ પણ કેમ કુહેવાય ?, સારામાં ઇશ્વર અને ખરાબમાં કોઇ નહિ એ તો પેલા "બાર હાથના ચીભડા અને તેર હાથના બીજ" જેવી વાત થઈ. ક્રિયા એ ક્રિયા જ છે. અગર એક ક્રિયા પાછળ ઇશ્વરનો હાથ હોય તો દરેકની પાછળ એ હોવો જ જોઇએ ? અગર એક પાછળ નથી તો કોઇની પાછળ નથી, અને સંસારની સારી વ્યવસ્થાનો વિચાર કરતાં એમાં એવી કોઇ કર્તા ઈશ્વર નામની વ્યક્તિ માનવાની જરૂર જ રહેતી નથી. વળી **જે ઇશ્વર રાતદિવસ એક બીજા જીવોનો હિસાબ રાખવામાં જ મશગુલ હોય એ ઇશ્વરમાં આદર્શ જેવું છે જ શું ? કે જે મેળવવા માટે** ઇશ્વરની ઉપાસના કરાય ?, એટલે એવા પ્રકારનો ઇશ્વર માનવો એના કરતાં તો ઇશ્વર ન માનવો એજ સારૂં છે. **એવો ઇશ્વર માનવાથી શું વળવાનું હતું !.**

પરસ્પરનો બદલો. આ તો થઇ ઇશ્વરને કર્તા માનવાની વાત ! હવે જરા પરસ્પર બદલાનો સિદ્ધાંત વિચારીએ :--સામાન્ય જનતાની માન્યતા એવી છે કે જો આપણે એક જીવને આ ભવમાં હેરાન કરીએ તો બીજા ( ગમે તે ) ભવમાં એ જ જીવ આપણે એને જે દુઃખ આપ્યું હોય છે. તેનો બદલો લે છે. આ વસ્તુ એક માન્યતા માત્ર જ છે, અને જો માન્યતા તરીકે જ માત્ર એમ કહેવામાં આવે તો તે જુદી વાત છે. બાકી સિદ્ધાંતની બારીક દૃષ્ટિએ તો એ વાત પણ ઉપર ઉપરની કલ્પના માત્ર જ છે. એમાં કોઇ પ્રકારનો **આધ્યાત્મિક સિદ્ધાંત** નથી રહ્યો, અગર પરસ્પરના સિદ્ધાંતને જ વળગી રહીએ અને એના આધારે જ જગતના સર્વ વ્યવહારની વ્યવસ્થા કરીએ, તો તો જે જીવ ચરમશરીરી હોય, તદ્ભવમોક્ષગામી હોય, તેવા તીર્થંકર, ગણધર. કેવળી જેવા પરમપુરુષોને દુઃખ આપવાથી આપણને જરા પણ પાપ ન થવું જોઇએ, કે જે પાપના બદલા રૂપે આપણને દુઃખનો અનુભવ કરવો પડે. કારણ કે એ ચરમશરીરી પુણ્યાત્માઓ તો આ સંસારમાંથી સદાને માટે મુક્તિ મેળવી લેવાના, અને મુક્તિમાં પહોંચ્યા પછી કોઈપણ પ્રકારના કર્મના અભાવે; પોતાને જે જીવોએ દુઃખ પહોંચાડયું હતું તે જીવોને કદીપણ દુઃખ આપવા નહિ જવાના !, પણ આ વાત આપણને (જરાપણ પાપ નહી થાય માટે) કે કોઈ પણ વિચારક માણસના ગળે નહિ જ ઉતરવાની ! દરેક ઠેકાણે એજ વસ્તુ કહેવામાં આવે છે એ મહાપુરુષોને આપેલ દુઃખોનું પણ દરેક જીવને ફળ ભોગવવું જ પડે છે, અને આ વસ્તુ આમ આ પ્રમાણે

કહેવાવી જ જોઈએ. નહિ તો દુનિયામાં એક મહાન્ અનર્થકારી સિદ્ધાંતનો પ્રચાર થઈ જાય. એટલા જ માટે તમારે બરાબર સમજી રાખવું કે એ **પરસ્પર બદલાનો સિદ્ધાંત પણ કોઇ મૌલિક કે તાત્ત્વિક સિદ્ધાંત નથી પણ માત્ર માણસોએ પોતાની વ્યાપાર પ્રિયવૃત્તિથી ઉપજાવી કાઢેલ માન્યતા-કલ્પના માત્ર છે !!!**

સાચો સિદ્ધાંત! ભલા ત્યારે એક તરફ ઈશ્વર કોઇ પણ પ્રકારનું ફળ આપતો નથી,

બીજી તરફ એક જીવ બીજા જીવ ઉપર પોતાનો બદલો વાળતો નથી તો પછી સંસારની વ્યવસ્થા શી રીતે થવાની?,

દરેક પ્રાણીને પોતાની સારી ખોટી કરણીનું ફળ કઈ રીતે મળવાનું ?,

એક જીવ કઇ ભાવનાથી પ્રેરાઇને પાપાચારના સેવનથી અળગો રહી શકે ?,

મહાનુભાવો! આ અટપટા દેખાતા તમામ પ્રશ્નોનો જવાબ જૈનશાસ્ત્રકાર બહુ જ સારી રીતે આપે છે. શાસ્ત્રકારો ફરમાવે છે કે-દરેક પ્રાણીને પોતાના આચરણોનો બદલો ન તો ઇશ્વર મારફત મળે છે કે ન તો પરસ્પરના બદલાના સિદ્ધાંત પ્રમાણે મળે છે; પણ એને **પોતાની કરણીનું ફળ કર્મના સ્વતંત્ર ફળ તરીકેના સિદ્ધાંતના આધારે મળે છે.** જીવ જેવા પરિણામથી જેવા પ્રકારના કર્મોનો બંધ કરે છે, એ બંધના જ કારણે એ આગળ ઉપર એનું

ફળ મેળવી લે છે. એટલે આમ ખરી ખોટી કરણીના ફળનો આધાર બંધ ઉપર જ રહેલો છે. અમુક પ્રકારનો બંધ કર્યો એટલે એનું ફળ મળવું જ જોઇએ. પછી તે ગમે તે પ્રકારે મળી રહે છે. જૈનદર્શનની સ્પષ્ટ માન્યતા એ છે કે-કર્મ **કર્મના સ્વભાવે જ થાય છે અને ફળ પણ કર્મના સ્વભાવે જ થાય છે.** પહેલાંના કર્મના સ્વભાવે તમે પ્રયત્ન કરો: એ પ્રયત્નમાં જ અમુક કર્મોનું ફળ રહેલું હોય છે, અને એજ પ્રયત્ન કરતાં નવાં કર્મોનો બંધ થાય છે, યાવત્ નવા જન્મનો અંકુર રોપાય છે. વળી પાછો આગળ વધે એટલે નવા કર્મ મળે છે. આમ નવા કર્મ અને નવો જન્મ-આ સ્થિતિ બની જાય છે. અને આ પ્રમાણે સંસારની ઘટમાળ સાંકળની માફક જોડાઈ રહે છે! કેવો સુંદર સિદ્ધાંત! ન તો પરમેશ્વરને વચમાં પાડવાની જરૂર કે ન બીજા જીવને બોલાવવાની આવશ્યકતા!, બધી વસ્તુ સ્વાભાવિક રીતે આપોઆપ થઇ જાય, અને જ્યાં **દરેક વસ્તુ પોતાના સ્વભાવ પ્રમાણે જ બનતી હોય તે જ સિદ્ધાંત સાચો સિદ્ધાંત ગણી શકાય!**, આવો ઉત્તમ સિદ્ધાંત જગત્ સમક્ષ મૂકવામાં જ જૈનશાસ્ત્રકારોની મહત્તા-વિશિષ્ટતા એવં સત્યતા રહેલી છે. આ વિચાર કોઈ પણ વિચારકની વિચારસરણીની સરાણ ઉપર સાચો ઠરે એમ છે, એમાં જરા પણ શક નથી. સાચું તે સાચું જ ઠરે! હીરો હીરો જ રહે!!!

આત્મા શા માટે? ભલા જો-ઉપર કહ્યું તે પ્રમાણે-કર્મ પણ કર્મથી જ થાય અને ફળ પણ

કર્મથી જ થાય તો પછી જીવને શું કરવાનું બાકી રહ્યું ? ઉલટું આ પ્રમાણે કર્મ, જન્મની પરંપરા માનવામાં તો આત્મા બકરીના ગળાના આંચળ જેવો અન્યથા સિદ્ધ માનવો પડશે, એટલું જ નહિ પણ એ આંચળો જેમ સુખના બદલે દુઃખરૂપ પરિણમે છે (–કારણ કે બકરીને પકડવી હોય તો એ આંચળથી સહેલાઈથી પકડી શકાય છે–) એજ પ્રમાણે એ આત્મા પણ આપત્તિરૂપ થઈ જાય છે. એમ માનવામાં આત્માને બીચારાને કર્મજન્મની ગડમથલમાં વચમાં નિરર્થક અથડાવું પડે છે અને કેવળ દુઃખના જ ભાગીદાર બનવું પડે છે. તો પછી એવા આત્માને માનીને ફાયદો શું ?,

મહાનુભાવો ! આ વસ્તુનો જરા વધારે ઉંડા ઉતરીને વિચાર કરો !, આમ કેવળ ઉપલક દૃષ્ટિથીજ આનો નિર્ણય ન કરશો. ઉપર શાસ્ત્રકાર કહી ગયા કે કર્મથી જન્મ, જન્મથી કર્મ, આમ જન્મ કર્મની પરંપરા, બીજ અને અંકુરની પરંપરા જેવી ચાલ્યા કરે છે !, જેવું બીજ હોય તેવો અંકુર ઉગે છે. ઘઉંના બીજથી ઘઉંનો જ અંકુર નીકળવાનો. એમાંથી કદી પણ બાજરીનો અંકુર નીકળ્યો સાંભળ્યો છે ખરો ?, આમ એક તરફ બીજ અને અંકુર પોતપોતાના સ્વભાવે જરૂર ચાલ્યા જાય છે, પણ બીજી તરફ એ બીજને રોપનાર ખેડુત અને એનું પોષણ કરનાર પાણીનો પણ એ અંકુર ઉગવામાં જે હિસ્સો છે એનો ઇન્કાર કોણ કરી શકે ?, વળી એ બીજ વાવવાના સારા યા ખોટા પાકનો ભાગીદાર પણ એ ખેડુત જ થાય છે ને ?, તેજ પ્રમાણે જન્મકર્મની પરં-

પણ સાથે સાથે એ પણ ખરૂં જ કે-એ કઠિન છે કે સુગમ છે, ગમે તે છે, આત્માર્થી માણસે એ કાર્ય કરવું જ જોઇએ. અન્યથા આત્મદર્શનનું સ્વપ્નું પણ દૂર રહેવાનું! અને વળી જગત્નું કયું એવું મહાન્ કાર્ય છે કે જેની સિદ્ધિમાં અનેક આપત્તિઓનો સામનો ન કરવો પડતો હોય, અનેક ઉપાધિઓ ન વહોરવી પડતી હોય, દુઃખના દરીયામાં ન પડવું પડતું હોય !, કે સતત પરિશ્રમ ન કરવો પડતો હોય !, જ્યારે જગતની સાંસારિક અને ક્ષણભંગુર વસ્તુઓની પ્રાપ્તિ માટે આટ આટલું સહન કરવું પડેઃ તો પછી આત્મદર્શનનું કાર્ય કે જેના કરતાં જગત્ભરમાં કોઇપણ કાર્ય વધુ મહત્વવાળું નથી, તેની સિદ્ધિ અગર કઠિન-અતિ કઠિન હોય તો તેમાં ન બનવા જેવું શું છે !,

જ્યાં સુધી આત્મા એ મુક્તિમાર્ગની કઠિનતાનો જ વિચાર કરીને કર્મના બંધનો તોડવા તૈયાર નહિ થાય, ત્યાં સુધી આ ચારગતિક સંસારમાં એને ભમવું જ પડવાનું !, નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચારગતિ, એ આ આત્માની રખડપટ્ટીના રસ્તાઓ છે. એ ચારેમાંની એકે ગતિ એવી નથી કે જે ગતિમાં માત્ર ધર્મી આત્મા જ જન્મ લ્યે. દરેકે દરેક ગતિમાં ધર્મી અને અધર્મી બન્ને પ્રકારના જીવો જ મે છે, એટલે કોઇ પણ ગતિ ધર્મી પ્રાણીઓ માટે રજીસ્ટર થયેલી નથી જ. અવિરતિ મિથ્યાદૃષ્ટિ દેવપણામાં પણ જાય છે અને મનુષ્યપણું પણ પામે છે. નરક અને તિર્યંચપણા માટે તો કહેવું જ શું !,

એટલે કહેવાની મતલબ એ છે કે કોઈ ગતિવિશેષના લીધે સાચા ધર્મીપણાની પ્રાપ્તિનો નિર્ણય નથી થઈ શકતો, પરંતુ **સાચા ધર્મીપણાનો નિર્ણય તો આ અનાદિ સંસારની સાંકળને જેમ બને તેમ ટૂંકી કરવામાંજ રહેલ છે. જેમ જેમ આ સંસારભ્રમણ ઓછું થતું જાય તેમ તેમ વધારે ધર્મીપણું મળ્યું સમજવું, અને એ સંસારબંધનની સાંકળને ટૂંકી કરવામાં સહાયતા આપવી એજ ધર્મનું કાર્ય છે, અને એ કાર્ય કરવામાંજ ધર્મની જડ સમાયેલી છે!,** જેમ સંસાર ઘટે તેમ ધર્મ વધ્યો એમ સમજવાનું છે. એટલે મહાનુભાવો, તમે આ ધર્મનું સાચું રહસ્ય સમજો અને એ પ્રમાણે તમારા કર્મબંધન ઓછા કરવા માટે ઉદ્યમ કરો તોજ તમારા આ માનવદેહનું સાર્થક છે, અને ત્યારેજ તમને ધર્મની ખરી પ્રાપ્તિ થઇ છે એમ સમજજો!

**સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ** પરન્તુ તમે બધા તમારા રોજના અનુભવ ઉપરથી બરાબર સમજતા હશો કે:-ઘણાય માણસો સાચું સમજવા છતાં સાચું આચરણ કરી શકતાં નથી. ઘણીયે વખત મૂળને ઉદ્દેશીને પ્રારંભ કરવામાં આવેલો પ્રયત્ન, ડાળાઓને વળગવામાં અને પાંદડાઓને મેળવવાની તમન્નાથી વેડફી નાખવામાં આવે છે, અને એ પ્રયત્નનું ધાર્યા કરતાં જુદા જ પ્રકારનું પરિણામ આવે છે. **ઘણીય વખત માણસો મૂળ વસ્તુને મેળવવાના પ્રયત્નમાં મૂળને ભૂલીને એના પડછાયાના**

પરામાં પણ જે કંઇ સારૂં ખોટું થતું હોય તેનો માલીક કોઈ થવો જ જોઇએ ને ?, અને માલીક તે આત્મા પોતે જ !, વળી આ તરફ જેમ ખેડુતના હાથમાં એ તાકાત છે જ કે જ્યારે પોતાના મનમાં આવે છે ત્યારે એ બીજને બાળીને ખાખ કરી નાખે છે અને અંકુર ઉત્પન્ન કરવાની તમામ શક્તિ નાશ કરી નાખે છે. એ જ પ્રમાણે **આત્મા પણ જ્યારે પાકો નિશ્ચય કરીને ઉદ્યમ કરે છે ત્યારે એ પણ જન્મકર્મનો સદંતર નાશ કરી શકે છે, અને આમ નાશ કરીને અનાદિથી ચાલી આવતી જન્મકર્મની પરંપરાને તોડી નાખે છે !,** અલબત્ત, જુદા પ્રકારના કર્મ કરવા અને જુદા પ્રકારનું ફળ મેળવવું એ વાતમાં, આત્મા સમર્થ નથી જ ! ખેડુતને પણ ઘઉં વાવીને ઘઉં જ લણવા પડે છે ! પણ એનો નાશ કરવાની સઘળી શક્તિ તો આત્મામાં રહેલી છે, અને એ શક્તિ ફોરવવામાં જ આત્માનો ખરો ઉદ્યમ રહેલો છે. અગર આ શક્તિ માનવામાં ન આવે, તો તો પેલા "अजागलस्तनस्येव" આત્મા પણ નકામો જ ગણાય !, પણ **એ શક્તિના અસ્તિત્વમાં આત્માનું અસ્તિત્વ ઉજ્વળ બને છે !**

**ધર્મની જડ.** મહાનુભાવો ! આ પ્રમાણે આત્મતત્વનું અસ્તિત્વ સ્વીકાર કરવાની સાથે જ તમે સમજી શકયા હશો કે એ આત્મામાં કેટલી શક્તિ સમાયેલી છે. જેમ ખેડુત એ ખેતીનો સર્વ પ્રકારે સ્વામી છે. ચાહે તો એ એનો સદંતર નાશ કરે છે. ચાહે તો સુંદર પાક પેદા

કરે છે. ચાહે તો સુંદર પાક પેદા કરીને જગતના ચરણે ભેટ ધરે છે. તેમ આ આત્માને મનુષ્યપણું મળવું જોઇએ. બસ પછી આત્મા સર્વસત્તાવાળો બની જાય છે. કર્મના જ કારણે એને મનુષ્યપણું મળે છે, કર્મના જ કારણે એને શરીરપર્યાપ્તિ મળે છે, આ બધું ય છતાં એ મનુષ્યપણાને લીધે નવા કર્મ કરતું અટકાવવાની સંપૂર્ણ શક્તિ એમાં રહેલી છે. તે કારગત બને છે. અનેક આત્માઓએ આ સર્વોત્તમ મનુષ્યદેહ ધારણ કરીને અનાદિકાળથી પોતાના પગમાં પડેલી કર્મમહારાજાની બેડીઓની શૃંખલાઓના સહસ્રશઃ ટૂકડા કરીને, પોતાની આત્મસિદ્ધિ મેળવી છે.

'આત્મતત્વ' 'આત્મશક્તિ' અને 'માનવદેહ' આટલી વસ્તુ સમજ્યા પછી ધર્મની જડ ક્યાં છે એ સમજવું હવે કઠિન નથી. અગર સાવ સાદી ભાષામાં ટૂંકામાં સમજવું હોય તો એટલું જ કહેવું બસ થશે કે–**અંકુરાથી બીજ થતું અટકાવવું અને બીજમાંથી અંકુર ઉત્પન્ન કરવાની તાકાત નષ્ટ કરવી!** એટલે કે કર્મથી જન્મ અને જન્મથી કર્મ એ અંકુર બીજ અને બીજ અંકુરની અવિચ્છિન્ન ચાલી આવતી અનાદિની આત્મઘાતક પરંપરાને તોડી પાડવી.

અલબત જે પરંપરા કોઈના પણ કર્યા કરાવ્યા વગર સ્વયંભૂ રીતે અને તે પણ પાછી આજ કાલની નહિ, પરંતુ અનાદિ કાળથી ચાલી આવતી હોય તેને અટકાવવી એ અવશ્ય બહુ જ કઠિન કાર્ય છે.

પણ સાથે સાથે એ પણ ખરૂં જ કે-એ કઠિન છે કે સુગમ છે, ગમે તે છે, આત્માર્થી માણસે એ કાર્ય કરવું જ જોઈએ. અન્યથા આત્મદર્શનનું સ્વપ્નું પણ દૂર રહેવાનું! અને વળી જગતનું કયું એવું મહાન્ કાર્ય છે કે જેની સિદ્ધિમાં અનેક આપત્તિઓનો સામનો ન કરવો પડતો હોય, અનેક ઉપાધિઓ ન વહોરવી પડતી હોય, દુઃખના દરીયામાં ન પડવું પડતું હોય !, કે સતત પરિશ્રમ ન કરવો પડતો હોય !, જ્યારે જગતની સાંસારિક અને ક્ષણભંગુર વસ્તુઓની પ્રાપ્તિ માટે આટ આટલું સહન કરવું પડે: તો પછી આત્મદર્શનનું કાર્ય કે જેના કરતાં જગતભરમાં કોઈપણ કાર્ય વધુ મહત્ત્વવાળું નથી, તેની સિદ્ધિ અગર કઠિન-અતિ કઠિન હોય તો તેમાં ન બનવા જેવું શું છે !,

જ્યાં સુધી આત્મા એ મુક્તિમાર્ગની કઠિનતાનો જ વિચાર કરીને કર્મના બંધનો તોડવા તૈયાર નહિ થાય, ત્યાં સુધી આ ચારગતિક સંસારમાં એને ભમવું જ પડવાનું !, નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચારગતિ, એ આ આત્માની રખડંપટ્ટીના રસ્તાઓ છે. એ ચારેમાંની એકે ગતિ એવી નથી કે જે ગતિમાં માત્ર ધર્મી આત્મા જ જન્મ લ્યે. દરેકે દરેક ગતિમાં ધર્મી અને અધર્મી બન્ને પ્રકારના જીવો જ મે છે, એટલે કોઈ પણ ગતિ ધર્મી પ્રાણીઓ માટે રજીસ્ટર થયેલી નથી જ. અવિરતિ મિથ્યાદૃષ્ટિ દેવપણામાં પણ જાય છે અને મનુષ્યપણું પણ પામે છે. નરક અને તિર્યંચપણા માટે તો કહેવું જ શું !,

એટલે કહેવાની મતલબ એ છે કે કોઈ ગતિવિશેષના લીધે સાચા ધર્મીપણાની પ્રાપ્તિનો નિર્ણય નથી થઈ શકતો, પરંતુ **સાચા ધર્મીપણાનો નિર્ણય તો આ અનાદિ સંસારની સાંકળને જેમ બને તેમ ટૂંકી કરવામાંજ રહેલ છે. જેમ જેમ આ સંસારભ્રમણ ઓછું થતું જાય તેમ તેમ વધારે ધર્મીપણું મળ્યું સમજવું, અને એ સંસારબંધનની સાંકળને ટૂંકી કરવામાં સહાયતા આપવી એજ ધર્મનું કાર્ય છે, અને એ કાર્ય કરવામાંજ ધર્મની જડ સમાયેલી છે!**, જેમ સંસાર ઘટે તેમ ધર્મ વધ્યો એમ સમજવાનું છે. એટલે મહાનુભાવો, તમે આ ધર્મનું સાચું રહસ્ય સમજો અને એ પ્રમાણે તમારા કર્મબંધન ઓછા કરવા માટે ઉદ્યમ કરો તોજ તમારા આ માનવદેહનું સાર્થક છે, અને ત્યારેજ તમને ધર્મની ખરી પ્રાપ્તિ થઇ છે એમ સમજજો!

**સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ** પરન્તુ તમે બધા તમારા રોજના અનુભવ ઉપરથી બરાબર સમજતા હશો કેઃ-ઘણાય માણસો સાચું સમજવા છતાં સાચું આચરણ કરી શકતા નથી. ઘણીયે વખત મૂળને ઉદ્દેશીને પ્રારંભ કરવામાં આવેલો પ્રયત્ન, ડાળાઓને વળગવામાં અને પાંદડાઓને મેળવવાની તમન્નાથી વેડફી નાખવામાં આવે છે, અને એ પ્રયત્નનું ધાર્યા કરતાં જુદા જ પ્રકારનું પરિણામ આવે છે. **ઘણીય વખત માણસો મૂળ વસ્તુને મેળવવાના પ્રયત્નમાં મૂળને ભૂલીને એના પડછાયાના**

ઉપાસક બની જાય છે ! મહાનુભાવો ! આ વાત કંઇ નવી નથી; તમારા બધાના રોજના અનુભવની વાત છે !, ધર્મની બાબતમાં પણ આ વાતમાં અપવાદ નથી થયો. ત્યાં પણ ધર્મારાધનાનો મુખ્ય ઉદ્દેશ અળગો મૂકીને નજીવી વસ્તુઓને મેળવવાની લાલસામાં ધર્મનો ઉપયોગ કરવામાં આવે છે !, ખેડુત ખેતી કરે છે તે ઘાસ માટે કે કડબ માટે નહિ ! ખેતીનો મૂળ ઉદ્દેશ તો અનાજ પેદા કરવાનો જ હોવો જોઇએ. જેમ અનાજ વધારે થાય એમ ખેતી વધારે સફળ. ઘાસ અને રાડા એ તો ખેતીનો આનુષંગિક લાભ છે. એવા આનુષંગિક લાભને કદી પણ મુખ્યપણું ન જ આપી શકાય !; ગમે તેવી સ્થિતિમાં પણ એ તો ગૌણ જ રહેવાનું !, એ જ પ્રમાણે ધર્મમાં પણ **ધર્મનો મુખ્ય ઉદ્દેશ સંસાર ભ્રમણનો નાશ કરવાનો છે** ! બાકી એ ધર્મનું આરાધન કરતાં કદાચ ધનધાન્ય, વૈભવ વિલાસ કે ઋદ્ધિ સમૃદ્ધિ જેવી સાંસારિક વસ્તુઓ આવી મળે તો ધર્મનું આનુષંગિક ફળ ગણવું જોઇએ. નહિ કે ધર્મનું મુખ્ય ફળ, **ધર્મનું મુખ્ય ફળ તો આત્મમુક્તિ જ છે**, વળી જે માણસને ઋદ્ધિ-સમૃદ્ધિની પ્રાપ્તિ થઈ હોય તેનો, ખેતરમાં પૂરવામાં આવતા ખાતરની માફક, ધર્મની વધુ પ્રાપ્તિમાંજ ઉપયોગ કરવાનો હોય છે !, નહિ કે એ મળવાથી ધર્મને સફળ થયો માનીને શાંતપણે-નિષ્ક્રિય થઇને-બેસી રહેવું !, ખાતરને મેળવીને કદીપણ કોઇ ખેડુત સંતોષ માને ખરો કે ?,

વસ્તુસ્થિતિ આમ હોવા છતાં કેટલાય માણસો કેવળ

ઐહિક સુખ માટે જ ધર્મનું આરાધન કરે છે. મુક્તિમાર્ગને તો માત્ર વાતોનો જ વિષય બનાવીને ધનધાન્યાદિકને જ પોતાના ધ્યેયરૂપ માનીને એ મેળવવા માટે જ ધર્મનું સેવન કરે છે, અને આજ ખરો સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિનો ભેદ છે. એક આત્મિક સુખને લક્ષીને ધર્મ કરે છે, બીજો સાંસારિક સુખ માટે ધર્મ કરે છે. એક આત્માને નિર્લેપ, કર્મફળ રહિત અને મુક્ત બનાવવા માટે ઉદ્યમ કરે છે, બીજો દેવેંદ્ર નરેંદ્ર કે એવી પદવીઓ મેળવીને; બસ આ સંસારના સુખવિલાસો ભોગવવાની ભાવનાથી પ્રેરાઇને ધર્મ કરે છે. અલબત્ત ધર્મ બન્ને કરે છે: છતાં બન્નેની ભાવનામાં આટલું મોટું અંતર "यादृशी भावना, सिद्धिर्भवति तादृशी' એટલે જેમન આગે એવું મળે,

મહાનુભાવો ! સંસારમાં ઉંચનીચ, સારા ખરાબ, સાચા ખોટા ગણતા માણસોમાં કોઇ બાહ્ય લક્ષણ નથી હોતું. માત્ર ભાવનાની શુદ્ધિ અશુદ્ધિ ઉપર જ આ બધા ભેદો રચાયેલા છે. સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિમાં પણ એજ સમજવાનું છે. પહેલો માલને ચાહે છે, બીજો બાલર લઇને ખુશ થાય છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો-સાધ્યને સાધ્ય માને તે સમ્યગ્દૃષ્ટિ અને સાધનને કે સાધ્યાભાસને સાધ્ય માને તે મિથ્યાદૃષ્ટિ !

કેવળી સમુદ્ઘાત. મહાનુભાવો ! ધર્મ શું એ તમે સમજ્યા ! મિથ્યાદૃષ્ટિ કોણ અને સમ્યગ્દૃષ્ટિ કોણ એ પણ સમજ્યા ! ધર્મના વિચારમાં શાસ્ત્રકાર મહારાજ

ફરમાવી ગયા કેઃ-ગમે તે સ્થિતિમાં પણ કર્મના સમૂહમાં ઘટાડો કરવાનો ઉદ્યમ કરવો એ જ ખરો ધર્મ છે. આ ધર્મપાલનની મર્યાદા કેવળ સામાન્ય માણસો, છદ્મસ્થો કે સાધુ મુનિરાજો પૂરતી જ નથી. પણ એનું ક્ષેત્ર તો યાવત્ ત્રિકાળના અને ત્રણે લોકના જ્ઞાતા એવા શ્રી કેવળી ભગવાન્ સુધી ફેલાયેલું છે. કર્મોનો સમૂહ ઓછા કરવાનું કાર્ય તો એમને પણ કરવું પડે છે. કેવળી સમુદ્‌ઘાત એ આ વાતનો મોટામાં મોટો પુરાવો છે. જ્યારે ચાર ઘાતી કર્મોનો ક્ષય કરીને કેવળજ્ઞાનની ઉત્પત્તિ થાય છે-અને ત્યાર પછી કેવળી ભગવાન્ પોતાના પરમ જ્ઞાનથી જાણે છે કે-પોતાના આયુષ્ય કર્મ કરતાં બીજા કર્મોનો સમૂહ વધારે બાકી રહ્યો છે ત્યારે તેઓ એ વધારેના કર્મોના નાશ માટે એક પ્રકારનો ખાસ ઉદ્યમ કરે છે, કે જે ઉદ્યમના પરિણામે તેઓ એ વધારેના કર્મોને, પોતાના આયુષ્યકર્મના નાશની સાથે જ નષ્ટ કરી નાંખે છે, અને આવી રીતે સંપૂર્ણ કર્મશૃંખલાનો એકાન્તિક અને આત્યંતિક ક્ષય કરીને તેઓ પોતાના સ્વરૂપને પ્રાપ્ત થાય છે. આ ક્રિયાને આપણા શાસ્ત્રોમાં કેવળી સમુદ્‌ઘાત તરીકે ઓળખાવવામાં આવેલ છે.

હવે જરા એ સમુદ્‌ઘાત ઉપર વિચાર કરો—એમાં એક જ ઉદ્દેશ રહેલો છે કે કર્મની અનાદિ સંતતિમાં નવા જન્મ-રૂપી અંકુર ઉત્પન્ન કરવાની જે શક્તિ સમાયેલી છે તે શક્તિને આત્માની પરમશક્તિનો ઉપયોગ કરીને નાબુદ કરી નાખવી!, કેવળી સમુદ્‌ઘાતની સમગ્ર ક્રિયાનો બધો વખત માત્ર આઠ

"સમય" જેટલો જ ગણવામાં આવ્યો છે. એ આઠ "સમય" જેટલા વખતમાં તો આત્મા આદિથી માંડીને અંત સુધી એ ક્રિયા કરી લયે છે અને પોતાની ઈષ્ટસિદ્ધિ પણ કરી લયે છે. "સમય" એ કેટલી સૂક્ષ્મ વસ્તુ છે; એ તમે બધાય સારી રીતે જાણો છો. પુદ્‌ગલોમાં જે **પરમાણુનું છેલ્લું સ્થાન છે, તેજ વખતના માપમાં "સમય"નું પણ છેલ્લું સ્થાન છે!** એવા માત્ર આઠ સમયમાં જ આ બધી વસ્તુ પતી જાય છે.

મહાનુભાવો! આ નિર્બળ દેખાતા **આત્મામાં કેટલી મહાન્ શક્તિ સમાયેલી છે, એનો કેવળી સમુદ્‌ઘાત એ ઉત્તમ દાખલો છે!** આત્મા જ્યારે બરાબર પોતાની શક્તિ ફોરવે ત્યારે કર્મના મજબુતમાં મજબુત દળીયાં પણ ધૂળના ઢેફાની માફક ક્ષણમાં ચૂરચૂર કરી નાંખે છે! એક શક્તિ ફોરવવા તૈયાર થયેલો આત્મા શું કરી શકે છે તે કેવળી-સમુદ્‌ઘાતથી બરાબર સમજી શકાય તેમ છે! મહાનુભાવો! આત્મતત્વની દૃષ્ટિએ જે આત્મા એક કેવળજ્ઞાનીમાં રહેલો છે તેજ આત્મા તમારા બધાયમાં છે. જે અખૂટ અને અતૂટ શક્તિ કેવળીનો આત્મા ફોરવે તે બધીય શક્તિઓ તમારા આત્મામાં પણ વિદ્યમાન છે. અગર ચાહો તો તમે પણ તે મહાશક્તિનો ઉપયોગ કરીને તમારા આત્માની કર્મની બેડીઓ તોડી શકો છો, તમારે એ પણ બરાબર યાદ રાખવું કે જ્યારે કેવળી ભગવાન્ જેવા સમર્થ પુરુષો પણ જન્મકર્મની પરંપરાના નાશ માટે જ ઉદ્યત રહે

છે તો તમારી ધર્મકરણીનું લક્ષ્ય પણ એજ હોવું ઘટે!, **ગાડી, વાડી ને લાડીની ઐહિક ત્રિપુટીની સાધના કદીપણ સાચા ધર્મીને ન છાજે!** તમે કેવળી સમુદ્ઘાતના સાચા રહસ્યને સમજો અને એના ઉપરથી જે સાચો માર્ગ માલુમ પડે એનું અનુસરણ કરો!

**સંવર અને નિર્જરા.** તમે બધાય એ તો બરાબર સમજી ગયા કે-ધર્મ કોને કહેવાય, અને ધર્મનો ઉદ્દેશ શું?, હવે જરા એ વિચારવાનું રહે છે કે એ ધર્મનું આચરણ કેવી રીતે થઇ શકે!, આપણે બધાય એ તો બહુજ સારી રીતે જાણીએ છીએ કે કોઇપણ જીવ નિષ્ક્રિય નથી રહી શકતો. દરેક સમયે એ કંઈક ને કંઇ ક્રિયા કરતો જ હોય છે. એટલે હવે ધર્મનું આરાધન જો નિષ્ક્રિયતાનો આશ્રય લેવાથી થતું હોય તો એ **ધર્મારાધન કોઇપણ જીવના માટે શક્ય ન જ બની શકે.** આ તો પેલા "મ્હેસાણાના ભાટ જમે કાલ" જેવું થયું કહેવાય. ભાટોને જમવાનું નોતરૂં ખરૂં! પણ કાલ પડે ત્યારે! કાલ કદી પડે નહિ અને ભાટ કદી જમે નહિ. એવી જ રીતે અહિં પણ ધર્મનું આરાધન થાય ખરૂં, પણ નિષ્ક્રિયતાનો આશ્રય લેવામાં આવે ત્યારે. એટલે નિષ્ક્રિયતા કદી આવે નહિ અને ધર્મારાધન થાય નહિ! એટલે આ ઉપરથી એટલું તો જરૂર નિશ્ચિત થયું કે-જે કંઈ ધર્મનું આરાધન થઇ શકે તે ક્રિયાદ્વારા જ થઈ શકે. અધર્મ પણ ક્રિયાથી જ થાય છે અને ધર્મ પણ ક્રિયાથી થાય છે. માત્ર વિચારવાનું એટલું જ રહે

છે, કે કઇ ક્રિયાથી ધર્મનું પોષણ થાય છે અને કઈ ક્રિયા કરવાથી અધર્મનું પોષણ થાય છે. આટલું જાણી લીધું એટલે પત્યું, આ માટે ટૂંકો ને ટચ જબાબ એ છે કે-**જે ક્રિયાનો અંત-સંવર અને નિર્જરામાં આવતો હોય તે ધર્મારાધનની ક્રિયા અને જેનો અંત આશ્રવ અને બંધમાં આવે તે અધર્મની ક્રિયા!** આવતા કર્મને રોકવા અને તેનો નાશ કરવો એનું નામ ધર્મ અને કર્મોને નોતરૂં આપવું અને આત્મા ઉપર તેનો બોજો લાદવો એનું નામ અધર્મ! આ પ્રમાણે સંવર અને નિર્જરાત્મક પ્રવૃત્તિ કરવામાં જ આત્માનું સાફલ્ય છે. જે આત્મા એવો ઉદ્યમ કરે છે, તેને એ આત્મા બકરીના ગળાના સ્તન જેવો ભારરૂપ નથી લાગતો.

મહાનુભાવો! ક્રિયાથી જ ધર્મ અને ક્રિયાથી જ અધર્મ એ વાત જરા વધુ સ્પષ્ટ રીતે સમજો! સમજો કે-એક માણસ બહુ ખાવાથી માંદો પડયો; હવે એને સાજો કરવાનો ઉપાય શો?, તમે બધા ય સારી રીતે જાણો છો કે એ અમર્યાદિત આહારને લીધે માંદો પડયો છેઃ તમે એને સારામાં સારા વૈદ્ય પાસે લઇ ગયાઃ એ વૈદ્યે પણ જાણ્યું કે એ ખાવાથી માંદો પડયો છેઃ હવે એ વૈદ્ય શું કરવાનો? શું એને કોઈ પણ વસ્તુ ખાવાનો સર્વથા પ્રતિબંધ કરશે? નહિ જ. ખાવાથી એ માંદો પડયો; છે છતાં બીજી વસ્તુ ખવરાવીને જ એ એને સાજો કરવાનો! કેવી વિચિત્ર વાત!, આ તો પેલા ડુબેલાને ડુબાડને ઉગારવા જેવું બુદ્ધિ વગરનું લાગે છે!

અને છતાં ય એ સાવ સાચું છે. એનો કોઇનાથી પણ ઇન્કાર થઈ શકે એમ નથી. વૈદ્ય એને દવા ખવરાવે છે અને એ દવાના ખાવાથી જ એ સાજો થાય છે; હવે અહિં વિચારવા જેવું શું છે. માત્ર એટલું જ કે ખાવા ખાવામાં ફેર છે. એક વખતે એક વસ્તુ ખાધી બીજી વખત બીજી ખાધી. એકથી રોગ થયો. એકથી તંદુરસ્તી મળી; એજ પ્રમાણે અહિં આત્મા માટે પણ સમજવું. અનેક પ્રકારની ક્રિયાઓ કરવાના કારણે જ આ આત્મા અનાદિ કર્મના ચક્રમાં ફસાઇને સંસારમાં ભમ્યા કરે છે. **એ ભયંકર ભવભ્રમણનો નાશ કરવાનો ઉપાય પણ ક્રિયાઓદ્વારા જ થવાનો!,** ફરક માત્ર એટલો જ કે એક ક્રિયા એક પ્રકારની હતી, બીજી બીજા પ્રકારની. એકે કર્મ પેદા કર્યાં; બીજી કર્મને તોડી પાડશે.

મહાનુભાવો! આવા પ્રકારની સંવર અને નિર્જરા **સ્વરૂપ ક્રિયાઓનું આરાધન એજ ખરું ધર્મનું એટલે કે આત્માનું આરાધન છે!** અને એટલા જ માટે સંવર અને નિર્જરાને આત્માના સ્વરૂપ તરીકે ઓળખવામાં આવેલ છે!

**ઉપાધિવાળો ઇશ્વર!** હવે પાછા ફરીથી ઈશ્વરની વાત ઉપર આવો! જો કે આ બાબત ઉપર શરૂઆતમાં ઘણું કહી ગયા છતાં—આત્મા, ધર્મ અને એવી બાબતો ઉપરૂ આટલો લાંબો વિચાર કર્યા પછી-કંઈક નવું વધારાનું

જાણવા જેવું જરૂર મળે એમ છે. એક તો ઇશ્વરનેજ કર્તા હર્તા માની લઈએ તો ઉપર કહી તેવી અનંત શક્તિ આપણા સૌના આત્મામાં નહિ જ રહેવાની !; કારણ કે એ શક્તિ જન્ય તમામ કાર્ય ઈશ્વરને જ કરવાનું રહે !, બીજું ઇશ્વરને કર્તા માનીએ તો ઇશ્વરના આત્મામાં અને આપણા આત્મામાં સમાન શક્તિ રહી છે એ સિદ્ધાંત ખોટો પડે છે ! અને આપણે ઈશ્વર જેવા થઇ શકીએ છીએ એ વાત પણ પાયા વગરની ઠરે છે. કારણ કે આપણે ઇશ્વર જેવા ત્યારેજ થઇ શકીએ કે જ્યારે આપણે પણ એની માફકજ સંસારના કર્તા હર્તા બની જઇએ, અને જો આ પ્રમાણે માનીએ તો સંસારમાં કર્તાઓની હદજ નહિ રહે. અનંત આત્માઓ કર્તા થઇ જવાના, અને તો પછી દુનીયાનું શું થવાનું ? આટલાજ માટે ઇશ્વરને કર્તા માનનારા પણ કોઈ દર્શનકારે અનેક કર્તા ઈશ્વરની કલ્પના નથી કરી !, હવે આ તરફ જરા વિચાર કરો ! અગર ઈશ્વર સંસાર બનાવવાની અને તોડવાની ઉપાધિ દૂર કરવામાં આવે તો પછી આપણો આત્મા પણ ઇશ્વર જેટલીજ શક્તિવાળો છે અને તે અગર સાચો પ્રયત્ન કરે તો કોઇક દિવસ ઇશ્વર બની શકે છે એ વાત માનવામાં જરાપણ હરકત નથી આવતી !

મહાનુભાવો ! જરા વિચાર કરો કે-કોઇ પણ વ્યક્તિની ઉપાસના એટલા જ માટે કરવામાં આવે છે કે—આપણે તેના જેવા બનીયે. અગર ઉપાસના કરવા છતાં પણ જો આપણે ઈશ્વરતુલ્ય કદી પણ ન બની શકતા હોઇએ

તો એ ઇશ્વર સાથે આપણો કદીપણ મેળ ન જ ખાય!, ઇશ્વરનો અને ઉપાસકનો મેળ અને એકતા; એજ ઇશ્વરભક્તિનું સાચું રહસ્ય છે. અગર એ સમાનતા ન આવતી હોય તો એ ઉપાસના હવાના બાચકા જેવીજ ગણાય!, અને આવો મેળ ત્યારેજ થઈ શકે કે જ્યારે આપણે ઈશ્વરને નિરાકાર નિરંજન અને જગત્ બનાવવાની કે એવી બીજી કોઈપણ ઉપાધિરહિત માનીએ!, બાકી ઈશ્વરને જગતનો કર્તા માનીને પછી એની ઉપાસના કરવી એ તો સાવ નકામીજ છે!, ઇશ્વરને કર્તા માનવો એટલે દરેક પ્રાણીની ક્રિયા ઇશ્વરની પ્રેરણાથી થાય છે એમ માનવું જોઇએ! અને તો પછી જે હંમેશાં લાખોનું ખૂન કરાવતો હોય; કેટલાયને બેરા, આંધળા, લુલા, કે લંગડા રાખતો હોય, જે નવ મહિના ગર્ભનું દુઃખ આપતો હોય; માણસોના માથે અનેક આફતો વરસાવતો હોય, જેના રાજ્યમાં હજારો અન્ન વગર ટળવળતા હોય; જેની વ્યવસ્થામાં લાખો નાગા ફરતા હોય; જેના દેખવા છતાં સબળ નિર્બળ ઉપર જુલ્મ ગુજારતા હોય:—એવા પરમેશ્વરને કોણ પ્રભુ માને-પોતાનો આદર્શ માને-અને એની પૂજા કરે? મહાનુભાવો! એ કર્તા ઇશ્વરની કલ્પના એક લેભાગુ કલ્પના છે. એમાં જરાય તર્ક કે વિચાર નથી. ન એવો ઈશ્વર જગતનું કલ્યાણ કરે છે! ખરો ઈશ્વર તો એજ છે કે જે નિરાકાર-નિરંજન ને ન કોઇના ખોટામાં કે ન કોઇના સારામાં છે! જે સદૈવ સચ્ચિદાનંદ સ્વરૂપ રહે છે! એજ

ઈશ્વર આપણો આદર્શ છે, એ ઇશ્વર સાથે મળવું એ આપણું ધ્યેય છે, અને એ ધ્યેયની સાધના એજ સાચી સાધના છે! બાકી ઉપાધિવાળો ઇશ્વર કરતાં તો આપણે બધા લાખ દરજ્જે સારા છીએ-ભાગ્યશાળી છીએ!

**ઈશ્વરની ઉપાસના!** ભલા-અગર જો આ સમગ્ર દુનિયાની વ્યવસ્થા ઇશ્વરની કોઇ પણ પ્રકારની મદદ વગર જ વસ્તુમાત્રનો પોતપોતાના સ્વભાવ પ્રમાણે જ થાય છે; અને જો આ સૃષ્ટિનો રચનાર ઇશ્વર કોઈ નથી, એમ માનવામાં આવે તો પછી ઈશ્વરને માનવાની જ જરૂર શી રહી?, તો પછી ઇશ્વરને શા માટે માનવો, પૂજવો. કે એની ઉપાસના કરવી?, અગર એના વગર જ આ સૃષ્ટિની રચના સંભવિત છે, તો તો પછી પેલા ચાર્વાક મત પ્રમાણે ઇશ્વરની સત્તાનો જ ઇન્કાર કરવામાં આવે તો શું હરકત?, મહાનુભાવો! આ ગહન દેખાતી વાતનો જરાક ઉંડા ઉતરીને વિચાર કરો એટલે એનું સમાધાન તમને આપોઆપ મળી જશે કે-ઇશ્વરની સત્તા શા માટે માનવી?,

સૌથી પહેલાં એ વસ્તુ ધ્યાનમાં લેવાની જરૂરત છે કે-આ સૃષ્ટિ-દુનીયા-સંસારની મર્યાદા, જેટલી સચરાચર વસ્તુઓ આપણી આ સ્થૂલ-ચર્મચક્ષુથી જોવામાં આવે છે તેટલા પૂરતી જ નથી. આ બાહ્ય રૂપે દેખાતા સ્થૂળ સંસારની પાછળ એક મહાન્, અતિ મહાન્ અને અતિ ગહન

એવી આંતરિક સૃષ્ટિ ઉભી છે કે જેનું દર્શન ન તો આપણે આપણી આ સ્થૂલ ઈંદ્રિયોદ્વારા કરી શકીએ કે ન તો આપણે જેનો ઉકેલ આપણી સ્થૂલ બુદ્ધિથી લાવી શકીએ છીએ!, એ આંતરિક સૃષ્ટિને સમજવાને માટે આપણી આ સ્થૂળ ઈંદ્રિયો અને સ્થૂળજ્ઞાન એ બન્નેથી ભિન્ન કોઇ બહુજ મહત્વની વસ્તુની આવશ્યકતા પડે છે, કે જે વસ્તુની પ્રાપ્તિ થયા પછી જ સંસારની વિચિત્રતા સંબંધીના કોકડાનો ઉકેલ શક્ય થાય છે! અને આ મહત્વની વસ્તુ તે અતીંદ્રિયજ્ઞાન!,

એ મહાન્ જ્ઞાનની જેને પ્રાપ્તિ થાય તે તે વસ્તુને બરાબર જુએ છે, અને તે જે જોઇ શકે તેજ ઈશ્વર! જે મનુષ્ય પોતાની આત્મશક્તિને એટલી હદ સુધી ખીલવે છે તેજ ઇશ્વર સમજવો! એ અતીંદ્રિયજ્ઞાન-કેવળજ્ઞાન-દ્વારા જ્યારે એ સમગ્ર સંસારના બધાય તત્વો યથાસ્થિત જાણે છે ત્યારે એ આપણા જેવા પામરોના ઉપકાર માટે એ વસ્તુઓ આપણને સમજાવે છે! જીવ, સ્વર્ગ, પુણ્ય. પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા, મોક્ષ ઇત્યાદિ, તત્વોનું જ્ઞાન એ કોઇ માનવી બુદ્ધિનું ફળ નથી પણ એ પરમજ્ઞાનવાન અતીંદ્રિયજ્ઞાનવાન્ પરમાત્મા એ યથાસ્થિતપણે જાણેલ વસ્તુઓનો આપણને મળેલો વારસો છે. જગતના આંતરિક તત્વોનું આપણને દર્શન કરાવ્યું એટલા વાસ્તે અને સાથે સાથે ઇશ્વર ઉપાસનાના ફળરૂપે આપણે પણ ઇશ્વર સમાન થઇ શકીએ છીએ એટલા માટે ઇશ્વરની

**સત્તા અને પૂજા માનવા અનિવાર્ય થાય છે!, આ ક્ષણભંગુર ગણાતા માનવીદેહદ્વારા જ ઇશ્વરીય આત્મસિદ્ધિની સફળતા માનવામાં જ જૈનદર્શન-કારોની વિશિષ્ટતા છે!, અને એ સિદ્ધિનું સાધન ઇશ્વર ઉપાસના જ છે!**

માતાપિતા અને શિક્ષણ! મહાનુભાવો! અત્યાર સુધી તમે તત્વજ્ઞાનની સારી સારી અને મોટી મોટી વાતો તો સાંભળી!, હવે જરા તમારી પોતાની પણ વાત સાંભળતા જાઓ!—તમે બધા સમજુ છો. વણિક્-બુદ્ધિ તમારા બધાયમાં ખુબ ખુબ ભરી છે કોનું શું પરિ-ણામ આવે એ હિસાબ તમે ઘણી સારી રીતે સમજી શકો છો! છતાં આ ધાર્મિક બાબતમાં તમે એ બુદ્ધિનો ઉપયોગ નથી કરી શકતા એ ખરેખર દુઃખની વાત છે!, તમે બધાય કબૂલ કરશો કે બાલ્યાવસ્થામાં જેવા સંસ્કાર નાખવામાં આવે તેવા જ સંસ્કાર આખાય જીવન પર્યંત ચાલુ રહે છે. છતાંય તમે તમારા બાળકોના ધાર્મિક જીવન માટે કેટલી ફીકર કરો છો?, તમારો બાળક ગાય છે કે—"સરજી પ્રભુ તેં સઘલી દુનિયા" વિગેરે. જાતે તમે એ બધું સાંભળીને દીકરો ભણવામાં આગળ વધ્યો સમજીને આનંદ પામો છો, પણ એવી કવિતાઓ ભણવામાં એના જૈનશાસનના સંસ્કારની શી વલે થવાની; એનો લેશ પણ તમે વિચાર નથી કરતા!, આનું પરિણામ એ આવે છે કે—જાતે દહાડે એને કોઈ કહે છે કે—ભાઈ—આ દુનિયાનો કોઈ કર્તા નથી, ઇશ્વર

આ દુનિયાનો બનાવનાર નથી. ઇશ્વર સાવ નિરાળો જ છે, વિગેરે- તો એ બાળકને એ વસ્તુ પારકી હોય તેવી નવાઇ ઉપજાવનારી લાગે છે. અને એ વાતને હસી કાઢે છે! કેવું વિચિત્ર! એ તો ભાન ભૂલેલાની માફક પોતાનાને પારકું માને છે અને પારકાને પોતાનું ગણી લ્યે છે! અને જ્યારે એ બાળક ઉંમર લાયક થયા પછી તમે કહેલી ધાર્મિક વાતો નહિ માને ત્યારે તમે એને નાસ્તિક કહેશો, અધર્મી કહેશો અરે સાવ ઉઠી ગયેલ માની લેશો!, પણ એ વિષવૃક્ષની વાવણી કરવાનું મહાન્ પાતક તમારા પોતાના જ હાથે થયું છે એનો વિચાર તમને નથી આવતો!, એ ઝેરી બીજને વાવતી વખતે તમે પોતે ભાનભૂલ્યા બની જાઓ છો અને જ્યારે એને ફળ આવે છે ત્યારે ફળને જોઈને કપાળ કૂટવા બેસો છો, તો એ વાત કેમ પાલવી શકે ?.

તમે તમારા બાળકોના શિક્ષણ માટે બીજાઓ ઉપર આધાર રાખો અને તમારા બાળકોને બીજાઓને સોંપી દ્યો એ તો પેલી—બીલાડીને દૂધની રખવાળી ઉપર મૂકવા જેવુંજ છે!, અને આવી બેદરકારીનું ફળ શું આવે છે; એ વાત બીજાને ન પૂછતાં તમારા જ હૃદયને પૂછશો, તો તમને એનો આપોઆપ ઉત્તર મળી જશે!, વળી તમે કેવળ બાળકને પારકી બોર્ડીંગોમાં મૂકી ને ત્યાંના સંસ્કારમાં ઉછરવા દ્યો છો, તો એનું ફળ એ આવે છે કે—એ બાળક ત્યાંના શોખીન જીવનમાં એવો ઓતપ્રોત થઇ જાય છે કે પછી એને પોતાના ગરીબ ઘરના

**સાધારણ જીવનની સુગ આવે છે.** મહાનુભાવો! શું આ સ્થિતિ વધુ સમય ઈચ્છવા જેવી છે? તમારે યાદ રાખવું કે-**બાળકોના સંસ્કાર માટે માતાપિતા જ જવાબદાર છે.** અગર માતાપિતાના સારા સંસ્કાર મલ્યા હશે તો એનું આખું જીવન સુધરી જશે. બાકી કેવળ બાહ્ય શિક્ષણથી **કોઇ સુધરતું હોય તો તે વાત નહિ માનવા જેવી છે! પહેલાં માતાપિતાનું સુસંસ્કારી શિક્ષણ અને પછી બીજું શિક્ષણ!**

સુસંસ્કાર! મહાનુભાવો! વેપારવણજ, બુદ્ધિ-ચતુરાઇ, કળા, કૌશલ્ય એ બધી વસ્તુઓ એવી છે કે જે ભાડુતી માણસોદ્વારા પણ માણસ મેળવી શકે છે, પણ સુસંસ્કાર જ એક માત્ર એવી વસ્તુ છે કે જે કદીપણ ભાડુતી માણસોદ્વારા નથી રૂળી શકતી! એ તો લાગણીવાળા અને ચારિત્રવાળા માણસો જ પાડી શકે છે. **ભાડાને અને લાગણી કે ચારિત્રને કશું લેવા દેવા નથી.** તમે બધાય જાણો છો કે-બાળકને ઉછેરનાર ભાડુતી મળી શકે પણ બાળકને ઉત્પન્ન કરનાર-જન્મ આપનાર ભાડુતી ન જ લાવી શકાય! એજ પ્રમાણે સંસ્કારોની બાબતમાં પણ સમજવું. **અગર ખેડુત બરાબર સંભાળ ન રાખે અને ખેતરમાં ગોખરૂં ઉગી નીકળે તો એમાં કોનો દોષ?** એ તો ખેડુતે જ ધ્યાન રાખવાનું છે. એમ તમારા કુમળી વયના બચ્ચાઓના સંસ્કાર માટે તમારે જ સાવધાન રહેવાનું છે. નહિ તો આસપાસના ખરાબ સંસ્કારવાળા મિત્રો વિરૂદ્ધ

સંસ્કારો પાડીને તમારા બાળકનું જીવન ભયંકર બનાવી નાખવાના! અને તેમાંય વળી ધાર્મિક ભાવનાના સંસ્કારની વાત તો બહુ જ મહત્વની છે. **માણસને પોતાને જ ધાર્મિક વાત ઉપર મન લાગવું કઠિન છે તો પછી એના સંસ્કાર બાળકમાં નાખવાની તો વાત જ શી કરવી?** તમારૂં નાનું બાળક પાંચ કે બાર એમ બોલે તો તમે કેવા ચમકી ઉઠો છો!

મહાનુભાવો! એવો જ અને એના કરતાંય વધુ મોટો ચમકારો તમને તમારા બાળકને ધર્મવિરૂદ્ધની વાતોમાં પડતો જોઈને થવો ઘટે! અને આમ થાય ત્યારે જ તમે તમારા બાળકને તમારા પૈસાટકાના વારસાની સાથે ધાર્મિક લાગણીનો પવિત્ર વારસો આપી શકો! મહાનુભાવો! યાદ રાખો કે **સંસ્કારો એ જીવનનું ઘડતર કરવાની એરણ છે!** જેવા સંસ્કારો હશે તેવું જીવન બનવાનું! તમને મહા-સદ્‌ભાગ્યે સુદેવ, સુગુરુ અને સુધર્મની પરમ પવિત્ર ત્રિપુટીનો યોગ મલ્યો છે! એ ત્રિપુટીનો જેવો ઉપયોગ તમે કરશો તેવું પામશો! માટે એ ત્રિપુટીની મનસા, વાચા, કર્મણા ખુબ સાધના કરો અને એના સંસ્કારો તમારા બાળકમાં ઉતારો! યાદ રાખો કે–વારંવાર સુયોગ નથી મળતો! "રાઈના ભાવ રાતે ગયા" જેવું ન થઈ બેસે તે માટે ચેતો! તમારા બાળકો પ્રત્યેની તમારી ધાર્મિક જવાબદારી બરાબર સમજો! અને એ સુસંસ્કારોની છાપ તમારા બાળકોના નિર્લેપ અને કુમળા હૃદય ઉપર પાડો અને પછી જુઓ કે તમારો

બાળક કેવો ધર્મી થાય છે: કેવો સદાચારી થાય છે: કેવો પવિત્ર થાય છે! અને તે વખતે તમને સમજાશે કે: સુસંસ્કારો એટલે જ આત્મસાધના!!! અને માનવદેહની સફળતા.





# પ્રશસ્તાપ્રશસ્ત રાગદ્વેષ

## "મુનિ"નું સ્વરૂપ.

શાસ્ત્રકાર મહારાજા ન્યાયાચાર્ય શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાયજી મહારાજ ભવ્ય જીવોના કલ્યાણને માટે જ્ઞાનસાર પ્રકરણ નામનો ગ્રંથ રચતા થકા ઉપાધ્યાયજી મહારાજ આ સંસાર, પર્વતની માફક કેવો કઠોર છે,

સંસાર કેવો ભયાનક છે,

સંસારરૂપી પર્વતનું ઉલ્લંઘન ક્યાં થાય છે,

જે સ્થાનેથી સંસારરૂપી પર્વતનું ઉલ્લંઘન કરી શકાય છે, એ સ્થાન વર્તમાન મનુષ્યોના સ્થાનથી કેટલું દૂર છે,

એ સ્થાન ઉપર આવેલો મનુષ્ય કયા નામથી ઓળખાય છે,

તે મનુષ્ય કઇ સ્થિતિમાં રહેલો હોય,

ક્યા પ્રકારની સ્થિતિ આવા માનવીનો સ્પર્શ પણ કરી શકતી નથી,

આ સઘળા પ્રશ્નોનું સુંદર વિવરણ કર્યું છે. ઉપાધ્યાયજી મહારાજ જણાવે છે કે ભવરૂપી મહા કઠણ એવા પર્વતને જે સ્થાનકેથી ઓળંગી શકાય છે, તે સ્થાનનું નામ છટ્ઠું ગુણસ્થાનક છે. જે આત્મા છટ્ઠા ગુણસ્થાનકે પહોંચેલો છે, તે આત્મા ભવરૂપી પર્વતને ઉલ્લંઘી એટલે ઓળંગી ગએલો છે વિગેરે વસ્તુનું સ્વરૂપ જણાવતાં ફરમાવે છે કે :—

આવી રીતે જે આત્મા છટ્ઠું ગુણસ્થાનક ધારણ કરે છે તે આત્મા ભવરૂપી પર્વતને ઉલંઘી ગએલો ગણાય છે અને તેવો મનુષ્ય એ "મુનિ" કહેવાય છે. મુનિનું સ્વરૂપ કેવું છે તે પ્રશ્ન ખાસ રહસ્યપૂર્ણ અને સમજવા જેવો છે મુનિનું વર્તન લોકોત્તર-એટલે લોકોથી શ્રેષ્ઠ હોય છે.

**સંસારના પદાર્થો ઉપરનો રાગ.** જે વ્યક્તિનું વર્તન લોકોથી શ્રેષ્ઠ છે, એવું જૈનદૃષ્ટિએ નક્કી થાય અને જે છટ્ઠા ગુણસ્થાનકે હોય છે, તે વ્યક્તિને "મુનિ" જાણવો યુક્ત છે, એમ શાસ્ત્ર કહે છે. ઉપાધ્યાયજી મહારાજ આગળ ચાલતાં જણાવે છે કે ભવ અથવા સંસાર એ મહાભયંકર પર્વત છે, એ વાત સર્વથા સત્ય છે, પરંતુ આત્માએ તેને આવો ભયાનક પર્વત સમજવો શી રીતે એ વિચારવાની જરૂર છે. મનુષ્ય રોગી હોય, સંસારની

જંજાળોથી પીડાએલો હોય, તો પણ તે મોતને ઇચ્છતો નથી; મોત આંખ સામે આવીને ઉભું રહે છે, કે દરેકને સંસારના પદાર્થો પ્રિય લાગે છે તેથી અને તેનો ત્યાગ કરવો એ તેને બહુ જ મુશ્કેલ માલમ પડે છે. મનુષ્ય સો વર્ષનો થઇને પછી મરણ પામવાની અણી ઉપર આવે, કિંવા યાવત્ કોડપૂર્વ (એક જાતનો કાળમાપક શબ્દ) સુધી જીવતો રહી, પછી મરવાની અણી ઉપર આવે, તો પણ જે પદાર્થોથી ભવ વધે છે, તેવાજ પદાર્થો તરફ આત્માની અભિરુચિ કાયમ રહે છે. કોઇપણ આત્મા આ જગતમાં એવો નથી કે જે પોતે પાંચ વર્ષ વહેલો મરી જવાને માટે તૈયાર હોય, અથવા પોતે મેળવેલી સંપત્તિમાંથી કાંઇ છોડી જવાને તૈયાર હોય ! કલ્પનાની ગમત ખાતર એમ ઉદાહરણ લો કે એક માણસ મૃત્યુશૈયા ઉપર પડેલો છે. આ માણસને મરતી વખતે ભગવાન્ આવીને કદાચ પૂછે કે, "ભાઇ ! તારે આ જગતમાંથી કઈ કઈ ચીજ તારી સાથે લેવી છે.' તો ખાતરી રાખજો કે એક સોય સુદ્ધાં માણસ લઇ જવાની મૂકે નહિ ! સો વર્ષ જીવેલાને, રોગીને કિંવા એવાજ બીજા દુઃખી આત્માઓને પણ જ્યારે આ સંસાર આટલો બધો પ્રિય છે, ત્યારે પછી હજી તો આશાથી જેમનું જીવન ભરેલું છે તેવાઓને તો આ સંસાર અને તેની સઘળી વસ્તુઓમાં રાગ હોય તેમાં આશ્ચર્ય પણ શું વારૂં ?

**જીવનનો અજબ મોહ !** તેત્રીસ સાગરોપમનું જીવન ધરાવનારો અનુત્તરવાસી દેવતા હોય, કિંવા સાતમી નારકીનો જીવ હોય, પરંતુ તે આવું

લાંબુ આયુષ્ય ભોગવવા છતાં પણ સંસારથી ધરાવા તો પામતો જ નથી. આત્મા સારી રીતે જાણે છે કે પોતે દેહને આત્માનો સંબંધ ગમે એટલો વધારે વખત રાખવા માગશે તોપણ તે તે પ્રમાણે રાખી શકવાનો નથી જ્યાં કર્મોનું ફળ મળી રહે છે કે જન્મ, મરણ, સુખ, દુઃખ વગેરે એ ફળને અનુસરીને મળે જ જાય છે મરણ આટલું બધું નિયમિત અને નિશ્ચિત છે, એવું આત્મા જાણે છે; તે છતાં પણ આત્માને મરવાનું ગમતું જ નથી! નાટક તમાસા બે ચાર વાર જોશો કે તે પછી તમારી તેના ઉપર પ્રીતિ રહેતી નથી. કોઈ નવો નાટક જોઇ આવશો અને તેના ગાયનો ચાર પાંચ વાર સાંભળશો કે પછી એ ગાયનોમાં પણ તમોને કોઈ જાતની અપૂર્વતા લાગવાની નથી; આ રીતે એકની એક ચીજનો જ્યાં બે ચાર વાર તમે આસ્વાદ લો છો કે તે પછી પુનઃ એજ કાર્યમાં તમોને કશી જ નવીનતા કે અપૂર્વતા માલમ પડતી નથી! પરંતુ જીવન એ એક એવી વસ્તુ છે કે તમો તેત્રીસ સાગરોપમ સુધી તેને ભોગવી લો છો, તે છતાં તેના ઉપરની માયા તમે દૂર કરી શકતા નથી! આટલું લાંબુ જીવન ભોગવનારને પણ સંસારની અપૂર્વતા તો એક સરખી જ કાયમ રહેવા પામે છે. તો પછી હવે વિચાર કરો કે સંસારની આ અપૂર્વતા એ સઘળે વખતે કાયમ શા માટે રહેવા પામે છે.

**પ્રેમને છોડવો મહા કઠણ છે.** એક માણસ પાંચ વરસ સુધી દરરોજ નિયમિત ખાતોપીતો રહે છે, અને પછી છઠ્ઠા વર્ષમાં પ્રવેશતી સમયે

તેને જેવી ભૂખ લાગે છે, તેવીજ ભૂખ પાંચસો વરસ જીવ-નારને અને ત્યાં સુધી ખાઇપીને મઝા કરનારને પણ લાગ-વાનીજ!, અર્થાત્ બંનેને લાગતી ભૂખ એકજ પ્રકારની છે. બીજું એક ઉદાહરણ લો. પાંચ વર્ષ સુધી દરરોજ બરફી ખાનારો માણસ પચીસ, પચાસ કે સોમે વરસે બરફીનો ટૂકડો ખાઇ જોશે, તો પણ તેને બરફીમાં તેવીજ મીઠાસ માલમ પડશે! પાંચમે વરસે ખાધેલી બરફીની જેવી મીઠાસ હશે, તેવીજ મીઠાસ પચાસમે વર્ષે પણ કાયમ રહે છે. જેમ જીભને વરસોના વરસો પછી મીઠાઇનો સ્વાદ એક સરખોજ લાગે છે તેજ પ્રમાણે આત્માને પણ તે પાંચ વર્ષ જીવતો રહે, પચાસ વર્ષ જીવતો રહે અથવા ક્રોડપૂર્વ સુધી જીવતો રહે; તો પણ તેને ભવસાગરની મધુરતા એક સરખીજ પ્રિય લાગ્યા કરે છે. પાંચ વર્ષના બાળકને પણ બરફીનો ટૂકડો જેવો સ્વાદ આપે છે, તેવોજ મધુર સ્વાદ તેજ બરફીનો ટૂકડો સો વર્ષના ડોસાને પણ આપે છે. તેજ પ્રમાણે પાંચ વર્ષના છોકરાને જેવી જિંદગી પ્રિય લાગે છે, તેજ પ્રમાણે સો વર્ષના ડોસાને પણ જિંદગી વ્હાલી લાગે છે. એજ પ્રમાણે ક્રોડપૂર્વ જેટલો કાળ આત્માએ સગાં-વહાલાંઓનાં પ્રેમમાં અનુભવ્યો હોય છે, તો પણ એ પ્રીતિને આત્મા મરતી વખતે પણ વોસરાવી શકતો નથી. અર્થાત્ એ પ્રેમને તે વિસારી શકતો નથી.

**મોહનો ત્યાગ શક્ય છે કે નહિ?** હવે વિચાર કરો કે આત્મા જ્યારે મર-

વાની અણી ઉપર હોય છે. પોતાનો કાળ આવી રહેલો છે, મરણ માથે ગાજી રહ્યું છે અને હવે પોતે બે ચાર કલાકનો અતિથિ છે એવું તેને માલમ પડે છે, તે છતાં તેનાથી પોતાના સગાંવહાલાંને વિસરાવી શકાતાં નથી અને પૈસાટકાનો પ્યાર છોડી શકાતો નથી, ત્યારે જિંદગીની વચમાં આત્મા કેવી રીતે મોહને છોડી શકે? સો વર્ષનો ડોસો મરણ પથારીએ સુતી વખતે પોતાની મિલ્કત પોતાના છોકરાઓને આપી જાય છે, અને પોતે પૈસા તજી દે છે; એથી તેણે પૈસાનો મોહ તજ્યો છે, એમ માની લેશો નહિ. જો તેણે પૈસાનો મોહ છોડી જ દીધો હોત તો તો તે તેના તે પૈસાની કશી ચિંતા જ ન રાખત; પરંતુ એ પૈસા તે પોતાની સંતતિને જ આપી જાય છે, એટલે એનું જ નામ એ છે કે હજી તેનો મોહ છૂટતો જ નથી! મરવાના સમયે માણસ જ્યારે આવી રીતે મોહનો ગુલામ રહે છે ત્યારે તે જિંદગીની અધવચ્ચે મોહનો પ્રતિકાર-મોહનો ત્યાગ કરી શકે છે કે કેમ; અને જો કરી શકતો હોય તો તે કેવા પ્રકારે અને કેવી રીતે કરી શકે છે તે આપણે જોવાનું છે. અપ્રશસ્ત મોહનો ત્યાગ કરવાનો સહેલો અને સીધો માર્ગ પ્રશસ્તમોહના ગ્રહણમાં જ રહેલો છે.

**મોહને મારવો સહેલો છે.** કોઇ કહેશે કે, "મોહ એ એક મોટામાં મોટો મદારી છે," એનો નાશ થઇ જતો નથી પરંતુ તે પલટાઇ જઇને બીજા સ્વરૂપને જ ધારણ કરી લે છે. ઉદાહરણ લો, કે એક અઢાર વર્ષની છોકરી છે. માતાપિતાને ઘેર છે. અહીં તેનો

મોહ તેના માતા, પિતા, ભાઈ, ભગિની વિગેરેને અંગે રહેલો હશે. એજ છોકરી પરણીને સાસરે જશે એટલે એનો મોહ પિતાને ત્યાંના સગાંસંબંધીઓ ઉપરથી પલટી જશે અને પતિને ત્યાંના સગાંસંબંધીઓ ઉપર તેનો મોહ વધશે! આ સંયોગોમાં તમે એમ ન માની લેશો કે છોકરીનો મોહ નાશ પામ્યો છે. મોહ નાશ પામ્યો નથી, પરંતુ મોહ પલટાઇ જવા પામ્યો છે. અત્યાર સુધી છોકરીનો મોહ પિયરના સગાંવહાલાંઓ ઉપર હતો હવે એ મોહ ત્યાંથી ઓછો થાય છે, અને પતિના સગાંવહાલાંઓ ઉપર વધ્યો છે અર્થાત્ કે મોહમાં પલટો થવા પામ્યો છે મોહનો સદંતર નાશ થવા પામ્યો નથી.” મોહ એ નાશ પામી શકે એવી ચીજ છે કે નહિ તે સંબંધીનો આ એક પક્ષનો અર્થવાદ છે. મોહ નાશ પામતો નથી પરંતુ તે માત્ર પલટી જ શકે એવી ચીજ છે, એવું વિધાન જૈનશાસને કદી માન્ય રાખ્યું જ નથી. જૈનશાસન તો એમ માને છે કે મોહ એ નાશ કરી શકાય એવી ચીજ છે. માત્ર યોગ્યવિધિપૂર્વકની ક્રિયાઓ થવાની તેમાં જરૂર છે. જો એ રીતના પ્રયત્નો થઇ શકે તો મોહને જરૂર મારી શકાય છે એવું જૈનશાસનનું વિધાન છે.

**તમારા માપથી દુનિયાને માપશો નહિ.** હવે જે લોકો એમ કહે છે કે મોહ માત્ર પલટો ખાઇ શકે છે પરંતુ તે ટાળી શકાતો નથી તેનું દૃષ્ટિબિંદુ વિચારીએ. ઝવેરીનો પંદર વરસનો છોકરો હોય તો તે છોકરો પણ હીરા, મોતી વગેરે રત્નોને

પારખી શકે છે, તેની કિંમત કરી શકે છે અને તેના જુદા-જુદા વળ પાડીને તેનું વેચાણ પણ કરી શકે છે. બીજી બાજુએ કાછીયા, કોળી, દુબળા વગેરેનો જન્મ પૂરો થાય, તો પણ તેઓ સાચા મોતી અને મીણીયામોતીને પણ પારખી શકતા નથી. હવે આવી રીતે અજ્ઞાનપણામાં આખી જિંદગી પૂરી કરેલો માણસ, જાતનો કાછીયો એમ કહેવા તૈયાર થાય કે: "અરે! મારી જિંદગી ગઈ, તે છતાં હું હજી સાચા કે જુઠાં મોતીને નથી પારખી શકતો; તો આ ઝવેરીનો પંદર વરસનો છોકરો તે મોતી પારખી શકવાનો હતો?, પારખ્યા પારખ્યા એણે મોતી!" કાછીયાનો આવો વિચિત્ર અર્થવાદ આપણે લક્ષ્યમાં લેતા નથી. પંદર વરસના ઝવેરીના છોકરાને ભરોસે આપણે હજારોના ઝવાહિરની લેવડદેવડ કદાચ કરી શકીએ છીએ, પરંતુ એ બાબતમાં આપણે કાછીયાને પ્રમાણભૂત માનતા નથી. એજ સ્થિતિ મોહ પરત્વે પણ છે. ઝવેરીનો છોકરો ઝવેરાત પારખી શકે છે, એનું કારણ એ છે કે તે એના ગુણદોષ પારખી શકે છે. એજ ન્યાયે જે મોહના ગુણદોષ અને તેનું સ્વરુપ પારખી શકે છે તેઓ સઘળા જ મોહને યથાકાળે છોડી પણ શકે છે. પોતાની જાત ઉપરથી જેઓ આખા જગતનું અનુમાન કરે છે તેઓ ફૂટપટી લઈને પૃથ્વીનો પરિઘ માપવા નીકળેલા મૂર્ખાઓ જેવા છે. ફૂટપટીથી પૃથ્વીનો પરિઘ માપી લેવો શ્રમ સાધ્ય છે?

અને વીતરાગ આવતો નથી!"          જગતનું અનુમાન આપણી

સ્થિતિ ઉપરથી કરીએ, તો

પણ જે વસ્તુની પરીક્ષા કરવી હોય તે વસ્તુનો સ્વભાવ તેના આસપાસના સંયોગો અને તેની સ્થિતિ ધ્યાનમાં લેવાવી જોઈએ. પોતાના બારણામાં આંબાનું ઝાડ હોય, એ ઝાડનું ફળ મીઠું હોય છે; તેથી જગતના તમામ વૃક્ષોના ફળો મીઠાં છે, એ માન્યતા મિથ્યા છે. તેજ પ્રમાણે હું મોહ છોડી શક્યો નથી, માટે જગત પણ મોહ છોડી શકે નહિ; એમ કથન કરવામાં મહાભયાનક મિથ્યાત્વનો નિવાસ છે. સીત્તેર વર્ષનો અભણ કણબી ચાર લીટી પણ વાંચી શકતો નથી માટે તે એવું અનુમાન કરી લે કે સીત્તેર વર્ષ સુધીનો માણસ ચાર લીટી વાંચી લખી ન શકે, તો તેનો આવો તર્ક મિથ્યા છે! થોડા સમય ઉપર આવોજ તર્કવાદ કરીને એક અજૈન-ગૃહસ્થે જૈનોની મોહ સંબંધીની તત્વજ્ઞાનની દિશાપર ખોટો હુમલો કર્યો હતો. આ ગૃહસ્થે જૈન તત્વજ્ઞાન ઉપર હુમલો કરતાં જે શબ્દો ઉચ્ચાર્યા હતા, તે શબ્દો બરોબર પેલા સીત્તેર વર્ષના મજુરની યાદ આપે એવા છે! આ ગૃહસ્થે જણાવ્યું હતું કેઃ "કયો જૈન એમ કહે છે કે હું વીતરાગ થયો છું? મને સીત્તેર વર્ષના ડોસાને વીતરાગભાવ નથી આવતો, તો શું પાંચ વર્ષના જૈન છોકરાને વીતરાગભાવ આવવાનો હતો?" આ ટીકાકાર ગૃહસ્થની દયા ખાધા સિવાય બીજો ઉપાય નથી. જેને પોતાને વીતરાગ અને વૈરાગ્ય એ બે શબ્દોના અર્થભિન્નત્વનું પણ જ્ઞાન નથી તેવો માણસ જૈનાચાર ઉપર ટીકા કરવા નીકળે છે, ત્યારે સહેજે ચાળણી કરડવાને હસે છે કેઃ "તું તો કાણાવાળો છે ને!" આવી ચાળણીની મનોદશાનો ખ્યાલ આવે છે.

પાંચ વીસુંમાં સાત આવશે! હવે બીજી બાજુએ જૈન માનસની તપાસ કરો

પાંચવર્ષનો જૈન છોકરો પણ 'વીતરાગ' શબ્દ તેના સાચા અર્થમાં વાપરી શકે છે, અને તેઓ પણ વૈરાગ્ય અને વીતરાગના અર્થના મૂળતત્વોને સારી પેઠે જાણે છે. રાત્રિ ભોજન કે કંદમૂળનો ત્યાગ કરવો એ સાઠ વર્ષના અજૈન પુરુષને વસમું લાગે છે, સો વર્ષનો યુરોપિયન બુઢ્ઢો દારૂનું ગ્લાસ લીધા વિના 'લંડનટાઇમ્સ' લહેજતથી વાંચી શકતો નથી છતાં જૈન બાળકને આવી વસ્તુઓનું સ્મરણ પણ થવા પામતું નથી. જૈનબાળકો નાનપણથી જ રાત્રિભોજનનો અને કંદમૂળનો ત્યાગ કરે છે અને તે ત્યાગપણ દેખાદેખીનો નથી હોતો પરંતુ સમજવાળો–સમજપૂર્વકનો હોય છે. આ સાધારણ માન્યતાની વસ્તુ છે. હવે વર્તનની તપાસ કરો. જે વર્તન જે રીતભાત પચાસ વર્ષના અજૈનમાં નથી દેખી શકતા, તેવી ત્યાગની અદ્ભુત માત્રા જૈન બાળકોમાં દૃષ્ટિગોચર થાય છે. આવી સ્થિતિ હોવાથી સામાનો ખ્યાલ કરતી વખતે જગતે પોતાની સ્થિતિએ સામા માણસને ન જોવો જોઈએ પરંતુ સામા માણસની સ્થિતિમાં મૂકાયા પછી તેવી ભૂલ ના કરવી જોઈએ. તમે બાદશાહ અને બીરબલની વાત તો જાણો છો. બીરબલનો ન્યાય કરવા પાંચ ઢેડભાઇ ભેગા થયા અને વિચાર કરે છે તો કહે કેઃ "બાપ રે! પાંચ વીસુ દંડ કરીશું તો તે બીરબલ મરવા પડશે મરવા! માટે કંઇક દયા બતાવવી જોઇએ!" આ ઢેડભાઇઓ પોતાને કાંટે બીરબલને તોળવા ગયા તેમની જેવી મનોદશા હતી તેવીજ મનોદશા

સીત્તેર વર્ષની ઉંમરે "હું વીતરાગ થયો નથી તો પછી શું પાંચ વર્ષના જૈન બાળકને વીતરાગ થવાનો હતો!" એવું કહેનારાની મનોદશા પણ માની લેજો.

**બીજાનો ન્યાય શી રીતે તોળી શકાય?** બીજાનો ન્યાય તોલતાં પહેલાં ન્યાયકર્તાએ તેની સ્થિતિમાં પોતે મૂકાવું આવશ્યક છે અને જો આવી રીતે સર્વમાન્ય દૃષ્ટિ ન આવી શકતી હોય તો સંસારની શાંતિ ખાતર બહેતર છે કે તેણે ન્યાય કરવાનું છોડી દેવું જોઈએ. જેઓ રાતદિવસ વિષયવિચારમાં જ પલોટાએલા અને પરોવાએલા છે, જેને જૈનત્વની સામાન્ય ઝાંખી પણ થવા પામી નથી, તેઓ જૈન બાળકોના વિચારોને કદી પણ પારખી શકવાના નથી જ, એની ખાતરી રાખજો. જૈનશાસ્ત્ર-જૈનતત્વજ્ઞાન-જૈનદર્શન ત્રિકાલાબાધિત છે અને તે એમ ખાતરીથી જાહેર કરે છે કે જૈનધર્મની ક્રિયાઓથી મોહનો વિનાશ સર્વથા થઈ શકે છે. જૈનશાસ્ત્રો મોહને શી રીતે પલટાવવો અને પછી તેનો સમૂળો નાશ કેવી રીતે કરવો તે બતાવે છે. મોહને પલટાવવાનું પહેલું પગથીયું ઉપદેશ છે. ઉપદેશ આપવો અને એ ઉપદેશ ઉપર આત્માને અભિરૂચિ પેદા કરવી એ મોહ પલટાવવાનું પહેલું પગથીયું છે. હવે તમે એવું પૂછી શકશો કે ઉપદેશ ઉપર અભિરૂચિ પેદા કરવી એ પણ એક જાતનો મોહ છે. અને જો મોહ ત્યાગવા જેવો જ માનેલો છે તો પછી શાસ્ત્ર ઉપદેશ ઉપર પણ અભિરૂચિ શા માટે રખાવે છે!" આ પ્રશ્ન દેખાવમાં સારો છે પરંતુ તે મહત્વ વિનાનો એટલે સાદી સમજણથી ઉકેલી શકાય તેવો છે.

**ક્ષીણમોહની દશા કેવી હોય છે?** પેટમાં ભાર હોય, પેટ અન્નથી ખીચોખીચ ભરાએલું હોય, શૂળ મારતા હોય, તે છતાં દાકતર આવે છે એટલે તે અજીર્ણના દરદીને સંભવિત છે કે ઝપાટાબંધ જુલાબ આપી દે છે! પેટ ભરેલું તો છે અને પેટ ખાલી કરવાની જરૂર પણ છેજ, તો પછી દાકતર જુલાબથી વળી પેટ શા માટે ભરાવે છે? જુલાબ પોતે બોજારૂપ છે, પરંતુ દીવેલનો એ સ્વભાવ છે કે બીજા પદાર્થોને કાઢવા સાથે તે આપોઆપજ બહાર નીકળી જાય છે!, ભવસાગરમાં ગોથા ખાનારો મા, બાપ, બૈરી, છોકરાં, પૈસો વગેરે ઉપર મોહ રાખે છે, આ તેના મોહનો નાશ કરવો છે, તે માટેજ પહેલાં તેને ઉપદેશ, દેવ ગુરુ અને ધર્મ ઉપર રાગ ઉપજાવવો જોઈએ. દેવ, ગુરુ અને ધર્મ ઉપરનો રાગ એ પણ બેશક મોહ તો છેજ!, પરંતુ એ મોહ જેમ યથાકાળે પેટમાં ગએલું દીવેલ પેટમાંનો કચરો સાફ કરીને આપોઆપ નીકળી જાય છે, તેજ રીતે દેવાદિક ઉપરનો મોહ પણ યથાકાળે નાશ પામે છે. જે આત્માને દેવાદિક ઉપર રાગ નથી, અરે! સમ્યગ્દર્શનાદિ ઉપર પણ જેને રાગ નથી, તેવા આત્માને શાસ્ત્ર "ક્ષીણમોહ" કહે છે, જે આત્માનો મોહ ક્ષીણ થયો છે, તેને તો સમ્યગ્દર્શનાદિ ઉપર પણ મોહ નથી, કિંવા દેવગુરુ ઉપર પણ મોહ રહેતો નથી. સામાન્ય જીવો માટે આ સ્થિતિ એ ઈષ્ટપ્રાપ્તિ માટેની સીડીનું બીજું પગથીયું છે. પહેલું પગથીયું દેવાદિક ઉપરનો મોહ છે અને તે મોહ પણ જ્યારે ક્ષીણમોહની દશા આવે છે ત્યારે આપોઆપ ઓગળી જાય છે.

**પ્રશસ્ત રાગદ્વેષ એટલે શું?** મોહના બે પ્રકાર છે. અપ્રશસ્તમોહ અને પ્રશસ્તમોહ. પૌદ્દગલિક વસ્તુઓ અને તે મેળવવામાં જે પ્રીતિ તે સઘળો અપ્રશસ્તમોહ છે અને દેવ, ગુરુ અને ધર્મ ઉપરની પ્રીતિ એ પ્રશસ્તમોહ છે. જેના ઘાતિકર્મનો સમૂહ નાશ પામ્યો છે, તેવાઓને પ્રશસ્તમોહ પણ હોતો જ નથી, પરંતુ જે આત્મા ઘાતિકર્મથી બંધાએલો છે, તેવા આત્માને ઘાતિકર્મરૂપી પેટમાં રહેલા અન્નના બોજાને બહાર કાઢવા માટે પ્રશસ્તમોહરૂપી દીવેલની આવશ્યકતા છેજ!, અપ્રશસ્તમોહને ટાળવા માટે તેને બહાર કાઢવા માટે પ્રશસ્તમોહની જરૂર છે, પછી અપ્રશસ્તમોહ જ્યાં નીકળી જાય છે કે તેની સાથેજ પ્રશસ્ત મોહ પણ નીકળી જાય છે. પ્રશસ્ત રાગદ્વેષનો નાશ કરવા માટે બીજી કોઈ વસ્તુની યા ઉપદેશની જરૂર પડતી નથી. દેવાદિક ઉપરનો રાગ, જ્ઞાન, દર્શન ચારિત્ર ઉપરનો રાગ અને જગતની પૌદ્દગલિક વસ્તુઓ પરત્વેનો દ્વેષ એ સઘળાને રાગદ્વેષ કહ્યો છે, પરંતુ તે રાગદ્વેષ પ્રશસ્ત છે એવું ક્યારે માનવું તેનો વિચાર કરો.

એ રાગદ્વેષને ટાળવાને માટે જો ઉપદેશની જરૂરજ નથી પડતી તોજ એ રાગદ્વેષ એ પ્રશસ્ત રાગદ્વેષ છે અન્યથા નહિ. અરિહંત, સાધુ, બ્રહ્મચારી એ સઘળાઓમાં જે રાગ છે તે "अरिहंते सुहराओ राओ साहुसु बंभयारीसु एस पसत्थोरागो अज्जसरागाणं साहुणं" પ્રશસ્ત પણ કહેવાય છે, અને એ રાગને ટાળવાને માટે ઉપદેશની જરૂર હોતી નથી. એ સિવાયનો બીજો રાગ તે અપ્રશસ્તરાગ છે.

**જ્ઞાન અને કુત્સિતજ્ઞાનનો ભેદ.** રાગ, પ્રશસ્ત હોય છતાં તેમાં બે વસ્તુ રહેલી છે.

ગુણ ઉપર આપણે રાગ રાખીએ છીએ, તેજ પ્રમાણે એ ગુણના ધારક ઉપર પણ રાગ રાખવાનો છે પરંતુ એ પ્રશસ્ત દ્વેષનો પ્રકાર એથી જુદોજ છે. પ્રશસ્ત દ્વેષ પણ માત્ર અવગુણ ઉપર જ હોઈ શકે છે, પ્રશસ્તદ્વેષ અવગુણી ઉપર રાખી શકાતો નથી. જે માણસ અવગુણી ઉપર પણ દ્વેષ રાખે છે, તેનો એ દ્વેષ એ પ્રશસ્ત દ્વેષ નથી જ પરંતુ અપ્રશસ્ત દ્વેષ છે. હવે પ્રશસ્તરાગનો જરા વિચારપૂર્વક વિચાર કરીએ. પ્રશસ્તરાગમાં બે સ્થાન હોય છે. સમ્યક્ત્વ, જ્ઞાન, ચારિત્ર, તપસ્યા, અભ્યાસ, વિનય, વૈયાવચ્ચ એ ગુણો ઉપર જે રાગ છે તે રાગ એ પ્રશસ્તરાગ કહેવાય છે, અને જે આત્મા એ બધા ગુણોનો ધારક હોય તે આત્મા ઉપર પણ રાગ રાખવામાં આવતો હોય તો એ તે પ્રશસ્તરાગ કહેવાય છે. હવે જે સ્થિતિ પ્રશસ્તરાગમાં છે તેજ સ્થિતિ પ્રશસ્તદ્વેષમાં નથી.

મિથ્યાત્વ, અજ્ઞાન, અવિરતિ ઉપરનો જે દ્વેષ છે તે પ્રશસ્તદ્વેષ છે. મિથ્યાત્વ અને દર્શનાવરણીયનો ઉદય તથા અજ્ઞાન અને જ્ઞાનાવરણીયનો ઉદય એ બંને ભિન્નભિન્ન કામો કરનારા છે. મિથ્યાત્વ એટલે જ અજ્ઞાન છે. જ્યાં મિથ્યાત્વ છે ત્યાં અજ્ઞાન છે અને એજ રીતે અજ્ઞાન તેજ મિથ્યાત્વ છે. આ મિથ્યાત્વને આશ્રયે રહેલું જે જ્ઞાન છે તે કુત્સિતજ્ઞાન કહેવાય છે, ને તે પ્હેલે ગુણઠાણેજ મુખ્યતાએ હોય છે અને જ્ઞાનાવરણીય કર્મોનો ઉદય હોવા છતાં તેના ક્ષયોપશમથી જે જ્ઞાન

થાય છે અને તે જ્ઞાનની સાથે તો સમ્યક્ત્વચારિત્ર એ ક્ષાયિકાદિ ત્રણે પ્રકારનાં હોય છે; તો પણ એવું જ્ઞાન તે અજ્ઞાનવાળું જ છે ! શુદ્ધ જ્ઞાન અથવા તો જ્ઞાન માત્ર તેજ છે કે જેમાં અષ્ટપ્રવચનમાતાના ઉપાદેયપણાનો સમાવેશ થએલો છે.

**ગુન્હાને ધિક્કારો; ગુન્હેગારને નહિ!** અષ્ટપ્રવચનમાતાના ઉપાદેયપણા વિનાનું જે જ્ઞાન છે, તે જ્ઞાન જ્ઞાનાવરણીય કર્મો સર્વથા ન ખપાવવાથી થએલું જ્ઞાન હોઇ એવું જ્ઞાન તે પણ અજ્ઞાનવાળું છે. અર્થાત્ કે બારમા ગુણસ્થાનકના અંત સુધી ઔદયિક અજ્ઞાન હોય છે. કુત્સિત અજ્ઞાન તે કહેવાય છે કે જે ક્ષાયોપશમિક હોવા છતાં મિથ્યાત્વવાળું હોવાથી અજ્ઞાન છે. કર્મના ઉદયથી જ્ઞાનની જે ન્યૂનતા રહેવા પામે છે તે પણ અજ્ઞાન છે. આ રીતના મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિ આ દોષો તરફ જે અપ્રીતિ છે, તેને શાસ્ત્રકારોએ અશસ્ત દ્વેષ કહેલો છે. આ સઘળા દુર્ગુણો છે અને તે સઘળા દુર્ગુણો ઉપર દ્વેષ રાખવો તે જરૂરી છે, પરંતુ દુર્ગુણી ઉપર દ્વેષ રાખવાની જૈનશાસન સાફ ના પાડે છે. જો દુર્ગુણીઓ ઉપર પણ કોઈપણ માણસ દ્વેષ કરતો ફરે, તો જગતમાં તેની જ સ્થિતિ વિચિત્ર થઈ પડે છે. જગતમાં સમકીતિ મુઠીભર થોડા જ છે અને મિથ્યાત્વીઓ તો સાગરના બુંદો જેટલા અપાર છે. એ સાગરના બુંદો જેટલા વિશાળ મિથ્યાત્વીઓમાં પણ અજ્ઞાનીઓ અપાર, વિરતિધારી અત્યંત ઓછા અને અવિરતિધારી તો જોઇએ એટલા ! હવે આવા બધા જ અવિરતિધારી મિથ્યાત્વીઓ

અને અજ્ઞાનીઓ ઉપર કોઈ માણસ દ્વેષ કરતો ફરે તો વિચાર કરો કે તે કઇ સ્થિતિએ જઈને ઉભો રહે ?,

**અર્થાત્ પ્રશસ્તરાગ તેને કહ્યો છે કે સદ્‌ગુણો અને સદ્‌ગુણી બંને ઉપર રાગ રાખવો અને પ્રશસ્તદ્વેષ તેને જ કહ્યો છે કે જેમાં દુર્ગુણ અને દુર્ગુણી બંને પર દ્વેષ ન રાખતાં માત્ર દુર્ગુણ ઉપર દ્વેષ રાખવો; આ પ્રકારના રાગદ્વેષ તે પ્રશસ્ત રાગદ્વેષ છે.**

**કારૂણ્યભાવના એટલે શું :** આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ગુણ અને ગુણી બંને સન્માનવા યોગ્ય છે ખરા, પરંતુ તે એટલા જ માટે સન્માનવા યોગ્ય છે કે તેનામાં ગુણો રહેલા છે. મોતીચંદભાઈને "આવો મોતીચંદભાઈ!" એટલા માટે ન કહેવા જોઈએ, કે તે મોતીચંદભાઈ છે. તેમને "આવો મોતીચંદભાઈ!" ત્યારે જ કહી શકાય, કે જો તે ધર્મપ્રવૃત્તિમાં અગ્રણી હોય; કહેવાની મતલબ એ છે કે ગુણી તેના શરીર ઉપરના રાગથી સન્માનવા યોગ્ય નથી જ પરંતુ તેનામાં રહેલા સદ્‌ગુણોને અંગે તે સન્માનવા યોગ્ય છે, ત્યારે દુર્ગુણી અને દુર્ગુણ પરત્વેના દૃષ્ટિબિંદુ જુદાં જ છે. દુર્ગુણો ઉપર દૃઢ દ્વેષ રાખવાનો છે. પરંતુ દુર્ગુણી ઉપર દ્વેષ રાખવાનો કહેલો નથી. દુર્ગુણીને અંગે પહેલી કારૂણ્યભાવના રાખવાની છે અને પછી ઔદાસીન્યભાવના રાખવાની છે. દુર્ગુણી પરત્વે કારૂણ્યભાવના રાખવાની એટલે શું તે સમજો. અજ્ઞાનવશ એક દુબળો માતા આગળ મરઘો કાપવા તૈયાર થાય તો એ મરઘાકાપુ છે,

એમ માનીને તેનો તિરસ્કાર કરવાનો નથી પરંતુ તે અજ્ઞાની છે એમ ધારીને તે પાપમાં પડે છે માટે તેને પાપમાંથી બચાવી લેવાનો પ્રયત્ન કરીને પાપથી મુક્ત રાખવા તેની દયા ધરવી એ કારૂણ્યભાવના છે. હવે અધર્મી એનાથી પણ આગળ વધે તે મરઘી કાપવા જાય અને તમે તેને સુમાર્ગે વાળવા જાઓ; તો કહે કે, "મને ઉપદેશ આપવા આવ્યો! જા! ત્યારે આજે પચાસ બકરા વધારે કાપવાનો! આવી જ્યાં સ્થિતિ પ્રવર્તતી હોય ત્યાં સજ્જનનો ધર્મ ચોકખો જ છે કે તે પેલા કસાઈના કાર્ય તરફ ઔદાસીન્ય ભાવના રાખે છે.

**ભાવદયાનું ખંડન થવા દેશો નહિં.** જે ન સુધરે એવું છે, સુધારવા જતાં જે વધારે બગડે છે ત્યાં કારુણ્યભાવ ન રાખતાં ઔદાસીન્ય-ભાવ રાખવો એ વાત સાચી છે; પરંતુ સજ્જનોની પહેલી ફરજ તો એ છે કે તેમણે જેઓ સુધરી શકતા હોય, તેવાઓને પહેલાં સુધારવાના છે, તેઅને સાચે રસ્તે લાવવાનો પ્રયત્ન કરવાનો છે અને આટલું છતાં પણ જો તે ન જ સુધરે; તો પછી ત્યાં ઔદાસીન્ય રાખવું ઉચિત છે, પણ પહેલી ફરજ સુધારવાની તો ખરી જ, એ ફરજ તરફ આંખમીંચામણા થાય તે જૈનશાસન ચલાવી લેવા તૈયાર નથી, કેટલાક માણસો એવા છે કે જેઅને હેતુયુક્તિપૂર્વક તમે ભગવાન્ શ્રી જિને-શ્વરદેવનો માર્ગ દર્શાવશો તો; તે તેનો શાંતિથી સ્વીકાર કરશે, જ્યારે કેટલાક એવા છે કે તેમના ઉદ્ધારને માટે પણ તમે તેમને જિનેશ્વર ભગવાનના પરમમાર્ગનો ઉપદેશ આપશો,

તો પણ તે તમોને જ પૂરા કરવાની વાત કરશે!, આવા પ્રસંગોમાં ઔદાસીન્ય ભાવ રાખવાનો કહ્યો છે; છતાં આચાર્ય ભગવાન્ શ્રી હેમચંદ્રાચાર્યસૂરીશ્વરજી મહારાજા સાહેબ જણાવે છે કે તમે જેટલા પ્રસંગોમાં મધ્યસ્થભાવના રાખો છો તેટલા પ્રસંગોમાંથી તમારી ભાવદયા તે જીવોને અંગે રોકાઈ જાય છે. કારૂણ્યભાવના એ ભાવદયાનું પ્રથમ પગથીઉં હતું. આ ભાવનાને ઉંચે લઈ જવાની હતી, પરંતુ તે જીવની યોગ્યતા ન હોવાથી મધ્યસ્થ ભાવના ધારણ કરવાથી ભાવદયાનું ન્યૂનપણું થવા પામે છે.

**'સંગમ'ની કલંક કથા!** પાપી, અધમ માણસોના દુરાચારો તરફ માધ્યસ્થ ભાવના રાખો છો; પરિણામે તેની દુર્ગતિ થવાની છે એ વાત તો ચોક્કસ જ છે. હવે તેની તો દુર્ગતિ થવાની છે પરંતુ તે સાથે તમારી ભાવદયાનું પણ ખંડન થઇ જાય છે. આ ઉદાહરણ— આ પ્રસંગ વધારે સારી રીતે સમજવા માટે ભગવાન્ શ્રીમહાવીરદેવના જીવનનો એક પ્રસંગ વિચારો. સંગમ એ જૈનસાહિત્યનું એક અધમમાં અધમ પાત્ર છે. આ પાત્રની અધમતામાં એક અંશની પણ ન્યૂનતા ન હતી! ત્રિલોકાધિપતિ ભગવાન શ્રીમહાવીરદેવ ઉપર સંગમે અનેક ઘોર ઉપસર્ગો કર્યા હતા. સર્વથા અસત્ય એવા મહાભયાનક કલંકો તેણે ભગવાન્ ઉપર ઢોળવાનો યત્ન કર્યો હતો. ભગવાનને છ માસ સુધી અન્નનો એક દાણો પણ તેણે મળવા દીધો ન હતો. સંગમે ભગવાન્ મહાવીરદેવે સ્ત્રી ઉપભોગ કર્યો હતો એવું જુઠું કલંક તેમના

ઉપર લાદ્યું હતું. તેજ પ્રમાણે ભગવાન્ ઉપર તેણે ચોરીનો પણ આરોપ મૂકયો હતો !, આટલું બધું કર્યા છતાં જાણે એ સઘળું ઓછું હોય, તેમ શ્રી તીર્થંકર ભગવાનને તે પાપીએ ફાંસીએ પણ ચઢાવ્યા હતા !, આ ઉપસર્ગો કાંઇ જેવા તેવા નથી, પરંતુ તે છતાં તેવા અધમપ્રાણીને અંગે પણ ભગવાન્ શ્રીમહાવીરદેવની દયાનું ઝરણું અખંડિત રહ્યું છે, તે ખંડિત થવા પામ્યું નથી. આ પ્રસંગે ભગવાન્ વીતરાગદશામાં નથી; સરાગપણામાં એટલે છદ્મસ્થદશામાં છે, સાતમે ગુણસ્થાનકે આરૂઢ છે, તે છતાં ભગવાનનું દયાનું ઝરણું અખંડિત રહે છે અને ભગવાન્ તેને અંગે એક વાર આંખમાંથી આંસુઓ વહેવડાવે છે !, કે આ બીચારો આત્મા મારા નિમિત્તે ડૂબી જાય છે. આવા અધમને માટે પણ આ શાસન કહે છે કે 'इषद्बाष्पार्द्रयोर्भद्र" આ પાપથી આ બીચારો દુર્ગતિગામી થશે, આવી ભાવદયા આવે છે." આનું નામ તે ભાવદયા છે.

**ભગવાન્ શ્રી મહાવીરની અદ્‌ભુત દયા** હવે આપણી સ્થિતિ કેવી હોય

છે તે વિચારી જુઓ. આપણને વચનનું કોઈ એક બાણ મારે છે તો તે પણ આપણાથી સહન કરી શકાતું નથી. આપણે તળે ઉપર થઇ જઈએ છીએ અને તેનો નાશ કરવાને ઝટ તૈયાર બની જઇએ છીએ !, ત્યારે ભગવાન્ મહાવીરદેવના સંબંધમાં દેવતાએ કરેલો અત્યાચાર તો પરઆવધિનો જ ગણી શકાય, છતાં ત્યાં પણ ભગવાનની દયાશીલતાનો અંત નથી. ગોશાળાની અને સંગમ દેવતાની સ્થિતિ વિચારો.

સંખલીપુત્ર ગોશાળાએ ભગવાન્ ઉપર તેજોલેશ્યા મૂકી હતી, એ પણ કાંઇ નાનો સુનો અપરાધ નથી જ પરંતુ સંગમ દેવતાનો અપરાધ તો એનાથીએ વધારે ભીષણ પ્રકારનો હતો. ઉદયગિરિની ગુફાની પાસે આવેલા તોસલીના રાજ્યમાં ભગવાન્ શ્રી મહાવીરદેવ ઉપર ચોરીનો આરોપ મૂકવામાં આવ્યો હતો અને તે માટે તેમના સંબંધમાં ફાંસીની સજા થઈ હતી. ભગવાન્ શ્રી મહાવીરદેવ ચરમશરીરી હતા, તેમનું આયુષ્ય ખંડિત થઇ શકે એવું ન હતું, છતાં સંગમ દેવતાએ ભગવાન્ ઉપર કાળચક્ર મૂકી દીધું. સાત વાર દેવતાએ ભગવાનને ફાંસી દીધી, પરંતુ તે સાતે વાર તૂટી ગઈ! હવે આવું દુષ્કૃત્ય કરનાર દેવતાની સ્થિતિ વિચારો; છતાં શાસન કહે છે કે આવે પ્રસંગે પણ

"कृतापराधेऽपि जने, कृपामंथरतारयोः ।
ईषद् बाष्पार्द्रयोर्भद्रं, श्रीवीरजिननेत्रयोः ॥"

આવે પ્રસંગે પણ મહાવીર ભગવાનની દયા જેમ મહાસાગરમાંથી સતત જળ વહ્યું જ જાય છે તેમ વહીજ રહી હતી અને એ દેવતાની દુર્દશાને અંગે ભગવાનની આંખમાં અપરાધીને અંગે ભાવદયાથી નેત્રની કીકીઓ ભીંજાઇ ગઈ હતી અર્થાત્ આંસુઓ આવી ગયાં હતાં.

**સજાની શાસ્ત્રે સ્તુતિ કરી નથી** આવા પ્રસંગે જે વીરની આંખમાં આંસુઓ આવી જાય છે, તેવા નેત્રને કલ્યાણ કહે છે. ભગવાન્ સંગમ દેવતા ઉપર દયા કરે છે પરંતુ ભગવાનના ભક્ત ઇન્દ્રમહારાજા સંગમ ઉપર દયા કરતા નથી. ઇંદ્રમહારાજા પોતાની સરખી

રિદ્ધિવાળા સંગમને દેવતાલોકમાંથી દેશનિકાલની સજા કરે છે. સંગમ જ્યારે દેશનિકાલ થાય છે, ત્યારે તેનો પરિવાર તેની દેવીઓ કોઈપણ તેની સાથે જઇ શકતું નથી. ઇન્દ્રની આ સજા તેના ભગવાન્ ઉપરના રાગને લીધે હતી, છતાં કોઇ શાસ્ત્રકારદ્વારા કોઇપણ સ્થળે ભગવાન્‌ને માટે ઇન્દ્રે કરેલી સજા સારૂ, ઇન્દ્રની કે તેની સજાની પ્રસંશા કરવામાં આવી નથી, જ્યારે બીજી બાજુએ ભગવાને દર્શાવેલી દયા માટે ભગવાનની સ્તુતિ તો સ્થળે સ્થળે કરવામાં આવી છે. ભગવાને દર્શાવેલી આ દયાને "बल्लं जगत् ध्वंसन रक्षणक्षमं कृपा च सा संगमके कृतागसि" એ શબ્દો દ્વારા કલ્પસૂત્રમાં પણ વખાણવામાં આવી છે. હવે આ વખાણ કઇ ચીજના છે તે સમજવાનો પ્રયત્ન કરો. આ સઘળા ઇતિહાસમાં લાગણીના વખાણને જ સ્થાન મળેલું છે. ઇન્દ્રે કરેલા કાર્યના વખાણ કરવામાં આવ્યા નથી. ઇન્દ્રે ભગવાનની જે સેવાઓ કરી છે, ભગવાન્ પરત્વે તેને જે માન અને પ્રેમ છે, જે લાગણી છે, તે લાગણીના વખાણ કરવામાં જરાય હરકત સંભવતી નથી. લાગણી તરીકે જો પ્રશંસા કરવી હોય તો ઇન્દ્રે દર્શાવેલી લાગણીના વખાણ અવશ્ય કરી શકાય એમ છે, પરંતુ ફળ તરીકે વખાણ કરવા હોય તો તો ભગવાને દર્શાવેલી દયાના જ વખાણ કરી શકાય, તે સિવાય બીજી કોઇપણ ચીજના વખાણ કરી શકાય તેમ નથી.

**કર્મનિર્જરા ક્યારે સંભવે છે?** ભગવાને દર્શાવેલી ભાવ-દયા નિઃસંશય અનુમોદ-

નીય છે અને તેને શાસ્કારોએ પણ વખાણી છે, કારણ કે એ ભાવદયાનો કર્મનિર્જરા સાથે સીધો સંબંધ રહેલો છે. આ પ્રસંગમાં કયો અંશ આદરણીય છે—અનુમોદનીય ઠર્યો છે, તે વિચારો !, તમારા એક ખીસામાં સાચું મોતી છે, બીજા ખીસામાં ખોટું બનાવટી મોતી છે. આ બનાવટી મોતી કોઇ કાઢી લે છે, તો તેથી તમોને ગુસ્સો આવતો નથી, પરંતુ જો ખરૂં મોતી કોઇએ કાઢી લીધું હોય તો તરત તમે રાતાપીળા બની જાઓ છો ? કહો વારૂં ? આમ થવાનું કારણ શું હોઇ શકે ?, તમારો રાગ ગોળમટોળ આકૃતિ અને ચળકતા પૃષ્ઠ ભાગ ઉપર જ હોય, તો તો ખોટા મોતીને લઈ લેતાં પણ તમોને ગુસ્સો આવવો જ જોઇએ !, પરંતુ તેમ થતું જ નથી કારણ એ છે કે તમારો ખરા મોતી ઉપર રાગ છે, તે એ મોતીના ગુણોને અંગે રહેલો છે. જેના પ્રત્યે મનુષ્યની પૂજ્યતા હોય, જેને તે માનથી જોતો હોય, જેના પ્રત્યે તેને પ્યાર હોય, તેવાની જ્યારે અવજ્ઞા કે આશાતના થાય છે, ત્યારે જરૂર લાગણી ઉછળે છે પરંતુ એ લાગણી શાને અંગે ઉછળે છે, તેનો વિચાર કરો. ઈષ્ટ વસ્તુ તરફ લાગણી છે માટે, એ જ રીતે ઇંદ્ર તથા દેવતાની ભગવાન્ શ્રી મહાવીરદેવ તરફ લાગણી હતી અને ત્યાં કર્મનિર્જરા હતી, પરંતુ જ્યાં ભગવાનના ઉપસર્ગ માટે (સંગમને) સજા કરવામાં આવે છે ત્યાં તારતમ્યતાથી નિર્જરાનો સંબંધ નથી.

આ તે આરાધના કે વિરાધના ? ખંધક આચાર્ય એક પ્રસંગે પાલક તરફ રોષે ભરાયા હતા. આ રોષનું પરિણામ એટલું બધું ભયંકર

આવ્યું હતું કે ખંધક આચાર્યે પાલકને ભવાંતરે મારવાનું નિયાણું કર્યું હતું. ખંધક આચાર્યે આ નિયાણું પોતાના કોઇ સ્વાર્થ માટે કર્યું ન હતું. પાલકે શાસનની આશાતના કરી હતી, તેને અંગે તેને શિક્ષા કરવા ભવ બગાડીને પણ ખંધક તૈયાર થયા હતા!, ત્યારે હવે આ વૃત્તિને આરાધના કહેશો કે વિરાધના કહેશો વારૂં?, આચાર્ય ખંધકની આ વૃત્તિને આરાધના ગણવામાં આવી નથીજ પરંતુ તેને વિરાધનાજ ગણવામાં આવી છે. ભગવાન્ શ્રીમહાવીરદેવના શિષ્યો પ્રત્યે જ્યારે ગોશાળો આવ્યો હતો ત્યારે ભગવાને પોતાના શિષ્યોને શી આજ્ઞા કરી હતી, તેનો વિચાર કરો. ભગવાને પોતાના શિષ્યોને આજ્ઞા કરી હતી કે ગોશાળો ગમે તેવા મારા ઉપર આક્ષેપો કરે તે છતાં તમે ઉત્તર પ્રતિ ઉત્તર કરશો નહિ! અરે જીભ પણ ચલાવશો નહિ!! હવે કોઇ એવો પ્રશ્ન કરશે કે જો ભક્તિને અંગે; લાગણી અનુમોદવા યોગ્ય છે અને તેથી કર્મનિર્જરા થાય છે, તો પછી ભગવાનના શિષ્યોએ ભગવાન્ પ્રત્યેની અને શાસનપ્રત્યેની લાગણીને વશ થઇને ગોશાળા જોડે વાદવિવાદ કર્યો હોત તો તો તેથી પણ કર્મનિર્જરાજ થવા પામત, ત્યારે ભગવાને એ વાદવિવાદ જ બંધ કરી નંખાવ્યો, અને કર્મનિર્જરાનો માર્ગ જ બંધ કરી દીધો; તેનું શું? હવે આ રીતનો પોતાના શિષ્યોને સંદેશો આપીને ભગવાને કર્મનિર્જરાનો માર્ગ જ બંધ કરી દીધો હતો કે કેમ, તે પ્રશ્ન હવે વિચારીએ.

**માધ્યસ્થભાવના ક્યાં સંભવે છે?** તમોને આગળ

મોતીનું ઉદાહ-

રણ આપવામાં આવેલું જ છે. એ મોતી કોઇ લઇ લે છે, તો તમોને ગુસ્સો આવે છે પરંતુ તે ગુસ્સો તે મોતીને અંગે આવતો નથી જ!, પરંતુ મોતીમાં રહેલા ગુણને અંગે જ આવે છે ઇન્દ્રે દેવતાને સજા કરી હતી એ પ્રસંગમાં પણ આપણે જોયું છે કે શાસ્ત્રકારોએ સજા પ્રસંશાપાત્ર નથી જ ગણી; પરંતુ લાગણી જ પ્રશંસાપાત્ર માનેલી છે. ઇન્દ્રે સજા કરી છે તે લાગણી વિના થઈ નથી માટે જ લાગણીનું મહત્વ છે. જે માણસમાં શૌર્ય હશે તેવો માણુસ તો લડાઈની નોબત ગાજતી સાંભળશે કે તરત જ તેને શૌર્ય છૂટયા વિના રહેવાનું નથી. જ્યાં વાજાં વાગવા માંડશે, લડાઇનો શંખનાદ થશે કે ત્યાં તો પેલો માણુસ શૌર્યથી ગાજી ઉઠશે; પરંતુ આપણે એનું શૌર્ય અને એના શૌર્યનું કાર્ય એ બેને જુદા પાડવાનાં છે. આપણે હંમેશાં અનુમોદનીય સ્થાન તરીકે તે સજાનું કાર્ય ગણ્યું નથી, પરંતુ લાગણી જ ગણી છે. દેવલોકમાં સામાનિક દેવપણા જેવી કોટિમાં પ્રવેશેલો એવો સંગમ દેવતા હતો, પરંતુ તેણે જ્યારે ભગવાન્ મહાવીરને અનેક ઉપસર્ગોથી પીડવા માંડ્યા ત્યારે જ ઇન્દ્રે સજા તરીકે તેને દેશનિકાલની સજા કરી હતી. ઇન્દ્રે આ દેવતા ઉપર માધ્યસ્થ ભાવના રાખી ન હતી. માધ્યસ્થ ભાવના તો તે જ રાખી શકે છે કે જેનામાં સામો માણુસ નુકશાન કરતો હોય તો તે અટકાવી દેવાની શક્તિ ન હોય!, ઇન્દ્રમાં તો એવી શક્તિ હતી જ કે તે સંગમદેવતા નુકસાન ન કરી શકે એવું કરી જ શકત! જ્યાં પોતાના હાથમાં એવી શક્તિ રહેલી હોય છે ત્યાં કારૂણ્યભાવનાને અવકાશ જ નથી. તેવા સંયોગોમાં કારૂણ્યભાવના સંભવતી જ નથી. ||

**ઔદાસીન્ય કેવી રીતે રાખી શકાય ?** માધ્યસ્થભાવના ત્યાં સંભવી શકે છે કે જ્યાં ઉપદેશ આપવાથી આત્મા બેવડો ડૂબવા માંડે! એક શ્રાવક નગરશેઠનો છોકરો હતો. છોકરો કુસંગમાં પડી ગયો અને વટલીને મુસલમાન બની ગયો! નગરશેઠનો છોકરો! મોટાનું ફરજંદ અને આવો બનાવ!! પછી તો પૂછવું જ શું? ગામલોકોમાંથી સારા સારા પાંચ પંદર માણસો ભેગા થયા અને પેલા છોકરાને સમજાવીને પાછા લાવવાના ઇરાદાથી તે છોકરાને મળવા ગયા!, આ વખતે આ નવા મિયાજી ઘરને ઓટલે બેઠા હતા! આ મંડળ ગયું, છોકરાની સામે બેઠું અને છોકરાને કહે છે, "ભાઈ! અમે તારી સાથે થોડી વાત કરવા માગીએ છીએ!" છોકરો તરત જ ઘરમાં દોડ્યો. એક રકાબીમાં સેકેલા ભુંજેલા માંસના ટૂકડા અને બીજા હાથમાં ગ્લાસમાં દારૂ લઇને બહાર આવ્યો અને બધાની વચ્ચે બેસીને આ "વિષ્ટાભક્ષણ" કરતા તેણે પેલા મંડળને ઉત્તર આપ્યો, "ફરમાવો, મુરબ્બીઓ! શું હુકમ છે!," હવે પેલા મંડળે તે શી વાત કરવી! પરિણામ એ આવ્યું કે પેલું મંડળ બિચારૂં બોલ્યા ચાલ્યા વિના જ જેવું ગયું હતું તેવું ને તેવું જ પાછું ફર્યું! જે જીવો આવી પ્રકૃતિના હોય, જે જીવો ઉપદેશથી ઉલટા વધારે પાપકર્મમાં પરોવાશે એવી સોળે સોળ આનાની ખાતરી હોય, ત્યારે તેવા સંયોગોમાં ઔદાસીન્યભાવના રાખ્યા વિના છૂટકો જ નથી પરંતુ એ ઔદાસીન્ય કેવી રીતે અને શા માટે રાખવું જોઇએ તે વિચારવાનો અને સમજવાનો પ્રશ્ન છે.

**દુર્જનોની મહાભયાનક નીચતા! દેવ, ગુરુ, અને ધર્મની શંકા રહિત**

થઈને જેઓ ઘોર નિંદા જ કરી રહ્યા છે અને ગમે તેવા શબ્દો બોલ્યા જાય છે, તેવાઓના સંબંધમાં એ જ દૃષ્ટાંત આપવું ઉચિત છે કે વિષ્ટામાં પથરો મારવાથી સજ્જનોએ જેમ દૂર રહેવાનું છે; તે જ પ્રમાણે આવા માણસોથી પણ સજ્જનોએ દૂર જ રહેવાનું છે. જેઓ દેવોને બળવાખોરો કહે છે, મહાપવિત્ર અને ભવભયહારક આગમોને થોથાં કહે છે, એ આગમોના પૂજારી સાધુઓને પઠાણો કહે છે, આવાઓને સમજાવવાને માટે જો તમે એક વાર પ્રયત્ન કરશો, તો સાધુઓને તે બીજી પચાસ ગાળો આપવા માંડશે!, આવા પ્રસંગે એવા દુર્જનો સાથે તમારે માધ્યસ્થ ભાવના રાખવી એ જ વ્યાજબી છે. વિષ્ટામાં પથરો મારવાથી મારનારો પોતે જ ખરડાય છે, તે જ રીતે આવા દુર્જનોને સુધારવા જનારો પોતે જ બગડી આવે એવો પુરતો સંભવ છે. આ માધ્યસ્થભાવનાને વખોડનારા તો મળી જ આવશે પરંતુ તેથી ક્ષોભ પામવાનું કારણ નથી. દુનિયાભરમાં એવો એક પણ સદ્ગુણ નથી કે જે સદ્ગુણને પણ દુર્જનોએ દોષિત ન બનાવ્યો હોય! કોઇ પણ પ્રશ્ન લેશો તો પણ તેમાં એનું એજ પરિણામ તમારી દૃષ્ટિએ આવવા પામશે. જો તમે શાંતિ રાખશો, તો દુનિયા જરૂર કહેશે કે, "એનામાં પાણી શું છે, તદ્દન નિર્માલ્ય છે" આત્માભિમાન રાખશો, તો કહેશે કે, "મૂર્ખો છે મૂર્ખો, જરાય બાપા કહીને કામ કઢાવી લેવાની

આવડતજ નથી." પ્રપંચ નહિ કરો તો પણ દોષ તમારોજ, જગત તરતજ તમોને કહી દેશે કે, "અક્કલનો છાંટો પણ કયાં છે જે કામ કઢાવી લે!," લોભ ન રાખશો તો એવો આક્ષેપ કરશે કેઃ "એનાથી શું થાય? આ કામ કરવામાં તો છાતીમાં હામ જોઈએ" થોડું ખાશો તો કહેશે કે "હરામખોર કંજુસનો કાકો છે, એ પેટ ભરીને પુરૂં ચાંપતો પણ નથી!" વધારે ખાશો તો કહેશે કેઃ "જોઇ લ્યો, છપ્પનીયામાંથી આવ્યો છે તે તપેલું સાફ કરી ગયો!" દુનિયાની આ દશા છે! હવે કહો કે દુર્જનોએ કયો ગુણ દુષિત નથી બનાવ્યો?

**માધ્યસ્થવૃત્તિ કેવી હોઇ શકે?** સામાન્ય જગતનો સ્વભાવજ એવો છે કે એક પણ સદ્ગુણને તેણે સદ્ગુણ તરીકે રહેવા જ દીધો નથી. આવા સ્વભાવવાળા માણસો દુર્જનો પ્રત્યે ધારણ કરવામાં આવતી ઉપેક્ષાવૃત્તિને માધ્યસ્થપણાને પણ બાયલાપણું કહીને નિંદે છે. હવે ભગવાન્ શ્રીમહાવીરદેવે પોતાના શિષ્યોને ગોશાળાના પ્રસંગમાં મૂગા રહેવાનું એટલે માધ્યસ્થપણું રાખવાનું કેમ કહ્યું છે તેનો મેળ તમોને સમજાશે. કોઇને દેડકો કરડી જાય, કરડીને દેડકો દૂર બેઠો હોય, એટલામાં સામેથી સાપ ધીમે ધીમે દેડકા તરફ ધસી આવતો હોય; એવા પ્રસંગોમાં" થવા દો, દેડકાનું જે થવાનું હશે તે થશે; મારે એમાં શી પીડા છે, મેં દેડકાને થોડું જ અહીં બેસી રહેવાનું કહ્યું છે!" એવો વિચાર કરીને દેડકાને છોડી ન મૂકવો

અથવા સાપને આવતો ન અટકાવવો, એનું નામ માધ્યસ્થ-વૃત્તિ નથી, પરંતુ પાપીની દયા ખાવી અને તેને સુધારવાનું જો આપણા હાથથી બહારની વાત હોય તેના પરત્વેની દયાની લાગણીપૂર્વક તટસ્થ રહેવું એ માધ્યસ્થવૃત્તિ છે. ભગવાન્ મહાવીરદેવના સંદેશાનું પણ આજ હાર્દ હતું. ગોશાળો સુધરી શકે એવો ન હતો, તેની દુર્જનતામાં એક અંશ પણ ઓછો ન હતો, તેથી જ તેમના તરફની દયાપૂર્વક મધ્યસ્થવૃત્તિ રાખવી એજ ભગવાને પોતાના શિષ્યોને આપેલા સંદેશાનું હાર્દ–મર્મ હતું.

**માધ્યસ્થભાવનાનો ખોટો અર્થ ન કરો.** અહીં તમોને એક બીજી ચેતવણી આપવાની છે તે યાદ રાખો! માધ્યસ્થભાવનાનો ખોટો અર્થ કરવાનો નથી. છોકરો જિનબિંબ પૂજવાની ના પાડતો હોય કે; "હવે એ પત્થરના ઢીંગલાની શી પૂજા કરવી હતી!"

તો એવા સંયોગોમાં તટસ્થ રહેવું અને છોકરાને તેને માર્ગે પ્રવર્તવા દેવો, એ માધ્યસ્થભાવના નથી જ!

તેને તો તમારે સુધારવો જ રહ્યો. એજ પ્રમાણે જે દેવ, ગુરુ અને ધર્મની નિંદા કરતા હોય તેમને પણ તમારે પંપાળવાના નથી જ. એવા પ્રસંગોમાં તો તમારી ફરજ બેવડી થાય છે. અજ્ઞાની આત્માઓ પાખંડીઓની મોહજાળમાં ન ફસાય તેટલા માટે તમારે સત્યનો પ્રકાશ કરવો અને અજ્ઞાનીઓના શુભની ભાવના રાખી તેમના દ્વારા શાસન પર થતા આક્રમણોનો તમારે ધર્મસંરક્ષણવૃત્તિપૂર્વક સામનો કરવો, અન્યથા નહિ! **માધ્યસ્થવૃત્તિનો અર્થ એજ છે કે દુર્જનથી દૂર રહો!**

**દયા અને તેના બે પ્રકાર.** દયાના બે પ્રકાર છે, ભાવદયા અને દ્રવ્યદયા. જ્યાં ઉપેક્ષાવૃત્તિ રાખવાની છે ત્યાં દ્રવ્યદયા હસ્તીમાં નથી હોતી, પરંતુ ત્યાં ભાવદયા રાખવાની છે. ભાવદયા રાખીને પાપીનું શુભ ઇચ્છીને તેનાથી દૂર રહેવામાં માધ્યસ્થવૃત્તિનો સાક્ષાત્કાર વિદ્યમાન છે. આ સઘળું વિસ્તારપૂર્વક એટલા માટે કહેવાની જરૂર પડે છે કે તમે પ્રશસ્તદ્વેષ માનીને કોઇ વ્યક્તિ ઉપર દ્વેષ રાખતા બની જાઓ નહિ !, પ્રશસ્તદ્વેષનું એજ લક્ષણ છે કે દુર્ગુણો ઉપર ગમે એટલો દ્વેષ રાખો; (દુર્ગુણો ઉપર દ્વેષ રાખવાનો જ છે,) પરંતુ દુર્ગુણી ઉપર દ્વેષ રાખવાનો નથી જ !, દુર્ગુણી કારૂણ્યભાવની કક્ષામાંથી બહાર નીકળે અને ઉપેક્ષાવૃત્તિમાં જઇ પડે; એવે પ્રસંગે પણ તેના ઉપર ભાવદયા તો ખરી જ !, હવે પ્રશસ્તરાગનું વિચારો. પ્રશસ્તરાગ તે જ ચીજ છે કે જેમાં સદ્‌ગુણો ઉપર પણ રાગ રાખવાનો છે અને સદ્‌ગુણી ઉપર પણ રાગ રાખવાનો છે. છતાં પ્રશસ્તરાગ અને પ્રશસ્તદ્વેષનું એક મુખ્ય લક્ષણ વિચારવાનું છે. **જે પ્રશસ્તરાગ અને દ્વેષ નિર્જરા સાથે સંબંધ રાખે છે તે જ રાગદ્વેષ પ્રશસ્ત છે** બીજા રાગદ્વેષને પ્રશસ્ત સમજશો નહિ ! સદ્‌ગુણી અને સદ્‌ગુણ ઉપર જેટલે અંશે તમે રાગ રાખો છો તેટલે અંશે તેનો સંબંધ નિર્જરા સાથે છે અને દુર્ગુણ ઉપર જેટલે અંશે દ્વેષ રાખો છો તેટલે અંશે તેનો સંબંધ પણ નિર્જરા સાથે જ છે. મિથ્યાત્વાદિ દુર્ગુણો ઉપર જેટલે અંશે દ્વેષ રાખો છો તેટલે અંશે તેનો સંબંધ

નિર્જરા સાથે છે પરંતુ દુર્ગુણી ઉપર દ્વેષ રાખશો તેનો સંબંધ નિર્જરા સાથે નથી.

**પ્રશસ્ત રાગ આપોઆપ ટળી જાય છે.** આ પ્રશસ્ત રાગ-દ્વેષના સ્વરૂપો કહ્યા છે. હવે આપણે આપણી મૂળ વાત ઉપર આવવાની જરૂર છે. આપણે આગળ એ વાત સિદ્ધ કરી દીધી છે કે રાગ અને દ્વેષ જે પ્રશસ્ત છે, તેને ટાળવાને માટે અથવા ખસેડવા માટે બીજા કશાની જરૂર પડતી નથી. પ્રશસ્ત રાગ-દ્વેષને ખસેડવા માટે ભાવના કે ઉપદેશની જરૂર પડતી નથી. શાસ્ત્રે જ્ઞાન ઉપર રાગ રાખવાનો કહ્યો છે અને ચારિત્ર તથા ચારિત્રધારી ઉપર પણ રાગ રાખવાનો કહ્યો છે, આ રાગ પણ મોહનું જ એક સ્વરૂપ છે; પરંતુ શાસ્ત્રકારોએ તેને પ્રશસ્ત માની લીધો છે, અને એવા રાગને ટાળવાને શાસ્ત્રમાં કોઈ સ્થળે એક લીટી પણ લખવામાં આવી નથી. શુદ્ધ દેવાદિક ઉપરથી પ્રશસ્તરાગ દૂર કરો એવો એક શબ્દ પણ કોઇ સ્થળે લખવામાં આવ્યો નથી. શાસ્ત્રકારોએ આ સંબંધમાં એક લીટી પણ લખી નથી; કારણ કે શાસ્ત્રનો જ એ આદેશ છે કે; દેવ, ગુરુ અને ધર્મમાં જે રાગ છે અને દુષ્કૃત્યોમાં જે દ્વેષ છે, તે રાગ અને દ્વેષ આપો આપજ ટળી જનારા છે. શાસ્ત્ર-કારોની આ માન્યતા કેવળ સીધી સાદી છે. માણસને રોગ થાય છે, પેટમાં મલ ભરાય ત્યારે તે અશક્ત બને છે; દાકતર દરદીને રોગની જ (મલ કાઢવાની) દવા આપે છે તે કાંઈ શક્તિ લાવવાની દવા આપતો નથી!, છતાં રોગ મટે છે,

મલ નીકળી જાય છે એટલે શક્તિ તો આપો આપજ આવી જાય છે! દેવ, ગુરુ, ધર્મ એને અંગે જે રાગ છે તે રાગ કર્મનિર્જરા કરાવનારો છે અને જ્યાં કર્મનિર્જરા થઇ રહે છે કે આ રાગ આપોઆપ મટી જાય છે. પ્રશસ્ત રાગ દ્વેષ ટાળવો જરૂરી છે એમ જણાવી તેને માટે ઉપદેશ કે બીજા કશાની પણ જરૂરિઆત શાસ્ત્રે બતાવી નથી.

**ત્યાગી દેહ એ મોક્ષની સીડી છે.** અપ્રશસ્તમોહ, અપ્રશસ્ત દ્વેષ, પૌદ્ગલિક પ્રીતિ એના ઉપર રામબાણ ઔષધ તે પ્રશસ્ત રાગદ્વેષ છે. જ્યાં પ્રશસ્ત રાગદ્વેષ આવીને અપ્રશસ્ત રાગદ્વેષાદિને હાંકી કાઢે છે કે, પ્રશસ્ત રાગદ્વેષ એની મેળે જ ટળી જાય છે. "મોહ નાશ પામી શકતો નથી." એવી દલીલ કરનારાઓ એમ કહે છે કે જેમ છોકરી પિયરમાંથી સાસરે આવે છે ત્યારે તેનો મોહ જતો નથી પરંતુ મોહમાં પલટો આવે છે, તેજ પ્રમાણે અપ્રશસ્તમોહ એટલે પૈસા, ટકા, બૈરી, છોકરાં ઇત્યાદિ સંસારની વસ્તુઓ ઉપરનો મોહ જાય છે અને તેને સ્થાને પ્રશસ્તમોહ જન્મે છે એ મોહનો પલટો થયો છે; એ વાત કબૂલ છે, તેની કોઈ ના પાડતું જ નથી, પરંતુ બીજા પ્રકારનો મોહ એવો જ છે કે તે પોતાની મેળે જ ટળી જનારો છે. કોઇ એમ પણ કહેશે કે સાધુ જો મોહવિરોધી ઉપદેશ આપે છે તો પછી સાધુએ પોતાના શરીર ઉપર પણ શા માટે મોહ રાખવો જોઈએ. આવી દલીલથી સાધુ પોતાને શરીર-પર મોહ નથી એ દર્શાવવા માટે કાંઇ આપઘાત કરવા જવાનો

નથી! જે શરીર નિરંતર પૌદ્ગલિક વસ્તુઓની જ ઉપાસના પાછળ રક્ત છે, તે શરીર એ નરકસ્થાનવત્ છે, પરંતુ એજ શરીર સાધુઓના આત્માને માટે મોક્ષની સીડી જેવું છે સાધુનો આત્મા શરીરદ્વારા તપસ્યાદિક ક્રિયાઓ કરી મોક્ષને પંથે વળી શકે છે, માટે સાધુને એ શરીર કલ્યાણકારી છે. સાધુ શિષ્યોનો મોહ રાખે છે, સંઘાડાની સંભાળ રાખવાની ફરજ વિચારે છે, એ સઘળો પ્રશસ્તરાગ છે. આવા સઘળા કાર્યોમાં સાધુનો હેતુ શો છે? તે જોવાની જરૂર છે. સાધુનો હેતુ એ છે કે હું જેમ બને એમ વધારે આત્માઓનો તારનારો થાઉં અને જે તરવાને પંથે વળેલા છે તેમને તેમના માર્ગમાં હું બની શકે એવી સેવા કરીને બધારે સરળમાર્ગ કરીને દઉં!,

**પ્રશસ્તરાગ ધિક્કારવા યોગ્ય નથી.** સંસારીની અને સાધુની સ્થિતિજ જુદી છે, તેનો વિચાર કરો. સંસારી જીવ હોય અને છોકરો દીક્ષા લેવા તૈયાર થાય તો બાપ તળે ઉપર બની જાય છે, અને ધમાચકડી મચાવી મૂકે છે, ત્યારે સાધુસમુદાયમાંથી શિષ્ય વડી દીક્ષા લેવા માટે તૈયાર થાય, કિંવા નિસ્તાર કરવા માટે તૈયાર થાય તો તે સમયે ગુરુને આનંદ થાય છે!, હવે આ સાધુનો શિષ્યો ઉપર કઈ જાતનો રાગ છે તે સમજો, આ રાગ શિષ્યોને તારવા માટેનો છે અને તેથી જ તે રાગ એને શાસ્ત્રે પ્રશસ્ત રાગ કહ્યો છે. સંવેગી સાધુઓ એ શાસ્ત્રની દૃષ્ટિએ પણ સરાગી સાધુ છે, વીતરાગ નથી;

અને સરાગી છે તેથી જ સંઘાડાનો બંદોબસ્ત કરવાની સરાગી સાધુઓની ફરજ છે. દીક્ષા દેનાર આચાર્યે વા સાધુએ પણ એ વાત તો વિચારવી જ પડે છે કે હું દીક્ષા તો આપુ છું પરંતુ એ સઘળા શિષ્યોને હું ઉપકરણો વગેરે પૂરા પાડી શકીશ કે નહિ?, આ વિચારણામાં પણ મોહ છે પરંતુ તે પ્રશસ્ત રાગ છે. પ્રશસ્ત મોહની સ્થિતિ જ એ છે કે તેને નિર્જરા સાથે સીધો સંબંધ હોય છે અને તે રાગ પોતાની મેળે જ ટળી જવાના સ્વભાવવાળો હોય છે. પ્રશસ્તમોહ એ કોઈપણ રીતે ધિક્કારવા લાયક ચીજ નથી પરંતુ તે અંત્ય કોટિએ ત્યાજ્ય છતાં પૂર્વ અવસ્થામાં અવશ્ય આદરવા લાયક વસ્તુ જ છે.

**ભવરૂપી ભયંકર પર્વત.** બાળપણાના સંસ્કારો કંઇ જ કામના નથી એવું જેઓ કહે છે તેઓ માનસશાસ્ત્રને દૂર ફેંકી દઇને વાત કરનારા છે. બાળકોમાં ગૂઢ શક્તિ રહેલી છે અને તેથી જ તેમના ઉપર જે સંસ્કારો પડે છે તે સંસ્કારોને તેઓ ઝીલી લે છે. શ્રાવકના છોકરાને પાડોશમાં માંસનું તપેલું ઉકળતું હોય તો તરત જ તેની ગંધ દુર્ગંધ તરીકે પરિણમે છે, અને બીજા માંસાહારીઓને તેમ નથી થતું એનું કારણ વિચારો?, એનું કારણ એ છે કે જૈનબાળકમાં જન્મથી જ તેવા સંસ્કારો પડેલા હોય છે. જૈનબાળકને ગળથુથીમાંથી જ એવા ત્રણ સંસ્કાર નાખવામાં આવે છે કે—

(૧) આ આત્મા અનાદિનો છે.

(૨) ભવસંબંધ અનાદિનો છે અને

(૩) કર્મસંયોગ પણ અનાદિનો છે. જૈનબાળકોને આ ત્રણ વસ્તુ ગળથુથીમાં જ પાવામાં આવે છે, તેથી તેઓ આ ત્રણ વસ્તુના રહસ્યને સમજી શકે છે. જેમ તેઓ આ ત્રણ વસ્તુને સમજે છે, તેજ પ્રમાણે જેમને આવા સંસ્કારો જ ન પડ્યા હોય તેની સ્થિતિ વિપરિત જ હોય એ સંભવિત છે, પ્રેમશ્રૃંગાર એટલે જ મુક્તિ છે એવું જેઓ માની રહ્યા છે; તેઓ વૈરાગ્યમાં નહિ જ સમજી શકે. જેને વૈરાગ્ય એટલે શું, ત્યાગ એટલે શું, એ વાતનો ગળથુથીમાં જ ઘુંટડો જ ન મળ્યો હોય, તેવા માણસો આ બાબત ન સમજે એ તદ્દન વાસ્તવિક છે, અને તેથી જ તેઓ વૈરાગ્યની નિંદા કરે એ સમજી શકાય એવું છે. જીવ અનાદિનો છે, ભવ અનાદિનો છે અને કર્મસંયોગ પણ અનાદિનો છે, એમ જેઓ માને છે તેઓ આ અસાર સંસારને આ ભવને ભયાનક પર્વતરૂપે સમજે છે અને તેથી જેમણે આ ભવને ભયાનક માન્યો હોય, તેમની ફરજ છે કે તેમણે ધર્મક્રિયાઓ દ્વારા કર્મનિર્જરાનો પંથ ગ્રહણ કરી આ ભયંકર ભવપર્વતને ઉલ્લંઘી જવાનો યત્ન કરવો જોઈએ. જે એવો યત્ન કરશે તે મોક્ષનો સાચો માર્ગ મેળવી, છેવટે મોક્ષ પામી શકશે.

**પહેલો ભાગ સમાપ્ત**

# શાસન અને સુધારક પક્ષની તુલના

## ભાગ–૨

શાસ્ત્રકાર મહારાજા ન્યાયાચાર્ય શ્રીમાન્ યશોવિજયજી મહારાજ ભવ્યજીવોના ઉપકાર માટે જ્ઞાનસાર નામક ગ્રંથ રચતાં જણાવે છે કે કમાએલાનું રક્ષણ કરવાની બુદ્ધિ જેમ સંસારમાં છે તેજ પ્રમાણે કમાએલાના સંરક્ષણની બુદ્ધિ ધર્મકાર્યપરત્વે પણ રાખવાની જરૂર છે. કોઈ માણસ દશ હજાર રૂપીઆ કમાયો હોય અને રોજના પચાસ રૂપીઆ મેળવતો હોય તો બે ચાર દિવસની કમાણી છોડીને પણ તે પહેલાં દશ હજાર રૂપીઆની રક્ષણ કરવાની ગોઠવણ કરશે. રાજા, તલવારની ધારથી કમાણી કરે છે પરંતુ એ કમાએલો પૈસો પણ તેને સળીયાવાળી જેલો બાંધીને અથવા તો તિજોરીના ઓરડાઓ ચણીને ફરજીયાત રીતે બચાવી લેવાની જરૂર પડે છે. જૈન સમાજે આ સંબંધમાં પોતાને ઘરઆંગણે ઉપસ્થિત થએલું ઉદાહરણ જ જોવાની જરૂર છે,

આપણા સમાજમાં બે પક્ષો પડી ગયા હતા. એક પક્ષ, દેવ, ગુરુ, ધર્મને તોડી પાડવાની દાનતવાળો હતો, આ પક્ષે દેવ, ગુરુ, ધર્મને તોડી પાડવા માટે સૌથી પહેલાં ધર્મની થતી ક્રિયાઓ તોડી પાડવાનો વિચાર કર્યો હતો અને તે પ્રમાણેના કાર્યનો તેમણે આરંભ પણ કરી દીધો હતો. આ પક્ષનો ધર્મક્રિયાઓને તોડી પાડવાનો માર્ગ કર્ણવિષ દ્વારા સિદ્ધ કરવાની તેમની ધારણા હતી. લોકોના કાનમાં વિષ રેડીને અથવા ધર્મક્રિયાની વિરુદ્ધમાં પુષ્કળ શબ્દોચ્ચારો કરીને તે દ્વારા લોકોને ભમાવીને તેમને પરાઙ્મુખ બનાવી દેવાની આ વિરોધી પક્ષવાળાની સખ્ત ધારણા હતી પરંતુ તેમાં તે પક્ષ ફાવ્યો ન હતો.

**જ્ઞાનસંસ્થા કોને કહેવી?** આ જ સમયમાં બે ત્રણ સ્થળે જૈનશાસને મહાપવિત્ર ગણેલી એવી ઉપધાનવહનની ક્રિયાઓ થઈ હતી અને તેમાં ભાવિક આત્માઓએ પુષ્કળ દ્રવ્યનો ખર્ચ કર્યો હતો. ઉપધાનવહનની ક્રિયા દરમ્યાન જે ખર્ચ થાય છે તે ખર્ચ ક્યાં જાય છે તેનો પહેલાં વિચાર કરવાનો છે. ઉપધાન નિમિત્તે ખરચાતું દ્રવ્ય કાંઈ સાધુ ઉપયોગમાં લેતા નથી પરંતુ એ સઘળો પૈસો જ્ઞાનમાં અને બીજા ધાર્મિક કામોમાંજ વપરાય છે; કાંતો એ પૈસો જિનમંદિરોના જીર્ણોદ્ધારમાં વપરાય છે, કાંતો એ પૈસો ઉપાશ્રય વગેરેની મરામતો પાછળ વપરાય છે, કાંતો સાધર્મિક ભાઈઓની સેવામાં આ પૈસો વાપરવામાં આવે છે. આ ત્રણ પ્રકારે પૈસાનો કેવળ શુભવ્યય થાય છે

તે છતાં વિરોધીઓ એવું કહેવા મંડી પડયા હતા કે આ રીતે લાખો રૂપીયાનો ધુમાડો કરવો એના કરતાં જ્ઞાનની કોઈ સંસ્થા સ્થાપવી એ શું ખોટું હતું? એમની દૃષ્ટિએ જ્ઞાનની સંસ્થા એટલે શું તે વિચારી જોજો! એમની દૃષ્ટિએ જ્ઞાનની સંસ્થા એટલે કૉલેજ, હાઇસ્કૂલ, હુન્નરશાળા વગેરે સંસ્થાઓ અથવા તો દેડકા મારવા કાપવાની એમની લાડકી મેડીકલ કૉલેજ! ઉપધાનમાં જે દ્રવ્ય ખરચાય છે તે આ ભાઈઓને સાલે છે અને તેને ધુમાડો કહે છે પરંતુ છોકરાના લગ્ન ને વિવાહના પ્રસંગમાં સિનેમા, નાટક, મોટરો વગેરેની દોડાદોડીમાં અને પાર્ટીઓમાં જે દ્રવ્ય ખરચાય છે તે આ લોકોને સાલતું નથી!

**જૈનશાસનની રક્ષા માટે જ.** ઉપાશ્રયની મરામતમાં જે પૈસો ખરચાય છે, જિન મંદિરોનો જીર્ણોદ્ધાર કરવામાં ખર્ચ થાય છે કે સાધર્મિકોની ભક્તિ પાછળ જે દ્રવ્ય વપરાય છે તેને આ લોકો ધુમાડો કહે છે, પરંતુ વિલાયતમાં લક્ષ્મી હુન્નર ઉદ્યોગ આદિ કારણે ડેપ્યુટેશનો મોકલવાં, કે એવા જ બીજાં બેરીસ્ટર કે સરજન વગેરે કરવા માટે વિલાયત વગેરે સ્થાને મોકલવા અને તેમાં પૈસા વેડફી દેવા તે તેમને પૈસાનો સુમાર્ગે વ્યય થયેલો લાગે છે. વળી એવાઓની દૃષ્ટિ જ્ઞાન કોને કહે છે તે વિચારો! મોક્ષ પામવાનો માર્ગ તે જ્ઞાન નથી, કર્મોનો અને આત્માનો યોગ આ રીતે થાય છે, અમુક રીતે કર્મો છૂટે છે અને પછી સિદ્ધપદ મળે છે એવું પ્રતિપાદન કરવામાં આવશે તો કહેશે,

"મળ્યું, મળ્યું સિદ્ધપદ! આ બધાં સમીક્ષાજનાં ગપ્પાં છે ગપ્પાં!" એ વિચારવાળાઓ તો જ્ઞાન પણ તેને જ કહે છે કે જે જ્ઞાનથી પૈસો મળી શકે છે. હવે જૈનશાસનની દૃષ્ટિએ વિચારો. અરે એકલા જૈનશાસનનેજ નહિ પણ તમામ આર્ય દર્શનોને એ વાત માન્ય છે કે 'सा विद्या या विमुक्तये' જે જ્ઞાનથી મુક્તિ થઈ શકે છે તેજ જ્ઞાન છે, જૈનશાસન કહે છે કે જેનાથી સર્વ કાંઇ સત્ય શું અને અસત્ય શું તે સર્વ જાણી શકાય છે તે જ્ઞાન છે.

આ શાસન વિરોધી વર્ગે શાસન પર આ પ્રમાણે જ્યારે જ્યારે અનેક આક્રમણો કર્યાં છે એ સઘળે પ્રસંગે જેમના અંતરમાં શાસનની સાચી લાગણી રમી રહી હોય તેમણે પોતાના પૈસાનો અને વખતનો પણ ભોગ આપ્યો છે અને એ રીતે શાસનની સેવા બજાવી છે. તેમણે આપેલો આ ભોગ કઈ દૃષ્ટિએ આપવામાં આવ્યો છે તે વાત તમારે લક્ષમાં રાખવાની છે. આ સઘળી પ્રવૃત્તિમાં તેમનો હેતુ એક જ હતો કે : જૈનશાસનની રક્ષા.

**નવું કર્યું નથી પરંતુ જુનું સંભાળ્યું છે.** પાંચ વર્ષમાં જૈન ધર્મમાં સડો નાખવાના હેતુથી, સાધુઓની સત્તા તોડી પાડવાના ઇરાદાથી અને પોતે મનઘડંત રીતે પ્રવર્તાવેલા વિચારોને સમાજ પાસે અપનાવી લેવડાવવાના ઇરાદાપૂર્વક આ પક્ષે ધૂળ સાફક પૈસો વેર્યો હતો. આવે પ્રસંગે જો શાસનરસિકો હાથ જોડીને બેસી રહ્યા હોત તો શું થાત તેનો વિચાર

કરો. પહેલું તો એ બન્યું હોત કે જેનામાં પૂરતા સંસ્કારો અને જ્ઞાન નથી અથવા જેઓ વ્યાખ્યાન સાંભળવા જેવા કાર્યમાં વારંવાર રસ લેતા નથી તેવા બધા સાધર્મિક બંધુઓ સત્યવિમુખ બની ગયા હોત! અને બીજું જૈનેતર આર્યોમાં અને આર્યેતરોમાં એવી છાપ પડી હોત કે જૈનધર્મ ઠામ-ઠેકાણા વિનાનો ધર્મ છે! ધર્મપ્રિય વર્ગે કરેલા પરિશ્રમથી આ સ્થિતિ આવતી અટકી જવા પામી છે. હવે જો ધર્મપ્રિય વર્ગે કરેલો આ પરિશ્રમ અને ખરચેલું દ્રવ્ય બીજે માર્ગે વપરાયું હોત તો તે કેટલું લાભદાયી હતું તેનો વિચાર કરો. આ પૈસા વડે સેંકડો અજૈનોને જૈન બનાવી તેમના આત્માનું કલ્યાણ કરી શકાયું હોત; આમ થાત તો નિઃસંશય તે સારી વાત હતી પરંતુ તેમ ન થતાં ખરચાએલા દ્રવ્યથી અને વપરાએલા પરિશ્રમથી પણ જે કાર્ય નિષ્પન્ન થયું છે તે અત્યંત લાભદાયી તો છે જ! તમે નવું કાંઈપણ કરી શકયા નથી તેનું કારણ જુઓ તો વિરોધીઓની સઘળી પ્રવૃત્તિઓ જ છે.

**શાસન સામે ભયંકર હુમલો.** ધર્મીવર્ગના દ્રવ્યવ્યયથી બીજું દેખીતું ફળ નથી આવ્યું એ વાત સાચી છે પરંતુ તેનો સઘળો ફલિતાર્થ એજ થયો છે કે આપણે નવું રાજ્ય જીતી શકયા નથી, પરંતુ આપણે એક ઈંચ જેટલી પણ જમીન ખોઈ નાખી નથી. અધર્મીઓની સઘળી દુષ્ટ પ્રવૃત્તિઓના પ્રતિકારમાં ધર્મીવર્ગે જે કાંઈ ખર્ચ અને શક્તિનો વ્યય કર્યો છે તે સઘળામાં

કઈ બુદ્ધિ પ્રધાનપદે રહી છે તેનો વિચાર કરો. એ સઘળામાં ભૂમિકારૂપે શાસનરક્ષાની બુદ્ધિ જ રહેલી છે અને એ બુદ્ધિથી યુક્ત એવી જ આપણી સઘળી પ્રવૃત્તિઓ છે. એ પ્રવૃત્તિઓનું ફળ શું આવ્યું છે તે હવે તપાસીએ. શાસનવિરોધીઓ કે જેમની તેમનામાં રહેલા ઘોરતમ અજ્ઞાનને કારણે આપણે દયા જ ખાઇએ છીએ; તેમની પ્રવૃત્તિ શાસનની ભૂમિકા ઉથલાવી પાડવાને માટે ખરેખર મહા ભયંકર જ હતી. સાધુઓ અને સાધુધર્મની સામે તેમણે પૂરેપૂરો પ્રચાર કર્યો હતો અને તેમનું એ પ્રચાર કામ એવું ઉગ્ર હતું કે જેની અસર એવી થવા પામત કે એક પણ સાધુ કે સાધ્વી પોતાનું આનંભેર સ્થાન સાચવી શક્યા જ ન હોત; આજે હવે એવી સ્થિતિ છે કે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ સઘળાં ધર્મને કલ્યાણ માને છે અને ધર્મને જ હિતકારી માને છે આ શુભ સ્થિતિ શાસનપ્રેમીઓએ ચલાવેલી હિલચાલને જ આભારી છે. યુરોપમાં ઇ. સ. ૧૯૪૨ માં મહાસંગ્રામનો આરંભ થયો હતો એ સંગ્રામ એવો ભયંકર હતો કે પાંચ વર્ષમાં તો તેણે યુરોપની કાયા પલટાવી નાખી હતી. તે જ પ્રમાણે છેલ્લા પાંચ વર્ષમાં સાધુધર્મ સામે અને શાસને ઠરાવી આપેલી મર્યાદાઓ સામે પણ શાસનવિરોધીઓએ એવો જ–એ મહાયુદ્ધના જેવો જ–મહાભયંકર હુમલો કરી દીધો હતો !

**સુધારક ચળવળનું અવળું ફળ.** જૈનશાસનના આદ્યા-

ત્મજ્ઞાનને નહિ સમજી

શકનારાઓ જેઓ પોતાને સુધારક કહેવડાવે છે. તેમણે શાસન-સંચાલનના કાર્યને તોડી પાડવાના કરેલા પ્રયાસોમાં તેમનો પહેલો પ્રયાસ એવો હતો કે સાધુ સંસ્થા તોડી નાખવી અને તે ન બની શકતું હોય તો સાધુસંસ્થાને પોતાના અંકુશમાં લઇ લેવી. સુધારકોના આ મનોરથ સામે શાસન-પ્રેમીઓએ પ્રચંડ વિરોધ ઉઠાવ્યો હતો અને એ વિરોધ એટલો બધો સમર્થ નિવડ્યો હતો કે જેના યોગે કરીને સાધુસંસ્થા તૂટવાની તો બાજુએ રહી, પરંતુ ઉલટી સાધુ-સંસ્થામાં અભિવૃદ્ધિ જ થવા પામી હતી. જેમ જેમ સાધુ-સંસ્થાની સામે ઘોર અને નિંદનીય પ્રકારનું પ્રચારકાર્ય થતું રહ્યું હતું તેમ તેમ બીજી બાજુએ દીક્ષા ઝપાટાબંધ વધતી જ જવા પામી હતી. એક તરફ આ રીતે દીક્ષા વધી રહી હતી ત્યારે બીજી તરફ દીક્ષાજીવનની જ એક ઝાંખી આવૃત્તિરૂપ ઉપધાનની ક્રિયાનો ઝપાટાબંધ વધારો થઈ રહ્યો હતો. શાસનસેવકોએ માત્ર વિરોધીઓએ કરેલો સાધુસંસ્થા સામેનો હલ્લો રોકવાનો જ યત્ન કર્યો હતો. ત્યારે બીજી બાજુએ સાધુઓ તથા ધર્મક્રિયાઓની સુંદર અભિવૃદ્ધિ એ પણ તેનું પરિણામ આવી રહ્યું હતું. શાસનસેવકોએ માત્ર સંરક્ષણ બુદ્ધિથી જ જે કાર્યો કર્યા હતા તેના આ રીતે રક્ષા અને અભિવૃદ્ધિ એવાં બે સુંદર પરિણામો આવવા પામ્યા હતા. હવે આગળ જોઇએ.

**ગરીબ જૈનોનો ઉદ્ધાર.** સાધુસંસ્થાના વિનાશ સાથે સુધારકોનો બીજો મનોભાવ

ગરીબ જૈનોના ઉદ્ધારનો હતો. સુધારકોનો પ્રયાસ ગરીબ જૈનોના ઉદ્ધારનો હતો ત્યારે આ બાજુએ ધર્મપ્રિય વ્યક્તિઓનો પ્રયાસ ધર્મક્રિયાઓના ઉદ્ધારનો હતો. હવે આ બંનેના પ્રયાસમાં પણ કોણ ફળીભૂત થયું છે તેનો પણ તમે અંદાજ કાઢો ! ગરીબ શ્રાવકોના ઉદ્ધારનો પ્રશ્ન આજે પાંચ વર્ષમાં સુધારકોને હાથે જરા માત્ર પણ સધાયો નથી. જૈનોની ગરીબી મટી હોય અથવા સુધારકો ધારે છે તે રીતે ગરીબો સુખી થયા હોય એવું જરાય બનવા પામ્યું નથી. સુધારકોની આ ચળવળનું પરિણામ પણ મીંડું આવ્યું છે. બીજી બાજુએ શાસનપ્રેમીઓના સહકારથી ધર્મક્રિયાઓનો વધારો-ફેલાવો થતો રહ્યો છે. સ્થળે સ્થળે દીક્ષા, ઓળી, ઉપધાન, ઉજમણા, પૌષધ અને એવી બીજા ક્રિયાઓની ઝપાટાબંધ વૃદ્ધિ થઈ રહી છે. સુધારકો શાસનપ્રેમીઓને જુની રૂઢીને વળગી રહેનારા, નિર્માલ્ય, "હાજી હા" કરનારા, અશિક્ષિત વગેરે વિશેષણોથી નવાજે છે આટલું છતાં આશ્ચર્યની વાત એ છે કે આ અશિક્ષિતો જે કરવા માગતા હતા તે કરી શકયા છે ત્યારે તમે શિક્ષિતો તમારા પોતાના કાર્યક્રમમાં એક તસુભાર પણ આગળ વધી શકયા નથી. આવા સંજોગોમાં પોતાને સુધારક કહેવડાવનારાઓએ એ વસ્તુ વિચારી જોવાની જરૂર છે કે અશિક્ષિત પોતે છે કે બીજા કોઈ છે ! અશિક્ષિત એવા તમે તો માત્ર સંરક્ષક પ્રવૃત્તિ કરી હતી, ત્યારે પોતાને શિક્ષિત ગણાવનારાએ સુધારકોએ તેમના કાર્યક્રમને સફળ બનાવવા કેવો પ્રયાસ કર્યો હશે તે વિચારજો.

**ધર્મસંસ્થાઓનો નાશ.** સુધારકોએ પોતાના ત્રીજા કાર્ય તરીકે તેમની દૃષ્ટિનો જ્ઞાનપ્રચાર નક્કી કર્યો હતો. પાંચ વર્ષની સુધારકોની પ્રવૃત્તિ દરમિયાન તેમની કેળવણી વિષયક પ્રવૃત્તિને ટાળવાનો યા તેમનો સામનો કરવાનો કોઈએ પણ પ્રયાસ કર્યો ન હતો તે છતાં સુધારકો પાંચ વર્ષમાં શિક્ષણની એક પણ નવી સંસ્થા સ્થાપી શક્યા નથી અથવા જુની શિક્ષાની સંસ્થાને તેઓ પગભર બનાવી શક્યા નથી! સુધારકોએ સાધુસંસ્થાને તોડી પાડવા, અને તેમના કહેવાતા બીજા કાર્યક્રમોને પોષવા ભરચક પૈસા વાપર્યા હતા અનેક સમર્થ માણસોને તેમણે પગાર અને પૈસા આપી આપીને રોક્યા હતા અને બીજો પણ બહુ પરિશ્રમ કર્યો હતો છતાં તેમની સઘળી પ્રવૃત્તિનો સાર આવ્યો છે શૂન્ય! સુધારક પ્રવૃત્તિનું આ સરવૈયું છે. સુધારકોનું આ સરવૈયું તેમને માટે નિરાશાજનક છે અને તેથી તેમની પ્રવૃત્તિને લોકાદર નથી મળતો એ સાબીત થાય છે પરંતુ આ સઘળું તપાસતી વખતે એક વાત ખાસ યાદ રાખવાની છે કે આ સઘળું પરિણામ શાસનરક્ષકોએ કરેલી સત્પ્રવૃત્તિને આભારી છે. શાસનસેવકો જો યથોચિત સમયે જાગૃત થયા ન હોત અને તેમણે સંરક્ષક ચળવળો ઉપાડી ન લીધી હોત તો નિઃસંશય ધર્મક્રિયાઓ અને ધર્મસંસ્થાઓનો વિનાશ જ થઈ જાત!

**સંરક્ષણની મોટી જવાબદારી.** છેલ્લાં પાંચ વર્ષનો જ્યારે જૈનસમાજનો

ઇતિહાસ તપાસીએ છીએ ત્યારે શાસનપ્રેમીઓનો ઉજ્જવળ વિજય દૃષ્ટિએ પડે છે. કહેવાતા જૈનયુવકોએ છેલ્લા પાંચ વર્ષ સતત અને એકધારી પ્રવૃત્તિ ચલાવી હતી ત્યારે બીજી બાજુએ શાસનપ્રેમીઓની પ્રવૃત્તિ માત્ર સંરક્ષા કરવા જેટલી જ હતી, પરંતુ સંરક્ષા કરવી એ કાંઇ કોઇ ધારી લે કે અત્યંત સરળ કાર્ય છે તેવું સરળ નથી એની ખાતરી રાખજો! પાંચ હજાર રૂપીયા કમાવાને જેટલી શક્તિ જોઈએ છે તેનાથી વધારે શક્તિ એ રૂપીયા જાળવી રાખવામાં જોઇએ છે. જો એ શક્તિ ન હોય તો કમાએલા પૈસા પણ ધૂળ ભેગા બની જાય છે! સંરક્ષા કરવામાં કાંઇ ઓછા પરિશ્રમની જરૂર પડતી નથી. શાસનપ્રેમીઓએ આવો જબરો પરિશ્રમ ઉઠાવ્યો હતો અને શાસનની સંરક્ષાનું કાર્ય હાથ ધર્યું હતું. આ સઘળા કાર્યમાં શાસનસેવકોનું દૃષ્ટિબિંદુ કયાં હતું, તેમની ભાવના શી હતી; તેનો વિચાર કરજો. બધાની ભાવના એક જ હતી કે શાસનની સેવા કરવી. શાસનની સંરક્ષા કરવાની એ બુદ્ધિનું પરિણામ યા લાભ વિચારશુ તો કર્મનિર્જરા છે. આ શાસનપ્રેમીઓની પ્રવૃત્તિનું ફ્ળ છે. હવે બીજી બાજુ એ સુધારકોની ચળવળોનું પરિણામ વિચારી જુઓ. સૌથી પહેલાં સુધારકોનું દૃષ્ટિબિંદુ શું હતું તેનો વિચાર કરો. આ વસ્તુ સમજવા માટે વેપારી અને ચામડીઆનું દૃષ્ટાંત વિચારજો. અલબત્ત એ દૃષ્ટાંત કોઈને ખરાબ લાગશે પરંતુ એ દૃષ્ટાંત જો કોઇને ખરાબ લાગતું હોય તો બીજી તરફ તે તેટલું જ અર્થસાધક છે અને અહીં જે દૃષ્ટાંતો દેવાય છે તે બીજા

કોઈપણ કારણને માટે નહિ, પણ માત્ર ભાવ અને અર્થને સ્પષ્ટ કરવાને માટે જ તેનું પ્રયોજન છે.

**વાણીયો અને ચામડીઓ.** એક ગામથી એક અનાજનો વેપારી અને બીજો ચામડીઓ બહારગામ જવા નીકળ્યા હતા. એ પ્રસંગે તેમની સાથે બીજા પણ કેટલાક પ્રવાસીઓ હતા. આ પ્રવાસીઓએ જતી વખતે પેલા દાણાવાળા વેપારીનો સંગ કર્યો અને જે ઠેકાણે જવું હતું તે સ્થળે પહોંચ્યા. આ સ્થળે પાંચ પંદર દિવસ રહ્યા. ત્યાંથી પેલા વેપારીએ અને ચામડીયાએ માલની ખરીદી કરી લીધી અને છેવટે યથા સમયે પોતાને ઘેર પાછા આવવા નીકળ્યા. આ વખતે પણ પેલા પહેલાનાજ બીજા પ્રવાસીઓ તેમની સાથે જ હતા, પરંતુ સ્વદેશ પાછા આવતાં પેલા બીજા મુસાફરોએ દાણાના વેપારીનો સંગ ન રાખતાં ચામડીયાનો સંગ રાખ્યો! પ્રવાસીઓએ જતી વખતે દાણાના વેપારીઓનો સંગ રાખ્યો અને આવતી વખતે ચામડીયાનો સંગ રાખ્યો, એથી એક માણસને આશ્ચર્ય લાગ્યું અને તેમણે પેલા પ્રવાસીઓને આ પ્રમાણે કરવાનો મર્મ પૂછયો. પ્રવાસીઓએ જવાબ આપ્યો કે "અમે, ચામડીયો અને દાણાનો વેપારી સ્વદેશથી એક સાથે પરદેશ જવા નીકળ્યા હતા. પરદેશ જતી વખતે દાણાના વેપારીના મનમાં એવો વિચાર હતો કે વિદેશમાં વરસાદ ઘણો પડે, નદીનાળાં તર થાય, રોગની ઉપાધિઓ ન હોય અને અનાજ બહુ જ પાકે

ત્યારે બીજી બાજુએ ઉપધાન, ઉજમણા કે દીક્ષાની કંકોતરી વાંચતાં જ પેલા કહેવાતા સુધારકોના પેટમાં તેલ રેડાવા પામતું હતું અને તેમને ધ્રાસકો પડતો હતો! એક દીક્ષા લીધેલો સાધુ પતિત થતો તો શાસનપ્રેમીઓના અફસોસનો પાર રહેતો ન હતો કે આ બિચારો સર્વવિરતિની પવિત્ર સુવાસનો ત્યાગ કરીને વળી પાછો કયાં અવિરતિના કચરામાં આળોટવા આવે છે! વિચારોના અશુભનો જ ખરેખર ઉદય થયો છે. એ રીતે તેઓને દીલગીરી થતી હતી. ત્યારે બીજી તરફ સુધારકોને એકાદ દીક્ષિત પતિત થાય તો તે સાંભળી ઉજાણી થતી! હોળીના જેવો આનંદ આવતો હતો!! અને એવી પતિતાવસ્થાની કથાઓ આલેખવામાં તો તેઓ પોતાનાં લાડકાં છાપાઓનાં પાનાંનાં પાનાં ભરી દેતા હતા.

**શાસનવિરોધીઓ કયાંથી આવે છે? વાણીયો અને ચામડીઆએ જે**

પ્રકારની અપવિત્ર અને અયોગ્ય મનોવૃત્તિ રાખી હતી તે તો માત્ર બે ત્રણ મહિના માટેજ હતી જ્યારે આ કહેવાતા સુધારકો તો આજ પાંચ વર્ષથી આજ જાતની નાપાક મનોદશા રાખી રહ્યા છે અને એવી અપવિત્ર મનોદશા રાખવામાં પાછું પોતાનું ગૌરવ માને છે. આવી પરિસ્થિતિ વચ્ચે શાસન પ્રેમીઓએ ઝુઝીને શાસનની ખરેખરી અને ન વિસરી શકાય એવી સેવા બજાવી છે. શાસનપ્રેમીઓ નવું કાંઈ કરી શકયા નથી તે છતાં તેમણે જે સેવા બજાવી છે તેની ઓછી કિંમત આંકી શકાય એમ નથી! શાસ્ત્રની દૃષ્ટિએ જણાવ્યું છે કે

નવું જિનમંદિર બંધાવવામાં એકગણું પુણ્ય છે પરંતુ જુના જિનમંદિરનો જીર્ણોદ્ધાર કરવો કરાવવો એથી આઠગણા પુણ્યની પ્રાપ્તિ થવા પામે છે. આ રીતે શાસનપ્રેમીઓ નવું કાંઇપણ કરી શકયા જ નથી પરંતુ તે છતાં તેમણે જુનું જે હતું તેનો સંપૂર્ણ રીતે પુનરુદ્ધાર કર્યો છે અને તેથી જ તેઓ આઠગણા પુણ્યના ભાગી બન્યા છે. શાસનપ્રેમીઓએ કરેલી પ્રવૃત્તિનું શાસ્ત્રદૃષ્ટિએ તેમને મળેલું આ પરમ ફળ છે. શાસનપર આવતા સંકટોનો સામનો કરીને શાસનની સંરક્ષા કરવી એ તો જાણે કે શાસનપ્રેમીઓની ફરજ છે જ, પરંતુ એવા પ્રસંગો ઉપસ્થિત જ ન થવા દેવા એવું કરવાની શાસન-પ્રેમીઓની ખાસ જવાબદારી છે અને એ જવાબદારી તેમણે પીછાણી લેવાની ખાસ જરૂર છે. શાસનપ્રેમીઓએ શાસનપર આવેલા સંકટોનો બહાદુરીથી સામનો કર્યો છે એ વાત ન ભૂલી શકાય એવી છે પરંતુ યાદ રાખવું જોઇએ કે શાસન-વિરોધીઓ પણ જૈનોમાંથી જ પાકયા છે!

**સંસ્કાર પાડતાં સંભાળજો.** એક બીજું ઉદાહરણ લઇએ. ધારો કે એક શ્રીમંત શેઠીયો છે, રસ્તામાં ફરવા નીકળ્યો છે, માર્ગમાં સિપાઈ ઉભો છે. પેલો શેઠીયો સિપાઇને ધક્કો મારી પાડી નાખે છે, પરિણામે કેસ થાય છે અને તે કેસમાં બચાવમાં એ શ્રીમંત જોઇએ તેટલા પૈસા ખરચે છે! આ સ્થિતિમાં પેલા શેઠીયાએ પૈસાનો સદુપયોગ કર્યો છે એમ કહી શકાતું જ નથી. શેઠની ફરજ જેમ ગુન્હો ન કરવાની છે; તેમ તમારે

તો ઘણું સારૂં કે જેથી મને સસ્તે ભાવે થોડે પૈસે ઘણું અનાજ મળી શકે.

**વિચારભેદની મહત્તા.** દાણાના વેપારીના હૃદયમાં વિદેશ જતી વખતે આવો સુંદર મનોભાવ હતો. એ સમયે ચામડીયાનો વિચાર એવો હતો કે વિદેશમાં એકદમ જાતજાતના રોગ પ્રવર્તો. દુકાળ પડો, આગ લાગો આફતો ઉપર આફતો આવો કે જેથી ઢોરો મરી જાય અને માણસોનો પણ સંહાર થઇ જાય. પરિણામે ઢોરોના ચામડાનો કોઇ ખરીદનારો ન રહે અને એ ચામડું અને અત્યંત સસ્તે ભાવે પુષ્કળ જથ્થામાં મળી શકે. આ મનોદશા દાણાના વેપારી અને ચામડીયાની વિદેશ ખાતે જતી વખતે હતી. વિદેશ ખાતેથી સ્વદેશમાં પાછા ફરતી વખતે એથી ઉલટીજ સ્થિતિ હતી. દાણાનો વેપારી હવે એમ ઇચ્છતો હતો કે સ્વદેશમાં દુકાળ પડો, વરસાદ ન થાઓ, તીડ અને ઉંદરો થાઓ, પાક ન પાકો અને જે પાક થાય તેનો નાશ થાઓ કે જેથી દાણાના ભાવ એકદમ ચઢી જાય, અને મેં ખરીદેલો દાણો ઉંચે ભાવે વેચાતાં મને સારો પૈસો મળે. સ્વદેશમાં પાછા ફરતી વખતે ચામડીયાની એવી ઇચ્છા હતી કે સ્વદેશમાં ખૂબ વરસાદ થાઓ, નદીનાળાં જલમય થાઓ, ખૂબ અન્ન પાકો, અને પશુઓ તથા મનુષ્યો દીર્ઘાયુ થાઓ કે જેથી પશુઓ ન મરતાં ચામડું ઓછું નિપજવાને લીધે તે મોંઘું થાય અને મનુષ્યો ન મરવાથી ઘરાકો વધારે થાય એટલે વિદેશમાંથી મેં ખરીદેલું ચામડું મોંઘા ભાવે ખપાટા-

બંધ ખપી જાય ! આ રીતે સ્વદેશમાંથી વિદેશમાં જતી વખતે દાણાવાળાના વિચારો પ્રશસ્ત હતા અને ચામડીયાના વિચારો અપ્રશસ્ત હતા અને આવતી વખતે દાણાવાળાના વિચારો પાપી અને ચામડીયાના વિચારો વિશુદ્ધ હતા. અર્થાત્ જતી વખતે વાણીયો સજ્જન હતો માટે અમે તેનો સંગ કર્યો હતો ત્યારે આવતી વખતે વાણીયો દુર્જન બન્યો હતો અને ચામડીઓ સજ્જન બન્યો હતો માટે અમે ચામડીયાનો સંગ સેવન કર્યો હતો. અહિં પણ જેઓ એમ વિચારે છે કે જૈનોનાં બાળકો ગુજરાન કે વ્યવહારને ખાતર સ્કૂલ અગર કોલેજ વગેરેનું શિક્ષણ લેવાનાજ છે, પણ તેઓ જૈનસંસ્કાર વિના તે શિક્ષણ લેતાં ધર્મહીન બને છે માટે તેઓને ધર્મસંસ્કાર માટે સંસ્થાઓની જરૂર છે એમ ધારી શુદ્ધ દેવ ગુરુ અને ધર્મના પરમ ભક્ત બનાવે તો તે કરનારાઓ જરૂર ઉત્તમ ભાવનાવાળા છે પણ તે સંસ્થાઓમાંથી જરૂર ધર્મના ધોરીજ પાકે.

**સુધારકોની મનોદશા.** શાસનપ્રેમીઓ અને સુધારકોની સ્થિતિને સ્વદેશથી વિદેશ જતા વાણીયા અને ચામડીઆ જોડેજ સરખાવી શકાય એક ઉજમણું, ઉપધાન કે દીક્ષા થતી હતી અથવા બીજા કાંઇપણ ધર્મના કામો થતાં હતાં તો તેના શ્રવણ માત્રથીજ શાસનવાદીઓને આનંદ થતો હતો. એક દીક્ષા થતી તો શાસનવાદીઓના આનંદનો પાર રહેતો ન હતો. ઉપધાન ઉત્સવ થતા હતા તો શાસનપ્રેમીઓ અત્યંત હર્ષ અનુભવતા હતા

ત્યારે બીજી બાજુએ ઉપધાન, ઉજમણા કે દીક્ષાની કંકોતરી વાંચતાં જ પેલા કહેવાતા સુધારકોના પેટમાં તેલ રેડાવા પામતું હતું અને તેમને ધ્રાસકો પડતો હતો! એક દીક્ષા લીધેલો સાધુ પતિત થતો તો શાસનપ્રેમીઓના અફસોસનો પાર રહેતો ન હતો કે આ બિચારો સર્વવિરતિની પવિત્ર સુવાસનો ત્યાગ કરીને વળી પાછો ક્યાં અવિરતિના કચરામાં આળોટવા આવે છે! વિચારોના અશુભનો જ ખરેખર ઉદય થયો છે. એ રીતે તેઓને દીલગીરી થતી હતી. ત્યારે બીજી તરફ સુધારકોને એકાદ દીક્ષિત પતિત થાય તો તે સાંભળી ઉજાણી થતી! હોળીના જેવો આનંદ આવતો હતો!! અને એવી પતિતાવસ્થાની કથાઓ આલેખવામાં તો તેઓ પોતાનાં લાડકાં છાપાઓનાં પાનાંનાં પાનાં ભરી દેતા હતા.

**શાસનવિરોધીઓ ક્યાંથી આવે છે? વાણીયો અને ચામડીઆએ જે**

પ્રકારની અપવિત્ર અને અયોગ્ય મનોવૃત્તિ રાખી હતી તે તો માત્ર બે ત્રણ મહિના માટેજ હતી જ્યારે આ કહેવાતા સુધારકો તો આજ પાંચ વર્ષોથી આજ જાતની નાપાક મનોદશા રાખી રહ્યા છે અને એવી અપવિત્ર મનોદશા રાખવામાં પાછું પોતાનું ગૌરવ માને છે. આવી પરિસ્થિતિ વચ્ચે શાસનપ્રેમીઓએ ઝુકીને શાસનની ખરેખરી અને ન વિસરી શકાય એવી સેવા બજાવી છે. શાસનપ્રેમીઓ નવું કાંઈ કરી શક્યા નથી તે છતાં તેમણે જે સેવા બજાવી છે તેની ઓછી કિંમત આંકી શકાય એમ નથી! શાસ્ત્રની દૃષ્ટિએ જણાવ્યું છે કે

નવું જિનમંદિર બંધાવવામાં એકગણું પુણ્ય છે પરંતુ જુના જિનમંદિરનો જીર્ણોદ્ધાર કરવો કરાવવો એથી આઠગણા પુણ્યની પ્રાપ્તિ થવા પામે છે. આ રીતે શાસનપ્રેમીઓ નવું કાંઈપણ કરી શકયા જ નથી પરંતુ તે છતાં તેમણે જુનું જે હતું તેનો સંપૂર્ણ રીતે પુનરુદ્ધાર કર્યો છે અને તેથી જ તેઓ આઠગણા પુણ્યના ભાગી બન્યા છે. શાસનપ્રેમીઓએ કરેલી પ્રવૃત્તિનું શાસ્ત્રદૃષ્ટિએ તેમને મળેલું આ પરમ ફળ છે. શાસનપર આવતા સંકટોનો સામનો કરીને શાસનની સંરક્ષા કરવી એ તો જાણે કે શાસનપ્રેમીઓની ફરજ છે જ, પરંતુ એવા પ્રસંગો ઉપસ્થિત જ ન થવા દેવા એવું કરવાની શાસનપ્રેમીઓની ખાસ જવાબદારી છે અને એ જવાબદારી તેમણે પીછાણી લેવાની ખાસ જરૂર છે. શાસનપ્રેમીઓએ શાસનપર આવેલા સંકટોનો બહાદુરીથી સામનો કર્યો છે એ વાત ન ભૂલી શકાય એવી છે પરંતુ યાદ રાખવું જોઈએ કે શાસનવિરોધીઓ પણ જૈનોમાંથી જ પાકયા છે!

**સંસ્કાર પાડતાં સંભાળજો.** એક બીજું ઉદાહરણ લઈએ. ધારો કે એક શ્રીમંત શેઠીયો છે, રસ્તામાં ફરવા નીકળ્યો છે, માર્ગમાં સિપાઈ ઉભો છે. પેલો શેઠીયો સિપાઈને ધક્કો મારી પાડી નાખે છે, પરિણામે કેસ થાય છે અને તે કેસમાં બચાવમાં એ શ્રીમંત જોઈએ તેટલા પૈસા ખરચે છે! આ સ્થિતિમાં પેલા શેઠીયાએ પૈસાનો સદુપયોગ કર્યો છે એમ કહી શકાતું જ નથી. શેઠની ફરજ જેમ ગુન્હો ન કરવાની છે; તેમ તમારે

ખરાબ સંસ્કારો ન પડવા દેવા એ ખાસ કરીને જોવાનું છે. આજના જે સુધારકો છે એ જૈનોનાજ કુસંસ્કારી સંતાનો છે. આજના સુધારકો એ કાંઈ અજૈનોમાંથી આવેલા અથવા નવા જૈન બનેલાનાં સંતાનો નથી ! પરંતુ સંસ્કાર વિનાનાં તમારાંજ બાળકો છે. આથી તમારા બાળકોમાં તમારે ખરાબ સંસ્કારો ન પડે એ વાત સૌથી પહેલાં સંભાળવાની છે, તમારો નાનો બાળક ૧૫×૧૦=૧૨૫ બોલે છે, તો તમે તેની એ ભૂલ ચલાવી લેતા નથી હજુ તો તમે એ છોકરાને તમારા ચોપડા સોંપ્યા નથી. તમે એના હાથમાં રૂપીયાનો વહીવટ મૂકયો નથી. તમોને પૈસો કમાવી આપવો કે તેનો નાશ કરી આપવો એમાંથી એક પણ વસ્તુ હજી છોકરાથી બની શકે એમ નથી પરંતુ તે છતાં જો તમારો બાળક ૧૫×૧૦=૧૨૫ બોલે છે તો તમારા ક્રોધનો પાર રહેતો નથી ! ગામ લોકોમાંથી કોઈ આંગળી લગાડે છે તો પણ તમે તેની સાથે લડવા ઉઠો છો એજ છોકરાને તમે આવે પ્રસંગે ઝુડી કાઢતાં પણ ડરતા નથી. હવે વિચાર કરો કે તમારા એ ક્રોધનું કારણ શું છે ?

**ધર્મના સંસ્કારો તપાસો છો કે ?** ક્રોધનું કારણ બીજું કાંઇજ નહિ પરંતુ માત્ર તમે ખરાબ સંસ્કાર પડવા દેવાજ માગતા નથી એ છે. તમારો આ પ્રયત્ન "ખરાબ સંસ્કાર પડવા ન દેવા" એ સ્તુત્ય છે પરંતુ તમારો આ પરિશ્રમ માત્ર તમારા વેપાર રોજગાર પૂરતોજ છે તેથી વધારે નથી. તમે જો એવોજ

પરિશ્રમ ધર્મની બાબતમાં પણ લેતા હો, તો આજે ધર્મી વર્ગને જે સ્થિતિનો સામનો કરવો પડે છે તેનો સામનો ન જ કરવો પડત! હવે એક બાજુએ વેપાર રોજગારમાં કુસંસ્કાર ન પડે તે માટે તમે રાત દહાડો એક કરો છો ત્યારે બીજી બાજુએ ધર્મ સંબંધમાં તમે તદ્દન બેદરકાર છો. તમારો છોકરો નિશાળમાં જઇને રોજ એ શબ્દો ગોખે છે કેઃ—

"ઓ ઇશ્વર! તું એક છે, સરજ્યો તેં સંસાર!
પૃથિવી, પાણી, પર્વતો, તેં કીધાં તૈયાર!"

જૈનધર્મ જે ભૂમિકા ઉપર ઉભો છે તે ભૂમિકાનું—જૈનધર્મનું; આ શબ્દો વડે સત્યાનાશ નીકળી જાય છે પરંતુ તેની તમોને જરાપણ દરકાર નથી. હવે બીજી બાજુએ મુસલમાનોનો દાખલો લો. મુસલમાનોનો ધર્મ એવો છે કે તેઓ ઈશ્વરને કોઇના માબાપ માનતા નથી ઇશ્વર મનુષ્યોનો માતાપિતા છે એવું તેઓ કબુલ રાખતા નથી. તેમના છોકરાઓમાં એથી ઉલટા સંસ્કાર ન પડે તે માટે તેઓ કેટલી કાળજી રાખે છે તે જુઓ! સરકારી વાંચનમાળા તરીકે ઓળખાતી "ટેક્સ્ટ્ બુક્સ કમિટિ" એમણે તૈયાર કરેલી ત્રીજી ચોપડીના આઠમા પાઠમાં ઈશ્વરની સ્તુતિની એક કવિતા છે. આ કવિતામાં પાંચમી અને છઠ્ઠી લીટીઓ નીચે પ્રમાણે હતી.

"પ્રભુ! માત ને તાત છો આપ મારા.
તમે છો પિતા! સર્વને પાળનારા!"

**મુસલમાનોનો પ્રચંડ પોકાર.** આ કવિતાની લીટીઓ દ્વારા મુસલમાન ધર્મના સિદ્ધાંતોનું ખૂન થાય છે એવો જબ્બર પોકાર રાંદેર (જીલ્લે સુરત) ગામના મુસલમાનોએ ઉઠાવ્યો હતો અને તેમણે પોતાના એ વિરોધનું પ્રચારકાર્ય એવું જબ્બર કર્યું હતું કે આખરે સરકારને એ પોકાર ઉપર ધ્યાન આપવું હતું અને ના. મુંબઈ સરકારે ઉપરની લીટીઓ કાઢી નાખીને તેને સ્થળે એવા શબ્દોવાળી લીટી દાખલ કરી છે કે: "પ્રભુ! આપ છો સર્વને પાળનારા; તમે છો સદા સંકટો ટાળનારા!" ના. સરકારે વાંચનમાળામાં આવો ફેરફાર કર્યો હતો ત્યારે જ મુસલમાનો જંપ્યા હતા. બીજી તરફ તમારી સ્થિતિ વિચારો. "ઓ ઈશ્વર તું એક છે!" એ લીટીઓ તો ઠીક છે, પરંતુ એજ વાંચનમાળાના ત્રીજા પુસ્તકનો ત્રીજો પાઠ જૈનધર્મની છડેચોક મશ્કરી કરનારો છે અને તે પાઠ તમારા બાળકો ભણે છે. આ બધો ગરબડગોટાળો શું તમોને કોઈ દિવસ સાલ્યો છે અથવા તે ટાળવા માટે કાંઈ યત્નો કર્યા છે? જવાબ એજ છે કે "નહિં."

**ધર્મની ધગશ કોની વધારે છે?** હવે આ ઉદાહરણ ઉપરથી ખાત્રી કરી લ્યો. તમારી ધર્મની ધગશ ચઢીયાતી છે કે બીજાઓની ચઢીઆતી છે? ૧૫×૧૦=૧૨૫ના સંસ્કારો ખોટા છે પરંતુ એવો સમય તો અવશ્ય આવશે કે એ સંસ્કાર સુધરી શકશે.

ત્યારે ધર્મવિનાશના જે સંસ્કારો પડે છે તે તો એવા સખ્ત છે કે જે કદીપણ ભુંસાવાના નથી, એ સંસ્કારો ધર્મના વિનાશને નોતરે છે. આજે ધર્મમાં ગ્લાનિનો આવિર્ભાવ થયેલો તમે નિહાળો છો અને આર્યભાવનાની ભયાનક વિભાવરીના દર્શન થાય છે તેનું સાચું કારણ એ જ છે કે બાળકોમાં કેવા સંસ્કાર પડે છે તે તરફ આપણું બિલ્કુલ લક્ષ જ જતું નથી. બાળક એ તો કેમ જાણે કચકડાનું એક ઢીંગલું જ ન હોય તેમ જગત તેને શોભાવે શણગારે છે, પરંતુ તેને સુધારવાનું, તેનામાં ખોટા સંસ્કાર ન પડે અને સાચા સંસ્કારો જ પડે તે નીહાળવાનું આપણે કદીપણ વિચારતા જ નથી. એનું જ પરિણામ એ છે કે ભગવાન્ મહાવીરના જ સંતાનો હોવાનો દાવો કરનારાઓ જૈનશાસનની જડ ખોદવા તૈયાર થાય છે. કાંતો વટલી જઈને મુસલમાન ખ્રીસ્તિ પણ બને છે ! સુધારકો ધર્મસેવાની મોટીમોટી બૂમો મારે છે પરંતુ હું તેમને પણ પૂછું છું કે સિંધ, પંજાબ, બંગાળા અને મધ્યપ્રાંતોમાં સેંકડો અહિંસાવાદી જૈનભાઈઓ રોટલાને માટે મુસલમાન થતા જાય છે, તમે તેમની શી સેવા બજાવી ? કેટલાને મદદ કરી આર્યજાતિથી ભ્રષ્ટ થતા અટકાવ્યા ? તમારા ઉદ્દેશ પ્રમાણે જે ખરૂં કરવાનું કાર્ય તે પણ તમે કરતા નથી અને ખોટાખોટા ઉન્નતિના સ્વપ્ના સેવી શાસનનો મહાન્ રથ જે શાંતિથી ચાલી રહ્યો છે તેને તોડી ફોડી નાખવા તૈયાર થાઓ છો, આ તે કઈ જાતની તમારી માન્યતા !

**ટકે શેર ભાજી ટકે શેર ખાજા!** આજની દુનિયાની રીત "પુરી એક અંધેરીમાં ગંડુરાજા ટકે શેર ભાજી ટકે શેર ખાજા!" એ પ્રમાણેનીજ છે! એક બાજુએ તમે બાળકને દહેરે મોકલો છો, અને બીજી બાજુએ તેનેજ તમે "ઓ ઇશ્વર તું એકજ છે!" એમ ગોખાવો છો! એક બાજુએ બાળકને તમે સામાયિક કરવાનું બતાવો છો અને બીજી બાજુએ તેને નાટકસિનેમા જોવાને પણ તેડી જાઓ છો! ઉપાશ્રયમાં સાધુમહારાજનું વ્યાખ્યાન હોય તો તેને ત્યાં પણ લઇ જાઓ છો અને બીજે દિવસે જૈનધર્મના સિદ્ધાંતોના મૂળભૂત તત્ત્વોનું ખૂન કરવા માટે તૈયાર થયેલાઓ તરફથી કરાતી "મહાવીર જયંતી"ની સભા થાય તો ત્યાં પણ તેને લઇ જાઓ છો! આ બધાનો અર્થ એટલો જ છે કે તમે તમારી જવાબદારી એટલે શું ચીજ છે તે જ સમજતા નથી અથવા સમજવા માગતા નથી! આ બેદરકારી હવે લાંબો સમય નિભાવવાની નથી. તમારી ઉંઘ હવે ઉડવી જ જોઇએ અને તમારે તમારી ફરજ સંભાળવી જ જોઈએ. આત્મકલ્યાણની જ્યાં વાત આવે છે કે ત્યાં તમે ઢીલાઢબ બની જાઓ છો. કેટલીક વાર તમારા બાળકો નિશાળેથી ઘેર રહી પડે છે તો તમે તેની સખ્ત ખબર લઈ નાખવામાં પણ ચૂકતા નથી પરંતુ એજ બાળક જો નિયમિત સામાયિક ન કરે તો તેને તમે સુધારવાની તમારી ફરજ માનતા નથી! ઘણીવાર "હશે, બાળક છે" એમ કહીને બાળકમાં કુસંસ્કારો પડવા દેવામાં આવે છે એ ટેવ પણ તમારે સુધારવીજ પડશે.

**નાનપણથીજ સંસ્કાર પાડો.** "બાળક છે!" એમ કહીને બાળકના દોષો ચાલવા દેવા એ હવે પાલવે તેમ નથી. બાળકની ઉંમરનો સંબંધ શિક્ષણ સાથે છે પરંતુ સંપૂર્ણ રીતે ઉંમરનો સંબંધ વર્તન સાથે નથીજ! પાંચ વરસનો છોકરો હોય તે પણ ચોરી ખરાબ છે એમ જાણીને એ ચોરી કરે છે! સાઠ વરસનો ડોસો પણ ચોરી ખરાબ છે એ જાણવા છતાં ચોરી કરે છે. જૈનોના છોકરાને આ સાધુના વસ્ત્રોની પવિત્રતા સહેજે સમજાય છે. તે સાધુને "મહારાજજી" કહીને વંદન કરે છે ત્યારે મિથ્યાત્વીના સો વર્ષના બુઢ્ઢાને પણ સાધુની પવિત્રતાનો લેશમાત્ર એ ખ્યાલ હોતો નથી! અર્થાત્ નાના બાળકોને પણ સંસ્કાર નાનપણથીજ પાડવાની જરૂર છે. આ સંબંધમાં એક ચોર અને તેની માતાનું ઉદાહરણ બહુ જાણીતું છે. એક ચોર હતો તે ચોરી કરવા ગયો. ચોરી કરતાં મારામારી થઇ અને તેમાં ઘરવાળો મરી ગયો. ચોર પકડાતાં ચોરને ફાંસીની સજા થઈ. સજાનો જ્યારે અમલ થવાનો વખત આવ્યો ત્યારે રાજાએ તેને પૂછ્યું કે "શું તારે કોઇને મળવું છે?" છોકરાએ જવાબ આપ્યો કે; હા! મારી માતાને મળવું છે. ચોરની અંતિમ ઇચ્છા સંપૂર્ણ કરવાના હેતુથી રાજાએ ચોરની માતાને ત્યાં હાજર કરી. પેલા ચોરે એ દરમિયાન એક છરી મેળવી રાખી હતી. જેવી પેલી ચોરની માતા ચોરને મળવા આવે છે તેવોજ ચોર આગળ ધસ્યો અને તેણે એકકે ઘાએ માતાના બંને સ્તનો કાપી નાખીને તેને તેના શરીરથી જુદાં પાડી દીધાં!

**મેં તો તમારે ન્યાયે ન્યાય કર્યો છે!** ચોરે માતાના સ્તન કાપી નાખ્યાં તેથી બધે હાહાકાર થઈ રહ્યો! રાજાએ પેલા ચોરને પૂછયું "અલ્યા! મરતાં મરતાં પણ આ અપકાર્ય કરવાનું તને સૂઝયું કે?" ચોરે જવાબ આપ્યો મહારાજ! મેં તમારે ન્યાયે ન્યાય કર્યો છે. જેમ તમારો ગુન્હેગાર હું છું તેમ મારી માતા છે! હું જ્યારે નાનો હતો ત્યારે એક દિવસ માતાએ મારા શરીરને તેલ ચોપડયું હતું. એટલામાં બારણે તલની ગાડી આવી હતી. હું તો તેલ ચોપડેલે શરીરે ગયો અને તલનો ઢગલો સારો લાગવાથી તલમાં આળોટયો. મારા આખા શરીરે તલ ચોંટી ગયા. હું જ્યારે ઘેરે પાછો આવ્યો, ત્યારે મારી માતાએ મને શિખામણ ન આપતાં મારા શરીર પરના સઘળા તલ લઇ લીધા! પછી તો જ્યારે જ્યારે પીઠમાં તલના ગાડાં આવતાં હતાં ત્યારે ત્યારે મારી મા મારા શરીરે તેલ ચોપડતી હતી અને મને તલના ઢગલામાં આળોટવા મોકલતી હતી. આ રીતે માતાએ સૌથી પહેલાં મને તલચોર બનાવ્યો હતો તે પછી તો હું તલ પરથી તરકારી ચોરતો થયો અને પછી છેવટે મોટી ચોરીઓ કરતાં શીખ્યો. એ રીતે પાપના ક્ષેત્રમાં હું ધીમેધીમે પ્રવેશતો જતો હતો અને આજે પરિણામ એ આવ્યું કે મારે શીરે ફાંસીની દોરી લટકે છે.

**તમે ક્યાં અને બીજા ક્યાં?** પેલા ચોરની આ કથની તદ્દન વ્યાજબી હતી આ

ઉપરથી એ જ સાબીત થાય છે કે છોકરાઓને જે કુસંસ્કારો પડે છે તેને માટે બીજું કોઇ નહિ પણ છોકરાઓના વાલીઓ અથવા તેના માતાપિતા જ જવાબદાર છે. એજ રીતે ધાર્મિક વિષયમાં પણ જે બાળકો કુસંસ્કારી નીકળે છે. અને ધર્મની સામે આંખો કાઢીને ઉભા રહે છે તે માટેની પણ સાચી જવાબદારી માતાપિતાની છે. આજના માબાપો બાળકોને ધર્મની કેળવણી આપે છે, નથી આપતા એમ નહિ; પરંતુ એ ધર્મની કેળવણી એવી વિચિત્ર રીતે આપવામાં આવે છે કે જેથી તમે અનાજ સેકીને વાવો છો એમ જ કહી શકાય! ધર્મની કેળવણી આપો છો ખરા, પરંતુ તે ફુરસદને વખતે. જો નવરાસ મળે તો ધર્મના બે આંકડા ભણ્યો ન ભણ્યો તે ઠીક! પણ આખો દહાડો છોકરો નિશાળે તો જવો જ જોઈએ. આવા ધાર્મિક શિક્ષણનું કશું પણ મૂલ્ય થતું નથી. દુન્યવી શિક્ષણ એ તમારી મુખ્ય ચાવી છે. મુખ્ય ધ્યેય તરીકે તમે તમારૂં દુન્યવી શિક્ષણ કાયમ રાખો છો અને વધારાના સમયમાં ધર્મના શિક્ષણની વાતો કરો છો. આવી પરિસ્થિતિ જ્યાં સુધી કાયમ છે ત્યાં સુધી શાસનના વિરાધકો જરૂર પાકયે જ જવાના છે! આ સ્થિતિમાંથી તમારે ઉગરી ગયે જ છૂટકો છે. તમે સઘળી બીજી બાબતોમાં જૈનકોમને અને અન્ય કોમને સરખાવો છો અને બૂમાબૂમ કરી મૂકો છો કે જૈનોમાં બાળવિધવાઓ વધારે છે તેનો કાંઇ રસ્તો નીકળતો નથી. ફલાણું આમ છે તેનું કાંઇ બનતું નથી પરંતુ તમે ધાર્મિક શિક્ષણની બાબતમાં તમારી જાતને બીજા સાથે સરખાવતા

નથી? કાઠીયાવાડ જેવા પ્રાંતનીજ વાત લ્યો! સેંકડો મુસલમાનોના મદ્રેસાઓ જ્યાં ત્યાં સ્થપાએલા છે. એક પણ પારસીગામ એવું નથી કે જ્યાં પારસીધર્મના સિદ્ધાંતો બાળકોને શીખવાતા ન હોય!

**ધર્મવૃત્તિ જાગૃત શાથી રહે?** હવે આ સ્થિતિનું પરિણામ વિચારજો. તમે કેટલા પારસીઓને તેના ધર્મના સિદ્ધાંતો વિરૂદ્ધ જતા જોયા છે? ગમે તેવો માતબર પારસી શ્રીમંત હોય પરંતુ ભાગ્યે જ તેના મોઢામાં તમે સીગાર કે ચીરૂટ જોઈ શકશો! મુસલમાનોની સ્થિતિ જુવો. દિલ્હીમાં એક મુસલમાન અમુક વાત જાહેર કરે છે કે બીજે જ દહાડે સ્થળે સ્થળે મુસલમાનોની સભાઓ થઇને તે વાત મંજુર રાખવાના ઠરાવો થાય છે. અરે! આ ૧૯૩૪ની જ વાત લ્યો! મુસલમાનોની સામાન્ય રાજનીતિની સામે જઇ પેલી કહેવાતી કોંગ્રેસને ટેકો આપનારો મુસલમાન કે જે વડીધારાસભા માટે કોંગ્રેસીયો પ્રતિનિધિ હતો; તેને મુસલમાનોએ એવી શીકસ્ત આપી છે કે તેની ડીપોઝીટ પણ જપ્ત થઇ છે. બીજી બાજુએ તમારી સ્થિતિ વિચારો અને પછી તુલના કરો કે તમે આગળ વધ્યા છો કે પાછળ પડ્યા છો. આમ ન થાય એટલા માટેજ શાસ્ત્રકાર મહર્ષિઓએ પુકારી પુકારીને એ વાત જાહેર કરી છે કે પ્રત્યેક જૈનબાળકમાં વજ્ર જેવા, એ સંસ્કારો પાડી દ્યો કે; "आत्मा, भव, अने कर्म ए त्रणे अनादिना छे." જૈન માતાપિતા તરીકે તમારી એ ફરજ છે કે તમારે તમારા બાળકોમાં

દૃઢપણે આ સંસ્કાર પાડવા જ જોઇએ. જો આ સંસ્કાર તમે તમારા બાળકમાં નથી પાડતા તો સમજી લેજો કે તમે જૈન માતાપિતા ગણાવાને માટે લાયક નથી યા હકદાર પણ નથી જ. આ મહાસંસ્કાર એવા છે કે તે જગતના સઘળા દુઃસંસ્કારને આવતા રોકે છે અને ધર્મવૃત્તિને જાગૃત કરે છે.

**હિતબુદ્ધિનો જ હેતુ છે.** આત્મા, ભવ અને કર્મ અનાદિના છે એવા સંસ્કારો જ્યાં દૃઢ થાય છે કે અધર્મના સંસ્કારો પડતા જ નથી અને પડેલા હોય તો પણ તે નાસવા જ માંડે છે. આ વસ્તુ આત્મામાં ઠસી જાય છે તો તે સઘળા કુસંસ્કારોને દૂર કરે છે અને સુસંસ્કારોને પોષે છે એ કેવી રીતે થાય છે અને એથી ભવપર્વતનું ઉલ્લંઘન કેવી રીતે થાય છે તે હવે જોવું જોઇએ, પરંતુ એ જોઇએ તે પહેલાં છેવટના મુદ્દા ઉપર ફરી એકવાર નજર નાખવી જ રહી. આપણા બાળકોમાં આપણે જોઇતા સંસ્કારો નથી પાડયા તેને જ અંગે આજના સુધારકો નિપજ્યા છે અને એ સુધારકોની સઘળી પ્રવૃત્તિઓ એવી થવા પામી છે કે જેણે શાસનનો જડમૂળથી નાશ કરવાની તૈયારી કરી છે. તેમની પાંચ વર્ષની પ્રવૃત્તિનું ફળ શૂન્યથી વધારે નથી. નથી તેઓ સાધુસંસ્થાને નિર્મૂળ કરાવી શકયા, નથી તેઓ દેવદ્રવ્ય ખરચીને વિદ્યાલય બંધાવી શકયા, નથી તેઓ વિધવા બહેનોને નાતરાની જાતરાએ ચઢાવી શકયા, કે નથી તેઓ વટલીને મુસલમાન ખ્રિસ્તી બની જતાં સાધર્મિક ભાઇઓને મદદો આપી બચાવી શકયા! ત્યારે શાસનપ્રેમીઓ

બીજી બાજુએ પૂરતો વિજય મેળવી શકયા છે. સાધુસંસ્થાને તેમણે વિશાળતા નથી આપી પણ તેઓ રક્ષા કરી શકયા છે. તેમણે બીજું નવું કાંઈપણ નથી કર્યું એ વાત સત્ય છે છતાં તેઓ જુનાની સંરક્ષા કરી શકયા છે અને તેથી જ તેમણે શાસ્ત્રની દૃષ્ટિએ આઠગણું પુણ્ય ઉપાર્જન કર્યું છે, પણ આ સઘળું થયું છે તેમાં હેતુ એજ રહેલો છે કે શાસન પ્રત્યે હિતબુદ્ધિ; અને તેથી જ શાસનપ્રેમીઓની પ્રવૃત્તિ ઉત્તેજનને પાત્ર ઠરી છે.

卐




## છઠ્ઠે ગુણસ્થાનકે શાના વિચારો હોય?

શાસ્ત્રકાર મહારાજા ન્યાયાચાર્ય શ્રીમાન્ યશોવિજયજી મહારાજ ભવ્ય જીવોના ઉપકાર માટે જ્ઞાનસાર પ્રકરણ નામક ગ્રંથમાં જણાવે છે કે દરેક જીવની ફરજ છે કે તેણે આ ભવ કેવો છે તે જાણવું જોઇએ. ભવનું સ્વરૂપ તેણે વિચારવું જોઇએ અને ભવમાં ભયંકરતા રહેલી છે કે સુખનો મીઠો આસ્વાદ રહેલો છે તે તેણે જોવું જોઇએ. શાસ્ત્રદૃષ્ટિએ જે કોઇ આ ભવને જાણવાનો યત્ન કરે છે તે એમ સમજી શકે કે

આ ભવ એ એક મહાભયાનક પર્વત છે. આ ભવરૂપી પર્વતનું ઉલ્લંઘન કરવાની દરેક આત્માની ફરજ છે પરંતુ એ ભવરૂપી મહાગિરિરાજનું ઉલ્લંઘન ત્યારેજ થઈ શકે છે કે જ્યારે આત્મા છઠ્ઠાગુણસ્થાનકે આવી પહોંચે છે. જ્યાં સુધી આત્મા છઠ્ઠા ગુણસ્થાનકે આવી શકતો નથી ત્યાં સુધી તેણે ભવરૂપી ભયાનક પર્વતનું ઉલ્લંઘન કર્યું છે એમ ગણી શકાતું નથી. જીવ જ્યારે છઠ્ઠે ગુણસ્થાનકે આવે છે ત્યારે તે લૌકિક પદાર્થોમાં રાચી શકે એવી દશામાં હોતો નથી. અનાદિકાળથી લોકોએ જે સંજ્ઞા રાખી છે તે સંજ્ઞામાં તેવા આત્માને રાચવાપણું રહેતું નથી અને પૌદ્ગલિક વસ્તુઓથી રાચવાના સ્વભાવનો આત્મા ત્યાગ કરી દે છે, પરંતુ તે છતાં એવા મુનિને પણ મન અને વિચાર છોડી શકતા નથી. મનનો અંત તો છેક તેરમે અને ચૌદમે ગુણસ્થાનકે આવે છે અને જે મુનિ છઠ્ઠે ગુણસ્થાનકે પહોંચ્યો છે તેવાને મન અને વિચારો તો કાયમ જ હોય છે, ત્યારે છઠ્ઠે ગુણસ્થાનકે પહોંચેલો મુનિ કઇ વસ્તુમાં તલ્લીન હોય છે અને શી બાબતના વિચારો કરે છે તે તપાસીએ.

**તેરમા ગુણસ્થાનકની સ્થિતિ.** મન એ એવી વસ્તુ છે કે તે એક પળ પણ નવરું બેસી શકતું નથી. તેને અનુકૂળ પદાર્થો આપશો તો તે તેના વિચારો કરશે અને જો પ્રતિકૂળ પદાર્થો આપશો તો તે તેના વિચારોમાં પણ મશગુલ બની રહેશે પરંતુ મન નવરું રહી શકે એવું નથી. મનનીય પદાર્થોનું મનન ન હોય

છે તો પછી મોક્ષરૂપી અપ્રાપ્ય વસ્તુની સિદ્ધિ માટે અર્થાત્ મોક્ષ મેળવવાને અંગે તેઓને શા માટે વિચાર કરવાપણું બાકી રહેતું નથી? જો સાધ્યને અંગે વિચાર કરવાનો બાકી હોય છે તો મોક્ષરૂપી સાધ્યની સિદ્ધિ માટે મન, વચન અને કાયાના યોગોથી યુક્ત એવા કેવળી ભગવાનોને પણ વિચાર કરવાપણું હોવું જ જોઈએ. શંકાકારના આ કથનને શાસ્ત્રો અતિશય સુંદર અને બુદ્ધિગમ્ય ઉત્તરો પૂરો પાડે છે. શાસ્ત્રો ઉત્તર આપે છે કે કેવળી ભગવાનોને જેમ કાંઈ જાણવાનું બાકી નથી તેજ પ્રમાણે તેમને મેળવવાનું પણ કાંઇ બાકી નથી જ. કેવળી ભગવાનોને મોક્ષ મળે છે એ વસ્તુ સૂર્ય-પ્રકાશના જેવી સત્ય અને સિદ્ધ થાય છે પરંતુ મોક્ષને કેવળી ભગવાનો પોતાનું સાધ્ય માનીને તે મેળવવાને માટે દરકાર રાખતા નથી. મોક્ષ મળો કિંવા ભવ ચાલુ રહો એની જરા-પણ દરકાર કેવળી ભગવાનોને હોતી નથી એટલે જ એમ સિદ્ધ થાય છે કે સયોગિકેવળીને પણ જેમ કાંઈ જાણવાનું બાકી નથી તેજ પ્રમાણે તેને કાંઇ મેળવવાનું પણ બાકી નથી જ અને તેથી જ સયોગિકેવળીને મનન કિંવા વિચાર કરવાપણું પણ હોતું જ નથી! અને તેથી જ मोक्षे भवे च सर्वत्र निस्पृहो मुनिसत्तमः અર્થાત્ મોક્ષમાં જવાની કે ભવમાં રહેવાની કોઇપણ ઇચ્છા ઉત્તમ મુનિ રાખતો નથી.

**નૌકાની જરૂર કોને છે?** સયોગિકેવળી ભગવાનો સઘળું જાણે છે સઘળા પદાર્થોને અને સઘળા કાળને તે વાસ્તવિકરૂપે પીછાણે છે અને તે મોક્ષની

પણ દરકાર રાખતા નથી. ભવ મળો કે મોક્ષ મળો એની પણ તેમને ચિંતા હોતી જ નથી. આ પરિસ્થિતિને અંગે કેવળી ભગવાનો વિચારો અને મનનથી મુક્ત હોય છે. કેવળી ભગવાનો મોક્ષની દરકાર રાખતા નથી એ જાણીને આપણામાંથી કોઈ એવી શંકા કરનારો પણ નીકળી આવશે કે જો કેવળી ભગવાન્ મોક્ષની દરકાર નથી રાખતા, તો પછી આપણે પણ શા માટે મોક્ષની દરકાર રાખવી જોઇએ? કેવળીઓની સ્થિતિ આપણી દૃષ્ટિએ આધ્યાત્મિક દૃષ્ટિએ આપણા કરતાં બેહદ સારી છે. જ્ઞાનની પરમકક્ષાએ તેઓ પહોંચેલા છે અને તેમની અપૂર્વ રીતિએ ધાર્મિક ઉન્નતિ થએલી છે એવા પુરુષો પણ જો મોક્ષની દરકાર રાખતા નથી તો પછી આપણે પણ શા માટે મોક્ષની દરકાર રાખવી જોઇએ? આવી શંકા કરવી એ સર્વથા અસ્થાને છે, અને આવી શંકા ઉપસ્થિત કરવામાં સ્પષ્ટતઃ અજ્ઞાન જ રહેલું છે. નૌકાનો આશ્રય લઇને તરીને સામે કાંઠે ગએલો માણસ એમ કહે કે, "હવે મને સામા કિનારાની અથવા તો નૌકાની આવશ્યકતા નથી." તો તેનું તે વચન અવાસ્તવિક ગણી શકાતું નથી. તેને નૌકા વગેરેની જરૂર ન હોય એ સમજી શકાય એવું છે પરંતુ તેનું જોઇને નદીને આ કાંઠે રહેલો માણસ પણ એમજ કહે કે પેલા માણસને સામા કાંઠાની કે નૌકાની આવશ્યકતા નથી તો હવે મને પણ નૌકા વગેરેની શી જરૂર છે? તો બીજા માણસનું આ કથન સર્વથા મિથ્યા જ છે એવું નાનો બાળક પણ કહી શકશે.

તો મન રહી શકતું જ નથી. તે સદાસર્વદા મનનીય પદાર્થોનું મનન કર્યા જ કર છે. જગતમાં જ્ઞાન નામનો પદાર્થ છે તે જ્ઞેય ઉપર અવલંબેલો છે. જ્ઞેય એટલે જાણવા યોગ્ય વસ્તુઓ આ જગતમાં છે અને તે વસ્તુઓ જાણવામાં આત્માની પ્રવૃત્તિ છે તેથી જ જ્ઞાન નામના પદાર્થને સંસારમાં અવકાશ છે. જો જ્ઞેય પદાર્થોની જ આ સંસારમાં હસ્તિ ન હોત તો તો પછી આત્માની શું જાણવામાં પ્રવૃત્તિ હોત? જ્ઞેય પદાર્થોની ગેરહાજરીમાં આત્માની કોઇ જાણવાની પ્રવૃત્તિ પણ ન હોત અને તેને લીધે સંસારમાં જ્ઞાનનું પણ અસ્તિત્વ ન હોત. જેમ જ્ઞાનનો આધાર અથવા જ્ઞાનનો અવકાશ જ્ઞેય પદાર્થો ઉપર રહેલો છે તેજ પ્રમાણે મનનો આધાર મનન યોગ્ય વસ્તુઓ ઉપર રહેલો છે. જ્ઞેય પદાર્થો ન હોત તો જ્ઞાન ન હોત, તેજ પ્રમાણે મનન યોગ્ય પદાર્થો ન હોત તો મન પણ ન હોત! મનન સિવાય, ચિંતન સિવાય, વિચાર સિવાય મન નામનો પદાર્થ સામાન્ય લોકોમાં રહી શકતો જ નથી. આપણે એ વાત નક્કી કરી આવ્યા છીએ કે તેરમે ગુણસ્થાનકે મનના પુદ્ગલો છે પરંતુ તેમને મનન કરવાપણું હોતું નથી.

**મનનની આવશ્યકતા કોને છે?** જે આત્મા તેરમે ગુણસ્થાનકે વિરાજમાન છે તેવા આત્માને મનના પુદ્ગલો માત્ર હોય છે પરંતુ બીજા માણસોને મનન યોગ્ય પદાર્થોનું જેવું મનન કરવાનું હોય છે તેવું મનન કરવાનું તેમને હોતું નથી. સયોગિકેવળી દ્રવ્ય મનથી રહિત નથી તે દ્રવ્ય મન ધરાવે છે પરંતુ દ્રવ્ય મનના

પુદ્ગલોને આધારે જે મનન કરવાપણું હોય છે તેવું મનન કરવાનું તેમને હોતું નથી. મનન કરવાની સ્થિતિનો અવકાશ ફક્ત એજ રીતે સંભવે છે. જ્ઞાનમાં ન્યૂનતા હોય કિંવા સાધ્યમાં ન્યૂનતા હોય તેવા આત્માઓનેજ મનન કરવાની સ્થિતિનો અવકાશ છે. જે આત્માને જ્ઞાનમાં પણ ન્યૂનતા રહેલી નથી અને જે આત્માને સાધ્યમાં પણ કશી ન્યૂનતા રહેલી નથી તેવા આત્માને કોઇપણ વસ્તુ કિંવા સ્થિતિ પરત્વે મનન કરવાપણું હોતું નથી. મનન કિંવા વિચાર કોને કરવા પડે તેનો વિચાર કરજો. કોઈ અજ્ઞાત વસ્તુ હોય તે જાણવા માટે અર્થાત કે ન જાણેલી વસ્તુને જાણવા માટે વિચારોની આવશ્યકતા રહે છે તેજ પ્રમાણે ન મેળવેલી વસ્તુને મેળવવી હોય તો તે માટે વિચારોને અવકાશ રહે છે સયોગિકેવળીને તેણે સઘળા પદાર્થોને જાણેલા હોવાથી, વિચાર કરવાની કશી જ જરૂર રહેતી નથી એ વાત તમે બરાબર સમજી શકશો.

**કેવળીઓ મોક્ષની પણ દરકાર રાખતા નથી.** કેટલાક શંકાકારો એવી શંકા કરે છે કે જેણે સઘળું જાણી લીધું છે તેને જાણવાનું કાંઇ બાકી ન હોવાને પરિણામે વિચાર કરવો પડતો નથી અને એ સિદ્ધાંત પ્રમાણે સયોગિકેવળી ભગવાનોને પણ કાંઇ જાણવા યોગ્ય બાકી ન હોવાથી તેને અંગે એ વિચાર ન કરે એ વાસ્તવિક છે પરંતુ અપ્રાપ્ય વસ્તુઓની સિદ્ધિને અંગે વિચાર કરવાનો હોય છે અને સયોગિકેવળી ભગવાનોએ જોકે સઘળું જાણ્યું છે તે છતાં તેમને મોક્ષ મેળવવાનો બાકી

છે તો પછી મોક્ષરૂપી અપ્રાપ્ય વસ્તુની સિદ્ધિ માટે અર્થાત્ મોક્ષ મેળવવાને અંગે તેઓને શા માટે વિચાર કરવાપણું બાકી રહેતું નથી? જો સાધ્યને અંગે વિચાર કરવાનો બાકી હોય છે તો મોક્ષરૂપી સાધ્યની સિદ્ધિ માટે મન, વચન અને કાયાના યોગોથી યુક્ત એવા કેવળી ભગવાનોને પણ વિચાર કરવાપણું હોવું જ જોઈએ. શંકાકારના આ કથનને શાસ્ત્રો અતિશય સુંદર અને બુદ્ધિગમ્ય ઉત્તરો પૂરો પાડે છે. શાસ્ત્રો ઉત્તર આપે છે કે કેવળી ભગવાનોને જેમ કાંઈ જાણવાનું બાકી નથી તેજ પ્રમાણે તેમને મેળવવાનું પણ કાંઈ બાકી નથી જ. કેવળી ભગવાનોને મોક્ષ મળે છે એ વસ્તુ સૂર્ય-પ્રકાશના જેવી સત્ય અને સિદ્ધ થાય છે પરંતુ મોક્ષને કેવળી ભગવાનો પોતાનું સાધ્ય માનીને તે મેળવવાને માટે દરકાર રાખતા નથી. મોક્ષ મળો કિંવા ભવ ચાલુ રહો એની જરા-પણ દરકાર કેવળી ભગવાનોને હોતી નથી એટલે જ એમ સિદ્ધ થાય છે કે સયોગિકેવળીને પણ જેમ કાંઈ જાણવાનું બાકી નથી તેજ પ્રમાણે તેને કાંઈ મેળવવાનું પણ બાકી નથી જ અને તેથી જ સયોગિકેવળીને મનન કિંવા વિચાર કરવાપણું પણ હોતું જ નથી! અને તેથી જ મોક્ષે भवे च सर्वत्र निस्पृहो मुनिसत्तमः અર્થાત્ મોક્ષમાં જવાની કે ભવમાં રહેવાની કોઈપણ ઇચ્છા ઉત્તમ મુનિ રાખતો નથી.

**નૌકાની જરૂર કોને છે?** સયોગિકેવળી ભગવાનો સઘળું જાણે છે સઘળા પદાર્થોને અને સઘળા કાળને તે વાસ્તવિકરૂપે પીછાણે છે અને તે મોક્ષની

પણ દરકાર રાખતા નથી. ભવ મળો કે મોક્ષ મળો એની પણ તેમને ચિંતા હોતી જ નથી. આ પરિસ્થિતિને અંગે કેવળી ભગવાનો વિચારો અને મનનથી મુક્ત હોય છે.

કેવળી ભગવાનો મોક્ષની દરકાર રાખતા નથી એ જાણીને આપણામાંથી કોઈ એવી શંકા કરનારો પણ નીકળી આવશે કે જો કેવળી ભગવાન્ મોક્ષની દરકાર નથી રાખતા, તો પછી આપણે પણ શા માટે મોક્ષની દરકાર રાખવી જોઇએ? કેવળીઓની સ્થિતિ આપણી દૃષ્ટિએ આધ્યાત્મિક દૃષ્ટિએ આપણા કરતાં બેહદ સારી છે. જ્ઞાનની પરમકક્ષાએ તેઓ પહોંચેલા છે અને તેમની અપૂર્વ રીતિએ ધાર્મિક ઉન્નતિ થએલી છે એવા પુરુષો પણ જો મોક્ષની દરકાર રાખતા નથી તો પછી આપણે પણ શા માટે મોક્ષની દરકાર રાખવી જોઇએ?

આવી શંકા કરવી એ સર્વથા અસ્થાને છે, અને આવી શંકા ઉપસ્થિત કરવામાં સ્પષ્ટતઃ અજ્ઞાન જ રહેલું છે. નૌકાનો આશ્રય લઇને તરીને સામે કાંઠે ગએલો માણસ એમ કહે કે, "હવે મને સામા કિનારાની અથવા તો નૌકાની આવશ્યકતા નથી." તો તેનું તે વચન અવાસ્તવિક ગણી શકાતું નથી. તેને નૌકા વગેરેની જરૂર ન હોય એ સમજી શકાય એવું છે પરંતુ તેનું જોઇને નદીને આ કાંઠે રહેલો માણસ પણ એમજ કહે કે પેલા માણસને સામા કાંઠાની કે નૌકાની આવશ્યકતા નથી તો હવે મને પણ નૌકા વગેરેની શી જરૂર છે? તો બીજા માણસનું આ કથન સર્વથા મિથ્યા જ છે એવું નાનો બાળક પણ કહી શકશે.

દુર્ગતિનું કારણ ન બને. એક માણસ વગડામાં ગએલો છે, બીજો માણસ ઘરને આંગણે ખાટલો પાથરીને સૂતો છે. આવી સ્થિતિમાં બીજો માણસ એમ કહે કે મારે હવે ઘર શોધવાની શી જરૂર છે? તો બીજા માણસનું એ વાક્ય યથાર્થ ઠરે છે પરંતુ તેજ પ્રમાણે વનવગડામાં ભટકતો પહેલો માણસ પણ એમ જ કહે કે, "હંઅ! મારેય હવે ઘર શોધવાની શી જરૂર છે?" તો આ સ્થિતિનું પરિણામ એજ આવી શકે કે બીજો માણસ શાંતિથી ઘરને આંગણે સુતેલો રહી જાય અને પહેલાને વનવગડાના પશુઓ જ ફાડી ખાય! આ જ દશા આપણી પણ સમજવાની છે! કેવળજ્ઞાનના અધિકારી એવા કેવળી ભગવાનને જો મોક્ષની દરકાર નથી તો પછી આપણે તો સામાન્ય જીવો છીએ, આપણને શા માટે મોક્ષની દરકાર હોવી જોઇએ; એવો વિચાર કરીને જે કોઈ મોક્ષની દરકારને છોડી દે છે તેને વનવગડારૂપી આ મહાભયાનક સંસારમાં રહેલા હિંસકપશુઓ-રૂપ કામ, ક્રોધાદિ દુર્ગુણો ફાડી ખાય છે અને તત્પશ્ચાત્ તેવો નિર્ભાગી આત્મા વિનાશરૂપ દુર્ગતિને જ મેળવે છે! આવા વિચિત્ર પ્રશ્ન કરીને જે સ્વયં મોક્ષનો વિચાર ત્યાગી દે છે તે ભયંકરમાં ભયંકર પ્રકારનો પોતાના આત્મા માટેની દુર્ગતિનો દરવાજો ખોલી દે છે! એટલું જ નહિ, પરંતુ આવી શંકાઓથી જનતાની ચિત્તવૃત્તિમાં ક્ષોભ ઉપસ્થિત કરનારો જનતા માટે પણ દુર્ગતિના દશે દ્વાર ખુલ્લા કરીને તે બધાના આત્મ-નાશ અર્થાત્ દુર્ગતિપ્રવેશનું પોતે જ મહાકારણ બને છે!

**મોક્ષનું આંગણું.** કોઈ માણસ પોતે પોતાના આંગણામાં આવીને ઉભો હોય તે માણસ આસપાસ દેખ્યા વિના ચાલતો હોય તો પણ તે માણસ સીધો પોતાના ઘરમાં જઈ પહોચે છે પરંતુ તેની અપેક્ષાએ નદીને આ પાર રહેલા અને પેલે પાર જવાની આકાંક્ષાનો અર્થી પણ નૌકાનો વિચાર ન કરે કિંવા પાદરમાં રહેલો ઘરનો વિચાર ન કરે, તો તેની દુર્દશા જ થાય! કેવળીની સ્થિતિ કેવી છે તેનો વિચાર કરો. કેવળી સંપૂર્ણ સમ્યક્ત્વ અને ચારિત્ર પામેલો છે અને તેણે સંપૂર્ણજ્ઞાન પણ મેળવેલું છે. જેને સંપૂર્ણજ્ઞાન, ચારિત્ર અને સમ્યક્ત્વ મેળવેલું છે તે જ કેવળી ગણાય છે. હવે વિચાર કરો કે એક માણસ નદી વટાવી જાય, પાદર વટાવી ચૂકે, બજારો ઓળંગી આવે અને પોતાના ઘરને આંગણે આવીને ઉભો રહે અને પછી તે એવો પ્રશ્ન કરે ખરો કેઃ 'મારૂં ઘર ક્યાં છે?" આંગણે આવીને ઉભો રહેલો માણસ કદી આવો પ્રશ્ન જ ન કરે અને છતાં પણ જો તે આવો અર્થહીન પ્રશ્ન કરે, તો તેની ગણના ગાંડામાં જ ગણાય! જેમ જગતના સ્થૂલ ઘરને આંગણાં છે, તે જ પ્રમાણે મોક્ષરૂપી ઘરનું આંગણું તે તેરમું ગુણસ્થાનક છે.

**પરીક્ષાના વિચારો કોણ છોડી શકે?** કેવળી ભગવાનો એ તેરમે ગુણસ્થાનકે પહોચેલા છે એટલે જ તેઓ મોક્ષરૂપી મહામંદિરના આંગણામાં ઉભેલા છે. આ આંગણામાં ઉભા રહ્યા પછી પણ

જો કેવળી, "મોક્ષ મોક્ષ"ની બૂમ મારે તો તેની ગણના પણ આંગણામાં ઉભા રહીને ઘર પૂછનારાના જેવી જ થાય! આત્માનું સ્વરૂપ અવ્યાબાધ છે. આ આત્માના અવ્યાબાધ સ્વરૂપની જ્યાં જાગૃતિ છે એવા તેરમા ગુણસ્થાનકમાં પ્રવેશેલાને હીરો ને કાચ, સોનું અને માટી, સ્ત્રી કે પુરુષ અથવા સંસાર કે મોક્ષ એ સઘળું સરખું જ છે. શાસ્ત્ર કહે છે કે એવા આત્માને ઈચ્છા કે ઈચ્છાના દ્રોહ કાંઇ હોતું જ નથી.

હવે દુનિયાદારીની એક વાતનું ઉદાહરણ લો. દુનિયાદારીમાં જે છાત્રો પરીક્ષામાં બેસવા જાય છે તેઓ પરીક્ષામાં બેસતા પહેલાં અનેક રીતે વિચાર કરે છે કે, આવા સવાલો આવશે તો તેના જવાબો અમે આમ લખીશું, તેમાં ફલાણું આમ કરીશું અથવા ફલાણું આમ ગોઠવીશું. વિચારોની આ હાર-માળા પરીક્ષાના દિવસ સુધી ચાલુ રહે છે પરંતુ જ્યાં પરીક્ષાનો દિવસ આવીને ચાલ્યો જાય છે-પરીક્ષા અપાઈ જાય છે કે તે પછી એ પરીક્ષાને અંગે કાંઈપણ વિચારણા કરવાની બાકી રહેતી નથી. પરીક્ષાનું પરિણામ હજુ બહાર પડેલું હોતું નથી પોતે પાસ છે કે નાપાસ છે તેની તેને હજી કાંઈ માહિતી મળેલી હોતી નથી પરંતુ જ્યાં પરીક્ષા આપી દેવાય છે કે ત્યાં એ સંબંધીના સઘળા વિચારો બંધ પડે છે. પરીક્ષા આપી ચૂકેલો વિદ્યાર્થી પરીક્ષામાં શું કરવું તે સંબંધીના વિચારો તજી દે છે તે જોઇને પરીક્ષાનો ઉમેદવાર પણ એવા વિચારો છોડી જ દે તો તેની શી દશા થાય તેનો તમે ખ્યાલ કરી શકો છો. જે હજી અભ્યાસ કરે છે જેને હજી

પરીક્ષા આપવાની બાકી છે તે પણ જો પરીક્ષાના વિચારોનો જ ત્યાગ કરી દે, તો નિઃસંશય તે માર્યો પડે.

**રખડી જવાની નિશાની શું?** કેવળી ભગવાનોની સ્થિતિ પરીક્ષા આપી ચૂકેલા માણસ જેવી જ છે. કેવળી ભગવાનને મોક્ષનાં જે સંપૂર્ણ સાધનો કરવાના હતા તે કરી લીધા છે હવે તેમને કરવાનું કાંઇ બાકી રહ્યું જ નથી અને જ્યાં તેમના આયુષ્યનો અંત આવશે કે તેમને માટે મોક્ષની પ્રાપ્તિ તો નિર્મેલી જ છે. કેવળી ભગવાનોની આવી સ્થિતિ હોવાથી તેઓ મોક્ષ મળો કે ભવ મળો તે સંબંધમાં બેદરકાર રહે તે ચાલી શકે છે, પરંતુ તેથી આપણને તે સ્થિતિ પાલવી શકે નહિ. આપણી સ્થિતિનો આપણે ખ્યાલ કરવાનો છે. આપણી સ્થિતિ ભણતા વિદ્યાર્થીના જેવી છે. આપણે હજી નિર્વિકલ્પદશાના ગુણસ્થાનકે પહોંચી શક્યા જ નથી. આ સ્થિતિમાં આપણે પણ જો મોક્ષ કે ભવના વિચારો જ છોડી દઇએ તો આપણી સ્થિતિ પણ રખડેલ વિદ્યાર્થીના જેવી જ થવાની! પરીક્ષા પસાર કર્યા પછી એટલે પરીક્ષા આપી દીધા પછી રિઝલ્ટ બહાર પડે ત્યાં સુધીમાં પરીક્ષાનો ઉમેદવાર પરીક્ષાને લગતા કાંઇપણ વિચારો ન કરે તો તે તદ્દન સ્વાભાવિક છે પરંતુ પરીક્ષા ન આપી હોય એવા ઉત્તીર્ણતાના અર્થીઓ તો એ સંબંધીના વિચારો સેવવા જ ઘટિત છે. તેજ પ્રમાણે જે નિર્વિકલ્પની દશામાં નથી પહોંચ્યા તેવા બધાએ તો મોક્ષપ્રાપ્તિના વિચારો કરવા જ ઘટે છે, આવા માણસો પણ જો મોક્ષ મળે તો શું

અને ભવ મળે તો શું એવો જ વિચાર લઇ બેસે તો તે તેની રખડી જવાની જ નિશાની છે.

**તેરમું ગુણસ્થાનક એટલે મોક્ષનું સાટું.** લૌકિક વ્યવહારમાં તમે ઘર ખરીદવાનું સાટું કરો છો તેનું જ ઉદાહરણ લો. તમે પહેલાં સાટું કરો છો પછી બાનું આપો છો. આ રીતે તમે કોઈ ઘર વેચાણ લેવાની કબુલાત આપી દીધી અને તેને લગતો તમારો દસ્તાવેજ પણ રજીસ્ટર થઇ ગયો, આટલું થયા પછી તમે એવો વિચાર કરતા નથી કે એ મકાન મને આટલા હજાર રૂપીયામાં પોષાય છે કે નહિ પોષાય? સાટાખત થયા પછી, બાનું અપાયા પછી, દસ્તાવેજ રજીસ્ટર થયા પછી, ઘર પોષાય છે કે નથી પોષાતું, એવા પ્રશ્નને અવકાશ જ નથી. આ સ્થિતિએ એવો વિચાર કરવા બેસનારો મૂર્ખ છે. અર્થાત્ જે વ્યવહારકુશળ છે તે માણુસ આવા સંયોગોમાં યોગ્યાયોગ્યતાનો વિચાર કરી શકતો જ નથી પરંતુ તેનું જોઇને બીજા માણસો મકાન ખરીદતાં પહેલાં સાટું થયા પહેલાં પણ, જો વિચાર ન કરે; તો તેના બાર વાગ્યા સિવાય રહે જ નહિ! તેરમું ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે એટલે આત્મા મોક્ષનું સાટું કરી લે છે. તેરમે ગુણસ્થાનકે ગએલો આત્મા પાછો જન્મ લઈ શકતો નથી એ સ્પષ્ટ છે અને જ્યાં તેરમે ગુણસ્થાનકે ગએલાનું આયુષ્ય પૂર્ણતાને પામે છે કે તે તેજ ક્ષણે મોક્ષમાં પગલાં માંડે છે. મોક્ષનું સાટું થઈ ગયા પછી તે સંબંધી વિચારો ન થાય એ વાસ્તવિક છે પરંતુ તેથી

એ સાટું ન થયું હોય તે પહેલાં પણ મોક્ષ સારો કે ભવ સારો એવો વિચાર ન કરવો યા તે પરત્વે બેદરકાર રહેવું; એમાં તો સ્પષ્ટ રીતે મૂર્ખાઇ જ સમાએલી છે. અર્થાત્ આત્માએ જ્યાં સુધી તેરમા ગુણસ્થાનકનો આશ્રય લીધો નથી ત્યાં સુધી બાકીના ગુણસ્થાનકે રહેલા આત્માઓએ ભવનિર્વેદની અને મોક્ષપ્રાપ્તિની ચિંતા અવશ્ય રાખવી જ જોઈએ.

**મનના પુદ્ગલોનું કાર્ય.** આત્મા ચોથા ગુણસ્થાનકે આવે છે એટલે તે મોક્ષનું સાટું કરવાના વિચારો સેવવામાં પ્રવૃત્ત બને છે. ચોથા ગુણસ્થાનકથી મોક્ષનું સાટું આરંભાય છે તે બારમા ગુણ-સ્થાનક સુધી ચાલુ રહે છે. એ સઘળા સમય દરમ્યાન આત્માએ મોક્ષનો વિચાર કરવો કર્તવ્ય છે. જ્યાં બાર ગુણસ્થાનક પૂરા થાય છે અને જીવાત્મા તેરમા ગુણસ્થાનકમાં પ્રવેશ કરે છે કે તે જ પળે મોક્ષનું સાટું થઈ જાય છે. હવે તેને કાંઈ-પણ વિચાર કરવાનો બાકી રહેવા પામતો જ નથી. એજ દૃષ્ટિએ સ્પષ્ટ થાય છે કે તેરમે ગુણસ્થાનકે મોક્ષ બાકી છે પરંતુ ત્યાં વિચારોને અવકાશ હોતો નથી. તેરમા ગુણસ્થા-નકે પહોંચેલા આત્માને ભાવમન હોય છે દ્રવ્યમનના પુદ્ગલો પણ હોય છે પરંતુ તેમને મનન કરવાપણું હોતું નથી. ત્યારે અહીં એવો પ્રશ્ન ઉપસ્થિત થશે કે "જો અહીં મનન નથી તો પછી મનના પુદ્ગલોનું શું કામ હોવું જોઇએ?" આ પ્રશ્નનો ઉત્તર સમજવા જેવો છે. ઈ. સ. ૧૯૧૪ માં એટલે આજથી વીસ વર્ષ ઉપર જર્મની અને બ્રિટન વચ્ચે વિશ્વયુદ્ધ

થયું હતું. આ યુદ્ધમાં એક બીજાએ પ્રતિપક્ષીના સૈનિકોને કેદી તરીકે પકડયા હતા. આ કેદીઓ પરસ્પર શત્રુઓના હાથમાં સપડાએલા હતા પરંતુ જો તેમના અંતર કોઈએ તપાસી જોયા હોત તો તેમાં, શત્રુઓ પ્રતિ ભયંકર વેર લેવાની ભાવના શું ન માલમ પડી હોત?

**કર્મનો મહાસંગ્રામ.** આવા સંયોગોમાં એક પ્રજાના કારાવાસમાં પડેલો માણસ શત્રુને મારતાં પોતાનો છોકરો મરી ગએલો સાંભળે તો તેથી તેને દિલગીરી નહિ થાય, પણ આનંદ જ થાય! તેની છાતી વેંત વેંત ઊંચે આવે અને તે આનંદમાં મશગુલ બની જાય! દીલગીરીનો તેને સંકલ્પ પણ થાય નહિ, બાપ પોતાના વીરપુત્ર વીરકાર્ય કરતાં મરી ગએલા હોવાથી પોતાને વીરપિતા અને માતા પોતાને વીરમાતા માને! જેમ રણસંગ્રામમાં માતાપિતા પોતાના પુત્રના મરણથી પોતે ગર્વ લે છે તે પ્રમાણે અહીં જે કર્મરૂપી મહાબળવત્તર શત્રુ સાથે યુદ્ધમાં નથી ઉતરી શકયો તે તેનો અત્યંત શોક પાળે છે. અહીં એક વાત યાદ રાખવાની છે કે જે આત્માએ કર્મ જીત્યા છે અર્થાત્ કે જેણે કર્મોને ખપાવ્યા છે અને જેના સંયમી માતાપિતા એવા વિજેતાને કર્મવીર માને છે તેવો ક્ષપક શ્રેણીવાળો આત્મા પણ જો પોતાની એ સ્થિતિને વિષે અભિમાન ધારણ કરે, તો સમજી લેવું કે તેનું જ્ઞાન મિથ્યા છે એટલુંજ નહિ પરંતુ તેવો આત્મા ચોથે ગુણસ્થાનકે જ રહેલો છે. આત્મા પોતે કર્મના મહાસંગ્રામમાં નથી ઉતર્યો,

તે માટે તેને જ્યાં સુધી શોક થતો નથી, ત્યાં સુધી તેને ચોથા ગુણુસ્થાનકની પ્રાપ્તિ પણ થતી નથી. ચોથા ગુણુસ્થાનકની પ્રાપ્તિ ત્યારે જ છે કે જ્યારે આત્માને પોતે કર્મસંગ્રામમાં ન ઉતરી શકાવા માટે પ્રચંડ ખેદ થાય છે! ખરી રીતે જોઈએ તો જગતમાં પણ બે જ સમૂહોનું અસ્તિત્વ છે. એક મોક્ષને ઈચ્છનારો જનસમુદાય તે મોક્ષસમૂહ અને બીજો સંસારને ઈચ્છનારો સમુદાય તે સંસારસમૂહ. ચોથે ગુણુસ્થાનકે આવનારો આત્મા આરંભ, પરિગ્રહ, વિષય, કષાયને છોડતો નથી. ત્યારે હવે આવા આત્માને તમે મોક્ષસમૂહમાં રહેનારો માનશો કે સંસારસમૂહમાં રહેનારો માનશો?

**કિંમત તો આત્માની વૃત્તિની જ છે.** આત્માને આપણે મોક્ષસમૂહનો ત્યારે જ માની શકીએ જ્યારે તેને હાથે સાંસારિક કાર્યો થતાં તે પરત્વે તેને ભારે ખેદ થાય! ખરી રીતે તો આત્માની વૃત્તિ ક્યાં છે એ જ જોવાની ખાસ આવશ્યકતા છે. જો વ્યક્તિના હાથથી સાંસારિક કામો થતાં રહે અને તેની વૃત્તિ પણ સાંસારિક કાર્યોમાં જ પરોવાએલી હોય તો તેવી વ્યક્તિને આપણે મોક્ષસમૂહમાં ગણી શકીશું નહિ. મોક્ષના ઉપાસકોના સમૂહમાં તો તે જ માણસ આવી શકે છે કે જેને હાથે સાંસારિક કાર્યો થતાં હોય તે છતાં તેને એવા કાર્યો આદરતી વખતે ભારે કચવાટ અને ક્ષોભ થાય. અહીં બીજું એક ઉદાહરણ લો. યુદ્ધમાં બે પક્ષો લડે છે. એક પક્ષના માણસો રણસંગ્રામમાં શત્રુપક્ષના કેદી બને છે એ વેળાએ શત્રુપક્ષ

પેલા કેદીઓને કાંઇ બેસાડી રાખીને ખવાડતો નથી પરંતુ એ કેદીઓ પાસે શત્રુપક્ષ પણ કામ લે છે. હવે ધારો કે એક પક્ષનો કેદી બીજા પક્ષમાં કેદ થાય; અને બીજા પક્ષનો મુકાદમ એ કેદીઓ પાસે તેનાજ પક્ષના માણસોનો નાશ કરવા માટે કિલ્લો બંધાવે પત્થરો મંગાવે યા બીજી મજૂરી કરાવે; તો એવે પ્રસંગે એ કેદીની કેવી દશા થાય તેનો ખ્યાલ કરો. શત્રુના હાથમાં પડેલો એ કેદી પોતે કામ કરવાની ના પાડી શકે એવી સ્થિતિમાં નથી, તે કામ બગાડી શકે અથવા ઓછું કામ આપી શકે એવી સ્થિતિમાં પણ નથી અને કોઈપણ પ્રકારે તે દગો પણ કરી શકે એવું નથી. ત્યારે આવે પ્રસંગે આવા કેદીઓની મનોદશા કેવા પ્રકારની હશે તે વિચારો.

**ચોથા ગુણસ્થાનકનો અધિકાર.** કેદી જો કે પોતે નિરુપાયવશતાથી શત્રુની સેવા કરે છે પોતાનાજ પક્ષનો નાશ થાય એવાં કામો કરે છે પરંતુ એ સમયે તેના અંતરમાં તો ભયંકર બળતરા હોય છે. પોતે કરેલું કામ કાંઇ પ્રાકૃતિક કોપ થાય ને તૂટી પડે તો તેથી તે કેદીની લાગણી ઘવાતી નથી. એટલુંજ નહિ પણ તેને હાથે જે કામ થાય છે તેમાં તેની આસક્તિ પણ હોતી નથી. ચોથા ગુણસ્થાનકે આવેલા ભવ્યાત્માની સ્થિતિ પણ આવા પ્રકારની હોવી જોઇએ તો જ તે ચોથે ગુણસ્થાનકે સ્થિત છે એ માની શકાય. સૌથી પહેલાં તો પોતાનું ચાલે તો આવો ભવ્યાત્મા મૃત્યુને પસંદ કરે પરંતુ મોક્ષનું વિરોધી

કાર્ય નહિ જ કરે; પરંતુ તે તેનાથી ન જ બની શકતું હોય અને તેના હાથે મોક્ષથી વિપરીત કાર્ય થવાનો જ પ્રસંગ આવે તો તેના અંતરમાં તો તે માટે પ્રચંડ શોક અને દ્વેષ થાય જ. મોક્ષથી જે કામ પ્રતિકૂળ છે તેવા કાર્યને તે પોતાના હૃદયની સંમતિ તો કદાપિ ન જ આપે! આત્મા ભલે વિષય-કષાયમાં પરોવાએલો હોય તે ભલે આરંભ-પરિગ્રહમાં જોડા-એલો હોય તે ભલે સંસારમાં રહ્યો હોય અને સાંસારિક કાર્યો તેને હાથે થતાં હોય, પરંતુ તેના હૃદયમાં તો એવાં સઘળાં કામો માટે વેદના હોવી જ જોઈએ. તેને પોતાને એવી લાગણી તો થવી જ જોઇએ કે જે કાર્યો મારે હાથે થવાં જોઈએ તે થતાં નથી અને જે નથી કરવા જેવાં તે કાર્યો મારે કરવાં પડે છે. આવી લાગણી સાથે સાંસારિક કાર્યો કરતી વેળાએ આત્મામાં જો પ્રચંડ વેદના જાગૃત હોય એવા કાર્યોને હાર્દિક સહાનુભૂતિ ન હોય અને તેવાં કાર્યો પરત્વે તિરસ્કાર હોય તો માની લેજો કે તે આત્મા ચોથે ગુણ-સ્થાનકે વિદ્યમાન છે.

**ચોથા ગુણસ્થાનકે કયા શ્રાવકો છે?** ભવબંધન વધે, ગૃહસ્થાશ્રમ પુષ્ટ થાય, સંસાર પુષ્ટ થાય, એવાં જેટલાં જેટલાં કાર્યો થાય તે બધાં કાર્યો કરતી વખતે હૃદયમાં ભયંકર બળતરા થવી જોઈએ, અને મોક્ષપ્રાપ્તિ સરળ બનાવે એવાં કાર્યો કરતી વેળાએ હૃદયમાં પરમાભિમાન જાગૃત થવું જોઈએ, પોતાના પક્ષનો વિનાશ કરે એવાં કાર્યો શત્રુના હાથમાં કેદ પકડાએલો સૈનિક

કરે છે ત્યારે તેનું અંતર પ્રચંડ શોકથી ચીરાઇ જાય છે. એવી જ વેદના જ્યારે ભવસંવર્ધનના કાર્યો કરતાં આત્માને થાય છે ત્યારે તે આત્મા ચોથે ગુણસ્થાનકે આવ્યો છે એમ કહી શકાય. નાનો બાળક પહેલવહેલો શાળામાં જતી વખતે પોતાની રાજીખુશીથી શાળામાં જતો નથી તેને સમજાવી પટાવી બળાત્કારે પણ શાળામાં મોકલવો પડે છે તેથી આપણે તેને એ ઠોઠ છે એમ કહેતા નથી પરંતુ તેનું અભ્યાસમાં ધ્યાન ચહોંટયું નથી એમ જ કહીએ છીએ। આવા બાળકને જો આપણે ઠોઠ કહીએ તો તે શાળામાં જતો હોય તે પણ ઉલટો બંધ થાય છે અને ભણતો હોય તો પણ ભણવાનું બંધ કરે છે. એવા બાળકને માટે આપણે તે ઠોઠ છે એવું કહી શકતા નથી માત્ર એવો શબ્દપ્રયોગ કરી શકીએ છીએ કે તેને કાળો અક્ષર પણ લખતાં આવડતો નથી. બાળકની આ સ્થિતિ છે તે જ સ્થિતિના જે શ્રાવક હોય તેને પણ એમ કહી શકાય કે તમારી હદ ચોથે ગુણસ્થાનકે છે પરંતુ એવાને આપણે એમ ન કહી શકીએ કે તમે બધા મિથ્યાત્વી છો. બાળક જેમ શાળાએ જવાનું સ્વીકારે છે પરંતુ તેનું ધ્યાન અભ્યાસમાં લાગતું નથી તે બાળકો ઠોઠ નથી તે જ પ્રમાણે જે જૈનો મોક્ષ મેળવવો એ જ આવશ્યક છે અને પૌદ્‌ગલિક પ્રવૃત્તિ પાપરૂપ છે એમ માને છે અને મોક્ષપ્રવૃત્તિમાં અભિમાન અને પૌદ્‌ગલિક પ્રવૃત્તિ વખતે અંતરમાં બળતરા સેવે છે તેઓ પણ ઠોઠરૂપી મિથ્યાત્વી ન કહેવાતાં તેમની હદ ચોથે ગુણસ્થાનકે છે એમ જ કહેવાય છે.

**અનુકૂળ સંયોગોની મહત્તા.** એક આત્મા ઝવેરીને ત્યાં બાળક બનીને જન્મે છે અને બીજો આત્મા કોળી, દૂબળાને ઘેરે જન્મે છે. આ બંને બાળકોમાં ઝવેરીને ત્યાં જન્મેલો બાળક ભાગ્યશાળી લેખાય છે અને કોળી, દૂબળાને ત્યાં જન્મેલો હીન પંક્તિનો મનાય છે. હવે વિચાર કરો કે ઝવેરીના બાળકની કિંવા ભીલના બાળકની અત્યારે બાલ્યાવસ્થામાં તો કિંમત એકસરખી જ છે. ઝવેરાતનો હાર બંનેમાંથી ગમે તેને આપશો તો પણ તે બંનેને તેની એકસરખી જ કિંમત છે. હીરાનો હાર લઈને ઝવેરીનો બાળક પણ રમવા લાગશે અને કોળીનો બાળક પણ રમવા લાગશે. છતાં વ્યવહારમાં ઝવેરીને ત્યાં જન્મેલો બાળક ભાગ્યશાળી ગણાય છે. ઝવેરીને ત્યાં જન્મેલો બાળક એવા સંજોગોમાં મૂકાયો છે કે તે ભવિષ્યમાં ઝવેરી થવાનો છે ત્યારે કોળીનો છોકરો એવા સંજોગોમાં મૂકાએલો છે કે તેના હાથમાં મોતીનો ટુકડો પણ આવવાનો નથી! આજ કારણથી ઝવેરીને ત્યાં જન્મેલો બાળક ભાગ્યશાળી ગણાય છે. શ્રાવકકુળની પણ એજ પ્રમાણે મહત્તા છે. શ્રાવકકુળમાં જન્મેલા બાળકને ધર્મ પામવાની સઘળી સાધનસામગ્રી મળેલી છે. જૈનકુળમાં તેણે જન્મ લીધો છે એટલે તે ધર્મ પામવા માટે લાયક છે. ધર્મની જડ શ્રાવકકુળમાં છે અને બાળક એ કુળમાં જન્મ્યો છે એટલે સ્વાભાવિક રીતેજ પેલા ઝવેરીના છોકરાની માફક તે એવા સંજોગોમાં મૂકાએલો છે કે જ્યાં ધર્મની જડ હોવાથી તે વગર પ્રયત્ને સ્વાભાવિક રીતે જ

તે દરમિયાન વેશ્યા ત્યાં આવી પહોંચી અને તેણે નંદિષેણુજીને કહ્યું, "મહારાજ! હવે જમવા પધારો, બહુ વખત થઈ ગયો છે!" નંદિષેણુજી બોલ્યા: "મારે રોજના દસ આત્માઓને પ્રતિબોધવાનો નિયમ છે, અને હજી માત્ર નવ આત્માઓનેજ મેં પ્રતિબોધ્યા છે." વેશ્યાએ વિનોદમાંજ કહી દીધું કે, "ઓહો! એમાં શું થઈ ગયું. નવ પૂરા થયા છે તો હવે દસમા તમે પોતેજ!" વેશ્યાના આ શબ્દો સાંભળીને નંદિષેણુજીએ કહ્યું, "ભલે, તેમ થાઓ!" આટલું કહીને તરતજ તેઓ નીચે ઉતરી પડ્યા અને તેમણે દીક્ષા લીધી!

**પ્રાચીનકાળના પતિતો કેવા હતા?** નંદિષેણુજીની આ કથા ઉપરથી આપણુને પ્રાચીનકાળની પરિસ્થિતિનો સુંદર ખ્યાલ આવે છે. પતિતો આજના જગતમાંજ છે એમ સમજશો નહિ. પ્રાચીનકાળમાં પણ પતિતો હતા જ, પરંતુ તે પતિતો તો નંદિષેણુજીના જેવાજ હતા, અને તે સમયની સમાજસ્થિતિ પણ આજને મુકાબલે બહુજ સારી હતી. નંદિષેણુજી પોતે પતિત થયા હતા. પોતે કર્મના કુવામાં ડૂબી ગયા હતા પરંતુ તેમને ત્યાગને માટે ધિક્કાર ન હતો. તેઓ જાણુતા હતા કે હું મારા કર્મના પ્રભાવથી પતિત થયો છું એ વસ્તુ સાચી છે પરંતુ સાચું અમૃતતત્ત્વ તો ત્યાગમાંજ રહેલું છે અને ત્યાગ એજ અમરતાની ખાણુ છે. આથી તેઓ બીજાને ત્યાગને માર્ગે પ્રેરતા હતા અને ત્યાગ લેવાને તૈયાર થએ-

લાને તેઓ અનુમોદના પણ આપતા હતા. એ યુગના પતિતો આ રીતના આચારપતિત હતા. અર્થાત્ તેઓ ક્રિયાથી પતિત થતા હતા પરંતુ પરિણામે પતિત થયા ન હતા. બીજી તરફ વેશ્યાની પરિસ્થિતિ સમજો. વેશ્યા તો બોલીચાલીને સમાજની અધમતાનું છેલ્લું બિંદુ. તેને ત્યાં આવેલા દસ માણસો તેને ભોગવ્યા વગર અને પૈસા આપ્યા વગર જ ચાલી જતા હતા. છતાં વેશ્યાને તે માટે ગ્લાનિ થતી ન હતી. તેણે નંદિષેણજી ઉપર નુકસાનીનો કે ભરણપોષણનો દાવો માંડ્યો ન હતો. વિષય અને વસુની દાસી એવી વેશ્યા પણ, જ્યારે પોતાને ત્યાં પગે ચાલીને વિષય અને વસુનું દાન આપનારાઓ, એ દાન આપ્યા વિના જ પાછા ચાલી જાય, તે માટે શોક કરતી નથી; ત્યારે એ સમયના સભ્ય સમાજની તો ત્યાગ પરત્વે કેવી સુંદર નિષ્ઠા હશે તેનો ખ્યાલ કરજો.

**પ્રાચીનકાળની સમાજસ્થિતિ.** હવે સમાજની સ્થિતિ જુઓ. એકલા નંદિષેણજીને હાથે જ રોજના દસ દસ આત્માઓને પ્રતિબોધ મળતો હતો. આ સિવાય તો બીજા અનેક આચાર્યોને હાથે દીક્ષાઓ થતી હતી પરંતુ સમાજને તે માટે વાંધો ન હતો. અથવા તો નંદિષેણજી જેવા ભવિષ્યમાં પતિત થનારને પણ તેઓ પતિત થશે એવા ભયથી દીક્ષા આપવાનું બંધ કરવામાં આવતું ન હતું. આ સઘળી ચર્ચાઓ અને કથાઓ ઉપરથી એ કાળની સમાજસ્થિતિનો આપણને સારી પેઠે ખ્યાલ આવે છે. સમાજ એ વખતે શ્રીમતી ભગવતી દીક્ષાને બહુ જ પવિત્ર

પેલા ઝવેરીના છોકરાની માફક તે એવા સંજોગોમાં મૂકાએલો છે કે જ્યાં ધર્મની જડ હોવાથી તે વગર પ્રયત્ને સ્વાભાવિક રીતે આપોઆપ ધર્મ પામવાનો છે.

**શ્રાવકકુળની મહત્તા.** રાજાને ઘેર જન્મેલો બાળક બાલ્યાવસ્થામાં હોય ત્યારે તો તે હજી નાનો છે તે કાંઈ સૈન્ય લઈને શત્રુઓ ઉપર હલ્લો કરવા જતો નથી. તે રાજગાદી પર ચઢીને રાજ્ય ચલાવતો નથી, કિંવા તેની શરીરરચના બીજા બધાથી વિશેષ પ્રકારની હોતી નથી, આવી સ્થિતિ હોવા છતાં અને બાળક અસમર્થ હોવા છતાં પણ આપણે તેને માનપાત્ર લેખીએ છીએ. આવી જ સ્થિતિ મોક્ષની કિંમત સમજનારની પણ માની શકાય. જે આત્મા શ્રાવકકુળમાં જન્મ્યો છે તે આત્મા આજે મોક્ષની, સદાચારની, ધર્માચારની કિંમત ન સમજતો હોય તો પણ બીજાને મુકાબલે તેનું મહત્વ વિશેષ છે કારણ કે તે સદાચાર, ધર્માચાર, મોક્ષ વગેરેનો હક્કદાર છે. આજે ભલે તે અજ્ઞાન હોય કે મોક્ષ અથવા સદાચારને તે ન સમજતો હોય તો પણ પરિણામે તે એ વસ્તુને પામવાનો છે એવા જ સંયોગમાં તે મુકાએલો છે જેથી શ્રાવકકુળની મહત્તા છે. વધારે સમજવાને માટે આપણે શ્રીમાન્ નંદિષેણનું ઉદાહરણ લઈએ.

**શ્રીમાન્ નંદિષેણજીની કથા.** શ્રીમાન્ નંદિષેણજી શ્રેણિક મહારાજાના પુત્ર થતા હતા. તેમની ઈચ્છા શ્રીમતી ભાગવતી દીક્ષાને અંગીકારવાની થઈ

હતી. આવી ઇચ્છા થતાં નંદિષેણુજી ભગવાન્ શ્રી મહાવીર દેવ પાસે ગયા હતા. ભગવાન્ મહાવીર દેવે તેને કહ્યું હતું કે તેના ભોગાવલી કર્મો બાકી છે આથી જો તે દીક્ષા લેશે તો પણ તે પતિત થયા વિના રહેશે નહિ. દેવતાઓએ પણ નંદિષેણુજીને એજ વાત કહી હતી પરંતુ તે છતાં નંદિષેણુજીએ ચારિત્રના વીર્યોલ્લાસ આગળ આ બધું મિથ્યા માન્યું હતું અને તેમણે દીક્ષા અંગીકાર કરી હતી. એક દિવસ નંદિષેણુજી અજાણપણે ગોચરી લેવા જતાં એક વેશ્યાને ત્યાં જઈ ચડ્યા. અહીં જઇને તેમણે "ધર્મલાભ" કહ્યો. વેશ્યા તે સાંભળીને બહાર આવી અને તેણે નંદિષેણુજીને કહ્યું કે "મહારાજ! અહીં તો ધર્મલાભ નહિ પરંતુ અર્થલાભ જ શોભે છે. નંદિષેણુજીએ સ્વાત્માભિમાનથી પ્રેરાઈને સ્વબળ વડે ત્યાં સુવર્ણમહોરો વરસાવી અને તે વેશ્યાને આપી દીધી. વેશ્યાએ કહ્યું, "મહારાજ! એ સુવર્ણ મને એમ ન ખપે, જો સુવર્ણલાભ આપવો હોય તો હવે મને પોતાને જ ભોગવી લો. નંદિષેણુજીએ તે પણ કબુલ કર્યું. તેમણે પતિતાવસ્થા સ્વીકારી લીધી પરંતુ તે સાથે જ તેમણે એવો પણ નિયમ લીધો કે મારે રોજ દસ આત્માઓને પ્રતિબોધ આપી ભગવાન્ શ્રી મહાવીર દેવ પાસે મોકલી આપવા. આ પ્રમાણે બાર વરસ સતત દરરોજ દસને પ્રતિબોધ કરી મોકલી આપે છે. એક દિવસ એવું બન્યું કે નંદિષેણુજી નવ માણસોને પ્રતિબોધી ચૂકયા હતા એટલામાં દસમા એક સોની ભાઈ આવી પહોંચ્યા! સોનીને નંદિષેણુજી ઉપદેશ આપતા હતા

તે દરમિયાન વેશ્યા ત્યાં આવી પહોંચી અને તેણે નંદિષેણજીને કહ્યું, "મહારાજ! હવે જમવા પધારો, બહુ વખત થઈ ગયો છે!" નંદિષેણજી બોલ્યા: "મારે રોજના દસ આત્માઓને પ્રતિબોધવાનો નિયમ છે, અને હજી માત્ર નવ આત્માઓને જ મેં પ્રતિબોધ્યા છે." વેશ્યાએ વિનોદમાં જ કહી દીધું કે, "ઓહો! એમાં શું થઈ ગયું. નવ પૂરા થયા છે તો હવે દસમા તમે પોતે જ!" વેશ્યાના આ શબ્દો સાંભળીને નંદિષેણજીએ કહ્યું, "ભલે, તેમ થાઓ!" આટલું કહીને તરત જ તેઓ નીચે ઉતરી પડ્યા અને તેમણે દીક્ષા લીધી!

**પ્રાચીનકાળના પતિતો કેવા હતા?** નંદિષેણજીની આ કથા ઉપરથી આપણને પ્રાચીનકાળની પરિસ્થિતિનો સુંદર ખ્યાલ આવે છે. પતિતો આજના જગતમાં જ છે એમ સમજશો નહિ. પ્રાચીનકાળમાં પણ પતિતો હતા જ, પરંતુ તે પતિતો તો નંદિષેણજીના જેવા જ હતા, અને તે સમયની સમાજસ્થિતિ પણ આજને મુકાબલે બહુ જ સારી હતી. નંદિષેણજી પોતે પતિત થયા હતા. પોતે કર્મના કુવામાં ડૂબી ગયા હતા પરંતુ તેમને ત્યાગને માટે ધિક્કાર ન હતો. તેઓ જાણતા હતા કે હું મારા કર્મના પ્રભાવથી પતિત થયો છું એ વસ્તુ સાચી છે પરંતુ સાચું અમૃતતત્ત્વ તો ત્યાગમાં જ રહેલું છે અને ત્યાગ એ જ અમરતાની ખાણ છે. આથી તેઓ બીજાને ત્યાગને માર્ગે પ્રેરતા હતા અને ત્યાગ લેવાને તૈયાર થએ-

લાને તેઓ અનુમોદના પણ આપતા હતા. એ યુગના પતિતો આ રીતના આચારપતિત હતા. અર્થાત્ તેઓ ક્રિયાથી પતિત થતા હતા પરંતુ પરિણામે પતિત થયા ન હતા. બીજી તરફ વેશ્યાની પરિસ્થિતિ સમજો. વેશ્યા તો બોલીચાલીને સમાજની અધમતાનું છેલ્લું બિંદુ. તેને ત્યાં આવેલા દસ માણસો તેને ભોગવ્યા વગર અને પૈસા આપ્યા વગર જ ચાલી જતા હતા. છતાં વેશ્યાને તે માટે ગ્લાનિ થતી ન હતી. તેણે નંદિષેણજી ઉપર નુકસાનીનો કે ભરણપોષણનો દાવો માંડ્યો ન હતો. વિષય અને વસુની દાસી એવી વેશ્યા પણ, જ્યારે પોતાને ત્યાં પગે ચાલીને વિષય અને વસુનું દાન આપનારાઓ, એ દાન આપ્યા વિના જ પાછા ચાલી જાય, તે માટે શોક કરતી નથી; ત્યારે એ સમયના સભ્ય સમાજની તો ત્યાગ પરત્વે કેવી સુંદર નિષ્ઠા હશે તેનો ખ્યાલ કરજો.

**પ્રાચીનકાળની સમાજસ્થિતિ.** હવે સમાજની સ્થિતિ જુઓ. એકલા નંદિષેણજીને હાથે જ રોજના દસ દસ આત્માઓને પ્રતિબોધ મળતો હતો. આ સિવાય તો બીજા અનેક આચાર્યોને હાથે દીક્ષાઓ થતી હતી પરંતુ સમાજને તે માટે વાંધો ન હતો. અથવા તો નંદિષેણજી જેવા ભવિષ્યમાં પતિત થનારને પણ તેઓ પતિત થશે એવા ભયથી દીક્ષા આપવાનું બંધ કરવામાં આવતું ન હતું. આ સઘળી ચર્ચાઓ અને કથાઓ ઉપરથી એ કાળની સમાજસ્થિતિનો આપણને સારી પેઠે ખ્યાલ આવે છે. સમાજ એ વખતે શ્રીમતી ભગવતી દીક્ષાને બહુ જ પવિત્ર

જ નથી. તેઓ ભલે આચારપતિત હોય કે આચાર અને પરિણામપતિત હોય પરંતુ આજના પતિતોમાં એટલી જ શક્તિ કે કે બહુ તો તેઓ ભાષણ કરશે અને તેથી આગળ વધશે તો શાહી કાગળનું સત્યાનાશ વાળી લેખો લખશે! પ્રાચીનકાળના પતિતો એ છેલ્લામાં છેલ્લી પંક્તિના પતિતો હતા, પરંતુ તેઓ પતિત થશે એવું જાણવા અથવા પીછા- ણવા છતાં સમાજ તેટલા જ કારણથી દીક્ષા ઉપર પ્રતિબંધ મૂકવા તૈયાર થયો ન હતો. સાધુ પતિત થાય માટે સાધુ- પણાની ઉત્પત્તિ જ બંધ કરો એવો ગાંડીયો વિચાર એ યુગમાં સમાજને સ્પર્શ પણ કરી શકતો ન હતો.

**શ્રી નંદિષેણજીની દીક્ષા.** હવે નંદિષેણ દીક્ષા લેવા તૈયાર થાય છે તે સ્થિતિનો પૂરેપૂરો ખ્યાલ કરો. જ્યારે નંદિષેણ દીક્ષા લેવા નીકળે છે ત્યારે દેવતાઓ તેને કહે છે કેઃ તારા ભોગાવળી કર્મ હજી બાકી રહેલાં છે માટે તારે હાલમાં દીક્ષા ન લેવી જોઈએ. દેવતાઓએ કહ્યું એટલે ત્યાં છેલ્લામાં છેલ્લી હદ આવી ગઈ. હવે એથી આગળ કાંઇ કહેવા કરવાનું રહ્યું નથી તે છતાં ચારિત્રના વીર્યોલ્લાસ આગળ નંદિષેણજી દેવતાઓના કથનનો પણ સ્વીકાર કરતા નથી. આપણે તો તરત જ કહી દઈશું કે આ પ્રસંગમાં નંદિષેણજીએ કદાગ્રહ કર્યો હતો અથવા તેમણે જડતા દર્શાવી હતી. આજના જગતને પલ્લે તો કદાગ્રહ, જડતા, હઠ ઈત્યાદિ શબ્દો બાંધી જ મૂક્યા છે અને જેમ ધૂનમાં આવે છે તેમ તે શબ્દોની તેઓ છૂટે હાથે લાણી

કરતા જાય છે, પરંતુ તેમણે યાદ રાખવું જોઇએ કે શાસ્ત્રકારોએ આ બનાવને કોઇપણ સંયોગોમાં કદાગ્રહ કે હઠાગ્રહ કહ્યો નથી. હવે નંદિષેણજી ભગવાન્ શ્રી તીર્થંકરદેવ મહાવીરસ્વામી પાસે દીક્ષા અંગીકારવાને જાય છે અને તેમને કહે છે કે: "મહારાજ! મને દીક્ષા આપો! ભગવાન્ નંદિષેણની વિનતિ સાંભળીને તેને કહે છે: મહાનુભાવ! તારા હજી ભોગાવળી કર્મ બાકી છે માટે તે કર્મ પૂરા થયા પછી તારે દીક્ષા લેવી યોગ્ય છે: નંદિષેણજી કહે છે: મને તો દીક્ષાનો ઉલ્લાસ જાગ્યો છે અને મારે તો દીક્ષા લેવી જ છે!" હવે આ પ્રસંગ કેવો મહત્ત્વનો છે અને તે પ્રસંગે ભગવાન્ પોતે કેવી વલણ ધારણ કરે છે તેનો વિચાર કરો.

**આજે દીક્ષા રોકવી એ યોગ્ય છે કે?** અમુક માણસ દીક્ષા લેવા આવે તો તે માણસ દીક્ષા પાળી જ શકશે અથવા પતિત જ થશે એવું આજે તો દીક્ષા આપનાર જાણતા નથી, પરંતુ ભગવાન્ શ્રી મહાવીરની સ્થિતિ તો કાંઇ થોડી જ એવી હતી? તેઓ તો ત્રિકાળજ્ઞાનના ધણી હતા. નંદિષેણજીના ભોગવાળી કર્મ બાકી છે અને છતાં તે દીક્ષા લે છે એટલે તેઓ પતિત થવાના જ છે એ તેઓ જાણતા હતા છતાં જ્યારે નંદિષેણજી દીક્ષા માગે જ છે ત્યારે ભગવાન્ શ્રી મહાવીરદેવ તેને તરત જ દીક્ષા આપી દે છે! ભગવાન્ શ્રી તીર્થંકર દેવ સર્વજ્ઞ હતા શ્રી નંદિષેણજી દીક્ષા લે છે પરંતુ તેમનું પતન થવાનું છે એ તેઓ જાણતા હતા તે છતાં તેમને દીક્ષા

ભાવથી જોતો હતો અને તેના પરત્વે ભારે આદર રાખતો. દીક્ષાથી પતિત થશે એવા ભયથી દીક્ષા આપવાનું અટકાવવામાં આવતું ન હતું અને જે દુર્ભાગી આત્માઓ પોતાના અશુભોદયે પતિત થતા હતા તેવાઓને પણ દીક્ષા પરત્વે તિરસ્કાર ન હતો. તેઓ પોતે પતિત હોવા છતાં બીજા ધર્માત્માઓને તેમના ધર્માચરણમાં અનુમોદન આપતા હતા અને તેને જ પોતાની ફરજ સમજતા હતા. નંદિષેણ પોતે પતિત થયા પરંતુ જેવા આજના પતિતો છે તેવા તે પતિત ન હતા. તેઓ આચારે પતિત હતા પરંતુ પરિણામે પતિત ન હતા. તેમનાથી પોતાનાથી સાધુનો આચાર પાળી શકાયો ન હતો એ વાત તદ્દન સાચી છે પરંતુ જેઓ આચાર પાળી શકે તેવાને તેઓ તોડી પાડવા ઇચ્છતા ન હતા એટલું જ નહિ પણ બીજા જે કોઇ આચાર પાળી શકે એમ હોય તેવાને તો તેઓ મદદ જ આપતા હતા. આચાર પાળનારને તેઓ સહાયતા આપતા અને તે વડે પોતે સંતોષ અનુભવતા હતા. પ્રાચીન કાળના પતિતો આ રીતે આચારપતિત થતા હતા પરંતુ તેઓ પરિણામપતિત થતા ન હતા. આ ઉપરથી એમ ન સમજશો કે બધા જ પતિતો આવા પુણ્યશીલ હતા. કેટલાક પતિતો તો એવા પણ હતા કે જેમની તો કોઇની સાથે સરખામણી જ ન થઈ શકે. આજના પતિતો તો એમની સામે કોઈ વિસાતમાં જ નથી ! આજના પતિતો પોતે પતિત થાય છે એટલે બીજું પગલું એ ભરે છે કે તેઓ દેવ, ગુરુ અને ધર્મની નિંદા કરે છે અને જ્યારે

તેઓ તેથી પણ વધીને આગળ જાય છે ત્યારે તેઓ ધર્મમાં વ્યાઘાત ઉભો કરે છે. ધર્મના કામો થાય તેમાં અંતરાયો નાખે છે અને ધર્મક્રિયાઓને તોડી પાડે છે આજના પતિતો એથી વિશેષ કાંઈ કરી શકતા નથી. જ્યારે પહેલાંના પતિતોની દશા તો એથી જુદી જ હતી. તેઓ જેવા જુલ્મો કરતા હતા તેવા જુલ્મો તો આજે આપણે સાંભળવાને માટે પણ અશક્ત છીએ.

**ગોશાળાની ભયાનક પતિત દશા.** દુરાત્મા ગોશાળાને તો આપણે બધા જ જાણીએ છીએ. આ મહાપાપીએ તો કાંઈ કરવાનું બાકી જ રાખ્યું ન હતું. ભગવાન્ શ્રી મહાવીરદેવને બાળી નાખવા, કાપી નાખવા કે ગમે તેવા ભયંકર દુઃખો આપવા પણ તે તૈયાર હતો. તે દુરાત્માએ ભગવાન્ ઉપર તેજોલેશ્યા મૂકી તેને બાળી નાખવાની પણ વેતરણ કરી હતી. વળી ભગવાન્ શ્રી પાર્શ્વનાથજીના શિષ્ય પરિવારમાંથી જેઓ પતિત થયા હતા તેમણે પણ ગોશાળાનું શિષ્યત્વ સ્વીકારી લીધું હતું, અને આ શુવકસંઘે ભગવાન્ શ્રી મહાવીરદેવને કલંકિત કરવાનો ભારેમાં ભારે યત્ન કર્યો હતો. હવે વિચાર કરો કે આજના પરિણામપતિતોની સામે આ ગોશાળો વગેરે કઈ સ્થિતિમાં મૂકી શકાય ? આવા અધમમાં અધમ માણસોની પણ એ કાળમાં હસ્તી હતી છતાં તેટલા જ કારણથી તે કાળનો સમાજ દીક્ષાને ખાળવાને માટે તૈયાર થયો ન હતો. ખાત્રી રાખજો કે આજના પરિણામપતિતો તો કાંઇ વિસાતમાં

જ નથી. તેઓ ભલે આચારપતિત હોય કે આચાર અને પરિણામપતિત હોય પરંતુ આજના પતિતોમાં એટલી જ શક્તિ કે કે બહુ તો તેઓ ભાષણ કરશે અને તેથી આગળ વધશે તો શાહી કાગળનું સત્યાનાશ વાળી લેખો લખશે! પ્રાચીનકાળના પતિતો એ છેલ્લામાં છેલ્લી પંક્તિના પતિતો હતા, પરંતુ તેઓ પતિત થશે એવું જાણવા અથવા પીછાણવા છતાં સમાજ તેટલા જ કારણથી દીક્ષા ઉપર પ્રતિબંધ મૂકવા તૈયાર થયો ન હતો. સાધુ પતિત થાય માટે સાધુપણાની ઉત્પત્તિ જ બંધ કરો એવો ગાંડીયો વિચાર એ યુગમાં સમાજને સ્પર્શ પણ કરી શકતો ન હતો.

**શ્રી નંદિષેણજીની દીક્ષા.** હવે નંદિષેણ દીક્ષા લેવા તૈયાર થાય છે તે સ્થિતિનો પૂરેપૂરો ખ્યાલ કરો. જ્યારે નંદિષેણ દીક્ષા લેવા નીકળે છે ત્યારે દેવતાઓ તેને કહે છે કેઃ તારા ભોગાવળી કર્મ હજી બાકી રહેલાં છે માટે તારે હાલમાં દીક્ષા ન લેવી જોઈએ. દેવતાઓએ કહ્યું એટલે ત્યાં છેલ્લામાં છેલ્લી હદ આવી ગઈ. હવે એથી આગળ કાંઇ કહેવા કરવાનું રહ્યું નથી તે છતાં ચારિત્રના વીર્યોલ્લાસ આગળ નંદિષેણજી દેવતાઓના કથનનો પણ સ્વીકાર કરતા નથી. આપણે તો તરત જ કહી દઈશું કે આ પ્રસંગમાં નંદિષેણજીએ કદાગ્રહ કર્યો હતો અથવા તેમણે જડતા દર્શાવી હતી. આજના જગતને પલ્લે તો કદાગ્રહ, જડતા, હઠ ઈત્યાદિ શબ્દો બાંધી જ મૂક્યા છે અને જેમ ધૂનમાં આવે છે તેમ તે શબ્દોની તેઓ છૂટે હાથે લાં'ણી

કરતા જાય છે, પરંતુ તેમણે યાદ રાખવું જોઇએ કે શાસ્ત્ર-
કારોએ આ બનાવને કોઇપણ સંયોગોમાં કદાગ્રહ કે હઠાગ્રહ
કહ્યો નથી. હવે નંદિષેણજી ભગવાન્ શ્રી તીર્થંકરદેવ મહા-
વીરસ્વામી પાસે દીક્ષા અંગીકારવાને જાય છે અને તેમને
કહે છે કે: "મહારાજ! મને દીક્ષા આપો! ભગવાન્ નંદિ-
ષેણની વિનતિ સાંભળીને તેને કહે છે: મહાનુભાવ! તારા
હજી ભોગાવળી કર્મ બાકી છે માટે તે કર્મ પૂરા થયા પછી
તારે દીક્ષા લેવી યોગ્ય છે: નંદિષેણજી કહે છે: મને તો
દીક્ષાનો ઉલ્લાસ જાગ્યો છે અને મારે તો દીક્ષા લેવી જ છે!"
હવે આ પ્રસંગ કેવો મહત્ત્વનો છે અને તે પ્રસંગે ભગવાન્
પોતે કેવી વલણ ધારણ કરે છે તેનો વિચાર કરો.

**આજે દીક્ષા રોકવી એ યોગ્ય છે કે?** અમુક માણસ
દીક્ષા લેવા
આવે તો તે માણસ દીક્ષા પાળી જ શકશે અથવા પતિત જ
થશે એવું આજે તો દીક્ષા આપનાર જાણતા નથી, પરંતુ
ભગવાન્ શ્રી મહાવીરની સ્થિતિ તો કાંઇ થોડી જ એવી
હતી? તેઓ તો ત્રિકાળજ્ઞાનના ધણી હતા. નંદિષેણજીના
ભોગવાળી કર્મ બાકી છે અને છતાં તે દીક્ષા લે છે એટલે
તેઓ પતિત થવાના જ છે એ તેઓ જાણતા હતા છતાં
જ્યારે નંદિષેણજી દીક્ષા માગે જ છે ત્યારે ભગવાન્ શ્રી મહા-
વીરદેવ તેને તરત જ દીક્ષા આપી દે છે! ભગવાન્ શ્રી તીર્થંકર
દેવ સર્વજ્ઞ હતા શ્રી નંદિષેણજી દીક્ષા લે છે પરંતુ તેમનું
પતન થવાનું છે એ તેઓ જાણતા હતા તે છતાં તેમને દીક્ષા

આપી હતી આ ઉપરથી સહજ સમજી શકાય છે કે ભવિષ્યમાં પતન થશે એમ ધારીને અથવા તેવો નિશ્ચય હોય તો પણ દીક્ષા અટકાવી શકાતી નથી. ભગવાને શ્રી નંદિષેણુજીના ભાવીને જોયું હતું તે પતિત થશે એવું તેઓ જાણતા હતા અને એ વસ્તુમાં તેમને અંશમાત્ર પણ શંકા ન હતી છતાં તેમણે દીક્ષાને રોકી ન હતી. હવે આજની સ્થિતિ વિચારો. આજે તો આપણે ભાવીને જાણતા નથી. આપણે ધારીએ છીએ કાંઈ અને થાય છે જુદું જ. તેવા સંયોગોમાં સેંકડે ૧૬ સાધુઓ પતિત થતા હોય તે ઉપરથી આખી દીક્ષાની સંસ્થાનો જ નાશ કરવા તૈયાર થવું એમાં સ્પષ્ટ મૂર્ખતા જ રહેલી છે કે બીજું કાંઇ? હવે વળી કોઈ એવી શંકા કરવાવાળો પણ તૈયાર થશે કે જો ભગવાન્ શ્રીમહાવીરદેવ જ્ઞાની હતા અને તેમણે શ્રી નંદિષેણુજી પતિત થવાના છે એ વાત જાણી લીધી હતી તો શું પોતે 'ના' કહ્યા છતાં નંદિષેણુ દીક્ષા માગશે અને પોતે તેને દીક્ષા આપશે એ વાત તેઓ શ્રીમાન્ જાણતા ન હતા અને જો તેઓ એ વાત જાણતા હતા તો પછી ભગવાને નંદિષેણુને દીક્ષા આપવાની ના શા માટે પાડી હતી? જો ભગવાને સ્વમુખે શ્રી નંદિષેણુજીને ના પાડી હતી તો પછી તેમણે જ સ્વહસ્તે નંદિષેણુને દીક્ષા આપવી અનુચિત હતી! કાંતો તેમણે આ માણસના કહેવા છતાં પણ દીક્ષા લેવાનો જ છે એમ ધારીને તેને દીક્ષા આપી જ દેવી હતી કાંતો તેનો નિષેધ કરવો જોઈતો ન હતો અને નિષેધ કર્યો તો પછી દીક્ષા આપવી જોઇતી ન હતી, ઠીક.

**પતનને માટે પરિણામપતિતો જવાબદાર છે.**

ભગવાને જેમ પોતાના ત્રિકાળજ્ઞાનના બળથી એ વાત જાણી લીધી હતી કે નંદિષેણજી પતિત થવાના છે તેજ પ્રમાણે તેઓશ્રી એ વાત પણ જાણતા હતા કે તેઓ પરિણામે પતિત થવાના નથી પરંતુ આચારે જ પતિત થવાના છે, માટે જો આજે તે દીક્ષા લેશે તો કાલે તે પડશે ખરો, પરંતુ આત્મમાર્ગે ચઢવાનો સ્વાદ તેને લાગ્યો હશે તો વળી તે એ માર્ગે આગળ ચઢશે. એમ ધારીને અરે; એમ જાણીને જ ભગવાને તેને દીક્ષા આપી હતી. હવે કોઇ એમ કહેશે કે જો ભગવાને છેવટે તો તેને દીક્ષા આપી જ હતી તો પછી, "તું પતિત થશે તારા ભોગાવળી કર્મ હજી બાકી છે!" એમ તેમણે નંદિષેણજીને શા માટે કહ્યું હતું? આ શંકાનો જવાબ એ છે કે પ્રભુનું નંદિષેણુ પ્રતિનું કથન નંદિષેણુને ચારિત્રને માર્ગે તેનો વીર્યોલ્લાસ વધારે સ્ફુરાવવાને માટે કારણભૂત થાય એ હેતુથી હતું. હવે વિચાર કરો કે આજકાલ એવા આચારપતિત કેટલા છે અને પરિણામપતિત કેટલા છે? જે આચારથી પતિત હોય તે તો બીજો ક્યારે પતિત થાય છે અને તે પણ ક્યારે મારા જેવો બને છે. એ વસ્તુ નથી જોતા. તેઓ પોતે ક્રિયાથી પતિત હોય છે છતાં બીજો પતિત ન થાય તેમજ પોતે તો ઇચ્છે છે. જે પરિણામે પતિત છે તે પોતાના સંયોગે જગતને તપાસે છે અને બીજાને પણ પાડવા યત્નો કરે છે. પતનના કારણને માટે આવા માણસો જ જવાબદાર છે.

**આજના કાળા આખલાઓનું તુચ્છ તોફાન.**

એક કણબીને ત્યાં બે આખલા હતા. એક ધોળો અને બીજો કાળો. બંને આખલા તેના શરીરના રંગ પ્રમાણે જ ગુણમાં પણ કાળા મેશ હતા. આ કારણથી કણબી તે આખલાને સફેદ આખલા જોડે બાંધતો નહિ. એક રાતે ખાસ કારણસર કણબી રોકાઈ જવાથી તેના ઘરના માણસોએ બે આખલાને સાથે બાંધી દીધા! બીજે દહાડે પેલા ધોળા આખલાના સદ્ગુણ કાળા આખલાએ શીખવાના તો બાજુએ રહ્યા પરંતુ કાળા આખલા પ્રમાણે જ પેલો ધોળો આખલો પણ કુદતો થઇ ગયો, નંદિષેણજી પરિણામપતિત ન હતા તેનું પણ કારણ એ ય હતું કે તેઓ આવા કાળા આખલાના પરિચયમાં આવ્યા ન હતા. એ યુગમાં પરિણામપતિતો ન હતા. પ્રાચીન કાળની આવી સ્થિતિ કાળા આખલાઓના ટોળાં એ સમયે ન હોવાને જ આભારી છે. તે વખતે કાળા આખલાઓના ટોળાં ન હોવાથી આચારપતિતોને કોઇ પરિણામપતિત કરવા તૈયાર થતું ન હતું. પરિણામે પરિણામપતિતો પતિતાવસ્થામાંથી પણ ધીમેધીમે પાછા ઉન્નત અવસ્થામાં આવી શકતા હતા. આર્દ્રકુમાર અને નંદિષેણજી પણ આ રીતે કાળા આખલાના ટોળામાં સપડાવા પામ્યા ન હતા તેથી જ તેઓ સાધુ-આચારથી પતિત થયા હતા છતાં પરિણામપતિત થઇ શકયા ન હતા અને યથાસમયે પાછા આત્મોન્નતિને પંથે ચઢી શકયા હતા.

**દીક્ષા ખરાબ છે અને સાધુઓ પઠાણુ છે.**

હવે નંદિષેણજીના સંબંધમાં શું થાય છે તે આગળ જુઓ. નંદિષેણજી પોતે પડ્યા હતા. આચારપતિત થયા હતા, પરંતુ દીક્ષા જ ખરાબ છે સાધુઓ કાબુલી છે, અને આગમો થોથાં છે એવું તેમણે કદી કહ્યું કે માન્યું ન હતું. નંદિષેણજીએ પોતે પતિત થવાથી એવી પ્રતિજ્ઞા કરી હતી કે વેશ્યાને ત્યાં જે નવા ગ્રાહકો આવે તેમાંથી પ્રતિદિવસે મારે દસને પ્રતિબોધવા અને દસ વ્યક્તિઓને પ્રતિબોધીને તેમને મારે દીક્ષા અપાવવી ત્યારે જ મારે ભોજન લેવું, તે વિના નહિ. નંદિષેણજીના મહત્ત્વને વેશ્યા જાણતી ન હતી. બીજી બાજુએ નંદિષેણજીએ કરેલી પ્રતિજ્ઞા જગજાહેર હતી. આટલું છતાં વેશ્યાને, વેશ્યાગામીઓને અથવા વેશ્યાગામીઓના માબાપોને દીક્ષાનો ડર લાગ્યો ન હતો, જ્યારે આજે એ સ્થિતિ છે કે ધર્મિષ્ઠોને પણ દીક્ષાનો ડર લાગે છે! એ યુગમાં વેશ્યાગામીઓને દીક્ષાનો ડર ન હતો. વેશ્યા જેવી વિલાસમાં જ રાચનારી અને વિલાસને જ યાચનારી સ્ત્રીને પણ દીક્ષાનો ડર ન હતો અને વેશ્યગામી જેવા પતિત પુત્રોના માબાપોને પણ દીક્ષાનો ડર ન હતો. ત્યારે આજે જેઓ ઉપાશ્રયમાં આગેવાની ધરાવે છે, સંઘમાં મોટા ગણાય છે, સંઘમાં ટીલા તણાવે છે તેવાઓને જ દીક્ષાનો ડર લાગે છે! શ્રાવકોમાં પણ દીક્ષાની વાત સાંભળતાં જ સનસનાટી ઉપજતી હોય તો પછી આજની દશા એ એક કમનસીબી નહિ તો બીજું શું છે?

વેશ્યાવાડે વૈરાગ્ય મોક્ષની જે અભિલાષા હોય, મોક્ષ-

પક્ષમાં જે પોતાનું સ્થાન રાખવા

માગતો હોય તેવો આત્મા તો જોઈએ તો વેશ્યાવાડે ઉભો હોય કે જોઈએ તો દેરાસરમાં ઉભો હોય, તો પણ તેનો તો મોક્ષ અથવા મોક્ષના સાધન એના પ્રત્યે દુશ્મનાવટ કદી ન હોય! નંદિષેણજી વેશ્યાવાડે પડ્યા હતા અને વિલાસમાં રાચેલા હતા છતાં તેમને મોક્ષના સાધનરૂપ ચારિત્રધર્મ ઉપર દ્વેષ ન હતો. તેઓ તો રોજના નવા દસ આત્માને પ્રતિબોધ આપીને સાધુ બનાવતા જ હતા અને તેથી જ તે સંયોગો ઉપરથી "વૈશ્યાવાડે વૈરાગ્ય" એવી કહેવત હસ્તિમાં આવી હતી. અર્થાત્ જે મોક્ષપક્ષમાં રહેલો છે મોક્ષાર્થીઓના સંઘમાં જે પોતે ગણાવાની તમન્ના રાખે છે તે તો મોક્ષ યા મોક્ષના સાધન એના પરત્વે કદીપણ આંખ સરખી ન ફેરવી શકે. આવા આત્માઓ ચોથે ગુણસ્થાનકે સ્થિત છે એમ માનવું. ત્યારે હવે કોઇ એવો પ્રશ્ન કરશે કે જેઓ શ્રાવકકુળમાં જન્મ્યા છે તેઓ સઘળા જ ચોથે ગુણસ્થાનકે છે. કારણ કે તેઓ મોક્ષની અનુકૂળ સાધન સામગ્રીવાળા છે. વિચાર કરો કે શું આ માન્યતા વાસ્તવિક છે? જવાબ એક જ મળશે કે નહિ! અલબત્ત શ્રાવકકુળમાં આવેલાઓ ભલે અજ્ઞાન હોય, મૂર્ખ હોય અણસમજુ હોય છતાં તેઓ ભાગ્યશાળી છે કારણ કે તેમને મોક્ષની સામગ્રી અને મોક્ષના સાધન એ પુણ્યયોગે મળેલાં છે. આ સાધન સામગ્રી જ્યાં સુધી તેમણે ફોક નથી કરી, વૃથા નથી કરી ત્યાં સુધી જે જૈનકુળમાં જન્મ્યો છે તે

કેવળ જૈન હોવાને કારણે જ ભાગ્યશાળી છે એ વસ્તુ તદ્દન સાચી છે પરંતુ જૈન માત્ર ચોથે ગુણસ્થાનકે જ છે એ માન્યતા યથાર્થ નથી જ. ત્યારે હવે ચોથે ગુણસ્થાનકે કોને મૂકવો જોઇએ તેનો વિચાર કરો.

**વાણીયાનો દીકરો "શેઠ."** એક બહુ જ સાધારણ વાત હું તમારા ધ્યાન ઉપર લાવવા માગું છું. વાણીયાના દીકરાને સામાન્ય રીતે બધા જ શેઠ કહીને ઓળખે છે. પરંતુ જે છોકરો લેવડદેવડના કામમાં સમજતો નથી તેમને તમે ગલ્લા પર બેસાડતા નથી. ચોથું ગુણઠાણું એ મોક્ષનો ગલ્લો છે એમ જ સમજજો. આ ગલ્લા ઉપર તો તે જ બેસી શકે છે કે જેનામાં મોક્ષની સાધ્યતા પ્રત્યે વિવેક હોય. જે આત્મા શ્રાવકકુળમાં જન્મ્યો છે તે આત્મા મહાભાગ્યશાળી છે; પરંતુ જે આત્મામાં મોક્ષનો વિવેક છે, મોક્ષ એ જ એક સાધ્ય છે બીજું કાંઇ સાધ્ય નથી એવું જેના આત્મામાં ઠસ્યું છે; તે જ આત્મા ચોથા ગુણસ્થાનકને માટે લાયક છે. જગતમાં આખરે મોક્ષ એ જ એક પામવા લાયક ચીજ છે બીજું કાંઇ પામવા લાયક જ નથી એ જ ઇષ્ટ છે અને એ જ ધ્યેય છે એવું જેનામાં ઠસ્યું છે, તે આત્મા જરૂર ચોથે ગુણસ્થાનકે છે એમાં કંઇ શક નથી. લડાઇના કેદી તરીકે શત્રુના કબજામાં ગએલો માણસ શત્રુના રક્ષણ માટે કિલ્લો ચણે છે પરંતુ તેના હૃદયમાં તો એ જ લાગણી જ્વલંતપણે રહેલી હોય છે કે ક્યારે લાગ મળે અને આ શત્રુના કિલ્લાને ઉડાવી દઉં! શત્રુને તાબે

થએલો યુદ્ધનો કેદી જે કોઠારમાંથી પોતાનું અનાજ આવતું હોય તેજ કોઠાર જો કદી હાથમાં આવી જાય તો તેને સુરંગ લગાડીને ઉડાવી દેતાં કદી પણ ડરતો નથી અથવા પાછી પાની કરતો નથી.

**મોક્ષ અને ભવ સરખા ક્યારે?** આપણે કેદીનું જે દૃષ્ટાંત બરાબર અહીં પણ લાગુ પાડવાનું છે. શરીર અને શરીરના ભોગોપભોગ એનો આશ્રય કરીને આત્મા રહેલો છે પરંતુ તે આત્માની ઈચ્છા એવી જ હોવી જોઈએ કે ક્યારે સમય મળે છે એટલે આ શરીરાદિનો વ્યવહાર છોડી દઉં અને એક માત્ર મોક્ષની જ આરાધના કરવા માંડું! આવી મનોવૃત્તિ જ્યારે થાય છે ત્યારે તે આત્મા ચોથે ગુણસ્થાનકે છે. ચોથા ગુણસ્થાનકની આ ભાવના આરંભાય છે તે છેક તેરમા ગુણસ્થાનક સુધી કાયમ રહે છે. જ્યારે કર્મના કિલ્લાનો વિનાશ થાય છે, તેનો અંત આવે છે ત્યારે જ આ ભાવના પણ જાય છે. તેરમે ગુણસ્થાનકે જ્યારે આત્મા આવે છે અને તેના કર્મોનો નાશ થઈ જાય છે ત્યારે તેને પછી આવી ભાવના રહેવા પામતી જ નથી. જે આત્મા તેરમે ગુણસ્થાનકે આવેલો છે તેને એવા વિચારોની જરૂર જ હોતી નથી કે મારા લશ્કરનો વિજય થાઓ કે કર્મના કિલ્લાનો નાશ થાઓ. મોક્ષનો વિચાર પણ તેને કરવાપણું હોતું નથી. તેરમે ગુણસ્થાનકે આવેલો આત્મા સઘળા કર્મોથી નિવૃત્ત થયો છે અને મોક્ષના દ્વારમાં ઉભો છે પછી તેને મોક્ષનો વિચાર કરવાપણું ન હોય એ વાત

સરળ અને સમજી શકાય તેવી છે પરંતુ તે સાથે યાદ રાખ-વાનું છે કે જે વાત તેરમે ગુણસ્થાનકે પડતી મૂકવાની છે તેજ વાત જો પહેલેથી જ પડતી મૂકીએ તો પછી આપણો પત્તો લાગવાનો નથી. તેરમે ગુણસ્થાનકે મોક્ષ અને ભવ સરખા છે તેરમા ગુણસ્થાનકે પહોંચેલાને સાધ્ય અપૂર્ણ નથી તેમને કાંઇ સાધવાનું અથવા મેળવવાનું બાકી નથી આટલાજ કારણથી તેરમે ગુણસ્થાનકે જેઓ વિરાજમાન છે તેમને વિચારોને અંગે અવકાશ રહેલો નથી.

**મનને અવકાશ ક્યારે હોય?** તેરમે ગુણસ્થાનકે સાધ્યની અપૂર્ણતા નથી તેમને કાંઇ મેળવવાનું બાકી નથી કોઇ જાતની ત્રુટી નથી આથી તેમને વિચારોનો અવકાશ નથી. હવે એવો પ્રશ્ન થવો સ્વાભાવિક છે કે જો તેરમા ગુણસ્થાનકવાળાને માટે વિચારણીય પદાર્થો નથી તો પછી ભાવમનની હસ્તી ત્યાં ભલે હોય પરંતુ દ્રવ્ય-મનની હસ્તી ત્યાં કેવી રીતે કલ્પી શકાય? મનનને અવકાશ નથી મનન જેવી કોઇ ચીજ નથી તો પછી મનની હસ્તી છે એમ કલ્પવું અશક્ય છે. જાણવાનો ઉપયોગ નથી. જાણવા યોગ્ય પદાર્થો જ નથી છતાં જ્ઞાન છે એમ માનવું જેમ અશક્ય છે તેજ પ્રમાણે મનન નથી પરંતુ મન છે એ માનવું પણ અશક્ય છે. મનન અને મન એ બેને પરસ્પર સંબંધ છે પહેલાની ઉપર બીજું અને બીજાની ઉપર પહેલું અવલંબેલું છે તો પછી કાંતો બંનેને માનવા જોઈએ કાંતો બંનેને ન માનવા જોઈએ. આ શંકાકારને જવાબ એ છે કે જેઓ

પોતાને માટે મનનો અને મનનનો ઉપયોગ કરે છે તેમને માટે એમ સમજી લેવું યોગ્ય છે કે તેમને સાધનમાં અથવા સાધ્યમાં કાંઇપણ ન્યૂનતા રહેલી છે, પરંતુ જેઓ પોતાને માટે મન અથવા મનનનો ઉપયોગ કરતા નથી તેમને સાધ્ય અથવા સાધનમાં ન્યૂનતા રહેલી નથી. અહીં વૈદ્ય અને રોગીના ઉદાહરણનો ખ્યાલ કરો. વૈદ્ય પોતે રોગી હોતો નથી પરંતુ તે છતાં દવાનો બાટલો તેને હાથમાં લેવો જ પડે છે.

**કેવળીઓનું મનન બીજાઓને અર્થે છે** જેમ વૈદ્ય પોતે નીરોગી હોવા છતાં બીજાને માટે પોતે દવાનો બાટલો હાથમાં લે છે તેજ પ્રમાણે કેવળી મહારાજાઓ પણ બીજાને માટે મનનો ઉપયોગ કરે છે. વૈદ્ય નીરોગી છે તે છતાં તે હાથમાં દવા લે છે, પણ એ ઉપરથી કોઇ એમ કહી શકે ખરો કે જે દવા લે છે તે રોગી છે અને વૈદ્યે પણ દવા લીધી છે માટે વૈદ્ય પણ રોગી છે! જો આવો અર્થવાદ કોઈ કરવા આવશે તો આપણે તેને મૂર્ખો ગણ્યા વિના રહેવાના જ નહી. દરદી દવા લે છે અર્થાત્ તે દવા ખાય છે પરંતુ જ્યારે તેનો રોગ પૂરો થાય છે તે વખતે તે દવા ફેંકી દે છે. તે પોતાને અંગે દવા વાપરતો નથી. વૈદ્ય દવાથી મુક્ત બનેલો હોતો નથી તે દવાથી યુક્ત છે પરંતુ તે દવાનો તે પોતાને અંગે ઉપયોગ કરતો નથી અર્થાત્ દવા હોવા છતાં તે વૈદ્યને અંગે નકામી જ છે. તેજ પ્રમાણે કેવળી મહારાજાઓને મન હોવા છતાં તે મનના ઉપયોગરૂપી વિચારો તેમને હોતા નથી. રોગીને માટે જેમ

વૈદ્ય દવા વાપરે છે તેજ પ્રમાણે મનના પુદ્‌ગલો તીર્થંકર મહારાજાઓ મનઃપર્યવજ્ઞાની દેવતાઓની શંકાના નિવારણને માટેજ વાપરે છે તેઓ પોતાનું સાધ્ય પૂરું કરવાને માટે મનના પુદ્‌ગલોને વાપરતાજ નથી. જે દેવતા મન વડે શંકાશીલ થઇને મનદ્વારાજ પ્રશ્ન કરે છે તે દેવતાના સમાધાન માટે તીર્થંકર મહારાજાઓ પોતાના મનના પુદ્‌ગલો પરિણમાવે છે મનનો આ પ્રકારનો ઉપયોગ અહીં સ્થિર હોવાથી દ્રવ્યમનનું અહીં અસ્તિત્વ છે. દ્રવ્યમન અને ભાવમન બંને સાથે સાથેજ રહે છે. જ્યાં ભાવમન છે ત્યાં દ્રવ્યમન પણ છે અને જ્યાં દ્રવ્યમન છે ત્યાં ભાવમન પણ હસ્તિ ધરાવે છે. તેરમા ગુણસ્થાનકમાં પણ દ્રવ્યમન હોય છે અને છઠ્ઠા ગુણસ્થાનકમાં પણ દ્રવ્યમન હોય છે. વળી આપણે ઉપર કહ્યું છે કે દ્રવ્યમન અને ભાવમન એ બંને સાથે સાથેજ રહે છે. આ દૃષ્ટિએ એવું સિદ્ધ થાય છે કે છઠ્ઠે ગુણસ્થાનકે પણ દ્રવ્યમન હોય છે અને ત્યાં ભાવમન પણ હોય છે. હવે વિચાર કરો કે જો બંને મન છઠ્ઠે ગુણસ્થાનકે વિદ્યમાન છે, તો છઠ્ઠે ગુણસ્થાનકે મન પણ વિદ્યમાન હોવું જ જોઇએ.

**નવા જ પ્રકારની ભાંજગડ.** છઠ્ઠે ગુણસ્થાનકે ભાવમન અને દ્રવ્યમન બંને હોય છે. મન એવું ભાંજગડિયું અને પંચાતીયું છે કે તે નિરાંતે બેસી શકતું જ નથી. કાંઇ નહિ ને કાંઈ ભાંજગડ અથવા પંચાત તેને ઊભી ને ઊભી જ હોય છે એટલા જ માટે છઠ્ઠે ગુણસ્થાનકે મનને લોકવ્યવહારમાંથી દૂર કરેલું છે. જગતમાં

ન્યાયાધીશની અને ન્યાયની કોર્ટોની હસ્તિ છે પરંતુ તેમની એ હસ્તિ ટંટા, કજીયા, બખેડા ઉપર અવલંબેલી છે. જો કજીયા, બખેડા ન હોય, પક્ષાપક્ષી ન હોય તો પછી ન્યાયાધીશની અને ના કોર્ટની હસ્તિ પણ બીન જરૂરી છે તેજ વસ્તુસ્થિતિ મનની છે. જગતની ભાંજગડો એ કજીયા બખેડા છે અને મન એ ન્યાયાધિશ છે જેમ કજીયા બખેડા ન હોય તો ન્યાયાધિશની હસ્તિ નકામી છે તેજ પ્રમાણે જગતની ભાંજગડો ન હોય તો મન પણ નકામું છે. જ્યાં ભાંજગડ નથી ત્યાં મન નથી. અર્થાત્ ભાંજગડ જાય છે ત્યાં મન પણ જાય છે. છઠ્ઠા ગુણસ્થાનકે આવી લોકવ્યવહારની ભાંજગડો હોતી નથી એવી ભાંજગડોનો ત્યાં અંત આવે છે, પરંતુ ત્યાં એક નવીજ જાતની ભાંજગડનો આરંભ થાય છે. આ નવીજ જાતની ભાંજગડ કઇ હોવી જોઈએ તેનો વિચાર કરો.

**લૌકિક અને લોકોત્તર વ્યવહાર.** છઠ્ઠા ગુણસ્થાનકે લોકોત્તર ભાંજગડો આરંભાય છે અને ત્યાં લૌકિક ભાંજગડોનો અંત આવે છે સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ, વિનય, સમાધિ આ સઘળાની ભાંજગડ મુનિઓના હૈયામાં રાતદિવસ ચાલુ જ હોય છે. સંસારીઓની ભાંજગડ તો બહુ જ સરળ છે. દિવસે તમારે ભાંજગડ ખરી પણ રાતે તો મોજ! આનંદથી સુવાનું. નિદ્રામાં તમારે કશી ભાંજગડ નહિ. કાંઈ સંતાપ નહિ કિંવા કાંઈ ચિંતા પણ નહિ, પરંતુ સાધુ તો આ ભાંજગડો દહાડે પણ

કરે છે અને રાતે પણ તેમની તે જ ભાંજગડો ચાલુની ચાલુ જ હોય છે. સાધુ નિદ્રા લે છે તે પણ એ ભાંજગડ સાથે જ. સાધુ નિદ્રા લેવાની તૈયારી કરે તે સમયે પણ અઢાર પાપસ્થાનક વોસરાવીને જ તે તે પ્રમાણે કરે છે. નિદ્રામાં કાયા ફેરવવાની હોય તો પણ પૂંજીપ્રમાર્જીને જ ફેરવવાની! સાધુને તો આ પ્રમાણે ભાંજગડ, ભાંજગડ અને ભાંજગડ જ! સૂતાં પણ ભાંજગડ! ઉંઘે ત્યાં પણ ભાંજગડ! જાગે ત્યાં પણ ભાંજગડ! સાધુ આ પ્રમાણે ચોવીસે કલાક ભાંજગડમાં જ રોકાએલો રહે છે પરંતુ સાધુની આ ભાંજગડ તે લોકોત્તર ભાંજગડ છે. એ ભાંજગડ લાડી, વાડી અને ગાડીની ભાંજગડ નથી માટે જ આ ભાંજગડ આદરણીય કહી છે. જ્યારે સંસારની ભાંજગડ એ ત્યાગ કરવા લાયક જણાવી છે. મુનિનું જીવન આ પ્રમાણેનું હોવાથી જે છઠ્ઠા ગુણસ્થાનકે વિરાજમાન છે એવો મુનિ લૌકિકસંજ્ઞા છોડી દે છે અને તે લોકોત્તરસંજ્ઞા ધારણ કરે છે. આવી વ્યક્તિ લોકોત્તરસંજ્ઞામાં લીન હોય છે. હવે ચોથા અને છઠ્ઠા ગુણસ્થાનકમાં રહેલા આત્માઓની વચ્ચે મહત્વનો શું ફેરફાર છે તેનો વિચાર કરીએ.

**અમારો જવાબ** હા તમારી ભાંજગડ એક રીતે કહીએ
**તમારો જવાબ** ના તો એવી છે કે શત્રુને ન આવવા દેવો અને તેનાથી રક્ષા કરવી, તમારો બચાવ કરવો. અમારી ભાંજગડ એવી છે કે શત્રુને જડમૂળથી કાપી નાખવો. શત્રુને બાળી નાખવો તથા તેનો નાશ કરવો, આ અમારી ભાંજગડ છે. હવે વિચાર કરો કે

તમારામાં સાધુઓના જેવી આ સ્થિતિ છે ખરી? શત્રુથી બચી જવાની સ્થિતિ તમારામાં છે; પરંતુ શત્રુનો નાશ કરી દેવો, શત્રુને જ મારી નાંખવો એ સ્થિતિ તમારા છે ખરી કે? એનો જવાબ તો તમે એ જ આપશો કે 'નહિ!'

સાધુઓ ચિંતા વિનાના છે એમ તમારે **માનવાનું નથી.** કદાચ જરા અલંકારિક ભાષામાં કહું તો તમારા કરતાં સાધુને વધારે જંજાળ અને વધારે ચિંતા છે. સાધુની એ ચિંતા અને એ જંજાળ તે સંસારમાં રચીપચી રહેવાને અંગે નથી જ પરંતુ તેનાથી તરી જવાને અંગે જ છે. અમે રાતદહાડો શત્રુને મારી નાખવાનો, કાપી નાખવાનો કે બાળી નાખવાનો જ વિચાર કરીએ છીએ. અને તમે પણ શત્રુને મારી નાખવાનો, કાપી નાખવાનો, બાળી નાખવાનો જ વિચાર કરો; તો પણ તમારા વિચારો તમોને બંધન આપનારા છે જ્યારે અમારા શત્રુ પરત્વેના વિચારો તે અમારૂં બંધન કાપનારા છે. આ પરિસ્થિતિનું કારણ વિચારો.

**તમારા અને અમારા શત્રુઓ જુદા છે.**

તમારા શત્રુઓ કોણ છે અને અમારા શત્રુઓ કોણ છે તેનો વિચાર કરો. તમારા શત્રુઓ જીવધારી છે અને તેથી જ તેમનો નાશ કરવાના વિચારો કરવા એમાં પણ પાપ છે તમારી સ્થિતિ એથી જુદી જ છે. અમારા શત્રુઓ તે કર્મ છે. કર્મ અને કર્મના પુદ્ગલો એ અમારા શત્રુઓ છે અને તેથી અમારે એ શત્રુઓનો નાશ કરવાનો

છે, પરંતુ એ શત્રુઓ એવા નથી કે જેનો નાશ કરતાં પાપ લાગે કે હિંસા થાય! કર્મશત્રુને બાળીએ મારીએ કે કાપીએ તો પણ તેથી હિંસા થવાની નથી જ! આવા વિચારોવાળાઓ અને તે વિચારોને અમલમાં મૂકનારાઓ તે 'મુનિ' છે. એવા મુનિ છઠ્ઠે ગુણસ્થાનકે છે અને તે મુનિ મહાત્માઓ ભયંકર એવા ભવપર્વતને ઓળંગી ગએલા છે એમ નિશ્ચયરૂપે શાસ્ત્ર કહે છે.

હવે પ્રશ્ન એવો થશે કે આત્મા આવું મુનિપદ શી રીતે પામે છે? કયે કયે માર્ગે તે આવું મુનિપદ ગ્રહણ કરી શકે? પ્રશ્નનો ઉત્તર એક જ છે કે, આત્મા અનાદિનો છે, કર્મ અનાદિના છે અને કર્મસંયોગ અનાદિનો છે; એ ત્રિવિધાત્મક ગળથૂથી આત્માને બાળપણથી જ સંસ્કારરૂપે પાવી જોઈએ, એ જ આ મુનિપદ પામવાનો ધોરી માર્ગ છે અને એ માર્ગ પાળવો, એ પાળવા યત્ન કરવો, એ માર્ગ બીજાને પમાડવાનો યત્ન કરવો અને કોઈ એ માર્ગ પાળતું હોય તો તેને સહાયતા આપવી એ પ્રત્યેક આર્યનું કર્તવ્ય છે.



# સમ્યક્ત્વ અને તેની આવશ્યકતા

## હું ક્યાં છું ? મારે જવાનું ક્યાં છે ?

શાસ્ત્રકાર મહારાજા ન્યાયાચાર્ય યશોવિજયજી મહારાજ ઉપાધ્યાયજી જેમણે ભવ્યાત્માઓના કલ્યાણને અર્થે જ્ઞાનસાર-પ્રકરણ નામનો ગ્રંથ રચ્યો છે, તેઓશ્રી આ ગ્રંથમાં જણાવે છે કે દરેક આત્માએ જો તે પોતાનું કલ્યાણ ચહાતો હોય તો તેણે બે વાત મુખ્યતાએ વિચારવાની છે. એ બે વાત કઇ છે તે ધ્યાનમાં રાખશો અને તેનું મહત્વ વિચારશો તો માલમ પડશે કે એ બે વસ્તુના વિચારમાં મોક્ષનો માર્ગ રહેલો છે. પ્રથમ તો એવો વિચાર કરવો કર્તવ્ય છે કે "હું પોતે ક્યાં છું ?" અને મારે ક્યાં જવાનું છે ?" આ બે પ્રશ્નોની વિચારણામાં સમ્યક્ત્વની જડ રહેલી છે. સમ્યક્-ત્વના બે પ્રકાર છે. દ્રવ્યસમ્યક્ત્વ અને નિશ્ચય સમ્યક્ત્વ. જીવાદિક નવતત્ત્વોની શ્રદ્ધા થાય, સુદેવ, સુગુરુ અને સુધર્મની આરાધનામાં હૃદય દૃઢ થાય અથવા અમુક વસ્તુઓ શ્રી જિનેશ્વર ભગવાને કહી છે તે માટે મારે માનવા યોગ્ય છે અને તે હું માનું છું એમ વિચારીને તે વસ્તુઓને માનવી આ બધાનું નામ દ્રવ્યસમ્યક્ત્વ છે. દ્રવ્યસમ્યક્ત્વને વ્યવહાર સમ્યક્ત્વ પણ કહેવામાં આવે છે, હવે દ્રવ્યસમ્યક્ત્વ

પછી નિશ્ચય સમ્યક્ત્વની વાત આવે છે. નિશ્ચય
સમ્યક્ત્વ કોને કહેવું તેનો વિચાર કરો. આત્મા
દ્રવ્યસમ્યક્ત્વમાંથી આગળ વધીને એવો વિચાર કરે
કે: હું દેવ, ગુરુ અને ધર્મનો પૂજક છું અને દેવ, ગુરુ
અને ધર્મ એ પૂજ્ય છે પરંતુ હું પૂજક શા માટે છું અને
દેવાદિ પૂજ્ય શા માટે છે. આવા વિચારોમાં નિશ્ચય સમ્ય-
ક્ત્વનું મૂળ રહેલું છે.

**કેવળીની અને તમારી સ્થિતિ જુદી છે.**

તીર્થંકર દેવો આપણને શા માટે
પૂજ્ય છે તેનો વિચાર કરો.
મહાવીર ભગવાન્ મહાન્ હતા,
સર્વજ્ઞ હતા સર્વદર્શી હતા. વીતરાગ હતા અને બીજા ઘણા
ઘણા ગુણો તેઓ શ્રીમાનમાં વિદ્યમાન હતા, શું આટલા
માત્રથી જ તેઓ પૂજવા યોગ્ય છે એમ તમે માનો છો? જો
આટલા ગુણથી જ તેઓ પૂજવા યોગ્ય હોય તો તો કેવળી
ભગવાનોને પણ તેઓ પૂજ્ય હોવા જ જોઈએ અને આ
ગુણ ભગવાનમાં હોવાથી તેમણે પણ તીર્થંકરદેવોને પૂજ્ય
માનવા જ જોઇએ પરંતુ આપણે જાણીએ છીએ કે કેવળીઓ
તીર્થંકરોનું આદરમાન કરતા નથી તેમની સત્કારસેવા કરતા
નથી અથવા પોતે કોઈપણ રીતે તીર્થંકરો પરત્વે પૂજ્યતા
દર્શાવતા નથી એ ઉપરથી લાગે છે કે શ્રી તીર્થંકર ભગવાનો
માત્ર તેઓ ગુણવાળા છે એટલા જ કારણથી પૂજ્ય નથી પરંતુ
તેઓ પૂજ્ય હોવામાં બીજી પણ કોઈ વસ્તુ કારણભૂત અવશ્ય
હોવી જ જોઇએ. તીર્થંકર ભગવાનોનો સત્કાર સેવા ઇત્યાદિ

કેવળી મહારાજાઓ કરતા નથી તે ઉપરથી આપણે એમ સમજવાનું નથી કે તેઓ તીર્થંકર ભગવાનોને પૂજ્ય નથી માનતા, તો પછી આપણે પણ શા માટે તેને પૂજ્ય માનવા જોઇએ. નદીની પાર ઉતરી ગએલો માણસ હોડીની દરકાર ન રાખે તો તે સ્વાભાવિક છે પરંતુ તેનું જોઇને નદીને આ કિનારે રહેલો મનુષ્ય પણ જો હોડીની દરકાર ન રાખે તો તેનું પરિણામ શું આવે તે તમે સમજી શકો છો એજ રીતે કેવળી મહારાજાઓનું આ બાબતમાં આપણે અનુકરણ કરવા જઇએ તો તે સર્વથા નકામું છે. આ બાબત હજી વધારે વિસ્તારપૂર્વક સમજવાની જરૂર છે.

**નવકારમંત્ર કેવળીઓ ભણતા નથી** કોઇ એવો પ્રશ્ન કેઃ "જૈન શ્વેતાંબર સાધુઓ પોતે તો જિનભગવાનના પ્રતિબિંબોની પૂજા કરતા નથી તો પછી તેઓ શ્રાવકોને શા માટે પ્રતિમાપૂજાનો ઉપદેશ આપે છે? જેઓ પોતે અમુક વસ્તુ કરતા નથી તે વસ્તુ બીજાને કરવા માટે ઉપદેશ આપવાનો તેમને કાંઈ અધિકાર નથી છતાં તેઓ જો તે ઉપદેશ આપતા હોય, તો એ ઉપદેશ परोपदेशे पांडित्यम् જેવો હોઈ તેને શ્રોતાઓએ અવમાનવો જ જોઈએ. આવા પ્રશ્ન કરનારાઓનું સમાધાન બહુ સરળ છે. જે લોકો આવો પ્રશ્ન કરે છે તેમનેજ પૂછો કે, 'ભાઈ! વીતરાગભગવાન્ પોતે नमो अरिहंताणम् એમ કહેતા નથી તેઓ તીર્થંકરોને નમસ્કાર કરવાનું જણાવતા નથી તો પછી એ જ ભગવાન શ્રી મહાવીરદેવે તમોને

"नमो अरिहंताण"નો ઉપદેશ કેમ આપ્યો હતો?" ભગવાન શ્રી મહાવીરદેવ नमो अरिहंताणं, नमो सिद्धाणं, नमो आयरियाणं, नमो उवज्झायाणं, नमो लोए सव्व साहूणं એ નવકારમંત્ર ગણતા હતા ? નહિ જ. ભગવાન્ શ્રી તીર્થંકર દેવોએ જ્યારે દીક્ષા લીધી હતી તે સમયે તેઓશ્રીએ नमो अरिहंताणं એમ ન કહેતાં સિદ્ધ ભગવાનોને જ નમસ્કાર કર્યા હતા. તીર્થંકર ભગવાનોએ તો નથી નવકારમંત્ર ગણ્યો કિંવા નથી તીર્થંકરોને નમસ્કાર કર્યા, છતાં આપણે નવકારમંત્ર ભણવાનું કર્તવ્ય માનીએ છીએ.

**પોતે ન ભણે પણ બીજાને ભણાવે.** હવે શાંતિપૂર્વક વિચાર કરો કે તમોને નવકારમંત્ર કોણે આપ્યો છે અને તેનું ફળ પણ આપણને કોણે બતાવ્યું છે ? કેવળજ્ઞાનીઓ જેઓ તીર્થંકરોને સત્કાર નથી આપતા અથવા જેઓ નવકાર મંત્ર નથી ગણતા તેમણે જ આપણને એ ઉપદેશ આપ્યો છે. નવકારમંત્ર કેવળીઓએ જણાવ્યો છે માટે જ તેને ધર્મમાં સ્થાન છે. જો આ મંત્ર કેવળીઓએ ન જણાવ્યો હોત તો તેની ગણના પણ કપોલકલ્પિત વસ્તુઓમાં જ થવા પામી હોત. એ ઉપરથી કોઇ એમ ન સમજશો કે હું નવકારમંત્રને કપોલકલ્પિત કહું છું. કેવળી ભગવાનોએ જો નવકારમંત્ર ન આપ્યો હોત તો જ તે કપોલકલ્પિત થાત પરંતુ આ મંત્ર તો કેવળી ભગવાને આપ્યો છે એટલે તેમાં કલ્પિતત્વને તો સ્થાન જ નથી ! દેવો એમ કહે છે કે જે માણસ પોતે જે વસ્તુને આદરતો

નથી તેને તેનો ઉપદેશ બીજાને આપવાનો કાંઈ જ અધિકાર નથી અને છતાં આવો ઉપદેશ જો કોઇ તરફથી અપાતો હોય તો તે ઉપદેશ બીજાઓએ માનવો એ નકામું છે. એવું કહેનારાએ સમજવાની જરૂર છે કે નવકારમંત્રનો ઉપદેશ આપનારાઓ પણ કેવળી મહાત્માઓ જ હતા કે જેઓ પોતે નવકાર મંત્ર ગણતા ન હતા અથવા તીર્થંકર ભગવાનોનો આદર કરતા ન હતા, પરંતુ તે છતાં તેમણે જ આ બાબતનો ઉપદેશ આપ્યો છે અને આપણે તે ઉપદેશને માન્ય રાખીએ છીએ; અર્થાત્ આવો વર્ગ જે અર્થવાદ દર્શાવે છે તે આ ઉદાહરણથી જરા પણ ટકી શકતો નથી. તે જ પ્રમાણે સાધુઓ અને પૂજા સંબંધીનું પણ તેમનું કથન નકામું ઠરે છે.

**તમારી રસોઈ થઇ નથી.** નવકારમંત્રનો ઉપદેશ કેવળી ભગવાનોએ આપ્યો છે, એ ઉપદેશ છદ્મસ્થોએ આપ્યો નથી, છતાં પણ એ ઉપદેશને સઘળા જ માન્ય રાખે છે. જો કેવળી મહારાજાઓ પોતે નવકારમંત્ર ગણ્યા વિના અથવા તીર્થંકર ભગવાનોને પૂજ્ય ગણ્યા વિના તેનો ઉપદેશ આપે છે અને તે ઉપદેશ આપવામાં તેઓ વાસ્તવિક હોઈ, તે ઉપદેશ લોકોએ પાળવો જ વ્યાજબી છે; તો પછી એજ ન્યાયે શ્વેતાંબર સાધુઓ પોતે પૂજા-જિનબિંબ પૂજા કર્યા વિના; બીજાઓને જિનબિંબ પૂજાનો ઉપદેશ આપે, એ પણ વ્યાજબી હોઇ તે ઉપદેશ લોકોએ પાળવો એજ વાસ્તવિક છે. હવે એ વસ્તુનો વિચાર કરો કે ભગવાન્ કેવળી મહારાજાઓ બીજાને આ બાબતનો

ઉપદેશ આપે છે તો પછી તેઓ પોતે શા માટે તેને આચરતા નથી? એક રીતે કહીએ તો કેવળીઓ રસોઈ કરી ચુકયા છે ત્યારે તમારે અમારે રસોઇ કરવાની બાકી છે. કેવળીઓ ક્ષીણમોહની દશામાં છે અને આ ક્ષીણમોહની દશામાં હોવાથી તેમને હવે નમસ્કારનું ફળ લેતાનું નથી તેથી જ તેઓ નવકારમંત્ર ગણુતા નથી. જેને જમવાની આકાંક્ષા છે જેણે હજી રસોઈ કરી નથી તેવો માણસ ચુલો સળગાવે છે પરંતુ તેની રસોઇ થઈ રહે છે કે તે પોતાનો ચુલો થંડો કરે છે! રસોઈ થઈ રહ્યા પછી પણ જો પોતાનો ચુલો કોઇ સળગતો રાખી જ મૂકે તો આપણે તેને મૂર્ખો કહ્યા વિના રહેતા નથી પરંતુ રસોઈ થઇ હોય તે પોતાનો ચુલો થંડો કરે તે જોઇને જેની રસોઇ તૈયાર ન થઈ હોય તે પણ પોતાનો ચુલો બંધ કરે તો તે ભૂખે મરવા વિના ન જ રહે.

**કાર્ય કારણુનો સંબંધ સમજો.** કેવળજ્ઞાનીઓ કેવળજ્ઞાન મેળવવા માગતા હતા તેમને કેવળજ્ઞાનરૂપી ભોજનની જરૂર હતી તેટલા માટે તેમણે ભક્તિરૂપી ચૂલો ચેતવી દીધો હતો હવે તેઓ કેવળજ્ઞાન મેળવી ચુકયા છે એનો લૌકિક દૃષ્ટિએ કહીએ તો એવો અર્થ થઈ શકે છે કે તેમની રસોઈ તૈયાર થઈ ગઇ છે. પોતાની રસોઇ તૈયાર થઈ ગયા પછી તેઓ પોતાનો ભક્તિરૂપી ચુલો સળગતો બંધ કરે એજ વ્યાજબી છે અને તેથી જ હવે તેઓને નવકારમંત્ર આદિની જરૂર રહી નથી, પરંતુ તેમનું જોઇને જેની રસોઈ તૈયાર થઈ નથી તેવો માણસ પણ રસોઇ

થવાની હોય તે છતાં પણ ચૂલો બંધ કરે, તો એમાં ચોકખી મૂર્ખતાજ રહેલી છે, તેજ પ્રમાણે જેમને કેવળજ્ઞાનની પ્રાપ્તિ નથી થઈ તેઓ નવકારમંત્ર વગેરેનો ત્યાગ કરે તો તે પણ એક જાતની મૂર્ખાઈ સિવાય બીજું કાંઈજ નથી! બીજું ઉદાહરણ લો: કુંભાર ઘડો બનાવવાને માટે ચાક ઉપર માટીનો પીંડ બનાવીને મૂકે છે અને ચાક ફેરવવા માંડે છે. જેમ જેમ ચાક ફરતું જાય છે તેમ તેમ માટીનો આકાર ઉતરતો જાય છે અને આકાર ઉતરી રહ્યો કે કુંભાર ચાક ફેરવવાનું બંધ કરી દે છે. કોઈ અજ્ઞાન કે મૂર્ખ બાઇને તમે રોટલી કરવા બેસાડશો તો પણ તે જ્યાં સુધી રોટલી થવાની હશે ત્યાં સુધીજ ચૂલો સળગતો રાખશે અને જ્યાં રોટલી થઇ રહી કે તરતજ તે સળગતા ચૂલાને બંધ કરી દેશે. અર્થાત્ કાર્યની પ્રાપ્તિ થાય છે કે તેજ ક્ષણે કારણની આવશ્યકતા નકામી થઇ જાય છે. કારણની આવશ્યકતા ત્યાં સુધીજ રહેલી છે કે જ્યાં સુધી કાર્યની સિદ્ધિ થવાની બાકી હોય છે!

**સર્વથા ખોટો આગ્રહ.** પંચ પરમેષ્ઠીઓને નમસ્કાર કરવાનું જે ફળ મળવાનું છે તે ફળ કેવલીઓએ મેળવી લીધું છે. પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરવામાં શો હેતુ રહેલો છે તે વિચારજો. પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરવામાં એ હેતુ રહેલો છે કે સર્વ ઘાતીકર્મરૂપ પાપનો નાશ થવો. હવે જેના સઘળા ઘાતિકર્મોનો નાશ થયો છે તેમને પછી નવકારમંત્રનું શું પ્રયોજન રહ્યું છે તેનો વિચાર કરો. નવકારમંત્ર એ કારણ છે. કેવળજ્ઞાન એ તેનું

કાર્ય છે, અર્થાત્ કાર્ય સિદ્ધ થઇ ગયું એટલે કારણની આવશ્યકતાનો એની મેળે જ અંત આવે છે. તેજ પ્રમાણે પંચ પરમેષ્ઠીને નમસ્કાર કર્યાથી જેણે એ નમસ્કાર ફળ મેળવી લીધું છે તેને માટે હવે પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરવારૂપ કારણની આવશ્યકતા જ નથી! હવે શંકાકાર પોતે જ વિચારી લે કે આવા કેવળજ્ઞાનીઓ નવકારનો જે ઉપદેશ આપે છે તે આપણે કે જેમના ઘાતિકર્મોનો નાશ થયો નથી તેમણે માનવો કે અવમાનવો? જો તમે શાંતિથી વિચારશો તો સામાન્ય બુદ્ધિએ પણ તમે એટલું જાણી શકશો કે એ ઉપદેશ ઘાતિકર્મોનો નાશ ન થયો હોય તેમણે માનવો જ વાસ્તવિક છે. જો શંકાકારનો અથવા તેમના સમૂહનો અથવા તેમના અનુયાયીઓનો એવો આગ્રહ હોય કે ઉપદેશક પોતે જે વસ્તુ કરે છે તેજ વસ્તુનો તેણે ઉપદેશ કરવો અને એવી જ વસ્તુ ઉપદેશાય તો જ તેનો સમાજે સ્વીકાર કરવો, તેમનો આ આગ્રહ આ ઉદાહરણથી પર્યાયે ખોટો ઠરે છે. તેમનો આગ્રહ કેવળ વ્યર્થ, અજ્ઞાનથી ભરેલો અને પરિણામે અનર્થને આપનારો જ છે એમ કહેવામાં જરા પણ સંકોચ રાખવાની આવશ્યકતા નથી.

**નવકારમંત્ર ગણવાની આપણી ફરજ છે.** ભગવાન્ શ્રી મહાવીરદેવ જ્યારે છદ્મસ્થ અવસ્થામાં હતા ત્યારે તેઓ દેશના (ઉપદેશ) આપતા ન હતા. હવે જે જિનબિંબપૂજાના વિરોધીઓ છે અને તેઓ પ્રભુએ જે કર્યું હતું તે જ કરવું યોગ્ય છે અને તેનાથી બીજું

કાંઇ પણ કાર્ય કરવામાં પાપ છે એમ દલીલ કરે છે, તેઓ પોતે છદ્મસ્થ અવસ્થામાં જ હોવા છતાં દેશના આપે છે; તો પછી હું એવાઓને પૂછું છું કે ભગવાને પોતે છદ્મસ્થપણામાં દેશના ન આપ્યા છતાં તમોને છદ્મસ્થપણામાં પણ દેશના આપવાનું જણાવ્યું છે એ ફરમાન તમે શા માટે માન્ય રાખો છો? નવકાર ગણવો અને છદ્મસ્થપણામાં દેશના આપવી એ બંને કાર્યો પ્રભુ કરતા ન હોવા છતાં જિનપૂજાના વિરોધીઓ પણ તે કાર્યો તો કરે જ છે. આ બધી ચર્ચાનો એ જ નિષ્કર્ષ નીકળે છે કે કેવળીઓ જે પોતે ન કરતા હતા તે પણ જેમણે કેવળજ્ઞાન નથી મેળવ્યું તેવા આત્માઓને માટે તો જરૂરી જ છે અને એ જ દૃષ્ટિએ સાધુઓ પોતે જિનબિંબપૂજા ન કરતા હોવા છતાં તેનો સમાજને ઉપદેશ આપતા હોય તો તે ઉપદેશ પણ વાસ્તવિક છે. તીર્થંકર ભગવાનો ક્ષીણમોહની અવસ્થામાં હતા. તેઓ પુદ્ગલના ગુણોમાં ચિત્તને સ્થિર કરી શકતા હતા એ જ કારણથી તેમને બીજા ધ્યાનની આવશ્યકતા રહેલી ન હતી. તેઓ સર્વદર્શી થએલા હોવાથી તેમને નવકારમંત્રની જરૂર ન હતી અને તેથી જ આ વસ્તુ તેમના કર્તવ્યમાં-નવકારમંત્ર આદિ ન જપવામાં-હેતુરૂપે હતી. જો એ જ હેતુ અમારામાં પણ હોય તો અમે પણ નવકાર ન ગણીએ તો તે યોગ્ય છે, પરંતુ જ્યાં સુધી એ હેતુની પ્રાપ્તિ થઈ નથી ત્યાં સુધી તો નવકાર આદિ ગણવાની અને પંચપરમેષ્ઠીઓને નમસ્કાર કરવાની આપણી સૌથી મોટામાં મોટી અને પહેલામાં પહેલી ફરજ છે.

**પરાધીન ધર્મને ઉપદેશે છે તે તીર્થંકર નથી.** આજે અમે સાધુઓ કાઉસગ્ગ કરીએ છીએ, પરંતુ આજે કાઉસગ્ગ કર્યો, ત્યાંથી તે આવતી કાલે બપોર સુધી કાઉસગ્ગની દશામાં જ રહેવાની અમારી શક્તિ નથી. આ શક્તિના અભાવને લીધે તીર્થંકર ભગવાનોએ અમારે માટે જે કાંઇ યોગ્ય એવું આદરવાની અમોને આજ્ઞા કરી છે તે આજ્ઞા માન્ય રાખે જ અમારો છૂટકો છે. જેના મોહનીકર્મનો અંત આવી ગયો છે અર્થાત્ જેના ઘાતી કર્મોનો નાશ થયો નથી. ત્યાં સુધી ઘાતી કર્મોનો નાશ કરવા માટે ઉપાય કરવો જ જોઇએ એ અમારી ફરજ છે, અને એ ઉપાય તરીકે જ તીર્થંકર દેવો અગર કેવળી ભગવાનો પંચ-પરમેષ્ઠીનું ધ્યાન નથી કરતા તે છતાં તેમનું ધ્યાન કરવાની અમોને આવશ્યકતા રહેલી છે. તીર્થંકર દેવોએ પંચપરમેષ્ઠીનું ધ્યાન અમોને કરવાનું કહ્યું છે તેનું એક જ કારણ છે કે તેઓશ્રીએ ઘાતી કર્મોનો નાશ કરવાના ઉપાય રૂપ અમોને પંચપરમેષ્ઠિને નમસ્કાર કરવાનું ફરમાવ્યું છે, અને અમારા ઘાતી કર્મો બાકી રહેલા હોવાથી એ નમસ્કાર અમારે માટે કર્તવ્ય રૂપ છે. તીર્થંકર ભગવાનો પોતે છદ્મસ્થ અવસ્થામાં દેશના કેમ આપતા ન હતા તેનો હેતુ વિચારી જુઓ. તીર્થંકરો પરાધીન ધર્મનો ઉપદેશ આપી શકતા નથી અને જે પરાધીન ધર્મનો ઉપદેશ આપે છે તે તીર્થંકર નથી.

**છદ્મસ્થપણામાં તીર્થંકરો દેશના આપતા નથી.** હવે સ્વાધીન ધર્મ શું અને પરાધીન ધર્મ એટલે શું તેનો વિચાર કરો. તીર્થંકર ભગ-

વાન્ જે સમયમાં વિદ્યમાન હોય તે સમયમાં જેનું શાસન ચાલતું હોય તે શાસનને આધારે ઉપદેશ આપવો અથવા ધર્મ કહેવો એ પરાધીન ધર્મ છે, જ્યારે પોતે કેવળજ્ઞાનથી જોઈને ધર્મ ઉપદેશવો એ સ્વાધીન ધર્મ છે. તીર્થંકર છદ્મસ્થ દશામાં હોય અને તેના સમયમાં ચાલતા તીર્થંકરના શાસન ઉપરથી તે ધર્મ કહે; તો એ રીતે ધર્મકથન કરનારો આત્મા તે તીર્થંકર નથી અને તીર્થંકરને જ્યાં સુધી કેવળજ્ઞાન ન થયું હોય ત્યાં સુધી તે "મને કેવળજ્ઞાન થયું છે, અને હવે હું કેવળજ્ઞાનથી સઘળું જોઈને ધર્મ કહું છું." એ રીતે જુઠું કહીને સ્વતંત્ર ધર્મ કહી શકે નહિ. એટલા જ માટે તીર્થંકર ભગવાનો છદ્મસ્થ દશામાં હોય ત્યારે દેશના આપતા નથી. તીર્થંકરો પરાધીન ધર્મ કહેનારા નથી તેઓ સ્વાધીન ધર્મ કહેનારા છે. સત્ય અને સર્વ કાંઇ જે જોવા, જાણવા અથવા તો અનુભવવા જેવું હોય તે સઘળું તેઓ પોતે જુએ છે જાણે છે અને આત્મજ્ઞાનથી સર્વ કાંઈ જાણી લીધા પછી જ તેઓ પોતે સ્વતંત્ર ધર્મનો ઉપદેશ આપે છે. તીર્થંકર ભગવાનો આ પ્રકારે સ્વતંત્ર ધર્મનો ઉપદેશ આપનાર હોવાથી તેઓ છદ્મસ્થ દશામાં ઉપદેશ આપતા નથી. તીર્થંકર ભગવાનોનો દેશના આપવાનો આ નિયમ બીજા સાધુઓને લાગુ પાડી શકાતો નથી. સાધુઓ, મુનિઓ, આચાર્યો વગેરે જે કાંઇ ઉપદેશ આપે છે તે સઘળો ઉપદેશ તેઓ જિનેશ્વર કથિત શાસ્ત્રાનુસારે જ આપે છે. તેઓ શાસ્ત્રાનુસારે ઉપદેશ આપે છે એનો અર્થ એ છે કે શાસ્ત્રોને આધીન રહીને

શાસ્ત્રોએ કહેલી વાતો જ તેમણે સમાજને કહેવાની છે. એ સિવાય નવી દેશના તેમણે આપવાપણું હોતું નથી. શાસ્ત્રોને આધીન રહીને જે દેશના અપાય છે તે પરાધીન દેશના છે અને તેથી એવી પરાધીન દેશના જ સાધુઓને આપવાની હોવાથી તેઓ છદ્મસ્થાવસ્થામાં દેશના આપી શકે છે, તીર્થંકરોને છદ્મસ્થદશામાં દેશના આપવાની હોતી જ નથી તેનું કારણ એ છે કે તેઓ સ્વતંત્ર ધર્મ કહેનારા છે. તીર્થંકરો અને સાધુઓ માટે દેશના આપવાના નિયમો આજ કારણથી જુદા જુદા છે.

**જે તીર્થંકરો માટે નિશ્ચય છે તે આપણને માટે નથી.** જે ભવ્યાત્માઓને કેવળ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તે પછી તેમને મોક્ષે જવામાં માત્ર અંતર્મુહૂર્ત જેટલો અવકાશ હોય છે એટલે એ સ્થળે કોઇનું પણ ધ્યાન કિંવા જાપ કરવાની આવશ્યકતા શાસ્ત્ર માનતું નથી. હવે કોઈ એવો પ્રશ્ન કરીને ઉભો રહે કે આવા મોટા તીર્થંકર દેવ તે પોતે પણ જ્યારે ધ્યાન કિંવા જાપ કરતા નથી તો પછી આપણે શા માટે ધ્યાન કિંવા જાપ કરવા જોઈએ, તો શું આ પ્રશ્નમાં તદ્દન મૂર્ખાઇ જ રહેલી જણાઈ આવતી નથી. M. A. થએલો પ્રોફેસર પહેલી ચોપડી ન વાંચે એ સમજી શકાય એવું છે પરંતુ શું તેટલા ઉપરથી કોઇપણ બુદ્ધિશાળી માણસ એવું કહી શકશે કે પ્રોફેસર પહેલી ચોપડી વાંચતો નથી માટે તે પહેલી ચોપડી ભણનારા શિક્ષાર્થીને પહેલી ચોપડી વાચવાનો

ઉપદેશ આપી શકે નહિ, અને છતાં પણ જો તે એવો ઉપદેશ આપતો હોય તો તે ઉપદેશ પાળવા કિંવા તેને માન્ય રાખવા વિદ્યાર્થીઓ બંધાએલા નથી. આવો વિચિત્ર તર્ક મૂર્ખાઓ સિવાય બીજા કોઇપણ નહિ જ કરી શકે. તીર્થંકર ભગવાનોને કેવળજ્ઞાનમળ્યા પછી તેમના ઘાતિકર્મોનો નાશ થયો છે તેઓને પાપનો બંધ રહ્યો નથી એટલા જ માટે તેમને ધ્યાન કે તપ કરવાની પણ જરૂર રહેવા પામતી નથી. એજ પ્રમાણે તીર્થંકર ભગવાનોને કેવળજ્ઞાનથી જ સ્વતંત્રપણે દેશના આપવાની છે એ નિશ્ચય છે જ્યારે આપણને સાધુઓને કેવળજ્ઞાન થયા પછી સ્વતંત્રપણે જ દેશના આપવાની છે એવો નિયમ નથી.

**કરેલું પણ કરો, કહેલું પણ કરો** કેવળીઓ નવકારમંત્ર નથી ભણતા છતાં આપણે ભણીએ છીએ કેવળીઓ પંચપરમેષ્ઠીને નમસ્કાર નથી કરતા છતાં આપણે કરીએ છીએ. કેવળીઓ સ્વતંત્રપણે જ દેશના આપે છે, ત્યારે આપણે પરાશ્રયે પણ દેશના આપીએ છીએ, આ બધા ઉપરથી સ્પષ્ટ થાય છે કે કેવળી ભગવાનો જે કાંઇ કરે છે તે જ આપણે પણ કરવું જોઇએ એવી શાસ્ત્રાજ્ઞા નથી. એ ઉપરથી કોઇએ એમ પણ નથી માનવાનું કે જે કેવળી ભગવાનો અને તીર્થંકર દેવો નથી કરી ગયા તે સઘળું આપણને કરવાનું છે અને જે સઘળું તેઓએ કર્યું છે તે આપણે કરવાનું જ નથી! કહેવાની મતલબ એ છે કે તીર્થંકર ભગવાનો અને કેવળી મહારાજાઓ જે કરી ગયા

છે તે સઘળું આપણને માટે આદરણીય છે અને અનુકરણીય છે પરંતુ તે સાથે તેઓશ્રીએ ભલે કર્યું હોય કે ન કર્યું હોય, તો પણ તેમણે આપણને માટે જે કરવા યોગ્ય જાણીને આપણને કરવાનું ફરમાવ્યું છે તે પણ સઘળું આપણે કરવું જ યોગ્ય છે. અલબત્ત કેવળી ભગવાનોએ અથવા તીર્થંકર દેવોએ જે કાંઇ કર્યું હોય અને તે આપણે શક્તિના અભાવે ના કરી શકતા હોઇએ તો તે એક જુદી વાત છે, પરંતુ તેમણે કર્યું છે તેજ કરવા યોગ્ય હોઈ તેમણે કહ્યું છે તે કરવા યોગ્ય નથી એમ અનુમાનવું સર્વથા ખોટું જ છે.

**કેવળીઓનું કૃત્ય અનુકરણીય તો છે જ.** જેઓ કેવળજ્ઞાન પામી ચૂકેલા છે તેવા કેવળી મહાત્માઓ જે કાંઇ કરે છે તે આપણે કરવું જ જોઈએ એવો નિયમ ઠરાવી શકાતો નથી પરંતુ એ વાત તો સર્વથા ચોકખી જ છે કે કેવળી ભગવાનોએ જે કાંઈ કર્યું છે તે અનુકરણીય તો અવશ્ય છે જ. ભગવાને છ મહિનાનું તપ આદર્યું હતું એ રીતે આપણે પણ તપ આદરીએ, પછી તે ન થઇ શકે તો આપણે એમ કહી શકીએ કે એ આપણી શક્તિ નથી, પરંતુ ભગવાને જે કર્યું છે તેને આપણે યોગ્ય અવસ્થાએ અનુકરણીય તો જરૂર માનવાનું જ છે. ભગવાને તપસ્યાના વ્રત પૂર્ણ કર્યા આપણે એવી તપસ્યા લઇને તે પૂરી કરી ન શકીએ તો પછી એકાસણાં વગેરે તપસ્યા કરી શકીએ છીએ. ભગવાનના જેવી ઉગ્ર

તપસ્યા આપણે આપણી શક્તિની ખામીથી કરી શકતા નથી પરંતુ તેને અનુકરણીય તો જરૂર માનીએ જ છીએ. અનુકરણીય માનવા છતાં કોઇ વસ્તુને આપણે ન આદરી શકીએ તો એ આપણી શક્તિની ખામી છે તે જ પ્રમાણે આપણે પણ જો ક્ષીણમોહની અવસ્થાને પ્રાપ્ત કરીએ અને એ અવસ્થામાં આપણે પણ શક્તિશીલ બની જઇએ તો જરૂર આપણને પણ નવકાર, ધ્યાન વિગેરે બંધ કરી દેવાનો અધિકાર છે. હવે કોઇ એવો પ્રશ્ન કરશે કે જો ભવિષ્યમાં તમે નવકાર, ધ્યાન વગેરે બંધ કરવાના જ છો તો પછી તે અત્યારે જ બંધ કરી દેવા માગતા હોઇએ તો તે આપણે બંધ કરી શકીએ કે નહિ? આ પ્રશ્નનો ઉત્તર પણ તદ્દન સરળ છે.

**સાચા નેતાનું કર્તવ્ય.** નવકાર, ધ્યાન વગેરે આપણે શા માટે કરીએ છીએ તે પહેલાં આપણે વિચારવાનું છે. જો તમે આ પ્રશ્ન ઝીણવટથી વિચારશો તો માલમ પડશે કે એ સઘળું આપણે ઘાતિકર્મનો ક્ષય થાય એટલા જ માટે કરીએ છીએ. જો ઘાતિકર્મનો ક્ષય થાય એટલા જ માટે નવકાર, તપ આદિ આપણે કરીએ છીએ ત્યારે તો એ વસ્તુ સ્પષ્ટ જ છે કે જ્યાં સુધી ઘાતિકર્મનો ક્ષય થવા પામ્યો નથી ત્યાં સુધી એ સઘળું કરવું એ આપણે માટે જરૂર આવશ્યક છે. સર્વજ્ઞ ભગવાનો નવકાર આદિ કરતા નથી તેનું કારણ એ જ છે કે તેઓશ્રીના ઘાતિકર્મોનો નાશ થયો છે. તીર્થંકર ભગવાનોના ઘાતિકર્મોનો ક્ષય થયો છે એટલા માટે તેઓ તપસ્યા આદિ કરતા નથી

પરંતુ તેઓ જાણે છે કે આપણા ઘાતિકર્મોનો નાશ થયો નથી એટલા જ માટે તેઓ આપણને નવકારાદિનો ઉપદેશ આપે છે અને તે ઉપદેશ આપણે માનવો એ જ આપણું કર્તવ્ય છે. ધારો કે એક નદીમાં પાંચ પચ્ચીસ માણસો સાથે તરે છે એટલામાં ભયંકર પૂર ઉભરાઇ આવે છે અને નદીમાંથી તરનારાઓ જેમ બને એમ જલદી તરીને સામે કાંઠે જવાનો પ્રયત્ન કરે છે. આ તરનારાઓમાં જે આગેવાન છે તે તરીને બહાર નીકળી જાય છે અને બીજા માણસો તરવાની અણઆવડત અથવા અશક્તિને કારણે નદીમાં રહી જાય છે. હવે તેમનો જે આગેવાન તરીને નદીને સામે કાંઠે પહોંચી ગયો છે તે આગેવાન જો તેઓનો સાચો મુખી-સાચો નેતા હશે, તો પોતાની પાછળ રહેલા તેના અનુયાયીઓને તે નદીમાં ગમે ત્યાં ગમે તે રીતે અથડાવા કૂટાવા દેશે નહિ પરંતુ તેમના તારણને માટે તે તુંબડા, હોડકાં વગેરે મોકલવાની વ્યવસ્થા જ કરશે.

તીર્થંકર ભગવાન્ એ એવા જ આપણા કુશળ આગેવાન છે અને તેઓ તરી જવાને શક્તિ ધરાવતા હોઈ આ મહાભયાનક સંસારસાગરને તરી ગયા છે પરંતુ તેમણે પોતાની પાછળ રહેલા આપણે સઘળાં કે જેઓ તેમના જેટલી શક્તિ ધરાવતા નથી તેમને માટે નવકાર, જપ ઈત્યાદિ સાધનો પૂરા પાડયા હોઇ તેના અવલંબનથી આપણે તરી જવાનો યત્ન કરવો જોઇએ. અલબત્ત આપણામાં પણ તેમની માફક તરી જવાની શક્તિ ધરાવતા હોઇએ, તો પછી આપણને પણ

તરવાના સાધનોની કશી જ જરૂર નથી ! આપણે સાધન વિના તરી જવાને માટે શક્તિહીન છીએ. ભગવાને એ વાત કેવળજ્ઞાનથી જાણી લીધી અને પછી કેવળજ્ઞાનથી જાણીને જ આપણને શક્તિહીનોને શક્તિમાન બનાવવાને અર્થે જ નવકાર વગેરે સાધનો તેમણે બતાવ્યા છે. ઘાતિકર્મોનો ક્ષય જે ક્રિયાઓ દ્વારા થઇ શકે છે તે ક્રિયાઓ તીર્થંકર ભગવાનોને કરવાની હોતી નથી પરંતુ આપણા ઘાતિકર્મો અવશેષ રહેલા છે તેથી જ ઘાતિકર્મોના ક્ષય માટે આપણે એ ક્ષય જેથી થઈ શકે છે તેવી ક્રિયાઓ કરવી જરૂરી છે. ઘાતિકર્મોના ક્ષય માટે આ ક્રિયાઓ જરૂરી છે એ શ્રી તીર્થંકર દેવોએ કેવળજ્ઞાનથી જાણી લીધું છે અને તેઓએ કેવળજ્ઞાનથી જાણી લઇને આપણને એ ક્રિયાઓ બતાવી છે કે જે ક્રિયાઓ ઘાતિકર્મોનો ક્ષય નથી થયો તેવા દરેકને માટે જરૂરી છે.

**જિનબિંબ પૂજાત્યાગ એ મહાન્ મૂર્ખાઇ છે.**

જે પ્રમાણે નવકાર આદિ ક્રિયાઓ કરવાનું પણ અમુક કારણ છે તેજ પ્રમાણે જિન-બિંબપૂજા કરવી પણ સકારણ છે. નવકાર ગણવા વગેરે ક્રિયાથી ઘાતિકર્મોનો ક્ષય થાય છે તે જ પ્રમાણે શ્રી જિનબિંબપૂજાથી સર્વારંભ, વિષય, કષાયનો પરિત્યાગ થવા પામે છે. નવકાર ગણવો એ ઘાતિકર્મના ક્ષય માટે જરૂરી છે. કેવળી મહા-રાજાઓના ઘાતિકર્મોનો નાશ થયો છે તેથી તેઓ નવકાર વગેરે ગણતા નથી પરંતુ તેમના જ ઉપદેશથી આપણે નવકાર આદિ ગણીએ છીએ કારણ કે આપણા ઘાતિકર્મોનો નાશ

થયો ન હોઈ આપણે ઘાતિકર્મોનો એ સાધનો દ્વારા નાશ કરવા માગીએ છીએ. એજ રીતે જિનબિંબ પૂજા એ પણ સર્વ આરંભાદિક કર્મોનો ત્યાગ કરવા માટેજ છે, અને જેમણે સર્વ આરંભાદિકનો ત્યાગ કર્યો છે તેમને માટે શ્રી જિનબિંબ પૂજાની જરૂર રહેવા પામતી નથી એ સ્વયંસિદ્ધ છે. સર્વ આરંભાદિકનો જેમણે ત્યાગ કર્યો છે તેમને જિન-પૂજાની જરૂર નથી પરંતુ તે ઉપરથી જેમણે સર્વ આરંભા-દિકનો ત્યાગ નથી કર્યો તે પણ જો પોતે શ્રી જિનપૂજાની જરૂર નથી એવું કહેવાને તૈયાર થાય તો તેની મૂર્ખાઇ સિવાય બીજું કશું જ નથી. કુંભાર ચાક ઉપર પીંડો મૂકીને પછી ચાક ફેરવવા માંડે છે, હવે જ્યાં ચાક ઉપર પીંડામાંથી વાસણ તૈયાર થાય કે તેજ ક્ષણે તે ચાક ફેરવવાનું બંધ કરે છે પરંતુ તે ઉપરથી જો જેના પીંડામાંથી વાસણ નથી ઉપજ્યું તેવા કુંભારો પણ ચાક ફેરવવાનું બંધ કરી દે તો તેમની શી દશા થાય તેનો વિચાર કરો! વાસણ તૈયાર થયા પહેલાં જ બીજાનું જોઇને ચાક બંધ કરી દેનારાને આપણે મૂર્ખો સિવાય બીજા કશાની ઉપમા આપી શકતા નથી, એજ સ્થિતિ અહિં પણ પ્રવર્તે છે એમ સમજી લેવાનું છે.

**ભણેલાને ભણવાની જરૂર નથી.** ધર્મક્ષેત્રને વિષે પૂજા એ કુંભારના ચાકને સ્થાને સમજો અને સર્વથા આરંભ, પરિગ્રહ, વિષય, કષા-યના ત્યાગને ઘડાને સ્થાને સમજો. જેનો ઘડો તૈયાર થઇ ગયો છે અર્થાત્ જે સર્વથા આરંભ, પરિગ્રહ, વિષય, કષાય

આદિનો ત્યાગ કરી ચૂક્યા છે તેમને માટે કુંભારના ચાક ફેરવવા રૂપી પૂજાની જરૂર જ ન રહે એ દેખીતું છે.

આ કાર્ય જેણે સાધ્ય કરી લીધું છે. તેને પણ એવો પ્રશ્ન કરીએ કે તું પૂજા શા માટે કરતો નથી? તો આ પ્રશ્ન કરવામાં સર્વથા મૂર્ખતા જ રહેલી છે. દેવપૂજા રૂપી ક્રિયાઓ એ કારણ છે અને સર્વ આરંભ, પરિગ્રહ વિષય કષાયનો ત્યાગ એ કાર્ય છે જેની કાર્યસિદ્ધિ થઇ ગઇ છે જેણે એ ન્યાય મેળવી લીધો છે. તેવો માણુસ હવે શા માટે કારણમાં પ્રવૃત્તિ કરે? તેને કારણમાં પ્રવૃત્તિ કરવાપણું છે જ નહિ એ સ્પષ્ટ છે. જે વિદ્યાર્થી સાતમી ચોપડી ભણી ગયો છે. સાતમી ચોપડીની પરીક્ષા આપીને વર્નાક્યુલર ફાઈનલ જેણે પસાર કરી છે તેવો વિદ્યાર્થી પાછો છઠ્ઠી ચોપડીમાં બેસવા આવે ખરો કે? અથવા તે છઠ્ઠી ચોપડી ભણવાની પણ ઇચ્છા કરે ખરો કે? જવાબ એક જ છે કે 'નહિ!' અલબત્ત છઠ્ઠી ચોપડી ભણવા લાયક છે પરંતુ તે તેને જ ભણવા લાયક છે કે જેણે પાંચમી ચોપડી પૂરી કરી છે. સાતમી ચોપડી પાસ કરેલો વિદ્યાર્થી છઠ્ઠી ચોપડીના વર્ગમાં દાખલ થવાની અરજી કરે તો તે અભ્યાસમાં પાછળ પડેલો જ ગણી શકાય!

**દેવપૂજા કોને જરૂરી નથી?** એજ રીતે સર્વવિરતિવાળા કે જેણે દેવપૂજાના ફળરૂપ સર્વસાવદ્યનો ત્યાગ કરી જ દીધો છે તે પણ જો પાછો દેવ-પૂજા કરવા બેસે તો તે પાછો પડેલો જ ગણી શકાય. જેને

સર્વવિરતિની પ્રાપ્તિ કરી લીધી છે તે આત્માને માટે દેવપૂજા એ છઠ્ઠી ચોપડીનું શિક્ષણ છે અને તે પોતે સાતમી ચોપડી ભણી ગએલો છે! હવે વિચાર કરો કે સર્વવિરતિવાળાને માટે શું દેવપૂજાની જરા પણ જરૂર છે કે? નહિ જ! જો સર્વવિરતિવાળો દેવપૂજારૂપ છઠ્ઠી ચોપડીમાં જાય તો તે પાછો પડેલો જ ગણી શકાય. દુનિયાદારીની દૃષ્ટિથી આરંભ, સમારંભ એ પાંચમી ચોપડીનો વર્ગ છે તેથી જ પાંચમી ચોપડીનો વર્ગ પસાર કરેલાને છઠ્ઠી ચોપડીરૂપ દેવપૂજા જરૂરી છે પરંતુ સર્વવિરતિરૂપ સાતમી ચોપડીવાળાને એ છઠ્ઠી ચોપડી જરૂરી નથી, દુનિયાદારીમાં તો વિષયાદિકને અંગે ઉદ્યમ કરવામાં આવતો હતો એ પાંચમી ચોપડીનું સ્થાન હતું તેથી જ ત્યાં સ્થાન પામેલાને છઠ્ઠી ચોપડીરૂપી દેવપૂજાની જરૂર હતી. સર્વવિરતિમાં તો વિષય, કષાયાદિકને અંગે ઉદ્યમ થવાપણું જ નથી ત્યાં તો સમ્યગ્દર્શનાદિનું જ આરાધન થાય છે પછી જ્યાં આરંભ, પરિગ્રહને જ સ્થાન નથી ત્યાં આરંભ, પરિગ્રહ વગેરેને નિવારવા માટે ઠરાવેલી દેવપૂજાને તો સ્થાન જ કેવી રીતે હોઇ શકે? આ ઉપરથી તમે સહેલાઇથી સમજી શકશો કે દેવપૂજા એ સર્વવિરતિનું કારણ છે અને જ્યાં સર્વવિરતિની જ પ્રાપ્તિ થઈ ગઇ છે ત્યાં દેવપૂજાની જરૂર જ રહેતી નથી છતાં જો તેમાંથી કોઇ દેવપૂજામાં પ્રવેશ કરે તો તે પાછો પડેલો જ ગણી શકાય!

**માર્ગ ખોટો છે એમ ન માનો.** ઉપરના સઘળા વિવેચન ઉપરથી એવો

સાર નીકળે છે કે દેવપૂજા એ સર્વવિરતિની પ્રાપ્તિને માટેજ છે અને જો સર્વવિરતિની પ્રાપ્તિને માટે તે છે તો જેને સર્વવિરતિની પ્રાપ્તિ થઈ છે તેને તેની જરૂર નથી. તે છતાં તે બીજાઓને માટે દેવપૂજાનો ઉપદેશ આપી શકે છે અને એ ઉપદેશ સર્વવિરતિવાળા ન હોય તેમણે માનવાનો જ છે. આ વિચારસરણી બરાબર અને વાસ્તવિક લાગે છે પરંતુ તે છતાં તે કેટલાકના ધ્યાનમાં આવતી નથી. આ રીતે આ વિચારસરણી વ્યાજબી હોવા છતાં તે ધ્યાનમાં ન આવવાનું કારણ શું છે તે તપાસો! એનું કારણ એ છે કે જ્યાં સુધી પૂજાથી આત્મા પુનિતપંથે આવતો નથી ત્યાં સુધી તે વિચારસરણીને માન્ય રાખ્યા છતાં કદાચ તે વિચારસરણી તેના મગજમાં પ્રવેશી શકતી નથી. હવે કોઈ એમ કહેવા તૈયાર થાય કે ભાઈ! પૂજાથી પુનિતપંથ મળતો હોય તો તો અમે સેંકડો અને હજારો વાર પૂજા કરી છે પરંતુ અમે તો કાંઇએ પુનિતપંથને પામી શક્યા નથી આથી અનુભવ તો એમ કહે છે કે પૂજાબૂજાથી પુનિતપંથ મળતો નથી!! આવી દલીલ કરનારાને એ જવાબ છે કે ધારો કે એક માણસ કન્યાકુમારીથી કાશ્મીર ચાલતો જવા નીકળે ચાલતો ચાલતો કાશ્મીરથી ચાર ગાઉ દૂર રહે ત્યાં તે એવું કહી દે કે આટલું આટલું ચાલ્યો તો પણ હજી કાશ્મીર આવતું જ નથી! ત્યારે તો હું જે રસ્તે ચાલું છું તે રસ્તો જ કાશ્મીરનો નથી!! એમ કહીને તે માણસ એ રસ્તો જ છોડી દે, તો તેણે કરેલો પરિશ્રમ પણ વ્યર્થ જ જાય કે નહિ?

**તીર્થંકરદેવોની પૂજા શા માટે?** પોતાનું અજ્ઞાન, પોતાની અશક્તિ અથવા એવા જ બીજા કારણુથી કાશ્મીર ન પહોંચી શકનારો માણુસ કાશ્મીરનો રસ્તો જ છોડી દે તો તે એની ભૂલ જ છે તે જ પ્રમાણે પૂજાથી પુનિતપંથ નથી મળતો માટે પૂજા જ છોડી દેવી જોઇએ એવું કહેનારો પણ ખોટો છે. કાશ્મીર જવા નીકળે તે કાશ્મીરમાં ચાર દહાડે પહોંચે કે ચારસોમે દહાડે પહોંચે તેનો કાંઈ સવાલ જ નથી. મતલબ એટલી જ છે કે તેણે ગ્રહણ કરેલો રસ્તો કાશ્મીરનો જ રસ્તો હોવો જોઇએ. જો રસ્તો બરાબર હોય તો કોઇની વધારે ગતિ હોય તો તે જલદી કાશ્મીર પહોંચી શકે અને કોઇની ઓછી ગતિ હોય તો તે મોડો પહોંચી શકે, પરંતુ રસ્તો વ્યાજબી હોવો જોઈએ તે જ પ્રમાણે અહીં પણ ભગવાનની પૂજા એ ત્યાગનો રસ્તો છે કે નહિ તે તપાસવાનું છે. આપણે તીર્થંકરની પૂજા કરીએ છીએ તે શા માટે કરીએ છીએ તેનો વિચાર કરો. શું તીર્થંકરો આપણા વડવાઓ હતા, તે માટે આપણે તેમને પૂજીએ છીએ? અથવા શું તેમની પાસે મોટા ચક્રવર્તી રાજ્યોની માલિકી હતી તે માટે આપણે તેમને પૂજીએ છીએ? અથવા શું તેઓ છ મહિના ઉપવાસ કરી શક્યા તે માટે આપણે તેમને પૂજીએ છીએ? નહિ જ! ત્યારે હવે આ પ્રશ્નનો ઝીણુવટથી વિચાર કરો કે આપણે તીર્થંકરદેવોને શા માટે પૂજીએ છીએ?

**ભગવાનના કાર્યોની પૂજા** આપણે તીર્થંકર દેવોને પૂજીએ છીએ તેનું એ જ

કારણ છે કે તેમણે મોક્ષમાર્ગ દર્શાવ્યો હતો, તેઓ મોક્ષમાર્ગે ચાલ્યા હતા અને સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રમાં તેઓ યાહોમ કરીને પડયા હતા. આટલા જ માટે આપણે તેમને પૂજવાને યોગ્ય માનીએ છીએ. આપણે ભગવાનના મંદિરને નથી પૂજતા, એ મંદિરોના પથરાઓને નથી પૂજતા અથવા ભગવાનના હાર, મુકુટ, કુંડળ વગેરે અલંકારોને પણ આપણે નથી પૂજતા. આપણે તેમના દ્વારા તેમના કાર્યોને જ પૂજીએ છીએ તીર્થંકર ભગવાનોએ સ્ત્રી છોડી હતી, રાજ્યો છોડયાં હતાં, પરિવાર છોડયો હતો, સર્વસ્વ છોડયું હતું અને તેઓ અજ્ઞાનરહિત થયા હતા અને જ્ઞાનમય બન્યા હતા તેટલા જ કારણથી આપણે તેઓશ્રીને પૂજવા યોગ્ય માનીએ છીએ. હવે વિચાર કરો કે આપણે જે ગુણને અંગે તીર્થંકર ભગવાનોને પૂજીએ છીએ તે ગુણ આપણી નજરમાં ઉંચામાં ઉંચો હોવો જ જોઈએ. જો એ ગુણ આપણી દૃષ્ટિમાં ઉંચામાં ઉંચો ના હોય તો આપણે તીર્થંકર દેવોને આપેલું સન્માન તે હોળીના રાજાનું સન્માન કર્યું હોય તેવું જ ઠરે છે. હોળીના રાજાનું જે સન્માન થાય છે તે તે સન્માન તે વ્યક્તિને અંગે થતું નથી પરંતુ તેના વેશને અંગે તેના કપડાને અંગે જ થાય છે તેજ પ્રમાણે સદ્ગુણને લક્ષમાં રાખ્યા વિના જ જો આપણે તીર્થંકર દેવોની પૂજા કરીએ તો તે પૂજા પણ વ્યર્થ અને અર્થહીન જ છે.

**તીર્થંકરો એ હોળીના રાજા નથી.** આપણે એ હોળીના

રાજા અને તેના

અનુયાયીઓની દશામાં રહેવાનું નથી. હોળીમાં રાજા બનીને તે આગળ ચાલે છે અને પાછળ તેના અનુચરો ચાલે છે આવા રાજા બનવાનો તમારો વારો આવે છે તો તમે નાસભાગ કરી મૂકો છો. હોળીના રાજાની પાછળ ચાલવાને માટે બધા તૈયાર છે પરંતુ રાજા થવાને માટે કોઈ પણ તૈયાર નથી. જો એજ પ્રમાણે આપણામાં ત્યાગની બુદ્ધિ ન હોય અને આપણે તીર્થંકર ભગવાનોને પૂજીએ તો આપણે પણ તેમને હોળીના રાજા માનીએ છીએ અથવા તેવો જ તેમનો સત્કાર કરીએ છીએ એજ તેનો અર્થ થાય ! આપણે કહીએ છીએ કે તીર્થંકર ભગવનો સાચા છે તેમણે ગ્રહણ કરેલો માર્ગ સાચો છે અને એ માર્ગ ગ્રહણ કરવા માટે આપણે તેમને પૂજીએ છીએ, પરંતુ એમણે જે અવસ્થા ગ્રહણ કરી હતી તેજ અવસ્થા જો આપણને સ્વીકારવાનું આવે અને ત્યારે આપણે નાસભાગ કરીએ, મોઢું સંતાડીએ અને એ સ્થિતિથી દૂર રહેવાનો પ્રયત્ન કરીએ તો પછી આપણે હિસાબે પણ તીર્થંકર દેવ એ સાચા રાજા બને છે કે હોળીના રાજા બને છે તેનો વિચાર કરો. જે ત્યાગના જ અર્થી છે સંસારને દુષ્કર કીચડ કાદવથી ભરેલો અને તેથી જ છોડવા યોગ્ય એવો જે જે માને છે તેમને તો તીર્થંકર ભગવાનો એ જરૂર રાજા છે પરંતુ બીજાઓની દાનત ક્યાં હોય છે તેનો વિચાર કરો. દેશનું, મુલકનું રાજાપણું લેવાનું હોય ત્યાં કોઇ ના પાડતું નથી ત્યાં સર્વ કોઇ નાસભાગ કરતું નથી, અથવા પોતાને બદલે ત્યાં કોઇ બીજાને ઉભા કરી આપતું

નથી ત્યાં દરેક વગર બોલાવે કુદકો મારીને સિંહાસન ઉપર ચઢી બેસવા તૈયાર થાય છે પરંતુ હોળીના રાજા થવાનું તો પોતે કોઇ તૈયાર નથી થતું તે સ્થાન બધા બીજાને ભળાવી દેવા તૈયાર હોય છે.

**તીર્થંકર એક હોળીના રાજા છે?** આ પરિસ્થિતિનું કારણ શું છે તે વિચારો. દેશના રાજામાં આપણે સાચું રાજાપણું માન્યું છે તેથી જ તે સ્થાન સ્વીકારવાને માટે આપણે બધા તૈયાર થઇ જઈએ છીએ અને હોળીનું રાજાપણું એ ત્યાજ્ય અને હલકું માન્યું છે, આ જગતની મનોદશા છે. હવે આપણી વાતનો પુનઃ વિચાર કરો. આપણે પણ ભગવાન્ શ્રી તીર્થં-કરદેવોને પૂજ્ય માનવા છે, તેમનો રાહ સારો ગણવો છે, તેમણે કર્યું છે તે યોગ્ય છે એમ કહીએ છીએ. પરંતુ તે જ કરવાનો જો આપણો સમય આવે છે તો આપણે મો સંતાડી દઇએ છીએ. ભગવાનના જેવા પરિષહ ઉપસર્ગ સહન કરવાની કિંવા ત્યાગ કરવાની વેળા આવે, તો આપણે નાસવા માંડીએ છીએ. જો આવી જ રીતે આપણે તીર્થંકરદેવોને મહાન્ માનીએ તો પછી વિચાર કરો કે આપણે તેમને સાચા રાજા માનીએ છીએ કે હોળીના રાજા માનીએ છીએ? તીર્થંકર ભગવાનોને જો આપણે સાચા રાજા માનતા હોઇએ તેમની સમૃદ્ધિને સાચી સમૃદ્ધિ તરીકે ગણતા હોઇએ અને તેમની ભવ્યતાને સાચી માનતા હોઇએ તો ત્યાગ લેવાનો પ્રસંગ આવી મળે ત્યારે એટલો બધો આનંદ થવો જોઈએ

કે જેટલો આનંદ તમોને આખા જગતની પ્રેસિડેન્ટશિપ મળે તો પણ ન થાય! તમારી ભાવના જો સોએ સો ટચની હોય તો જગતની પ્રેસિડેન્ટશિપની પ્રાપ્તિ કરતાં પણ તમોને વધારે-લાખગણો આનંદ-ત્યાગનો પ્રસંગ આવે ત્યારે થવો જોઇએ. હવે વિચાર કરો કે તમોને કદી આવો આનંદ થયો છે-થાય છે?

**અક્કલનો ઇજારેદાર.** આપણને અધિકારની પ્રાપ્તિ થતાં આપણે રાજી થઇએ છીએ તેના કરતાં સેંકડોગણું રાજી થવાપણું ત્યાગને પ્રાપ્ત થતી સમયે હોવું જ જોઇએ. આ સઘળી વાત તો શ્રાવકથી-શ્રાવકપણાથી પણ હલેકી કોટીના આત્માને માટે કહી છે. જેણે જગતને સારૂં માન્યું હોય, જગતનો પૈસો અધિકાર, એ સઘળું સારૂં માન્યું હોય તેમને હિસાબે તેમને તો ત્યાગની વખતે અપૂર્વ આનંદ થવો જ જોઇએ, તમે (૦) શૂન્યને સો વડે ગુણશો તો શું આવશે? શૂન્યનો ઢગલો જ આવવાનો!! હજી એકને સો વડે ગુણી જોશો તો તો સો પણ આવશે પણ જે શૂન્યને જ સો વડે ગુણવા બેસે છે તેને ગુણાકારનો કાંઇ સંબંધ જ રહેતો નથી. જે અજ્ઞાનપણે દુનિયાદારીમાં મહત્ત્વ ગણે છે જેની આંખોએ દુનિયાદારીમાં મહત્ત્વ છે તેને હજારો અને લાખો ગણો આનંદ શ્રી તીર્થંકરદેવે ઉપદેશેલા ત્યાગને માર્ગે પગલાં માંડતાં થવો જોઇએ, પરંતુ શ્રાવકની સ્થિતિ તો એનાથી સારી છે. શ્રાવકને તો તેની મૂળ સ્થિતિમાં એટલે શ્રાવકપણાની સ્થિતિમાં જ રાખ્યા

જ્યોતિષીએ ઉત્તર આપ્યો કે આ બાળકના દાંત છે તેનું ફળ એવું થશે કે આ બાળક મોટો થશે ત્યારે રાજા થશે! જ્યોતિષીના આ શબ્દો સાંભળીને ચાણુકયના પિતાએ તો તરત જ કાનસ મંગાવી અને તે બાળકના દાંત ઘસી નાંખવા માંડ્યા. દાંત ઘસતી વખતે છોકરાને પીડા થઇ હશે તે રડ્યો હશે તેણે દુઃખના પોકારો પણ કર્યા હશે પરંતુ ચાણુકયના પિતાએ તે કાંઇ પણ ગણકાર્યું નહિ અને તેના દાંત ઘસી નાંખ્યા! ચાણુકયનો પિતા ઘાતકી હતો, રાક્ષસ હતો અથવા ક્રૂર હતો એમ ન માનશો. તેણે ચાણુકયના દાંત એ જ આશયથી ઘસી નાંખ્યા હતા કે દાંત હોવાથી આ છોકરો રાજા થશે અને તે રાજા થઈને દુર્ગતિનો ભાગીદાર થશે તેના કરતાં રાજાપણાના કારણરૂપ આ દાંત જ ઘસી નાંખવા જોઇએ કે તેથી છોકરો રાજા પણ ન થાય અને દુર્ગતિનો ભાગીદાર પણ ન થાય!!

**કલ્પના પણ કંપાવે છે.** એક તરફ ચાણુકયના પિતાની સ્થિતિનો વિચાર કરો અને બીજી તરફ આપણી આજની સ્થિતિનો વિચાર કરો. આપણી આજની સ્થિતિ કેવી ભયંકર છે તેનો વિચાર કરો. આજે આપણને પાંચ પૈસા મળવાના હોય તો આપણે તળે ઉપર થઇ જઇએ છીએ ત્યારે બીજી બાજુએ ચાણુકયનો પિતા પોતાના પુત્રને રાજ્યની પ્રાપ્તિ ન થાય તે માટે તેના દાંત ઘસી નાંખે છે! તમોને ચાણુકયના પિતાની સ્થિતિનો ખ્યાલ કદાચ ન આવી શકતો હોય, પરંતુ એ ખ્યાલ તમારે રાખે

જ છૂટકો છે. તમે એવી કલ્પના કરો કે તમારે નાનો બાળક છે, તેની યોગ્ય વયે તેને દાંત ઉગ્યા છે અને તે દાંત તમારે ઘસીને કાઢી નાંખવા છે. શું તમારો જીવ એ કાર્યમાં ચાલે ખરો કે? તમારે પ્રત્યક્ષ દાંત ઘસી નાંખવા નથી માત્ર કલ્પના જ કરવાની છે પરંતુ એ કલ્પના પણ તમે નથી કરી શકતા ત્યારે ચાણક્યનો પિતા કાનસ લઇને તેના દાંત ઘસી નાખે છે એ સ્થિતિની મહત્તા વિચારી જુઓ. ચાણક્યના દાંત તેના પિતાએ ઘસી નાંખ્યા પછી તે જ્યોતિષીને પૂછે છે કે હવે રાજગાદી ઉપર કોણ બેસશે? જ્યોતિષી જવાબ આપે છે કે હવે ચાણક્યને સ્થાને એનું પૂતળું ગાદીએ બેસશે! અર્થાત્ પૂતળા જેવા રાજાને ગાદીએ બેસાડી રાજ્ય વ્યવસ્થા પોતાના હાથમાં રાખશે. ચાણક્યનો પિતા જ્યારે આવો જવાબ સાંભળે છે ત્યારેજ તેને સંતોષ થાય છે!

**લક્ષ્મી ચાંદલો કરવા આવે....''** સાચું શ્રાવકપણું એટલે શું અને તે કઇ જગાએ છે તે વસ્તુ તમે આ ઉદાહરણ ઉપરથી સારી રીતે સમજી શકશો! શ્રેણિકમહારાજા અને અભયકુમારના ઉદાહરણને હવે વિચારી જુઓ. મગધ દેશમાં જે વખતે મહારાજા શ્રેણિક રાજ્ય કરતા હતા તે વખતે આખા દેશમાં મગધનું રાજ્ય એ મહારાજ્ય ગણાતું હતું. આજે આખી દુનિયામાં કાંઈ અંગ્રેજોનું રાજ નથી તે છતાં સ્થિતિ એ છે કે ગ્રેટ બ્રિટનમાં એક પાંદડું પણ હાલે છે એટલે આખી દુનિયા તેના તરફ કાન માંડીને સાંભળી રહે છે, તે સમયે મગધની એ સ્થિતિ

અધિકાર લેવા પગે પડીને વિનતિ કરે તોએ તેને શ્રાવક માન્ય ન જ રાખે! આ વસ્તુસ્થિતિને વધારે સ્પષ્ટ કરતાં આચાર્ય ભગવાન્ શ્રી હેમચંદ્રાચાર્યજી મહારાજા સાહેબ કલ્પક નામના બ્રાહ્મણનું ઉદાહરણ ટાંકે છે. આચાર્ય ભગવાન્ પરિશિષ્ટમાં કલ્પકની કથા નોંધતાં જણાવે છે કે કલ્પક કરીને એક જૈન બ્રાહ્મણ હતો. મહાન્ રાજનીતિ શાસ્ત્રકાર જે આર્યચાણુક્ય તેનો તે કલ્પક બ્રાહ્મણ પિતા થતો હતો અને એટલો બુદ્ધિશાળી હતો કે તેને બધા તે યુગનો "અક્કલનો ઇજારદાર" કહેતા હતા! અગર તે યુગનો એ અભયકુમાર હતો.

**શ્રાવક કુળનો ઉત્કૃષ્ટ પ્રભાવ.** એક સમયે ત્યાંના મહારાજાને ખબર પડી કે આ યુગનો અક્કલ ઇજારદાર મારા દેશમાં રહે છે એટલે તો મહારાજાએ તેજ ક્ષણે કલ્પકને તેડવા મોકલ્યો. કલ્પક આવ્યો. તેણે મહારાજાને પ્રણામ કર્યા અને પૂછયું કે: કહો મહારાજશ્રી આપની શી આજ્ઞા છે? મહારાજાએ કહ્યું, "મહાનુભાવ કલ્પક! તમે મારા વિશાળ સામ્રાજ્યના પ્રધાન થાઓ. કલ્પક ધર્મનો જાણકાર હતો તેણે કહ્યું, "મહારાજ! ભૂખને માટે અન્ન અને શરીરને ઢાંકવાને માટે વસ્ત્રો એ બે ચીજો મારા ભાગ્યબળથી મને મળ્યા જ કરે છે તો પછી તેનો ત્યાગ કરીને મારા નરકવાસના કારણરૂપ આ તમારૂં અમાત્યપદ છે જેનો સ્વીકાર કરવાની મને કશી જ આવશ્યકતા નથી. હવે વિચાર કરો કે વણમાગ્યું નિમંત્રણ આવે છે અને મહારાજા કલ્પકને અમાત્યપદ લેવાનો આગ્રહ કરે

છે ત્યાં મહાનુભાવ કલ્પકને એવો વિચાર ઉદ્ભવે છે કે મને ખાવાને માટે અન્ન અને પહેરવાને માટે વસ્ત્રો તો મળ્યા જ કરે છે તો પછી મારે નરકના સ્થાનરૂપ આ અમાત્યપદને વળી શા માટે ગ્રહણ કરવું ? મહાનુભાવો ! વિચાર કરજો કે આ શાનો પ્રભાવ છે ? કઇ મનોદશા આવો વિચાર લાવે છે વારૂ ? આ શ્રાવકકુળનો પ્રભાવ છે. આ બનાવ ઉપર ટીકા કરતાં ભગવાન્ શ્રી કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યજી મહારાજ જણાવે છે કે શ્રાવકપણામાં સંતુષ્ટપણાની હદ કયાં છે તે આથી સમજાય છે. રાજા પોતે બોલાવીને પ્રધાનપદ લેવા માટે આગ્રહ કરે છે છતાં કલ્પક તેનો એ ભાવનાથી પ્રતિકાર કરે છે કે મને ખોરાક-પોષાક તો મળે છે પછી વળી મારે પ્રધાનપદરૂપ પાપપંકમાં પડવાની શી જરૂર છે ? હવે વિચાર કરો કે આ કેવી સ્થિતિ છે ?

**સાચા પિતાનું કર્તવ્ય.** કલ્પક પોતે રાજાને પ્રધાનપદ લેવાની ના પાડે છે તેથી રાજા ગુસ્સે થશે તેનો પણ તે વિચાર નથી કરતો અને પોતાની ફરજ બજાવે જાય છે એ જૈનકુળની મહત્તાની જ ખૂબી છે. પરિશિષ્ટપર્વમાં વધુમાં ચાણુકય અને ચંદ્રગુપ્તનું ઉદાહરણ પણ નોંધવામાં આવ્યું છે. ચાણુકયના પિતાને ત્યાં જયારે ચાણુકયનો જન્મ થયો ત્યારે ચાણુકયના મોઢામાં દાંત હતા. દાંત સાથે જ પુત્રને જન્મેલો જોઇને ચાણુકયના પિતાએ જ્યોતિષીને બોલાવ્યો અને જ્યોતિષીને કહ્યું કે આ બાળક દાંતની સાથે જ જન્મ્યો છે એનું ફળ શું હોવું જોઇએ ?

જ્યોતિષીએ ઉત્તર આપ્યો કે આ બાળકના દાંત છે તેનું ફળ એવું થશે કે આ બાળક મોટો થશે ત્યારે રાજા થશે! જ્યોતિષીના આ શબ્દો સાંભળીને ચાણુક્યના પિતાએ તો તરત જ કાનસ મંગાવી અને તે બાળકના દાંત ઘસી નાંખવા માંડ્યા. દાંત ઘસતી વખતે છોકરાને પીડા થઇ હશે તે રડ્યો હશે તેણે દુઃખના પોકારો પણ કર્યા હશે પરંતુ ચાણુક્યના પિતાએ તે કાંઇ પણ ગણકાર્યું નહિ અને તેના દાંત ઘસી નાંખ્યા! ચાણુક્યનો પિતા ઘાતકી હતો, રાક્ષસ હતો અથવા ક્રૂર હતો એમ ન માનશો. તેણે ચાણુક્યના દાંત એ જ આશયથી ઘસી નાંખ્યા હતા કે દાંત હોવાથી આ છોકરો રાજા થશે અને તે રાજા થઈને દુર્ગતિનો ભાગીદાર થશે તેના કરતાં રાજાપણાના કારણરૂપ આ દાંત જ ઘસી નાંખવા જોઇએ કે તેથી છોકરો રાજા પણ ન થાય અને દુર્ગતિનો ભાગીદાર પણ ન થાય!!

**કલ્પના પણ કંપાવે છે.** એક તરફ ચાણુક્યના પિતાની સ્થિતિનો વિચાર કરો અને બીજી તરફ આપણી આજની સ્થિતિનો વિચાર કરો. આપણી આજની સ્થિતિ કેવી ભયંકર છે તેનો વિચાર કરો. આજે આપણને પાંચ પૈસા મળવાના હોય તો આપણે તળે ઉપર થઇ જઇએ છીએ ત્યારે બીજી બાજુએ ચાણુક્યનો પિતા પોતાના પુત્રને રાજ્યની પ્રાપ્તિ ન થાય તે માટે તેના દાંત ઘસી નાંખે છે! તમોને ચાણુક્યના પિતાની સ્થિતિનો ખ્યાલ કદાચ ન આવી શકતો હોય, પરંતુ એ ખ્યાલ તમારે રાખે

જ છૂટકો છે. તમે એવી કલ્પના કરો કે તમારે નાનો બાળક છે. તેની યોગ્ય વયે તેને દાંત ઉગ્યા છે અને તે દાંત તમારે ઘસીને કાઢી નાંખવા છે. શું તમારો જીવ એ કાર્યમાં ચાલશે ખરો કે ? તમારે પ્રત્યક્ષ દાંત ઘસી નાંખવા નથી માત્ર કલ્પના જ કરવાની છે પરંતુ એ કલ્પના પણ તમે નથી કરી શકતા ત્યારે ચાણક્યનો પિતા કાનસ લઈને તેના દાંત ઘસી નાંખે છે એ સ્થિતિની મહત્તા વિચારી જુઓ. ચાણક્યના દાંત તેના પિતાએ ઘસી નાંખ્યા પછી તે જ્યોતિષીને પૂછે છે કે હવે રાજગાદી ઉપર કોણ બેસશે ? જ્યોતિષી જવાબ આપે છે કે હવે ચાણક્યને સ્થાને એનું પૂતળું ગાદીએ બેસશે ! અર્થાત્ પૂતળા જેવા રાજાને ગાદીએ બેસાડી રાજ્ય વ્યવસ્થા પોતાના હાથમાં રાખશે. ચાણક્યનો પિતા જ્યારે આવો જવાબ સાંભળે છે ત્યારેજ તેને સંતોષ થાય છે !

**લક્ષ્મી ચાંદલો કરવા આવે....''** સાચું શ્રાવકપણું એટલે શું અને તે કઈ જગાએ છે તે વસ્તુ તમે આ ઉદાહરણ ઉપરથી સારી રીતે સમજી શકશો ! શ્રેણિકમહારાજા અને અભયકુમારના ઉદાહરણને હવે વિચારી જુઓ. મગધ દેશમાં જે વખતે મહારાજા શ્રેણિક રાજ્ય કરતા હતા તે વખતે આખા દેશમાં મગધનું રાજ્ય એ મહારાજ્ય ગણાતું હતું. આજે આખી દુનિયામાં કાંઈ અંગ્રેજોનું રાજ નથી તે છતાં સ્થિતિ એ છે કે ગ્રેટ બ્રિટનમાં એક પાંદડું પણ હાલે છે એટલે આખી દુનિયા તેના તરફ કાન માંડીને સાંભળી રહે છે, તે સમયે મગધની એ સ્થિતિ

હતી. મગધનું રાજ્ય એટલે ભારતનું મહારાજ્ય. મહારાજા શ્રેણિક એ મગધ દેશના રાજા હતા અને અભયકુમાર એ તેમનો યુવરાજ હતો. મહારાજા, અભયકુમારને કહે છે કે "આ મગધદેશનું વિશાળ રાજ્ય તને આપી દઉં છું તે લઇ લે!" અભયકુમાર કહે છેઃ ઉભા રહો હું જરા જઈ "ભગવાનને પૂછી આવું છું!" હવે અભયકુમારની આત્મ-પરિણતિ કેવી છે તેનો ખ્યાલ કરો. તમે આવી સ્થિતિ હોય અને કોઇ ના કહે અથવા જરા ઉભા રહેવાનું કહે તો એમ કહો છો કે "લક્ષ્મી ચાંદલો કરવા આવે છે ત્યારે મોં ધોવા જાય છે!" તમારી વાત સાચી છે પરંતુ જે ચીજ સામે આવતી હોય તેને એ માણસ જો લક્ષ્મી ન સમજતો હોય તો અલબત્ત તે મોં ધોવાનું ન સમજે પરંતુ જો તે માણસ એ ચીજને લક્ષ્મી જ ન સમજતો હોય તો પછી તે તો મો ધોવા જાયજ ને! અરે મોં ધોવાની વાત શી કરો છો, જે માણુસ લક્ષ્મીને લક્ષ્મી નથી સમજતો અને લાકડી જ સમજે છે તે તો માત્ર મો ધોવા જ ન જાય પરંતુ એ લાકડીની સામેથી હંમેશ માટે મોં ફેરવી જ લેને!

**લક્ષ્મી, લક્ષ્મી નથી પણ લાકડી છે.** જે આત્મા લક્ષ્મીને લક્ષ્મી જ નથી માનતો તેને જે લાકડી જ માને છે તે તો એ લાકડીનો ફટકો જ બેસવાનો છે એમ પહેલેથી જ સમજી લે છે અને એ લાકડીને છોડીને દૂર જ ભાગે છે! અભયકુમાર મહાબુદ્ધિ-શાળી હતા સારાસારના જાણકાર હતા, મહાન્ વિચારવાળા

હતા એટલે તરત જ તેમણે રાજલક્ષ્મીરૂપ લાકડીથી આઘા ખસવા માંડયું. તેઓ રાજપુત્ર હતા. યુવરાજ હતા. રાજગાદીના અધિકારી હતા હવે પિતા તેમને રાજગાદી આપવાને પાટે રોકવા જાય છે ત્યાં ધર્મવીર અભયકુમાર પિતાને જરા થોભવાનું કહે છે અને તે સીધો ભગવાન્ શ્રી મહાવીર દેવ પાસે આવીને હાજર થાય છે. મહાનુભાવો! આ અભયકુમારની દશા સાથે તમે તમારી દશા જરા સરખાવી તો જુઓ કે તમે કયાં છો તેની તમોને ખબર પડે! રાજકુમાર રાજગાદીનો હકદાર છે, મહારાજા શ્રેણિકનો ઉત્તરાધિકારી છે મગધદેશ જેવી સુવર્ણપુરી પોતાની સામે છે, તે છતાં અભયકુમાર એ રાજ્યલક્ષ્મીને લાકડી માને છે. આ સ્થિતિ તમારી કયારે આવશે! તમારી આ સ્થિતિ આવે કે ન આવે, પરંતુ તમારી આ સ્થિતિ આવો એવું તમો ઈચ્છો છો પણ ખરા કે? આખા મગધદેશની રાજ્યલક્ષ્મીને લાકડી ગણવી એ કેવી સુંદર દશા છે તેનો ખ્યાલ કરજો, હવે અભયકુમાર ભગવાન્ શ્રી મહાવીરદેવ પાસે આવે છે અને ભગવાનને પૂછે છે કે મહારાજ! આપની પાસે જે મુકુટધારી રાજાઓ દીક્ષા લે છે અથવા લેશે તેમાં છેલ્લો કયો રાજા હશે? ભગવાન્ શ્રી મહાવીરદેવ ઉત્તર આપે છે: હે રાજકુમાર! મહારાજા ઉદાયન એ છેલ્લો રાજર્ષિ છે.

**દીક્ષા આગળ તાજ નકામો છે.** રાજકુમાર અભયકુમારે ભગવાન્ શ્રી મહાવીર-

દેવને આવો પ્રશ્ન શા માટે કર્યો છે તેનો મર્મ વિચારો. એનો મર્મ એ છે કે જો છેલ્લો રાજર્ષિ હજી બાકી હોય અને પોતે રાજા થયા પછી પણ દીક્ષા લઇ શકે એમ હોય તો તો ઠીક પરંતુ જો તેમ ન હોય અને રાજગાદી મળ્યા પછી પોતાની દીક્ષા અટકતી હોય તો એ દીક્ષા અટકવા દેવાની તેની બિલ્કુલ તૈયારી ન હતી. ભગવાન્ શ્રીમહાવીર-દેવે ઉત્તર આપ્યો તે સાંભળીને અભયકુમારની ખાતરી થઈ ગઇ કે જો પોતે રાજગાદીનો સ્વીકાર કરશે તો તેનું પરિણામ એ જ આવવાનું કે તેની દીક્ષા ટળી જવાની છે, અને પોતાની દીક્ષા ટળી જાય એ તો અભયકુમાર જેવો સારો ધર્મવીર કબુલ જ કેવી રીતે રાખી શકે? તે તરત જ મહારાજા શ્રેણિક પાસે ગયો અને પિતાજીને નમ્રતાપૂર્વક કહી દીધું કે "પિતાજી! મારે મગધદેશના મહાવિસ્તીર્ણ રાજ્યની પણ જરૂર નથી જ! મારે માટે આજથી મગધના મહારાજ્યને નામે મીઠું મૂકો! હવે મગધના મહારાજ્યનો ત્યાગ એટલે શું તેનો જરા ખ્યાલ કરજો! એ કાંઇ પાંચસાત વીઘાની જમીનદારી ન હોતી અથવા કલેક્ટરી કે કમિશ્નરી ન હોતી. મગધનું મહા-રાજ્ય એટલે તો તે કાળનું જગતનું સર્વોપરિ રાજ્ય! હિંદુ-સ્તાનમાં તો ચારે દિશાએ મગધની આણ ફરતી જ હતી પરંતુ પશ્ચિમમાં યુનાન, ઉત્તર અને પૂર્વમાં ચીન અને દક્ષિણમાં લંકા સુધી એ મહાસામ્રાજ્યનો ડંકો વાગતો હતો. આવું મહારાજ્ય તે પણ અભયકુમારને ઉત્તરાધિકારી તરીકે મળતું હતું છતાં તે પરત્વે નકાર!!!

**શ્રાવકપણાની સફળતા.** મહાનુભાવો ! અભયકુમારે મગધના મહારાજ્યને લાત મારી, ચાણકયના પિતાએ પોતાના નાદાન બાળકના દાંત ઘસી નાંખ્યા અને કલ્પકે તો ચાલી આવેલા પ્રધાનપણાને પણ લાત મારી. આ બધા કાર્યોમાં તેમની પરિણતિ કેવી હશે તેનો વિચાર કરો એટલે તમોને શ્રાવકપણાની સ્થિતિ કેવી હોવી જોઇએ તે બરાબર સમજાશે. જેની આવી સ્થિતિ છે, જે આત્માની આવી ભવ્ય પરિણતિ છે, તેને દુનિયાદારીની વસ્તુઓથી તીર્થંકર ભગવાનોનો જ્ઞાનવૈભવ માપવાપણું હોય જ નહિ! જેને મન આંકડો અવશેષ ન હોય, જે દુનિયાની સમૃદ્ધિને આંકડો નહિ પણ શૂન્ય જ માનતો હોય તેને મન તો શૂન્યને ગમે તેટલાઓ ગુણો તેનો કાંઈ અર્થ જ નથી પરંતુ જેને દુનિયાદારીના વૈભવની કિંમત હોય એ કિંમત તરીકે જે એકડો મૂકતો હોય તેને જ એ એકડા સાથે બીજા આંકડાઓ માંડીને ગુણાકાર કરવાનો બાકી રહે છે. જેના મનમાં દુનિયાદારીના વૈભવની કિંમત છે તે જ માણુસ એ વૈભવ કરતાં ત્યાગનો વૈભવ કેટલા ગણો છે એવો પ્રશ્ન વિચારવા બેસી શકે છે પરંતુ જેના આત્માને એ વાત કબુલ છે કે આ દુનિયાદારીનો વૈભવ તે તો મોટું '૦' (શૂન્ય) છે તે આત્માઓ તો તીર્થંકર દેવોનું કેટલું માન રાખે તેની માત્ર કલ્પના જ કરવી બસ છે. 'જે આત્મા એમ સમજે છે કે નિર્ગ્રંથ પ્રવચન એ જ એક કલ્યાણ કરનારી વસ્તુ છે અને બીજું બધું આ સંસારમાં જે કાંઈ છે તે

જુલમ કરનારું છે તે તો ગુણાકાર કરવાની કદી વાત જ કરવાનો નથી. જુલમ કરનારનો ગુણાકાર કરીએ તો તેનું પરિણામ પણ એજ આવે છે કે જુલમ વધી જ જાય! દુનિયાને જુલમગાર ગણો અને પછી તેનો ગુણાકાર કરવા જાઓ તો પરિણામ એ જ આવશે કે જુલમ વધવા જ પામશે. એ જ પ્રમાણે રાજ, સંસાર, કુટુંબ એના મળવાથી અથવા એના સંબંધમાં ઇચ્છા પ્રમાણે અનુકૂળ કિંવા ઇચ્છા પ્રમાણે પ્રતિકૂળ સંયોગો મળવાથી જે લાગણીની પ્રાપ્તિ થાય છે એને જ જો તમે સંતોષ માની લો તો એ તમારી પહેલા નંબરની ભૂલ છે કે બીજું કાંઇ? અને જો તમો એ જ સંતોષને સાચો સંતોષ માનતા હો તો તો પછી કહેવું જોઇએ કે તમારે હિસાબે તીર્થંકર દેવો એ હોળીના રાજાઓ જ છે!!!

**એક જ સારો તો બીજા ભૂંડાં!** તમે તમારા આત્માને છેતરવાની વાતો ન કરશો. જો તમે એમ ગણતા હો કે સંસારનો વૈભવ સારો છે તો પછી સંસારનો એ વૈભવ તમોને મેળવી આપે તે સારો કે એ તમારો વૈભવ જે છોડાવી દે તે સારો? જો વૈભવ સારો છે તો છોડનારો ભૂંડો છે અને એ વૈભવ છોડાવવાની પણ જે વાત કરે છે તે ભૂંડું કરનારો જ છે. જો તમે ભોગને જ સારો ગણતા હો, અને તમે ભોગને જ આદરવા લાયક માનતા હો તો એ વાત સ્પષ્ટ કરો. જો તમે ભોગ જ સારો ગણતા હો તો તો ત્યાગને ખરાબ ગણો છો

એ ખુલ્લું કરો અને ત્યાગીને પૂજો છો એ સાચા રાજા તરીકે નથી પૂજતા પણ આગળ જણાવ્યું તેમ હોળીના રાજા તરીકે પૂજો છો એ વાત જાહેર કરી દો. જેઓ તીર્થંકર ભગવાનોને આવા હોળીના રાજા ન ગણતા હોય, તેમને સાચા રાજા માનતા હોય અને તેમને જગતના ઉદ્ધારક માનતા હોય તે તો તેમને પૂજતાં પૂજતાં ગમે ત્યારે પણ એ ત્યાગને મેળવવાના છે એ વાત સ્પષ્ટ છે. ઘોડેસવાર કન્યાકુમારીથી કાશ્મીર જવા નીકળશે તો તે જલદી પહોંચશે અને કોઈ ડોશીમા ડગલાં ભરતાં ભરતાં જાય તો પાંચ વરસે પહોંચશે; પરંતુ જો તે ખરે રસ્તે ચાલ્યા જ કરશે તો ગમે ત્યારે પણ તે ડોશીમા કાશ્મીર પહોંચવાના તો છે જ, એ વાત નિશ્ચય છે.

**સોનું એ શોભીતી બેડી છે.** એ જ પ્રમાણેની તમારી દશા છે. તમારામાં જોઈએ તો ત્યાગની તીવ્રતા ન થઈ હોય તમે જોઈએ તો દીક્ષા લેવાના જ ઈરાદે દેવપૂજા ન કરતા હો છતાં જો તમે એમ માનતા હશો કે જગતની સંપત્તિ એ સઘળી સોનેરી બેડી છે અને ત્યાગ એ જ એક અક્ષયધન ભંડાર છે તો તમે લાખો વખત યા કરોડો વખત દેવપૂજા કર્યાથી ત્યાગના તાત્પર્યમાં તો જરૂર આવશો જ ! અલબત્ત ફેર એટલો જ પડશે કે જે પેલા ઘોડેસવારની માફક શક્તિવાળો હશે તે જલદી પહોંચી જશે અને જે ઓછી ગતિવાળો પેલી ડોશીના જેવો હશે તે હજારોવાર લાખોવાર કરોડોવાર દેવપૂજા કર્યા પછી

ત્યાગની પરિણતિમાં આવી શકશે, પરંતુ જો તમે સીધે રસ્તે ચઢયા હશો તો ધારેલે સ્થળે જરૂર પહોંચી શકશો! તમે હજારો વખત પૂજા કરી, લાખો વખત પૂજા કરી કે ગમે એટલીવાર પૂજા કરી, પરંતુ તમારી એ બધી ય પૂજા ત્યાગને માટે જ છે. હવે તમારી પૂજા ત્યાગને માટે જ છે અને હજારો, લાખો કે કરોડોવાર તમે પૂજા કર્યા પછી તમે એ પૂજાના કાર્યરૂપ (ફળરૂપ) ત્યાગ મેળવી શકો છો ત્યારે તમારે ત્યાગ-કાર્યના કારણરૂપ પૂજા કરવી એ નકામું થઇ જાય છે. ત્યાગ-રૂપ ફળ મેળવી લીધેલાને પૂજા કરવાની કશી જરૂર રહેતી નથી. જે માણસ કાશ્મીરમાં નથી રહેતો અને કન્યાકુમારીમાં રહે છે તેને કાશ્મીર આવવા માટે દોડવાની જરૂર પડે છે કે ચાલવાની જરૂર પડે છે પરંતુ જ્યાં તે કાશ્મીરમાં આવીને દાખલ થાય છે અથવા તે કાશ્મીરનો જ રહેવાસી બને છે કે તે પછી તેને કાશ્મીર જવા માટે દોટ મૂકવાની જરૂર રહેતી નથી છતાં પણ જો કોઇ કાશ્મીરનો જ વતની રસ્તા ઉપર નીકળીને, "હું તો કાશ્મીર જાઉં છું મારે તો કાશ્મીર જવું છે." એમ કહીને માર્ગમાં દોડાદોડ કરી મૂકે તો લોકો તેને ગાંડો જ કહે!

**તેમને પણ મૂર્ખો જ સમજજો.** જેમ કાશ્મીર પહોંચી ગયેલાને, કાશ્મીરમાં દાખલ થયેલાને કાશ્મીર જવા માટે દોડાદોડ કરવાની જરૂર જ રહેતી નથી તેજ પ્રમાણે દેવપૂજાના કારણરૂપ ત્યાગ પણ જેણે મેળવી લીધો છે એવા સાધુઓને ભક્તિપૂર્વકની દ્રવ્ય-

પૂજા કરવાની જરૂર જ રહેતી નથી. હવે એક માણસ કાશ્મીર પહોંચી ગયો છે તે માણસ દિલ્હીમાં રહેનારા કોઇ મિત્રને એવો કાગળ લખે કે ભાઈ, જો તારે કાશ્મીર આવવું હોય તો દિલ્હીથી ફલાણી ફલાણી ગાડીમાં બેસીને આવ, એ ગાડીમાં તું બેસશે તો તારાથી કાશ્મીર આવી શકાશે!" આવો કાગળ વાંચીને દિલ્હીમાં રહેનારો માણસ કાશ્મીર-વાળા માણસને માટે એમ કહે કે "જો સાઇસાહેબ પોતે તો કાશ્મીર જવા માટે ગાડીમાં બેસવાનો નથી અને મને ગાડીમાં બેસવાનું કહે છે! જા! તું તો એ ગાડીમાં બેસતો નથી માટે હું પણ ગાડીમાં નથી બેસવાનો!!" મહાનુભાવો! હવે વિચાર કરો કે તમે આ દિલ્હીવાસીને પાગલ ગણશો કે તેને બીજો કોઈ ખિતાબ આપશો? એ જ સ્થિતિ તમે અહીં પણ લાગુ પાડજો. જેમણે ત્યાગરૂપ સાધુપણું મેળવ્યું છે સર્વારંભ પરિગ્રહ કષાય એનો જેમણે ત્યાગ કરી દીધો છે તેવાઓને અલબત્ત આગગાડી રૂપ દ્રવ્યપૂજાની જરૂર નથી પરંતુ જેઓ ત્યાગમાં જઇ પહોંચ્યા નથી અને જેઓ ત્યાગ સ્વીકારી ચૂકયા નથી, તેઓ જો સાધુઓ દ્રવ્યપૂજા નથી કરતા તો પછી અમારે દ્રવ્યપૂજા કરવાની શી જરૂર છે" એવું કહે તો તેનું સ્થાન પણ મૂર્ખાઓના વર્ગમાં જ ગણી શકાય!!

**દ્રવ્યપૂજાની અનિવાર્ય જરૂર.** સર્વવિરતિ જેમણે અંગીકાર કરી છે તેવો સમુદાય દ્રવ્યપૂજાની ટીકીટ ન લે તો બેશક તેમને તેની જરૂર જ નથી,

પરંતુ તે જોઇને દેશવિરતિવાળો પણ દ્રવ્યપૂજાની ટીકીટ લીધા વિના જ પ્લેટફોર્મ ઉપર ઘુસવા જાય તો તેનું પરિણામ એ જ આવે કે સિપાઇઓ ધક્કો મારીને નીચે ઉતારે, વસ્તુતઃ તાત્પર્ય એ છે કે સાધુઓ પોતે પૂજા કરતા નથી તેનું કારણ એ છે કે પૂજાનું ફળ જે ત્યાગ છે એ ત્યાગને તેમણે મેળવી લીધો છે પરંતુ જેમણે એ ત્યાગને નથી મેળવી લીધો એવા વર્ગને તો દ્રવ્યપૂજા કરવાની અવશ્ય જરૂર છે પરંતુ જેમણે એ ત્યાગની ભૂમિકાની પ્રાપ્તિ નથી કરી, તેવાઓને સાધુઓ દેવપૂજાનો ઉપદેશ આપે એ પણ વ્યાજબી જ છે. દાકતર પોતાની પાસે દવાની ભરેલી બાટલી રાખે છે. દાકતર સ્વયં જેટલી દવા હોય તેટલી પીવા લાગતો નથી પરંતુ તેથી તે દરદીને દવા આપતો બંધ થઈ જતો નથી. અથવા દરદી દાકતર જોડે કાંઈ એવો વાદવિવાદ પણ કરવા બેસતો નથી કે, "તમે દવા પીતા નથી તો પછી તમોને એ "દવા પી" એવું કહેવાનો અધિકાર નથી અને છતાં જો તમે મને દવા પીવાનો આદેશ આપશો તો હું એ આદેશ પાળનાર નથી કારણ કે તમે મને જે વસ્તુ ઉપદેશો છો તે તમે જાતે કરતા નથી!" દરદીએ દાકતર જોડે આવી રીતનો મિથ્યા પ્રલાપ કરવો એ મૂર્ખાઇ છે તે જ પ્રમાણે સાધુઓ પૂજા કરતા નથી માટે અમે પણ પૂજા કરતા નથી એવું દેશવિરતિવાળાએ કહેવું એ પણ મૂર્ખાઈ છે. સાધુઓ ત્યાગને પામેલા હોવાથી તેઓ પોતે પૂજા ન કરે છતાં શ્રાવકને તેઓ દેવપૂજાનો ઉપદેશ આપવા શાસ્ત્રીય દૃષ્ટિએ હકદાર છે અને શ્રાવકોએ

ઉપદેશના પાલનને માટે પણ શાસ્ત્રીયદૃષ્ટિએ જ જરૂર જવાબદાર છે.

**દેવપૂજાનું પ્રયોજન શું?** સાધુઓનો આદેશ પામીને જૈનો દેવપૂજા કરે છે પરંતુ એ દેવપૂજા શા માટે કરવામાં આવે છે તે વિચારો. શુદ્ધ દેવાદિને આપણે શા માટે પૂજવા યોગ્ય માન્યા છે તે તપાસો! આપણે એમને પૂજ્ય માન્યા છે તેનું કારણ એટલું જ છે કે જે છોડવા લાયક છે તે તેમણે છોડયું છે જે મેળવવા લાયક છે તે તેમણે મેળવ્યું છે અને આપણે હજી પગથીયે ઉભા છીએ, આ ભાવના તેનું જ નામ ભાવ સમ્યક્ત્વ અથવા નિશ્ચયસમ્યક્ત્વ છે. તીર્થંકર ભગવાન્ ચઢી ગયા છે, તેમણે ત્યાગની પ્રાપ્તિ કરી લઈ મોક્ષની પણ પ્રાપ્તિ કરી છે અને તેમણે પોતે જ માર્ગે ચઢયા હતા તે માર્ગ પણ દર્શાવ્યો છે. આ માર્ગ આ ચઢવાના સ્થાનકો પહેલાં ધ્યાનમાં લેવાવાં જોઇએ. જે વ્યક્તિ પ્રથમ એ સ્થાનકો ધ્યાનમાં લે છે, તે પછી તે આ ભવને મહા ભયંકર પર્વત માને છે અને છેવટે તેને ઓળંગવાની જરૂરીયાત માનીને તેને ઓળંગે છે, તે જ વ્યક્તિ મુનિપણાને પામે છે. આ મુનિપણાને જે પામે છે તે લોકોત્તર સંજ્ઞામાં પ્રવેશ કરે છે.



# સ્યાદ્વાદનો મર્મ

## સર્વજ્ઞપણું એટલે શું ?

શાસ્ત્રકાર મહારાજા ન્યાયાચાર્ય શ્રીમાન્ યશોવિજયજી મહારાજાશ્રીએ ભવ્યજીવોના કલ્યાણાર્થે જ્ઞાનસાર નામક ગ્રંથ રચ્યો છે તેમાં તેઓશ્રી જણાવે છે કે જીવાદિક પદાર્થો અનંત છે, પાર વિનાના છે અને તેની ગણત્રી થઈ શકે એવું નથી. એ સઘળા જીવાદિક તત્ત્વોમાં અને સઘળા પદાર્થોમાં જ્યારે યથાવત્ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે ત્યારે ત્યાં સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ છે એમ સમજવાનું છે. આપણે કોઈ પણ પદાર્થને જાણવાનો યત્ન કરીએ છીએ પરંતુ એ યત્ન ત્યારે જ થાય છે કે જ્યારે એ પદાર્થ જાણવા જેવો છે એવું આપણે માનીએ છીએ. પદાર્થ જાણવા યોગ્ય છે એવું માન્યા વિના આપણે તે જાણવાનો પ્રયત્ન કરતા જ નથી. એ રીતે આખા સંસારમાં જે અનંત પદાર્થો છે તે જાણવાની આપણે જરૂર ન માનીએ ત્યાં સુધી તે પદાર્થો જાણવાની પણ આપણે કાળજી રાખતા નથી. આવી રીતે કાળજી પૂર્વક મહેનત લઈ જ્યાં સુધી આપણે પ્રયત્ન ન કરીએ ત્યાં સુધી પદાર્થોનું યથાવત્ જ્ઞાન થતું નથી અને જ્યાં સુધી પદાર્થોનું યથાવત્ જ્ઞાન થતું નથી ત્યાં [illegible] દ્ધા [illegible] ઉત્પન્ન થવા પામતી

નથી. સર્વજ્ઞપણું તે કહેવાય છે કે સઘળા પદાર્થોને યથાવિધ જાણવા. જે આત્મા સઘળા પદાર્થોને યથાવત જાણે છે તે સર્વજ્ઞ છે. સમ્યક્ત્વમાં પણ એ જ સ્થિતિ છે. જે સર્વ પદાર્થોને જાણે છે તેને જ સમ્યક્ત્વની પ્રાપ્તિ થએલી છે એમ કહી શકાય છે અને જ્યારે સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે ત્યારે જ તેના પછી સર્વજ્ઞપણાની પ્રાપ્તિ થાય છે અર્થાત્ સમ્યક્ત્વ થયા વિના સર્વજ્ઞત્વની પ્રાપ્તિ થવી અશકય છે.

**સમ્યક્ત્વ પછી સર્વજ્ઞતા.** જ્યારે સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે ત્યારે જ તેના પછી સર્વજ્ઞપણું મળે છે. ચારિત્ર અને સમ્યક્ત્વ એ બંને સાથે જ હોય છે. ઘણીવાર અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન પણ સમ્યક્ત્વની સાથે જ હોય છે પરંતુ કેવળજ્ઞાન કદી સમ્યક્ત્વની સાથે જ હોતું નથી. ચારિત્રની પ્રાપ્તિ થતાં પહેલાં સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. સમ્યક્ત્વ મળે છે તે પછી ચારિત્ર ધારણ થાય છે. ચારિત્રની પ્રાપ્તિ થયા પછી મોહનીકર્મ તોડવાનો આરંભ કરવામાં આવે છે તે પછી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાયકર્મ તોડવામાં આવે છે અને એ બધાને અંતે જ સર્વજ્ઞપદની પ્રાપ્તિ થાય છે. હવે કોઇ એવી દલીલ કરશે કે સર્વજ્ઞપદની પ્રાપ્તિ થયા વિના સઘળા પદાર્થોને જાણવાનું બની શકતું નથી અને (સર્વજ્ઞ થઇ) સઘળા પદાર્થોને ન જાણીએ ત્યાં સુધી સમ્યક્ત્વની પ્રાપ્તિ થતી નથી. વળી બીજી બાજુએ સર્વજ્ઞની પ્રાપ્તિ પહેલાં જ સમ્યક્ત્વની પ્રાપ્તિ થવી જોઈએ એમ કહેવામાં આવ્યું છે ત્યારે હવે

આ બંને વાત શી રીતે બની શકે! ઠીક, ધારો કે એક મનુષ્ય એક રતી સોનું લે છે રતી સોનું લઈને તે માણસ એ સોનું કસોટીએ ચઢાવે છે અને તેનો કસ કાઢે છે. આખા જગતનું સઘળું સોનું ભેગું કરીને તે સોનું એ માણસ તપાસી જોતો નથી તો પણ રતી સોનાનો જાણકાર અને પરીક્ષક જગતના બધા સોનાનો પરીક્ષક છે એમ ગણી શકાય ખરૂં કે નહિ? રતી સોનું લઈને તેને કસોટીએ ચઢાવી તેની જે પરીક્ષા કરી શક્યો છે તે જગતના તમામ સોનાનો જાણકાર છે એ વાત સૌ કોઈ કબુલ રાખે છે.

**રતીનો જાણકાર તે બધાનો જાણકાર.** એક ચોકસી રતી સોનાને પારખતાં જાણી શકે છે તે ગમે તે ક્ષેત્રના, ગમે તે કાળના, ગમે તે પ્રકારના સોનાને જાણે છે. જગતમાં રહેલું તમામ સુવર્ણ, કે જે ભૂતકાળમાં સોનાના સ્વરૂપમાં હોય અને વર્તમાનકાળમાં તેનું પરિવર્તન થઈ ગયું હોય, વર્તમાનકાળમાં જે સોનું બીજા ક્ષેત્રમાં અર્થાત્ બીજા સ્થળમાં રહેલું હોય અથવા ભૂમિમાં એવી રાસાયનિક પ્રક્રિયા ચાલી રહી હોય કે જેથી ભૂમિના ગર્ભમાં નવું સોનું તૈયાર થઈ રહેલું હોય; એ સઘળા સ્થળના અને સઘળા કાળના સોનાને તેણે જાણી લીધું છે કે જેણે રતી સોનાનો કસ કાઢ્યો છે. કસ કાઢનાર માત્ર રતી સોનાનો જ કસ કાઢે છે પરંતુ એટલા ઉપરથી ક્ષેત્રાંતરે કે કાળાંતરે ઉત્પન્ન થઈ ચૂકી નાશ પામી ગયેલા, અથવા વર્તમાનકાળમાં સોના તરીકે વિદ્યમાન રહેલા, અથવા

ભવિષ્યમાં સોના તરીકે જન્મ પામનારા સુવર્ણનામક પદાર્થને તે જાણી જાય છે. રતી સોનાનો કસ જાણનાર સોનાના સઘળા તોલોને અથવા સોનાના સઘળા આકારોને જાણતો નથી. જગતમાં કેટલું સોનું છે, એ સોનું ક્યાં ક્યાં છે અથવા તે કોના હાથમાં છે તેમાંનું કશું તે જાણતો નથી છતાં સોનાની એક રતિ લઇને તે કસી જોનારો તમામ સોનાને જાણી લે છે. અર્થાત્ સોનાના ગુણધર્મને જાણવાને માટે એક રતી સોનું પણ બસ છે અને એક રતિ સોનાનો કસ તપાસી જોનારો આખા જગતના તમામ સોનાને જાણી લે છે. એ કેવળ સ્વાભાવિક અને વ્યવહારે સ્વીકારેલું વિધાન છે.

**સમ્યક્ત્વ એ સર્વગત છે.** જેમ રતી સોના ઉપરથી આખા જગતનું સોનું જાણી લઇ શકાય છે તે જ રીતે સમ્યક્ત્વ પામેલો જીવ લક્ષણ દ્વારાએ સઘળા પદાર્થો જાણી લે છે. જીવનું, પુદ્‌ગલનું, ધર્માસ્તિકાયનું, અધર્માસ્તિકાયનું, આકાશનું, કાળનું વગેરે સર્વ વસ્તુઓનું, લક્ષણ શું છે તે સમ્યક્ત્વ પામનારો જાણે છે અને તે ઉપરથી તે લક્ષણ દ્વારાએ સર્વ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, સર્વજીવાસ્તિકાય, સર્વ પુદ્‌ગલાસ્તિકાય અને સર્વકાળને જાણી લે છે. સર્વ ધર્માસ્તિ-કાય, સર્વ અધર્માસ્તિકાય, સર્વ આકાશાસ્તિકાય, સર્વ જીવાસ્તિકાય, સર્વ પુદ્‌ગલાસ્તિકાય અને સર્વકાળ એ છએ પદાર્થોના લક્ષણો જ્યાં સુધી જાણવામાં આવતા નથી ત્યાં

સુધી કોઇ પણ દિવસ, કોઈપણ પ્રકારે સમ્યક્ત્વની પ્રાપ્તિ થઇ શકતી જ નથી. આ વાત જ્યારે ધ્યાનમાં લેવામાં આવશે ત્યારે જ નિર્યુક્તિકાર આચાર્યદેવ શ્રીમાન્ ભદ્રબાહુસ્વામીએ કહેલા વાક્યનો મર્મ ધ્યાનમાં આવી શકશે. નિર્યુક્તિકાર આચાર્યદેવ શ્રીમાન્ ભદ્રબાહુસ્વામીએ કહ્યું છે કે "सव्वगयं सम्मत्त" અર્થાત્ સમ્યક્ત્વ એ સર્વગત છે. લોકાલોકમાં એવો કોઇપણ પદાર્થ નથી જ કે જે સમ્યક્ત્વની બહાર હોય, તેથી જ શાસ્ત્રકાર મહારાજાએ સ્પષ્ટ શબ્દોમાં એ વાત જણાવી દીધી છે કે સમ્યક્ત્વ એ સર્વગત છે.

**સમ્યક્ત્વની પ્રાપ્તિ ક્યારે માનવી?** ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ, સર્વજીવ, પુદ્ગલ અને કાળ એ બધા જ લક્ષણથી જાણવાની જરૂર છે. જેમ સમસ્ત સુવર્ણ રતિ સોનાથી લક્ષણદ્વારાએ જાણી શકાય છે તે જ રીતે ઉપલા પદાર્થો પણ લક્ષણદ્વારાએ જાણી શકાય છે અને લક્ષણદ્વારાએ એ જાણી શકીએ ત્યારે જ એ સઘળા પદાર્થોમાં શ્રદ્ધા આવી શકે છે. એ રીતે જ્યારે સઘળા પદાર્થોમાં શ્રદ્ધા આવે છે ત્યારે જ સમ્યક્ત્વની પ્રાપ્તિ થએલી માની શકાય છે. સમ્યક્ત્વ પામેલો સઘળા પદાર્થો જાણે છે અને સર્વજ્ઞ થયેલો સઘળા પદાર્થો જાણે છે એ બંનેની વચ્ચે તો બહુ મોટો ફેર રહેલો છે. સમ્યક્ત્વવાળો સઘળા પદાર્થોને માત્ર લક્ષણ દ્વારા જ જાણે છે ત્યારે સર્વજ્ઞ વ્યક્તિ વિશેષ પ્રમાણ તરીકે સઘળા પદાર્થોને જાણે છે, રતી સોના ઉપરથી ક્ષેત્રાંતરના, કાળાંતરના સઘળા સુવ-

ણુંને જાણનારો માત્ર લક્ષણુથી જ આખા જગતના સોનાને જાણે તે બીજી રીતે સોનાને જાણી શકતો નથી. તે તોલથી યા આકારથી આખા જગતના સોનાને જાણી શકતો નથી. રતી સોનાને પારખનારો હોય તેની પાસે ક્ષેત્રાંતરનું ગમે તેટલું સોનું પરખાવો તો પણુ તે તે સઘળાં સોનાને પારખી આપે છે કારણુ કે એક રતી સોનાના જે લક્ષણો છે તે જ લક્ષણો તમામ સોનાને વ્યાપીને રહેલા છે. જેમ એક રતી સોનામાં થએલો અનુભવ સઘળા સોનામાં વ્યાપીને રહેલો છે, અને રતિ સોનાને જાણનારો તમામ સોનાને લક્ષણુ-દ્વારાએ જાણી લે છે તે જ પ્રમાણે જે સમકિતી આત્મા છ દ્રવ્યના અને પંચાસ્તિકાયના લક્ષણોને જાણી શક્યો છે તે લક્ષણદ્વારાએ બધા પદાર્થોને અને બધા અસ્તિકાયોને જાણી શકયો છે.

जे एगं जांणइ से सव्वं जाणइ આચારાંગ સૂત્રમાં જણાવ્યું છે કે "जे एगं जाणइ से सव्वं जाणइ, जे सव्वं जाणइ से एगं जाणइ" જે આત્મા પોતાના એક જીવને સ્વરૂપ અને લક્ષણુથી જાણે છે તેણે જગતના સઘળા જીવોને જાણી લીધા છે અર્થાત સ્વરૂપ અને લક્ષણુથી જેણે પોતાનો જીવ જાણ્યો છે તેણે સમસ્ત સંસારના સઘળા જ જીવો જાણી લીધા છે. "એકને જાણે છે તે સર્વને જાણે છે અને જે સર્વને જાણે છે તે એકને જાણે છે." એ સૂત્ર જે વખતે સમ્યક્ત્વને અંગે લગાડીએ છીએ ત્યારે તેનો અર્થ લક્ષણદ્વારાએ લેવાનો છે. અહીં

લોકમાં ધર્માસ્તિકાયને ગતિમાં મદદ કરનારો માનીએ છીએ તો તે જ ન્યાયે લોકાંતે રહેલા ધર્માસ્તિકાયનું લક્ષણ ત્યાં પણ ગતિમાં મદદ કરવાનું જ છે એ માનીએ છીએ. આપણે આપણા પોતાના શરીરમાં રહેલા જીવને નિત્ય, કર્મનો ભોક્તા, મોક્ષમાં જવા લાયક ધાર્યો છે તો પછી આપણે એ જ ન્યાયે જગતના તમામ જીવોને પણ નિત્ય, કર્મના ભોક્તા અને મોક્ષમાં જવા લાયક તરીકે માની શકીએ છીએ, અને જો સર્વ આત્માઓ નિત્ય, કર્મના ભોક્તા અને મોક્ષમાં જવા લાયક તરીકે માનીએ છીએ, તો આપણો આત્મા પણ બધા આત્માઓમાંનો જ એક હોવાથી તે પણ નિત્ય, કર્મ ભોક્તા અને મોક્ષે જવા યોગ્ય છે એમ આપણે કાંઈપણ અડચણ વિના માન્ય રાખીએ છીએ.

**સઘળે જ આ ત્રણ સ્થિતિ છે.** ઉત્પાત, વ્યય અને ધ્રૌવ્ય આ ત્રણ વસ્તુઓ શું છે તે ખાસ સમજવાની જરૂર છે. આ ત્રણ પદાર્થોને સમજવાને માટે આંગળીનું ઉદાહરણ લો. આંગળીના ઉદાહરણ ઉપરથી તમે આ વસ્તુ સારી રીતે જાણી શકશો. આ આંગળી છે. તે સીધી છે. તેને આપણે વાંકી કરીએ, તો વાંકાપણું ઉત્પન્ન થાય છે અને સીધાપણું નાશ પામે છે. આંગળીના વાંકાપણાની ઉત્પત્તિ થાય કે સીધાપણાની ઉત્પત્તિ થાય યા આંગળીના વાંકાપણાનો નાશ થાય યા સીધાપણાનો નાશ થાય પરંતુ દરેક અવસ્થામાં આંગળી તો કાયમની કાયમ જ રહેવાની! વાંકી હોય તે પણ આંગળી જ છે અને

સીધી હોય તે પણ આંગળી જ છે અર્થાત્ આંગળીપણું સ્થિર છે. જેમ આંગળીમાં વાંકાપણું ઉત્પન્ન થાય છે એટલે સીધાપણું નાશ પામે છે અને આંગળીપણું સ્થિર રહે છે તેજ પ્રમાણે દરેક પદાર્થમાં પણ સમજવાનું છે. દેવતામાંથી ચ્યવીને કોઇ મનુષ્ય થાય છે. મનુષ્યપણાનો ઉત્પાત થાય છે અને દેવતાપણાનો નાશ થાય છે છતાં જીવપણું તો કાયમનું જ રહે છે. અર્થાત્ ઉત્પાત, વ્યય અને ધ્રૌવ્ય આ ત્રણુ વસ્તુઓ વસ્તુમાત્રને વિષે દરેક કાળે, દરેક સ્થળે અને દરેક સ્થિતિમાં કાયમ જ હોય છે. કોઈ પણ સ્થાન તમોને એવું જડવાનું નથી કે જ્યાં તમોને એકલી ઉત્પત્તિ અથવા એકલા વ્યયના જ દર્શન થશે અથવા જ્યાં એકલી ઉત્પત્તિજ હોય નાશ ન હોય!

**જ્યાં ઉત્પત્તિ છે ત્યાં નાશ છે.** જ્યાં ઉત્પત્તિ છે ત્યાં નાશ પણ છે અને જ્યાં નાશ છે ત્યાં ઉત્પત્તિ પણ છે. આંગળીનું સીધાપણું નાશ પામે છે ત્યારેજ તેને વાંકાપણાની પ્રાપ્તિ થાય છે અને સીધાપણાની પ્રાપ્તિ થાય છે એનો અર્થ એ છે કે વાંકાપણાનો નાશ થયો છે. "ઉત્પત્તિ થઈ" એવો શબ્દ આપણે બોલીએ છીએ તેની સાથેજ આપણે એ વાત સમજી લેવાની છે કે આગલી સ્થિતિનો નાશ થયો છે અને "નાશ થયો" એવા શબ્દો જ્યાં બોલીએ છીએ ત્યાં એમ સમજવાનું જ છે કે નવી કોઇપણ સ્થિતિનું સર્જન થયું છે. વાંકાપણાનો નાશ એટલે સીધાપણાની ઉત્પત્તિ અને સીધાપણાની ઉત્પત્તિ

એટલે લાંકાપણાનો નાશ. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ઉત્પત્તિ છે ત્યાં નાશ છે અને જ્યાં નાશ છે ત્યાં ઉત્પત્તિ પણ છે. ઉત્પત્તિ વિના નાશ નથી અને નાશ વિના ઉત્પત્તિ પણ નથી એનો અર્થ એ છે કે ઉત્પત્તિ અને નાશ એ બંનેને પરસ્પર સંબંધ રહેલો જ છે. ઉત્પત્તિ અને નાશને તમે આ રીતે કબુલ રાખો છો. હવે આપણે એથી પણ એક ડગલું આગળ વધવાનું છે. ઉત્પત્તિ અને નાશ એ વાત તો ઠીક! પરંતુ કોની ઉત્પત્તિ અને કોનો નાશ તેનો વિચાર કરો. કોઇપણ પદાર્થ જ ન હોય તો પછી ઉત્પત્તિ પણ કોની થાય અને નાશ પણ કોનો થાય? માટે એમ નક્કી થાય છે કે ઉત્પત્તિ અને નાશ એ સિવાય ત્રીજી કાંઇ પણ વસ્તુ હોવી જોઇએ.

**પદાર્થમાત્ર ત્રિવિધાત્મક છે.** ઉત્પત્તિ અને નાશ એ બંને સ્થિતિ વખતે ત્રીજો કોઇ પદાર્થ આવીને ઉભો રહે છે કે જે પદાર્થ ઉત્પત્તિ અને નાશ એ બંને વખતે હાજર હોય છે. અર્થાત્ ઉત્પત્તિ અને નાશને માન્ય રાખો છો તો એવા ત્રીજા કોઇ પદાર્થને માનવો જ પડે છે કે જે પદાર્થની ઉત્પત્તિ અથવા નાશ થાય છે. કપડાં ઉપર લાલ રંગ હોય તો લાલ રંગ કાઢી નાખો અને તેના ઉપર તમે ધોળો રંગ ચઢાવો અથવા ધોળો રંગ કાઢી નાખો અને લાલ રંગ ચઢાવો પરંતુ એ રંગનો ફેરફાર કરતી વખતે પણ કપડાંની હસ્તી તો હોવી જ જોઇએ. લાલ કે ધોળો એ બંને રંગ જો કપડું હોય તો જ તમે

ચઢાવી શકો છો, તે સિવાય તમે રંગ ચઢાવી શકતા નથી એજ આધ્રુવપણું છે. એ ઉપરથી માલમ પડે છે કે જગતના હરકોઈ પદાર્થના ત્રણ સ્વભાવ છે કે ઉત્પત્તિ, નાશ અને નિશ્ચળતા. કોઈપણ પદાર્થ એવો નથી કે જે ઉત્પત્તિ, નાશ નિશ્ચળતા વિનાનો હોય! હવે એક પદાર્થનું આવું લક્ષણ છે એ તમે જાણો લો છો કે પછી તમે જગતના તમામ પદાર્થોની સ્થિતિને તે ઉપરથી જાણી શકો છો. એક પદાર્થ ત્રણ ગુણવાળો છે તો જગતના સઘળાજ પદાર્થો ત્રણ ગુણ-વાળા છે એ સ્પષ્ટજ છે. આથીજ શાસ્ત્રકારોએ એમ કહ્યું છે કે જે એકને જાણે છે તે બધાને જાણે છે. એક પદાર્થના ઉત્પાદ, વ્યય અને સ્થિરતાને જેઓ જાણે છે તેઓ સઘળા જ પદાર્થોના ઉત્પાદ, વ્યય અને સ્થિરતાને જાણે છે એ આ ઉપરથી પ્રત્યક્ષ થાય છે. કસોટી ઉપર એક રતી સોનાને કસો છો તેથી તમારો નિશ્ચય થાય છે કે અમુક કસ વાળું સોનું છે. આથી તમે જગતના તમામ સોનાને જાણી શકો છો કે જેમાં અમુક કસ રહ્યો છે તે સોનું છે. તે જ પ્રમાણે એક પદાર્થને તમે જાણો છો એટલે પછી જગતના તમામ પદાર્થોને પણ તમે જાણી શકો છો.

**યુક્તિથી જૈનતત્ત્વજ્ઞાન ખોટું છે.** તમે હાથમાં એક રતી સોનું લો છો અને તેની જ પરીક્ષા કરી જુઓ છો પરંતુ તે ઉપરથી તમે જગતના તમામ સોનાનો નિશ્ચય કરી શકો છો તેજ પ્રમાણે તમે આંગળી કે જીવને તપાસો છો અને તેને જાણો છો

એટલે તે ઉપરથી તમે જગતના તમામ પદાર્થોનો અને જગતના તમામ જીવોનો નિશ્ચય કરી શકો છો. એક પદાર્થને આપણે ઉત્પત્તિ, નાશ કે સ્થિરતાવાળો જાણીએ છીએ એટલે આપણે આખા જગતનો અર્થાત આખા જગતના તમામ પદાર્થોનો નિશ્ચય કરી શકીએ છીએ કે પદાર્થ માત્ર ઉત્પાદ, નાશ અને સ્થિરતા એ ત્રણેથી યુક્ત છે. હવે પદાર્થમાત્રમાં આ ત્રણ ગુણો છે એમ તમે કબુલ રાખશો, છતાં તે પછી સંભવ છે કે કદાચ તમોને એવી પણ શંકા થશે જ કે જો (૧) બધા પદાર્થોની ઉત્પત્તિ, નાશ અને સ્થિરતા છે તો જીવની પણ ઉત્પત્તિ હોવી જોઈએ અને જો જીવની ઉત્પત્તિ હોય તો જીવ અનાદિ છે એ વાત ખોટી હોવી જોઈએ. તે જ પ્રમાણે (૨) યાવત્ સિદ્ધપણામાં ધર્માસ્તિકતાનો પણ વિનાશ છે એમ માનવું પડશે. ઉત્પત્તિ અને નાશ શબ્દથી જૈનત્વનો મર્મ નહિ જાણનારાઓ જૈનીને બ્હીવડાવે છે કે તમારો તત્વસિદ્ધાંત તો ઉત્પત્તિ અને નાશને માનનારો છે માટે તમારે આત્માની પણ ઉત્પત્તિ અને નાશ માનવાં પડશે. જો તમે આત્માની ઉત્પત્તિ અને નાશ ન માનશો તો પણ તમે જૈન કહી શકાશો નહિ, અને તમે આત્માની ઉત્પત્તિ અને નાશ માનશો તો પણ તમે જૈન કહી શકાશો નહિ કારણ કે જૈનદર્શન તો આત્માને ઉત્પત્તિ અને વિનાશ વિનાનો જણાવે છે, અર્થાત્ કે જૈનતત્વજ્ઞાન ખોટું છે!

**આ શાસનમાં અપવાદ છે જ નહિ.** જૈનત્વના અંતરંગને જેઓ સમ-

જતા નથી અને માત્ર જેઓ વાદના વિષયમાં જ આનંદ પામે છે તેઓ જ એવી દલીલ કરી શકે છે કે, "જો તમે જીવાત્માની ઉત્પત્તિ અને નાશ નહિ માનશો તો પછી પદાર્થ માત્રને ઉત્પત્તિ, વિનાશ અને નિશ્ચળતા છે, એ તમારો સિદ્ધાંત તમારે હાથે જ તમે ખોટો ઠરાવો છો. હવે તમે આત્માની ઉત્પત્તિ નથી એવું કહેશો તો પણ શંકાકાર તો તમોને એમ જ કહેશે કે એથી તમે જૈનદર્શનને માનનારા છો એમ ગણી શકાતું નથી કારણ કે જૈનતત્ત્વજ્ઞાન તો પદાર્થ માત્રને ઉત્પત્તિ, સ્થિતિ અને વિલય છે એમ માની રહ્યું છે. અર્થાત તમે ઉત્પત્તિ, સ્થિતિ અને નાશને માનો છો તો પણ તમે જૈન નથી અને તમે ઉત્પત્તિ, સ્થિતિ અને લયને નથી માનતા તો પણ તમે જૈન નથી ! મહાનુભાવો ! ત્યારે હવે વિચાર કરો કે તમારૂં જૈનત્વ કેવી રીતે સાબીત થઇ શકે એમ છે? આવા શંકાકારોને ઉત્તર એ છે કે ત્રિલોકેશ્વર ભગવાન્ શ્રી મહાવીરદેવનું શાસન તો એવું પુનિત શાસન છે, એટલું બધું સાયન્ટિફિક શાસન છે અને, એટલું બધું તત્ત્વદર્શી શાસન છે કે તેમાં જરા પણ આક્ષેપને અવકાશ નથી. જૈનશાસન એકલી ઉત્પત્તિને માનતું જ નથી. જેમ જૈનશાસન એકલું ઉત્પત્તિને નથી માનતું તેજ પ્રમાણે તે એકલું નાશને પણ માનતું નથી. વળી જેમ તે એકલું ઉત્પત્તિ અથવા એકલું નાશને માનતું નથી તેજ પ્રમાણે માત્ર તે ઉત્પત્તિ અને નાશ એ બંને વસ્તુને પણ માનતું નથી પરંતુ તે તો ઉત્પત્તિ, નાશ અને નિશ્ચલતા એ ત્રણે વસ્તુને જ એક સાથે માને છે.

જૈનશાસન ઉત્પત્તિ, નાશ અને નિશ્ચલતા એ ત્રણેને એકી સાથેજ માને છે એટલે એ દૃષ્ટિએ જૈનશાસન જીવને નિશ્ચલ પણ માની શકે છે અને જીવને જ્યાં નિશ્ચલ માનીએ છીએ ત્યાં પણ એમ માની શકાય છે કે જીવ અનાદિ અને અનંત છે. હવે કોઇ એવી દલીલ કરશે કે જો તમે જીવાત્માને નિશ્ચલ, અનાદિ અને અનંત માનો છો તો પછી તમે જગતના તમામ પદાર્થોને નિશ્ચલ, અનાદિ અને અનંત માનવાને બંધાએલા છો કારણ કે તમારો જ સિદ્ધાંત કહે છે કે જેવો ગુણધર્મ એક પદાર્થમાં રહેલો છે તેવો જ ગુણધર્મ સઘળા પદાર્થોમાં રહેલો છે!! ઠીક! અહીં જરા વધારે ધ્યાન પહોંચાડશો તો તમારી મુશ્કેલી તમે સહજ દૂર કરી શકશો. એક રતી સોનામાં જે કસ છે તે કસને જોઇને આપણે જગતના સઘળા સોનાને ઓળખી શકીએ છીએ અર્થાત્ એક રતી સોનામાં જે ગુણ છે તેજ ગુણ તમામ સોનામાં માનીએ છીએ તેજ પ્રમાણે એક પદાર્થને જો ઉત્પત્તિ, વ્યય અને ધ્રૌવ્યમય ન માનીએ તો આખા જગતના તમામ પદાર્થોને પણ એ ત્રણ ગુણ વિનાના જ માનવા પડે છે અને જો એક પદાર્થને ઉત્પત્તિવાળો માને તો તેણે જગતના સઘળા પદાર્થોને પણ ઉત્પાદાદિરૂપે માનવા પડે છે. ખરી રીતે દરેક પદાર્થ ત્રણે ગુણોથી યુક્ત છે અને દરેક પદાર્થ એ ત્રણે ગુણોથી યુક્ત છે એટલે જગતના તમામ પદાર્થો પણ ત્રણે ગુણોથી યુક્ત છે એ સાબીત થાય છે.

**સ્યાદ્વાદનો મર્મ સમજો.** તત્ત્વજ્ઞાન સમજવું એ બહુજ સહેલી વાત નથી. પદાર્થવિદ્યાના સિદ્ધાંતો સમજવા માટે બુદ્ધિ, અનુભવ અને શ્રદ્ધા એ ત્રણેની જરૂર છે. એ ત્રણેનો ઉપયોગ કરીને જે જરાક સરખી પણ વધારે બુદ્ધિ ચલાવશે તે આ સિદ્ધાંતમાં રહેલો હૃદયંગમ મર્મ જરૂર સમજી શકશે. હવે અહીં પેલા આંગળીના દૃષ્ટાંતને ફરીથી યાદ કરો. સીધી હોય તો પણ તે આંગળી છે અને આંગળી વાંકી હોય તો પણ તે આંગળી છે. સીધાપણું નાશ પામે છે એટલે વાંકાપણું જન્મે છે અને વાંકાપણું નાશ પામે છે એટલે સીધાપણું જન્મે છે. હવે એ સીધાપણું અને વાંકાપણું આંગળીથી જુદા છે કે એક તેનો વિચાર કરો. આપણે કહીશું કે અમુક અપેક્ષાએ એ બન્ને જુદા પણ છે અને અમુક અપેક્ષાએ એ એક પણ છે કે જેવી રીતે છોકરો એ અમુક અપેક્ષાએ છોકરો પણ છે અને અમુક અપેક્ષાએ તેની સ્ત્રીનો પતિ પણ છે. આંગળીપણાથી સીધાપણું અથવા વાંકાપણું એ જુદા નથી જ. હવે આંગળીને જે વક્રતા થાય છે તે વક્રતા આંગળીથી એક છે કે આંગળીથી ભિન્ન છે? વાંકાપણું અથવા વક્રતા થાય છે તેથી કાંઇ નવા આંગળીપણાની ઉત્પત્તિ થતી નથી. આ ભેદાભેદરૂપી સ્યાદ્વાદને જેઓ લક્ષણપૂર્વક વિચારે છે તેને નાશ, ઉત્પત્તિ અને નિશ્ચલતાનો સાચો મર્મ સમજાય છે. એ મર્મ માત્ર શંકા, વાદવિવાદ કે અભ્યાસ વિના અને પ્રયત્ન વિનાજ સમજી શકાતો નથી,

**એકનો નિશ્ચય તે સર્વનો નિશ્ચય** જે મનુષ્ય આ ભેદાભેદ રૂપી સ્યાદ્વાદને માને છે તે તેના પર્યાય રૂપે નાશ અને ઉત્પત્તિને પણ સમજી શકે છેજ પરંતુ જેને સ્યાદ્વાદ શબ્દથી જ સૂગ ચઢે છે તેને સમજાવવાનો કોઇ ઉપાય જ નથી. જે મનુષ્ય સમજવા માગે છે તેને સમજાવી દેવો એ આપણું કામ છે પરંતુ કોઇ માણુસ એમ કહે કે મારે તો સમજવું જ નથી તેને આપણે કોઇ-પણ રીતે સમજાવી શકવાના નથી! પહેલી અવસ્થામાં પદાર્થમાં કાર્યકર્તાપણું હતું તે કાર્યકર્તાપણાનો બીજી અવસ્થામાં એટલે બીજે સમયે નાશ થાય છે. **આકાશપણું એમને એમ સ્થિર છે.** એક પદાર્થને અંગે આપણે જે લક્ષણ વિચારીએ છીએ અથવા તો એક પદાર્થને અંગે જે લક્ષણ નક્કી કરીએ છીએ તે લક્ષણ દરેક પદાર્થને અંગે લાગુ પડે છે એક રતી સોનાને પણ આપણે સોનું ક્યારે કહી શકીએ તેનો વિચાર કરજો. રતી સોનામાં પણ આપણને કસ માલમ પડવો જોઇએ. જ્યારે આપણને કસ માલમ પડે છે ત્યારેજ આપણે રતી સોનાને પણ સોનું માનવાને તૈયાર થઇએ છીએ. સોના સિવાય કસ હોતો નથી અથવા તો જ્યાં કસ નથી ત્યાં સોનું નથી એવું સૌથી પહેલાં નક્કી કરવું પડે છે. જ્યારે એવું નક્કી કરીએ છીએ ત્યારે જ રતીભાર સોનું પણ સોનુંજ છે એવો નિશ્ચય કરી શકાય છે અને જ્યારે રતી સોનાનો નિશ્ચય કરીએ એટલે સર્વનો પણ નિશ્ચય થવા પામે છે.

**શ્રદ્ધા નથી ત્યાં સમ્યક્ત્વ નથી.** આ એક દાબડી છે. એને પ્રથમ તમે દાબડી તરીકે ઓળખો છો. જ્યારે તમે આવી એક વસ્તુને દાબડી કહો છો ત્યારે તમારો નિશ્ચય થાય છે કે જે વસ્તુને અમુક આકાર હોય, તેની અમુક પ્રકારની ગોઠવણુ હોય, તેમાં અમુક પ્રકારની સગવડ હોય તેવી ચીજ તે દાબડી છે અને તેથી એ જાતની જગતની બધી ચીજો તે દાબડી કહી શકાય છે। હવે એકને તમે દાબડી કહો છો અને તેવી દાબડી બનાવવાનો તમે કારખાનાવાળાઓને ઓર્ડર આપો છો એવી જરા કલ્પના કરો. પછી કારખાનામાંથી તૈયાર થઇને તમારે ત્યાં દાબડીનો જત્થો આવે છે. હવે એ જત્થામાંની એક ચીજ ઉપાડીને પણુ તમે તેને દાબડી તરીકે વેચો છો. એક રતી સોનામાં કેવો કસ કસ છે તે પ્રથમ તમે શોધી કાઢો છો પછી એક રતી સોનાના કસ ઉપરથી તમે એવું નક્કી કરો છો કે અમુક અમુક જાતનો કસ હોય તેવી સઘળી વસ્તુઓ સોનું છે. અર્થાત એકનું જ્ઞાન થાય છે એટલે સર્વનું જ્ઞાન થાય છે અને સર્વનું જ્ઞાન થાય છે એટલે એકનું પણુ જ્ઞાન થાય છે એ સ્પષ્ટ છે. એ જ રીતે તમે એક પદાર્થને ઉત્પાદાદિરૂપે નક્કી કરો છો એટલે આખા જગતના તમામ પદાર્થો ઉત્પાદાદિરૂપે છે એ નક્કી થાય છે. આ વસ્તુ જ્યારે તમારા બરાબર ધ્યાનમાં આવશે ત્યારે તમારે જરૂર કબુલ રાખવું જ પડશે કે જે મનુષ્ય એક વસ્તુને જાણે છે તે મનુષ્ય બધી વસ્તુને જાણે છે। આ દષ્ટિએ સમ્યક્ત્વ એ સર્વ

વ્યાપક છે. જેનામાં એક પણ પદાર્થની, એક પણ અક્ષરની અથવા એક પણ પદની શ્રદ્ધા નથી તેનામાં સમ્યક્ત્વ પણ નથી જ એ હવે આ રીતે સ્પષ્ટપણે કહી શકાય છે.

**રતીમાં પણ શ્રદ્ધા ન હોય તો બધું મિથ્યા!** તમે સોનાના ઢગલાના ઢગલા કરેલા હોય તે બધા સોનાને સોનું કહો. સોનાની પાટની પાટ મૂકેલી હોય તેને સોનું કહો, સોનાની લગડી હોય તેને સોનું કહો અને છગનભાઈની આંગળીએ સોનાની વીંટી હોય તેને સોનું ન કહો તો તમારૂં ચોકસીપણું ધૂળ બરાબર છે. તમે જો સોનાના આવા પરીક્ષક હો તો તમોને કોઇ ચોકસી કહેવાને તૈયાર થવાનું નથી! જે ચોકસી છે તેણે તો બધા જ સોનાના ગુણધર્મો અને તેની પરખ જાણવી જ જોઈએ. કોઇ ચોકસી લાખ તોલા સોનાને સોનું કહે પણ બે રતી સોનાને લોખંડ કહે તો તેને કોઈ ચોકસી કહેવાને તૈયાર થવાનું નથી! જે પ્રમાણે બધા સોનાને સોના તરીકે કબુલ રાખનારો તે જ સોનામાંથી બે રતી સોનું લઇને તેને લોખંડ કહે છે તેનું ચોકસીપણું મિથ્યા છે, તે જ પ્રમાણે અખિલ શાસ્ત્રમાં શ્રદ્ધા રાખનારો આત્મા, જો એક પણ પદાર્થ, એકપણ પદ કે એકપણ સૂત્રને તેના સાચા સ્વરૂપથી અવળું માનવાને પ્રેરાય, તો તેનું સમ્યક્ત્વ પણ મિથ્યા જ છે અર્થાત્ તેને આપણે સમકિતી આત્મા કહી શકતા નથી. કોઈ કોઇ ઝવેરી મોતીની ભરેલી ગુણોની ગુણો તપાસે, બધા

મોતીને બરાબર સાચા તરીકે પારખે પરંતુ તે છતાં જો તેમાંથી એકને પણ કલચર કહી દે અર્થાત્ સાચા મોતીના ઢગલામાંના એક પણ મોતીને ઉંચકીને તે મોતીને તે બનાવટી મોતી કહે તો તે જ ક્ષણે તેના ઝવેરીપણા ઉપર પાણી ફરી વળે છે! ચોકસી કે ઝવેરી બધા ઝવેરાતની, બધા અલંકારોની, બધા દાગીનાની બરાબર કિંમત કરે પરંતુ એક જ હીરાનો કંઠો સાચો છે એમ ધારીને દસ લાખની અવળી કિંમતે ખરીદી લે, તો તેને રાતના જ ઝેર ખાવું પડે, તે જ પ્રમાણે એક પણ પદ, એક પણ અક્ષર અથવા એક પણ સૂત્ર અવળું લેવાયું એટલે કે તેનો અવળો અર્થ થયો તો તે અર્થ કરનારાના સમ્યક્ત્વમાં શૂન્ય છે!

पयमक्खरं च इक्कंपि जो न रोएइ 'सुत्तनिद्दिट्ठं' सेसं
रोयंतोऽविहु मिच्छद्दिट्ठी जमालिव्व ॥

**મિથ્યાદૃષ્ટિ કોણ છે?** શાસ્ત્રકાર મહારાજાઓએ તો સ્પષ્ટ રીતે કહ્યું છે કે જે એક પણ પદ, અક્ષર અને સૂત્રોની રુચિ નથી રાખતો અને બાકીનાની રુચિ રાખે છે તે "મિથ્યાદૃષ્ટિ" છે. કોઈ ઝવેરીની પેઢીમાં પારેખ-રત્નપારખી-પગારથી રાખ્યો હોય, હજારો રત્નોને તે રોજના પારખતો હોય અને તેની કિંમત કરતો હોય તે છતાં જો કોઇ દિવસથી એકાદ ખોટો હીરો ખરો માનીને ખરાની કિંમતમાં લઈ લે છે તો તેને ઠપકો વેઠવો જ પડે છે. અનેક ખરા હીરા પારખી શકે છે માટે તે દશહજારનો એક ખોટો હીરો લઈ લે તે ચલાવી શકાતું નથી. અલબત્ત ખોટો

કદાચ ખરા તરીકે ભૂલથી લઇ લેવાયા હોય તો તે એક જુદી વાત છે પરંતુ તેણે ખરા અને ખોટા હીરાને મૂળ વસ્તુ તરીકે-ખરા અને ખોટા હીરા તરીકે-કબૂલ તો રાખવા જ પડે છે. જો એ રીતે ખરા અને ખોટા હીરાને તેના સાચા સ્વરૂપમાં કબૂલ રાખતો હોય તો તેની ભૂલ ક્ષમ્ય ગણાય છે, પરંતુ જે મનુષ્ય મૂળ ખરી વસ્તુને ખરી તરીકે અને ખોટી વસ્તુને ખોટી તરીકે કબૂલ રાખવાં જ ન માગતો હોય તેવો રત્નપારખી કઇ સ્થિતિમાં હોઈ શકે? ઝવેરીની દુકાને આવો માણસ પોષાઈ શકતો નથી અને જો ભૂલેચૂકે તે દુકાને બેસી ગયો તો સત્યાનાશ વાળી નાખે છે!

**મુદ્દાનો વિચાર કરો.** જે આત્મા સઘળા પદાર્થોમાં શ્રદ્ધા રાખતો હોય, સઘળા સૂત્રો અને સિદ્ધાંતોને સ્વીકારતો હોય, પરંતુ તે છતાં જો તે સૂત્રોક્ત એક પણ વસ્તુને કબુલ ન રાખતો હોય તો આપણે તેને સમકિતી કહી શકીએ નહિ. શાસ્ત્ર તેને સમ્યક્ત્વધારી કહેવાની ના પાડી દે છે! જેમ લાખો તોલા સોનાને પારખનારા રતી પિત્તળને સોનું જ છે એમ કહી દે, તો તેની હાંસી થાય છે, તેજ પ્રમાણે સમ્યક્ત્વને અંગે સઘળા પદાર્થોમાં શ્રદ્ધા રાખનારો જો એક પણ પદાર્થને વસ્તુરૂપે ઉલ્લંઘી જાય છે, તો તે મિથ્યાદૃષ્ટિ જ કહેવાય છે. અર્થાત્ શાસ્ત્રની એ સ્પષ્ટ આજ્ઞા છે કે, ભલે ગમે તેટલા પદાર્થોની રુચિ હોય તો પણ એક પદ કે એક અક્ષરને અંગે પણ જેને રુચિ ન હોય તે આત્મા મિથ્યાદૃષ્ટિ જ છે. આટલા જ

માટે સર્વ પદાર્થોનું સ્વરૂપ જાણવું અને તેની શ્રદ્ધા રાખવી એને જરૂરી માન્યું છે. સઘળા પદાર્થોનું સ્વરૂપ જાણવું અને તેની શ્રદ્ધા રાખવી તે સાથે ભવનું સ્વરૂપ ન જાણવું એ નકામું છે. જેણે ભવનું સ્વરૂપ જાણ્યું છે, તેણે સઘળા જીવો અને પુદ્ગલોનું સ્વરૂપ જાણ્યું છે, પરંતુ જેણે બધું જાણ્યું છે છતાં ભવનું સ્વરૂપ જાણ્યું નથી તેનું બધું જાણેલું નકામું છે, હવે આ સઘળું જાણવાની શી જરૂર છે, તેનો વિચાર કરજો. કોઈ કહે કે મારે B. A. થવું છે, કોઇ કહેશે કે મારે M.A. થવું છે, કોઇ કહેશે કે. ભાઇ હું તો L. L. B. થવાનો છું, કોઇ કહેશે કે મારે B. E. થવું છે, કોઇ કહેશે કે મારે B. T. થવું છે, આ સઘળું થવામાં દરેકનો મુદ્દો તો કાંઇ ને કાંઇ હોય છે જ! કોઈ જ્ઞાન મેળવવા ખાતર, તો કોઇ પૈસો મેળવવા ખાતર આ સઘળી ઉપાધિ સેવે છે, ત્યારે અહીં ધર્મક્ષેત્રમાં સઘળું જાણવાને અંગે મુદ્દો શું છે તે વિચારો

**કર્મબંધ ક્યાં સુધી હોય છે?** નવતત્ત્વ, છ દ્રવ્ય અને પાંચ અસ્તિકાય એ સઘળાનું સ્વરૂપ જાણવાનું અને તેમાં શ્રદ્ધા રાખવાનું કહ્યું છે. આ શ્રદ્ધા રાખવાપણું અને માનવાપણું શા માટે છે તેનો વિચાર કરો. આત્મા કર્મબંધ કરી રહ્યો છે તે ચાર કારણથી કરી રહ્યો છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ. આ ચાર કારણથી આત્મા કર્મનો બંધ કરી રહ્યો છે. મિથ્યાત્વ, એ કદી પણ સંવરરૂપ કે નિર્જરારૂપ બની શકતું નથી. કોઈ પણ

સમય અથવા સંયોગોમાં અવિરતિપણું સંવરરૂપ કે નિર્જરારૂપ બનતું નથી. કિંવા એના દ્વારા સંવર કે નિર્જરા થઇ શકતી નથી. કષાયો સંવરરૂપ કે નિર્જરારૂપ બની શકતા નથી અથવા તો મન, વચન કે કાયાના યોગો પણ સંવર કે નિર્જરારૂપ બની શકતા નથી. આટલા માટે નવતત્ત્વમાં મિથ્યાત્વાદિ ચાર કર્મબંધના કારણો ગણવામાં આવ્યાં છે. જે જીવોએ કેવળજ્ઞાનની પ્રાપ્તિ કરી લીધી છે તે જીવોને પણ યોગ હોય ત્યાં સુધી તેઓને બંધ થાય છે. જે જીવો કેવળજ્ઞાન પામેલા છે તેવા જીવોને પણ મન, વચન અને કાયાનો યોગ હોય ત્યાં સુધી તો બંધ હોય જ છે. એટલે જ શુભ કે અશુભ બંધ થાય તે વાત જુદી છે. સંવર કે નિર્જરાપણે એ ચાર ન થાય. હવે પ્રશસ્ત રાગની દશા કેવી હોય તે તપાસો.

**પ્રશસ્ત કષાય હોય ખરો કે નહિ?** જ્યાં પ્રશસ્તરાગ હોય છે ત્યાં જ્ઞાનાવરણીય કર્મ, દર્શનાવરણીય કર્મ અથવા તો અંતરાય કર્મનો બંધ હોઈ શકતો નથી. ત્યારે હવે પ્રશ્ન એ ઉપસ્થિત થશે કે પ્રકૃતિકર્મનો બંધ ન હોય તે વખતે પ્રશસ્ત કષાય હોય છે કે નહિ અર્થાત્ આત્માના ક્ષય, ઉપશમ, ક્ષયોપશમના ઘેર નિર્જરા કરશે.

**પ્રશસ્તરાગ** સોનું અને ચાંદી એ બંને પદાર્થોને તમે ભેગા કરી નાખો, તેને ગાળીને એક લગડી

બનાવી દો, તો તે વખતે તમે એ લગડીને સોના તરીકે જ સમજો છો, પરંતુ લગડી જયાં કસ ઉપર ચડે ત્યાં તેમાં સોનું કેટલા ભાગ છે અને ચાંદી કેટલા ભાગ છે તે આપણા જાણવામાં આવે છે. સોનાનો રંગ પીળો છે અને પીળાનો પ્રભાવ ભારે છે, તેથી લોકો તો પીળું એટલું સોનું માની લે છે, પરંતુ જેને કસ કાઢવો છે તેનાથી પીળું એટલું સોનું માની શકાય નહિ! જો તે પણ પીળું એટલું સોનું એવો જ હિસાબ રાખવા જાય તો તેને દુકાને તાળાં જ દેવાં પડે!! કસવાળાએ કસ લેતી વખતે તો વિચાર કરવો જ જોઇએ કે લગડીમાં આટલા ભાગ સોનું છે અને આટલા ભાગ ચાંદી અથવા રૂપું છે. તેજ પ્રમાણે પ્રશસ્તરાગમાં કર્મનિર્જરા થાય તો બુદ્ધિમાનોએ તો એમ સમજવું જ જોઈએ કે એમાં આટલો અંશ બંધનો છે અને આટલો અંશ નિર્જરાનો છે.

**બંધ અને નિર્જરા એક સાથે શકય છે?** હવે કોઇ એવો પ્રશ્ન ઉઠાવશે કે પ્રકાશ અને અંધકાર બંને લૌકિક દૃષ્ટિએ સાથે રહી શકતા નથી, એક જ અંશમાં સત્ય અને અસત્ય સાથે રહી શકતા નથી, અથવા એક જ અંશમાં પાપ અને પુણ્ય પણ લૌકિક આંખે સાથે રહેલા જણાતા નથી તો પછી કર્મબંધ અને કર્મનિર્જરા એકી સાથે કેવી રીતે રહી શકે છે? જરા વધારે વિચાર કરશો તો માલમ પડશે કે કર્મબંધ અને કર્મનિર્જરા બંનેને સાથે રહેવામાં કોઇપણ જાતનો વાંધો સંભવતો નથી. કોઈ પણ આત્મા આ સંસારમાં એવો નથી કે તે બંધ

અને નિર્જરા સાથે ન કરતો હોય ! આપણો જીવ પહેલાના ભવના કર્મ બાંધેલા હોય છે તેની નિર્જરા કરે છે અને તેજ જીવ નવા કર્મો બાંધતો જાય છે. ખુદ નિગોદથી માંડીને તેરમા ગુણસ્થાનક સુધી અથવા તો સર્વાર્થસિદ્ધ સુધી જોશો તો બધે જ તમોને નિર્જરા અને બંધ સાથે જ દેખાય છે. આ સ્થળે પણ જુના કર્મોનો ઉદય થઇ તેની નિર્જરા કરવામાં આવે છે અને નવાં કર્મોનો બંધ ચાલુ જ રહે છે. માત્ર એકલું ચૌદમું ગુણસ્થાનક એ જ એવું સ્થાન છે કે જ્યાં નિર્જરા માત્ર હોય છે અને નવાં કર્મોનો બંધ ત્યાં થવા પામતો નથી. એ ચૌદમા ગુણસ્થાનકનું આયુષ્ય માત્ર પાંચ હ્રસ્વાક્ષર અંતરમુહૂર્ત જેટલું હોઈ તે પછી તાત્કાળ મોક્ષની પ્રાપ્તિ છે.

**એકલી નિર્જરા જ ક્યાં હોય ?** ચૌદમે ગુણસ્થાનકે કર્મનો બંધ હોતો નથી માત્ર એકલી નિર્જરા જ હોય છે. હવે ચૌદમા ગુણ-સ્થાનકે આવી સ્થિતિ કેમ હોય છે તેનો વિચાર કરો. ચૌદમા ગુણસ્થાનકમાં પણ જો બંધનું કારણ હોય અર્થાત્ કે જો ચૌદમે ગુણસ્થાનકે પણ નવાં કર્મો બંધાતાં હોય તો વળી તે કર્મોની નિર્જરા માટે નવા ગુણસ્થાનકની અથવા નવી અવસ્થાની જરૂર પડે છે અને એવી જરૂર આવશ્યક હોવાથી ચૌદમા ગુણસ્થાનક પછી મોક્ષ છે એ વિધાન ઉડી જવા પામે છે, પરંતુ આપણે જાણીએ છીએ કે ચૌદમું ગુણસ્થાનક એ તો એવું સ્થળ છે કે જ્યાંથી સીધા મોક્ષમાં જ પ્રવેશ કરવાનો હોય છે અર્થાત્ ચૌદમા ગુણસ્થાનકમાં કર્મના બંધનો સંભવ જ નથી. ત્યાં માત્ર કર્મબંધની નિર્જરા કરવાની બાકી હોય છે!

ચૌદમા ગુણસ્થાનકમાં પણ જો કર્મનો બંધ હોય તો પછી મોક્ષની દશા અસંભવિત જ થાય. મોક્ષની પ્રાપ્તિ પહેલાં અમુક ટાઇમે એ કર્મનો બંધ રોકાવો જ જોઇએ છે. એટલે ચૌદમું ગુણસ્થાનક એ જ એક એવી દશા છે કે જ્યાં નિર્જરા હોય છે પરંતુ બંધ હોતો નથી. ચૌદમા ગુણસ્થાનક સિવાય બીજી એક પણ દશા એવી નથી કે જ્યાં એકલી કર્મનિર્જરા જ હોય, અને ત્યાં બંધ ન હોય !! ચૌદમા ગુણસ્થાનક વિનાનું કોઈપણ સ્થાન કર્મનિર્જરા અને કર્મબંધ એ બંને વિનાનું હોતું નથી.

**સંવર અને નિર્જરાનું કારણ.** મિથ્યાત્વને બંધ કે સંવરનું કારણ આપણે માની શકતા નથી, તેજ પ્રમાણે અવિરતિ, કષાય કે યોગને પણ આપણે સ્વતંત્ર સંવર કે નિર્જરાનું કારણ માની શકતા નથી, જો એથી ઉલટી માન્યતા આપણે રાખવા જઇએ છીએ તો સંવર અને નિર્જરાના ભેદોમાં પણ આપણે નવા નવા ભેદો વધારવા પડે છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ એમ કરવું તદ્દન અશક્ય છે. તેરમા ગુણસ્થાનકની સ્થિતિનો વિચાર કરજો. તેરમે ગુણસ્થાનકે પહેલા સમયમાં કર્મ બાંધવામાં આવે છે, બીજા સમયમાં તેનો ભોગવટો થાય છે અને ત્રીજા સમયમાં તેનો નાશ પણ થાય છે. તેરમા ગુણસ્થાનકે બંધ અને નિર્જરા ઇચ્છાપૂર્વકના નથી, પરંતુ તે પોતાની મેળે જ થયા કરે છે. તેરમે ગુણસ્થાને પણ બંધ હોય છે પરંતુ એ બંધ ઇચ્છાપૂર્વકનો હોતો નથી. તે છતાં પણ એ બંધને આપણે બંધ માનવો જ

પડે છે. હવે ઇચ્છા વિનાનો કર્મબંધ કેવી રીતે ઘટે છે તેનો વિચાર કરો કર્મ કરનારો પોતે કાંઇ જાણતો નથી, તે કાંઇ વિચાર કરતો નથી, તેના કાયાના યોગ પ્રવર્તતા નથી, તેણે કાંઈપણ વચન કહ્યું નથી, તેણે કાંઇ ખરાબ પ્રવૃત્તિ કરી નથી. નિદ્રામાં એનું મન બોલતું નથી અને તેના કાયાની પ્રવૃત્તિ પણ થતી નથી તો પછી તેના હાથે કર્મ કેવી રીતે થાય છે? અને જો આવી દશામાં કોઈપણ કારણથી કર્મો થતાં હોય તો પણ કર્મો કરનારની સંપૂર્ણ અજ્ઞાનતા છતાં એ કર્મોનો દોષ તેને કેવી રીતે લાગે છે તે પ્રશ્ન તપાસીએ.

**વિકાર કર્મબંધ સરજે છે?** ઉંઘ સંબંધીનું જે દૃષ્ટાંત આપણે લીધું છે તે તો એક સર્વ સામાન્ય દૃષ્ટાંત છે, આપણને એવી શંકા સહેજે થાય છે કે ઉંઘમાં માણસ પ્રત્યક્ષ રીતે કર્મો કરતો નથી તો પછી કર્મનો બંધ એને શા માટે લાગે છે, પરંતુ એકેન્દ્રિય-જીવોનું દૃષ્ટાંત એનાથી વધારે ગંભીર છે એકેન્દ્રિય જીવો શું પાપપુણ્ય કરવા જાય છે? તે છતાં તેમને પણ કર્મનો બંધ લાગે છે; એમ સમજો કે તમારા શરીરના કોઈપણ ભાગમાં રસોળી થઇ છે. તમે એ રસોળીનું પોષણ કરવાનો વિચાર સ્વપ્ને પણ કરી શકો ખરા કે? નહિ જ!! તે છતાં ઉંઘમાં પણ તમારા શરીરમાંનો અન્નરસ બીજા અવયવને મળે તેમ ભાગે પડતો રસોળીને પણ મળે છે. વધારે વિચાર કરશો તો આ બાબત તમે બહુ જ સરળતાથી સમજી શકશો. ધારો કે તમોને એક ગુમડું થયું છે. એ ગુમડામાં પરૂ થાય

એવો તમારો વિચાર નથી. તમે પોતે પરૂ કરવા માગતા નથી, "ગુમડામાં પરૂ થાઓ! પરૂ થાઓ!" એવાં વચનો પણ મોઢેથી તમે બોલતા નથી પરંતુ તે છતાં ઉંઘમાં હો તો પણ એ ગુમડામાં પરૂ થવા પામે છે. હવે તમારી ઈચ્છા વિરૂદ્ધ એ પરૂ કેવી રીતે થયું તેનો વિચાર કરો. તમારા શરીરમાં જે વિકાર ઉભો છે તે વિકારને પરિણામે આપો-આપ તમે જાગૃત હો કે નિદ્રામાં હો તો પણ પુદ્ગલો ખેંચાઇ આવે છે અને તેને પરિણામે પરૂ તૈયાર થાય છે. એ જ પ્રમાણેની દશા આત્માની પણ સમજી લેવાની છે. દરેક જીવે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગોનો વિકાર કર્યો છે અને તેને જ પરિણામે તમે જાગૃત હો કે નિદ્રામાં હો, સુષુપ્તિમાં હો કે બીજી કોઇ દશામાં હો, પરંતુ તે છતાં કર્મના પુદ્ગલો ખેંચાઈ આવીને તમારે માટે કર્મબંધ ઉભો કરે છે.

**વિકારનો વ્યાપાર ચાલુનો ચાલુ.** રસોળીને બંધ કરવી હોય તો ત્યાં તમારી જાગૃતિ કે વિચારશક્તિ કામ લાગતી જ નથી. રસોળીને કપાવી નાખો, તે જગ્યા સાફ કરો અને પછી તેજાબથી બાળી નાખો ત્યારે જ ત્યાં પુદ્ગલો રસોળીરૂપે આવતા બંધ પડે છે, એથી આગળ વધો, ગુમડું થયું હોય તો તેને પણ ઓપરેશન કરાવીને અંદરનું પરૂ કઢાવી નાખો અને પછી મલમપટા કરીને ગુમડાના વિકારને બાળી સાફ કરો ત્યારે જ પરૂરૂપે ત્યાં પુદ્ગલો આવતા બંધ પડે છે. એ ઉપરથી

સમજવાનું એ છે કે વિકાર એ એક એવી શક્તિ છે કે તમે ગમે તે દશામાં હો તે છતાં તેનો વ્યાપાર તે ચાલુ જ રાખે છે!

એજ પ્રમાણે આત્માએ પણ મિથ્યાત્વની રસોળી અને અવિરતિ, કષાય અને યોગના ગુમડા ઉભા કર્યા છે, હવે એ આત્મા નિદ્રામાં યા જાગૃતિમાં હોય, બોલતો ચાલતો હોય કે ન બોલતો હોય તો પણ એ રસોળી અને ગુમડા-રૂપી મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગો એ એવા છે કે તે રસોળીરૂપી પુદ્ગલો અને રસીરૂપી કર્મબંધોને ખેંચી જ લાવે છે! જ્યાં સુધી રસોળીને તેજાબ નાખીને બાળી નથી ત્યાં સુધી રસોળીરૂપે પુદ્ગલો આવ્યા જ કરે છે. જ્યાં સુધી ગુમડાને ધોઇને સ્વચ્છ નથી કર્યું ત્યાં સુધી તેમાં પરૂ થયા જ કરે છે તે જ પ્રમાણે આત્માના ગુમડા અને રસોળીનો સદંતર નાશ નથી કર્યો ત્યાં સુધી કર્મનો બંધ પણ અવિરતપણે ચાલુ જ રહે છે!!

**વ્રણોનો જડમૂળથી નાશ કરો.** આપણે આત્મામાં અજ્ઞાનરૂપી વિકાર ઉભો કર્યો છે, મિથ્યાત્વરૂપી વિકાર ઉભો કર્યો છે, અવિરતિ-રૂપી ગુમડાં, કષાયોરૂપી ચાંદાં, યોગરૂપી ફોલ્લા આ સઘળા રોગો આત્મામાં ઉભા કરવામાં આવ્યા છે. હવે આપણે એમ કહીએ કે એમાં અમે તો કાંઈ જાણતા જ નથી તો તે કેમ ચાલશે વારૂ? તમે એમ કહો કે હું આ ફોલ્લો પાછો પરૂથી ભરાઈ આવે એમ હું ચાહતો નથી, એથી શું એ ફોલ્લામાં પરૂ ભરાયા વિના રહેવાનું ખરૂં? તમે રાત્રે

ફોલ્લો ફોડીને પરૂ કાઢી નાખો અને પછી સુઇ જાઓ તેથી તમે જાગતા નથી અને સુઈ ગયા છો એ સબબથી કદી તમારો ફોલ્લો પરૂ થઈને પાછો તર થઈ આવ્યા વિના રહેવાનો છે? નહિ જ રહે ! !

તમારો ફોલ્લો પરૂથી ન ભરાય એવું તમે ઇચ્છતા હો તો એનો સૌથી સહેલો સાદો ઉપાય એ છે કે તમારે ફોલ્લા સાફ કરી નાખવા જોઈએ. એજ પ્રમાણે આત્મા પણ જો પોતાના કર્મબંધ રૂપી પરૂને કાઢી નાખવા માગતો હોય તો એણે પોતાના ગુમડા વગેરે સાફ કરી નાખવા જોઇએ. આહાર, ભય, મૈથુન, પરિગ્રહ, આરંભ, વિષય, કષાય આ બધા આત્માના વિકારો છે, આત્માને થએલા મહાભયંકર વ્રણો અને ક્ષતો છે એટલે ખરી જરૂર આ બધા વ્રણો અને ક્ષતો પરૂઓથી ન ભરાયા કરે તે માટે તેને સાફ કરી રસી નિર્મૂળ કરવાની છે.

**હાથનો ઉપયોગ અટકાવો** એ ગુમડાઓને અને એ વ્રણોને સાફ કરવાની સૌથી પહેલી ફરજ છે, તેને સ્થાને દુનિયા એ વણને ચોળવા અને ચુંથવા મંડી પડી છે. સાધારણ રીતે આપણે જોઇએ છીએ કે વણને અથવા ફોલ્લાને આંગળી વડે ખજવાળીએ છીએ તેથી કાંઇ એ વ્રણ મટી જતો નથી પરંતુ તે ઉલટો વધારે જબરો બને છે. વધારે જગાને ઘેરી લે છે અને આખું શરીર પણ ધીમે ધીમે પકવી નાખે છે તેથી આપણે કહીએ છીએ કે આંગળી ઝેરી છે અને આ રીતે આંગળીનું ઝેર આખા શરીરમાં ન પસરી જાય તે માટે આપણે હાથને દૂર

રાખવાની જરૂર માનીએ છીએ. હવે અહીં બરાબર સૂક્ષ્મ-દૃષ્ટિએ જરા ધ્યાન આપજો. નહિં તો મૂળવસ્તુને સમજી શકશો નહિ. આપણી જરૂરિયાત ગુમડાને કાઢી નાખવાની છે પરંતુ તે પહેલાં ગુમડાને આપણે હાથ અડાડવો બંધ કરીએ છીએ.

એ જ રીતે વિષય, કષાયાદિ ગુમડાને કાઢી નાખવાના છે; પરંતુ તેને કાઢવાની યોગ્ય ભૂમિકા તૈયાર કરવાને માટે મનુષ્યે હાથનો ઉપયોગ કરતા બંધ થવાની જરૂર છે. જગતનો વ્યવહાર, આરંભસમારંભમાં જોડવું એ સઘળું હાથનો ઉપયોગ કર્યા બરાબર છે. જેમ ગુમડાંથી હાથ દૂર રાખવાનો છે તેજ રીતે આરંભસમારંભ વગેરેમાંથી આત્માના પરિણામ રૂપી હાથને પણ દૂર રાખવાની આવશ્યકતા છે. ગુમડાને દૂર કરતાં પહેલાં આપણે તેની આસપાસ ટીંકચર લગાવી દઇએ છીએ. એ ટીંકચર લગાડવામાં પણ ઉદ્દેશ એ જ છે કે ગુમડાની આસપાસથી લોહી ફરવું બંધ થવું જોઇએ. જો લોહી ફરવું બંધ થાય તો ગુમડું આપમેળે વિસ્તાર પામતું બંધ પડે છે, ત્યારે એ ઉપરથી એ વસ્તુ આપણી સામે પ્રત્યક્ષ થાય છે કે જો ગુમડું મટાડવું હોય તો સૌથી પહેલાં તેને ખણુતા બંધ થવું જોઈએ અને તે પછી તે ગુમાડાને નવું લોહી મળતું હોય તે બંધ કરવું જોઇએ.

**લોહી આવતું બંધ કરો.** એ જ દૃષ્ટિએ અહીં પણ વિચારો. તમારે સૌથી પહેલાં વિરતિરૂપ ટીંકચર મેલીને કર્મબંધરૂપી લોહી આવતું હોય તેને બંધ કરવું જોઇએ. એ લોહી આવવું બંધ થઈ

જશે તો વિષયકષાયાદિ ગુમડાઓ એની મેળે જ કરમાવા પામશે. તમે વિરતિરૂપ ટીંકચર લગાડતા નથી તેનો સ્વીકાર કરતા નથી અને પછી એવો પ્રશ્ન કરો છો કે રસોળી કેમ જતી નથી તો તમારા એ પ્રશ્નને અવકાશ જ સંભવતો નથી. તમારે સંસારમાં આરંભાદિક વધારવા છે તેમાંથી જરાપણ ઓછું થાય તો નખોદ જાય એવી તમારી માન્યતા તમારે ચાલુ રાખવાની છે અને વળી પૂછો છો કે અમારા આત્માનું કલ્યાણ કેમ થતું નથી! તો હવે તમારો આ પ્રશ્ન જ કેવો અસ્થાને છે તે વિચારી જુઓ. આત્મા પોતે સમજે છે-મનુષ્ય પોતે જાણે છે કે રસોળી તેજાબ લગાડવા વિના જતી નથી, તેજ પ્રમાણે સમકિતી આત્માએ એમ સમજવું જોઈએ કે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર ચીજો આત્માને રસોળીની માફક વળગેલી છે. ગુમડું અથવા રસોળીને વધારવાની અથવા તેને પુષ્ટ કરવાની કોઈ દરકાર કરતું નથી અથવા ચિંતા રાખતું નથી, તેજ પ્રમાણે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર ચીજોને પુષ્ટ કરવાની પણ દરકાર સમકિતી જીવ રાખતો નથી. તમે ખોરાકનું ખાતું ચાલુ રાખો છો એટલે રસોળી અને ગુમડાં પણ એની મેળે વધતાં જ જાય છે તેજ પ્રમાણે મિથ્યાત્વાદિ વિકારોને તમે ખાતારૂપે ચાલુ રાખ્યા છે ત્યાં સુધી કર્મબંધ પણ એની મેળે જ ચાલુ રહેવા પામે છે.

**કર્મબંધ ક્યારે અટકે છે?** આત્માને જ્યાં સુધી મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગો લાગેલા છે ત્યાં સુધી આત્મા બંધ વગરનો હોય એ

સર્વથા અસંભવિત છે. જે પ્રમાણે ટીકચર લગાડીને રુધિરાભિસરણને ખાળ્યા વિના રસોળી યા ગુમડામાં પરૂ થતું ટળતું નથી તેમ ઉપરના ચાર વિકારોને બંધ કર્યા વિના કર્મબંધ પણ ટળતો નથી જ્યાં સુધી સમ્યક્ત્વ નથી, બાર અવિરતિ બંધ થવા પામી નથી અને કષાય, યોગ બંધ થવા પામ્યા નથી ત્યાં સુધી તો આત્મા કર્મને બાંધનારો જ છે! તમારા આત્માનો જો આવો નિશ્ચય થતો હોય તો સમજી લેજો કે તમોને મળેલી ગળથુથી બરાબર અને દોષ વિનાની છે. સમ્યક્ત્વની પ્રાપ્તિ થયા પછી સર્વવિરતિની પ્રાપ્તિ થાય છે તે પછી વીતરાગપણાની પ્રાપ્તિ છે અને ત્યાં મન, વચન અને કાયાના યોગો બંધ થાય છે ત્યારે જ આત્મા કર્મ બાંધતો અટકે છે તે સિવાય આત્મા કર્મ બાંધતો અટકતો નથી. સમ્યક્ત્વ, વિરતિ, વીતરાગપણું, અને અયોગિપણું એ ચારે વસ્તુઓને આત્મા પામેલો નથી તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે આત્મા અવશ્ય અનાદિકાળથી કર્મને બાંધનારો છે અને કર્મને ભોગવનારો પણ છે અર્થાત્ આત્માનો કર્મબંધ એટલે કે કર્મસંયોગ પણ અનાદિનો છે. આ બધા વિવેચન ઉપરથી સિદ્ધ થાય છે કે "જીવ" મૂળ પદાર્થ છે તે તો અનાદિનો જ છે. જીવ અનાદિનો છે, કર્મસંયોગ અનાદિનો છે અને ભવ પણ અનાદિનો છે, એ ગળથુથી કેટલા સિદ્ધાંતોને ઉપજાવે છે અને પોષે છે તે તમે આ ઉપરથી વિચારી શકો છો.